

Reg. No B. 196

# સુદર્શન.

તન્ત્રી.
પ્રોફેસર આનન્દશંકર
બાપુભાઈ. ધ્રુવ એમ
એલ એલ બી.

( આદ્ય દ્રષ્ટા—' એક અભેદમાર્ગપ્રવાસી ' બાલનિષ્ઠ મણિલાલ નભુભાઈ )

( ધર્મ-ગૃહ-સાહિત્ય-ઇતિહાસાદિ વિદ્યા અને તત્સંબંધી વિચાર. )

" सत्यं परं धीमहि "—भागवतम्.

સ્તક ૧૫. અંક ૧. ] ( માસિક ) [ ઑકટોબર, ૧૮૯૯

## વિપ્રયોગ.

( મઝેલુ )

" આકાશે એની એ તારા.
" એની એ જ્યોત્સ્નાની ધારા'
" તરુણ નિશા એની એ:
" દારા ક્યાં છે એની એ ?

" શૂં એ હાવા નહિ જોવાની ?
" આખડલી શૂં નહિ લ્હોવાની ?
" ત્યાં એ ત્યારે શૂં રોવાની—
" દારા એની એ ?"

" છે જ્યાં છે સ્વામીની તારા:
" સ્વર્ગની જ્યોત્સ્નાની ધારા
" નહિ જ નિશા જ્યાં આવે,
" દારા ત્યાં છે એની એ.

" છે ત્યારે એ ત્યાં જોવાની;
" આખડલી એ ત્યા લ્હોવાની:
" સ્વામી સાથે નહિ રોવાની——
" દારા એની એ."

कान्त.

## આંસુ.

(મળેલું.)

આવોને આંસુની માળા પહેરાવું પ્રીતે ! ટેક—

મોતીડાં સમાં રૂપાળાં આંસુડાં રસાળાં,
સહૃદયને સુંવાળાં સુખકર ચિત્તે ! આવોને-૧

હૃદય-છીંપે દ્રવેલાં સાત્વિક-સ્વાતિનાં,
ઉંચા તેજવાળાં બિન્દુ-જનિત લલિત ! આવોને-૨

રસાબ્ધિ મહીં નાજુકડાં નાવડાં ધપાવી,
પ્રણય પ્રસારી વ્યક્તિ વીણી લે ઉમંગે ! આવોને-૩

સુખ દુઃખનું ત્યાં દ્વિત્વ જાતિમાં જણાય,
કીકી સ્થૂલને જ ! ન બીજે કહીં એય દીસે ! આવોને-૪

અખૂટ ભર્યાં છે એવાં આંસુડાં મજાનાં !
શકું એજ આપી વ્હાલાં ! રીઝીને રડીને ! આવોને-૫

શૃંગાર એ શોભીલો સાથીને સજાવું !
નિહાળી નચાવું ! નાચું રમત રચીને !! આવોને-૬

ઉભરાય આપતાં તો નિભાવું ન શાને ?
ભીંજાવું ન્હવાડું વ્હાલાં ! તમોને, ભીંજીને ! આવોને-૭

ઉદ્દભવી "ઉડેલાં", એ તે અર્પંચી "રહ્યાં" ને,
ગળે હેતથી વ્હાલાંને લચીને-લચીને !!! આવોને-૮

("રુદિતમાલા")
લલિત.

---

## પ્રેયસીને.*

(મળેલું.)

(મંદાક્રાન્તા.)

તારાકેરા મુગટમણિ જ્યે ! વ્યોમશીર્ષે વિરાજે,

---

* આ કાવ્યમાં Gerald Massey કૃત 'To A Beloved one' નામના શ્રેષ્ઠ કાવ્યના કેટલાક વિચારોનું સામ્ય છે. આ કાવ્યની આઠમી અને છેલ્લી લીટીમાં મંદાક્રાન્તાવૃત્ત કરતાં એકેક અક્ષર વધારે છે તે તે લીટીઓ અગત્યની હોવાથી (emphasis ભારની ખાતર-મૂકેલા છે. કાવ્યમાં કેટલાક વિચારોને સારી રીતે ગોઠવવાની અમૂલ્ય સહાયની ખાતર કર્તા પોતાના મિત્ર રા. પ્રેમભક્તિનો અત્યંત આભારી છે.

ને પૃથ્વીની વિવિધ કુસુમે કીર્ત્ય ગુંથી યશસ્વી;
પામ્યો રત્નો વર્ણો ઉદધિને ભવ્ય વૃક્ષો અરણ્યે,
પામ્યાં વૃષ્ટિ જીવન ઝરતી તે મીઠાં પંખીગીત. ૧

પુષ્પે પુષ્પે પરિમલ પુરી મોહકી મોદદાયી,
ને જો! પામી નીલ નભવિષે ઉડવા પક્ષિપક્ષો;
પામ્યાં વિશ્વો વિવધ વિભૂતિ પ્રાણ! જે દિવ્ય હાથે,
વ્હાલી! પામ્યાં (તે) અમૃતકરથી આપણે દિવ્ય સ્નેહ. ૨

લક્ષ્મીકેરા કનકકરમાં તે નથી દિવ્ય દીપ્તિ,
ને તે છે ના મદ છલકતું આપણ જીવનેય;
લક્ષ્મી પુત્રો સકળ જગના છે સુવર્ણો તથાપિ—
વ્હાલી! વિશ્વે નહિ નહિ મળે સ્નેહ મોંઘો કદાપિ ૩

વિશ્વોકેરા અતુલ વિભવો પ્રેમ પોષે ન સેરી,
કિંતુ પુષ્ટિ અતીવ વસતી સ્નેહ ત્હારે અનેરી;
તેથી યાવજ્જીવિત જીવીશું આપણે સ્નેહરાજ્યે,
ને ત્યાગીશું ખટપટ સદા વિશ્વના વૈભવોની. ૪

શોકે રંગી દિવસ વિતવે લોલુપો લક્ષ્મીકેરા,
ને શ્રીમંતો દિવસની પ્રભા રોજરંગે સુવર્ણે;
કિંતુ ત્હારે પ્રીતિપટ પ્રિયે! આપણે વીંટળાયાં,
રહેશું નિત્યે જગત્ ઝીલતાં સ્નેહ છાંયે છવાયાં. ૫

ગુંથી વ્હાલી! જડ જીવનને ચેતના મુક્ત કીધું,
સ્હામા સ્હામી નજર કરવી સ્નેહનું સુખ પીધું;
જીવાત્માની અમરભૂમિની રમ્ય સોપાનશ્રેણિ—
ગુંથી તોયે પુરી ન થઈ તે સૌ પ્રતિજ્ઞા પ્રીતિની. ૬

વ્હાલી! વ્હાલી! ચપળ ઉડતી વિશ્વની વાદળીની—
જાણું છું હું–સુખ દુઃખ તણી છાંયડી ભાવિમાં છે;
કિંતુ તેથી પ્રીતિનું મધુરૂં ઝુલશે ઇન્દ્રચાપ—
આજે અશ્રુપટ, સ્મિત મુખે શોભશે વ્હાલી! કાલ્ય. ૭

છોને થાયે તિમિરવત આ વિશ્વ, આકાશ, ભાનુ,
ને છો વ્હાલી! જીવનતરૂનાં પુષ્પ સર્વે ખરે આ;
ત્હારૂં—ત્હારૂં સતત જગતે પ્રેમ સૌભાગ્ય રહેશે,
સંસારાગ્નિ થકી બળી જતા પ્રાણને પ્રાણ દેશે. ૮

જોઈ નિત્યે ભવઉદધિને તું તરંગે તરંગી,
મીઠી! તેડે જીવન વિજયી પ્રેમીને નેત્ર નર્તી;
તેડી હૈયે હૃદય અરપે, ચુમ્બનોથી વધાવે;
શ્રી શોભતું નિમિષ જગતે આંખ લીલાશ લાવે.

વિશ્વ સ્નેહી મનુજ નયનો લક્ષ્મીના દુર્ગ દેખે,
મ્હારી આંખ્યો ઠરી રહીં સદા પ્રાણની નેત્ર રેખે;
ને ત્યાં શોધે જગસકલનું, સ્નેહનું સત્ત્વ મીઠું;
તે ના જાણે જગત કુલ જે મેં તુંમાં પ્રાણ દીઠું.

વ્હાલી! વ્હાલી! અમુલ અતિશે સ્નેહનાં તત્ત્વ ઊંડાં,
તે કો પ્રેમી હૃદય કળશે આત્મ સૌન્દર્ય રૂડાં;
શોધે સ્વર્ગો અવર જીવ છો સ્વર્ગમાં સુખ ભાળી,
કિંતુ મ્હારે (તો) મન તું મહિં છે સ્વર્ગ સંપૂર્ણ વ્હાલી!

કુમુદ.

## ગ્રન્થાવલોકન.

### (૧) *મેક્સ મ્યુલરનાં વેદાન્ત ઉપર ભાષણો—

પ્રો. મેક્સમ્યુલરે માર્ચ ૧૮૯૪ મા ઈંગ્લંડના રૈયલ ઇન્સ્ટિટ્યુશન નામના પરિષદ્-સ્થાનમાં વેદાન્ત ઉપર જે ત્રણ ભાષણો આપ્યાં હતાં અને જે ત્યારપછી પુસ્તકાકારે પ્રસિદ્ધ થયાં છે તેનું આ ગુજરાતી ભાષાન્તર આપણી યુનિવર્સિટિના એક સારી કેળવણી પામેલા ગ્રેડ્યુએટ રા. રા. હરજીવન ભગવાનજી શુક્લે કર્યું છે. આ પુસ્તક સુદર્શનના તન્ત્રી ઉપર "રિવ્યૂ" માટે ઘણા સમયથી આવ્યું હતું, પણ કેટલાંક કારણોથી એ વિષે લખવાનો અમને અવકાશ મળી શક્યો ન હતો. આજ એ વિલંબ માટે વાચકોની તેમ જ ભાષાન્તરકર્તાની ક્ષમા યાચી એ સંબન્ધી કાંઈક લખવા માગીએ છિએ:—

બ્રહ્મ જગતનું ઉપાદાન અને નિમિત્ત ઉભય પ્રકારનું કારણ છે એ વાત સમજાવવા ઉપનિષદ્‌માં કરોળીઆનું દૃષ્ટાન્ત આપેલું સુપ્રસિદ્ધ છે. પરંતુ એક સમય એવા અજ્ઞાનનો હતો કે "હિન્દુસ્થાનમાં પહેલવહેલા આવેલા કેટલાક ખ્રિસ્તિ મિશનરિઓ કહેતા કે બ્રાહ્મણોનો ઈશ્વર એક મોટો કાળો કરોળીઓ છે." !! આ સ્થિતિ તો હવે ઘણા કાળથી બદલાઈ ગઈ છે, તથાપિ ત્યારપછી પણ જે પાશ્ચાત્ય વિદ્વાનોએ વેદાન્તસંબન્ધે લખ્યું છે તેમના બે વિભાગ પડે છે: (૧) જેઓને સંસ્કૃત જ્ઞાન સારૂં છે, પણ ફિલસુફીના વિષયમાં બહુ અભ્યાસ નથી, (૨) જેઓ ફિલસુફીમાં બહુ જ્ઞાન ધરાવે છે, પણ જેઓને સંસ્કૃત જ્ઞાન બિલકુલ નથી જ કે થોડું છે. આ બે વર્ગમાંથી પ્રથમ વર્ગમાં "ઓરિએન્ટલ સ્કોલર"

*પ્રિ. રાજસિંગ સ્ટાર પ્રેસ રાજકોટ. મૂલ્ય રૂ. ૧)
ભાષાન્તર કર્તા રા. રા. હરજીવન ભગવાનજી શુક્લ. બી. એ. એલ એલ. બી.

કહેવાતા વિદ્વાનોમાંના ઘણાખરા આવે છે,બીજામાં વિક્ટર કૂઝાં શૉપન હાવર આદિ ફિલસુફોને સ્થાન છે. જ્યારે પ્રથમ વિભાગવાળા વિદ્વાનોમાંના ઘણાખરા વેદાન્તવિરુદ્ધ મત દર્શાવેછે, ત્યારે બીજા વિભાગના વિદ્વાનો વેદાન્તને સર્વોત્તમ દર્શનરૂપે પ્રતિપાદન કરે છે; પરંતુ એમના અભિપ્રાયમાં ખામી એ રહેછે કે સંસ્કૃતના જોઇએ તેવા જ્ઞાનને અભાવે એમનાં વચનો સર્વમાન્ય થઈ શકતાં નથી. પણ હમણાં જ-થોડાં વર્ષથી જ-એક ત્રીજો વર્ગ અસ્તિત્વમાં આવતો જાય છે, ને સારા ફિલસુફ હોવા ઉપરાંત સંસ્કૃતનો પણ સારો અભ્યાસ ધરાવે છે, અને જેમાં પ્રો. મેક્સમ્યુલર, પ્રો ડૈવસેન આદિની ગણના છે.

આ બીજો વિદ્વાન ત્યાં સુધી માને છે કે "સંસ્કૃત અને હિંદુસ્થાનના ધર્મ અને પુરાણોના અભ્યાસથી શબ્દશાસ્ત્ર, ઇશ્વરશાસ્ત્ર અને પુરાણશાસ્ત્ર જન્મ પામ્યાં છે તેવી જ રીતે વેદાન્તના અભ્યાસથી તત્વજ્ઞાનનું પુનરુદ્દીપન થશે." આ વચનો વાંચી આપણું હૃદય અસાધારણ દેશાભિમાનથી ઉછળતું હતું, તેવામાં જ પ્રો. મેક્સમ્યુલરે હમણાંજ પ્રસિદ્ધ થએલા એના "The Six Systems of Indian Philosophy" નામના લેખમાં પ્રદર્શિત કરેલા વિચારોથી એ ભાવને પુષ્ટિ આપી છે.*જ્યારે પ્રો. મેક્સમ્યૂલર જેવા નિષ્પક્ષપાત બુદ્ધિના ફિલસુફ વિદ્વાનો વેદાન્ત માટે આવો ઊંચો મત ધરાવે ત્યારે એનિબિસેંટ જેવાંના ઉદ્ગારોને ખોટા ઉત્સાહના ઉભરા માનવાનું કારણ રહેતું નથી. પરંતુ વેદાન્તની આવી પ્રશંસા કરતાં પણ અધિક સંતોષપ્રદ વાત તો એ થઈ છે કે વેદાન્તના કેટલાક મુખ્ય સિદ્ધાન્તો જે આજ પર્યન્ત ઘણી જ ખોટી રીતે કલ્પવામાં આવતા હતા તે સ્હામે મેક્સમ્યૂલરે પોતાનો મત બહુ સ્પષ્ટતાથી પ્રસિદ્ધ કર્યો છે.—

(૧) "જીવાત્માનો પરમાત્મા સાથે અભેદ પ્રતિપાદન કરવામાં હેતુ ગ્રીક લોકોની માન્યતા પ્રમાણે માણસે ઇશ્વરની પાયરીએ ચઢવાનો નહિ, પણ ઇશ્વરત્વ ફરી પ્રાપ્ત કરવાનો હતો;, પ્રથમ હેતુને જર્મન ગૂઢવાદીઓ.........ઇશ્વરનિન્દા કહેછે, પણ બીજાને ઇશ્વરનું પુત્રત્વ જે ખ્રિસ્તી ધર્મનો મોટામાં મોટો હેતુ છે તેનું રૂપાન્તર કહે છે."+

* Schopenhaur was the last man to write at random, or to allow himself to go into ecstasies over so-called mystic and inarticulate thought. And *I am neither afraid nor ashamed to say that I share his enthusiasm for* the Vedânta and feel indebted to it for much that has been helpful to me in my passage through life વેદાન્ત મને મારી જીવનયાત્રામાં બહુ સહાય થયું છે.

- Max Müller. (The Six Systems of Indian Philosophy.)

+ "To maintain the eternal identity of the human and the divine is very different from arrogating divinity for humanity; and on this point even our philosophy may have something to learn which has often been forgotten in modern Christianity, though it was recognised as vital by the early fathers of the Church, the Unity of the Father and the Son, nay, of the Father and all His Sons".

જીવાત્મા અને પરમાનું ઐક્ય એટલે જીવાત્મા પરમાત્મા હોવાનો મિથ્યા-અહંકારી દાવો કરે છે એમ નહિ. આ અદ્વૈતસિદ્ધાન્તમાંથી આપણે બહુ શીખવાનું છે, જે પ્રાચીન ક્રિશ્ચિઍનિટિમાં તાત્વિક મનાતું પણ વર્તમાન ક્રિશ્ચિઍનિટિમાં બહુ ભુલાઈ ગયું છે.

Max Müller, (The Six Systems of Indian Philosophy).

(૨) અદ્વૈતવેદાન્ત "ઈશ્વર" નું અસ્તિત્લ પણ મિથ્યા માને છે, પણ તેમ કરવામાં ચ શ્વરવાદ પ્રાપ્ત થતો નથી, કારણ એ મતમાં "બ્રહ્મ અથવા દેહી (સગુણ) ઈશ્વર અ દેહી આત્મા જેટલો જ સત્ય છે. દુનિયાની પ્રચલિત ભાષામાં તેથી વધારે સત્ય શું હો શકે?" (૩) "આખું દશ્ય જગત્ સામાન્ય બુદ્ધિને કોઈ પણ ચીજ જેટલી સત્ય ભાસે તેટલું જ તે સત્ય છે. બૌદ્ધ લોકો કહે છે તેમ તે છેક ખાલી–શૂન્ય–નથી" (૪) "વ્યવહારમાં વેદાન્ત" વિષે લખતાં કહે છેઃ—"આ પ્રમાણે વેદાન્ત દર્શન દરેક માણસને ખરેખર ઉપયોગી થવા માટે પૂરેપૂરી છૂટ બક્ષેછે અને તેને આ ક્ષણભંગુર દુનિયામાં બની શકે તેટલા સખ્ત અને માનનીય નિયમ તળે મૂકે છે. હરકોઈ બીજા ધર્મના દેવો જેટલાજ સર્વશક્તિમાન્ અને પ્રતાપી દેવની પૂજા કરવાની તેને તે છુટ આપે છે. લગભગ તમામ ધર્મને તે માર્ગ આપે છે, બલકે તમામનો તેમા સમાવેશ થઈ જાય છે. જ્યારે ચઢીયાતી રોશની (એટલે કે ખરૂં જ્ઞાન) પ્રકટ થાય છે. ત્યારે પણ તે રોશની આગલી દુનિયાની સત્યતાનો નાશ કરતી નથી, પણ તેને તેની ક્ષણભંગુર સ્થિતિમા પણ વધારે પૂર્ણ સત્યતા અને વધારે ગંભીર અર્થ અર્પે છે" વળી "વેદાન્તના નીતિજ્ઞાન' સંબન્ધે પણ એ બહુ આગ્રહથી કહે છે કે "ઘણી વખત એમ કહેવામાં આવે છે કે વેદાન્તના જેવો ગહન ધર્મ અપૂર્ણ છે, કેમકે નીતિને માટે તે મજબૂત પાયો હોઈ શકે નહિ......મને આશા છે કે વેદાન્તદર્શન તત્વજ્ઞાન તરીકે માત્ર દુનિયાનો ખુલાસો કરે છે એટલું જ નહિ, પણ તે તત્વજ્ઞાન અને ધર્મના બહુ મજબૂત પાયા ઉપર નીતિજ્ઞાનને સ્થાપિત કરે છે એમ હું તમને બતાવી શકીશ" (૫) આત્મા કાંઈજ કરતો નથી, એનો અર્થ એમ નથી કે પાપપુણ્ય માટે જવાબદારી નથી કે આત્મા જડ છે આ સિદ્ધાન્તનું ખરૂં તાત્પર્ય શું છે એ "વિષયી અને વિષય" સબન્ધી શંકરાચાર્યનો મત સ્પષ્ટ કરતાં પ્રોફેસર જે કહેછે તેમાંથી સમજાઈ આવે છે. આ મત સંબન્ધમાં એ લખે છે કે "તે દલીલમાં એક અગત્યનો વિચાર સમાયલો છે, અને આ વિચારનો યુરોપિઅન તત્ત્વવેત્તાઓએ કદી પણ પૂર્ણ ઉપયોગ કર્યો નથી. તે એ કે જે વિષયી-વાચક છે અને જે વિષય-વાચક છે તે વચ્ચે દૃઢ અસમાનતા છે. બીજા શબ્દોમાં કહીએ તો વિષયી કદી વિષય નઈ શકે." (૬) અધિકારવાદમાં અયોગ્ય વૈષમ્યનો મત ન જોતાં એ પ્રોફેસર એમાં બહુ ઉત્તમ વ્યવસ્થા સમજેછે. "બ્રાહ્મણ ધર્મમાં જ એક ઘણી સાદી વાત સ્વીકારવામાં આવી છે; જે વાત લગભગ બીજા ધર્મોએ વિસારી મૂકી જણાય છે. મનુષ્યનો ધર્મ અને બાળકનો ધર્મ એક હોઈ ન શકે." (૭) વળી એ એક બીજી જાણવા જેવી બાબત એ બતાવે છે કેઃ—"પ્રાચીન સંસ્કૃત તત્ત્વવેત્તાઓની ઘણીખરી ઉત્કૃષ્ટતા તેઓના મનમાં લોકોને ખુશી કરવાની ધારણા નહીં હોવાને અને ટીકાકારોના મનનું સમાધાન કરવાની વૃત્તિ નહીં હોવાને લીધે છે. જે કાર્ય કરવાનો પોતે નિશ્ચય કર્યો હોય તે સિવાય બીજા કશાનો તેઓ વિચાર કરતા નહીં તે કાર્ય પોતાથી બની શકે તેટલું પૂર્ણ કરવાનો જ વિચાર તેમને રહેતો પોતાના બરોબરિયા અથવા ચઢિયાતા સિવાય બીજાનું અનુમોદન તેમને કાંઈ પણ લેખામાં નહોતું તોપછી તેમનું કામ જેટલું થઈ શકે તેટલું સારૂં થયેલું હોય અને તે હજારો વર્ષ ટકી રહે તેમાં શી નવાઈ!"

ઉપરના સાત સિદ્ધાન્તો જાણવા જેવા હોવાથી સવિસ્તર શબ્દોમાં અત્રે મૂકયાછે,

અને એમાં પ્રો. મૅક્સમ્યુલરનો વેદાન્તપ્રતિ સબન્ધ બહુ વિશિષ્ટ રીતે સમજાયછે. આ ગ્રન્થમાં એ વિદ્વાને વેદાન્તની અધિક જિજ્ઞાસા ઉત્પન્ન કરે એવા અનેક ઉત્તમ વિષયો ચર્ચ્યા છે, પણ તે સર્વ 'મન્દિરાન્તઃપ્રવેશક' તરીકે જ ઉદ્દિષ્ટ છે એટલું આપણે સ્મરણમાં રાખવાનું છે. "ભવિષ્યમાં હિમાલય પર્વતથી તે કુમારિકાભૂશિર સુધીનો હિન્દુસ્તાનનો નકશો ભુખરો તથા કાળો દેખાવાને બદલે ચકચકિત અને સુવર્ણમય દેખાય" તથા "વેદાન્તદર્શનના સર્વ ભાગ ખોળી કાઢવા જેટલો અને તેના ઊંચામાં ઊંચા શિખર ઉપર ચઢવા જેટલો અવકાશ ન હોય તોપણ તેના ઊંડા પાયા અને ઊંચી ઇમારતો જોવાય તો એ ઘણું છે." એટલો જ પ્રોફેસરનો હેતુ છે. અને આ હેતુ સસ્કૃત ભાષામાં વેદાન્તની ભવ્ય ઈમારત જેમને જોવાનો પ્રસંગ નથી, અને જેમને માત્ર ગુજરાતીનું જ-તે પણ અલ્પ-જ્ઞાન છે તેમને માટે રા. રા. હરજીવન શુકલે આ ભાષાન્તર કરીને બહુ સારી રીતે સિદ્ધ કર્યો છે.

આ ભાષાન્તરની ભાષા એકંદર વિચાર કરતાં બહુ પસંદ કરવા જેવી છે. વાક્યોમાં બિલકુલ દૂરાન્વય નથી, અને શબ્દો પણ એવા સાદા પસંદ કર્યા છે કે આવાં પુસ્તકો પ્રસિદ્ધ કરવાનો એક મુખ્ય ઉદ્દેશ જે લોકોપયોગિતા તે બહુ સારી રીતે સિદ્ધ થઈ શકે એમ છે. આ ઉદ્દેશનું અનુસરણ થતાં ક્વચિત્ કાઠીઆવાડી શબ્દો પણ દાખલ થઈ ગયા છે. પણ આ દોષ ભાષાની સાદાઇ વિચારતાં ક્ષન્તવ્ય ઠરે છે.

આપણા મૂળ સસ્કૃત ગ્રન્થોનાં ભાષાન્તરો કરતાં પણ આવાં ભાષાન્તરોથી એક અધિક લાભ એ છે કે જ્યારે સંસ્કૃત લેખો વાચકમાં કેટલુંક શાસ્ત્રીય જ્ઞાન માની લે છે, અથવા તો એ ગુરુદ્વારા જ પંડિત થશે એમ ધારી કેટલુંક પારિભાષિક જ્ઞાન તથા અમુક અધિકાર કલ્પી લે છે ત્યારે આવા ગ્રન્થો કેવળ વેદાન્તથી અજ્ઞાન એવા પુરુષો માટે નિર્મિત હોઈ અભ્યાસના આરંભકાળમાં બહુ ઉપયોગી છે. વેદાન્તના મ્હોટા મ્હોટા ગ્રન્થોમાંથી 'સોપાધિક' 'નિરુપાધિક' 'કૂટસ્થ' 'પ્રાજ્ઞ' 'પચીકરણ' આદિ માત્ર થોડાક શબ્દો ઉપાડી લઈ વેદાન્ત સમજ્યાનો દંભ કરવો તે કરતાં આવાં પુસ્તકોથી શરુઆત કરી ક્રમે ક્રમે, સમજી સમજીને, આગળ ચાલવું એ ઠીક છે આશા છે કે રા. હરજીવન શુકલના આ પુસ્તકને વાચક વર્ગ તરફથી સારો સત્કાર મળશે, અને એની વધારે આવૃત્તિઓ થશે. બીજી આવૃત્તિનો પ્રસંગ આવતાં નીચેની સૂચના ઉપર ધ્યાન દેવા અમારી એમને વિનંતિ છે:—

(૧) "વિષયી અને વિષયનું શંકરાચાર્યે કરેલું વિવેચન" એ મથાળા નીચેના ભાગમાં "**युष्मत्**" બદલે "**इदं**" સ્થાપી ભાષાન્તર કરવાનું કાંઈ જ કારણ નથી. મૂળ શંકરાચાર્યના લેખમાં જે "**युष्मत्**" શબ્દ જોવામાં આવે છે ત્યાં સાધારણ રીતે વાપરાતા "**इदं**" શબ્દને બદલે "**युष्मत्**" શબ્દ વાપરવામાં કર્તાનું એક તાત્પર્ય મનાએલું છે, અને પ્રોફેસર મેક્સમ્યૂલર પણ એ જ શબ્દ કાયમ રાખી ભાષાન્તર કરે છે.

(૨) એજ પેરેગ્રાફને અન્તે "Its being is its knowing, not its being known" એ વાક્યનું "તેનું અસ્તિત્વ એજ તેનું જ્ઞાન છે, પણ તેના અસ્તિત્વને જ્ઞાનની અપેક્ષા નથી" એ ભાષાન્તર ખોટું છે. એને બદલે, "એનું અસ્તિત્વ એ એનું જ્ઞાતત્વ જ છે, જ્ઞેયત્વ નથી" અથવા રા. શુકલના જ થોડાક શબ્દો રાખીએ તો "તેનું

અસ્તિત્વ એ તેનું જ્ઞાન જ છે, જ્ઞેયત્વ નથી.", અથવા તો જો છેક સાદી ભાષા વાપરવી હોય તો "એનું અસ્તિત્વ એ તેનું જાણવાપણું છે, જણાવાપણું નથી." એમ કરવું જોઇએ. "જ" કારના સ્થાનમાં ખાસ ભૂલ છે, અને તે અભિપ્રેત અર્થને બહુ જ બદલી નાખે છે.

(૩) "અધ્યાસ"ના લક્ષણનું ભાષાન્તર બહુ સંભાળથી થવું જોઇએ, કારણ કે લક્ષણ એ સાધારણ મહત્ત્વની બાબત નથી. "અધ્યાસ એટલે પ્રથમ, જોયેલી કોઈ પણ ચીજ પોતે ઓળખી કાઢવી પણ તે ચીજ કોઈ બીજે સ્થળે જુવે છે એમ પોતાના મન અથવા સ્મરણમાં કલ્પવું તે." આ વાક્યમાં "ઓળખી કાઢવી" કહેતાં એ વસ્તુની વાસ્તવિકતા પ્રતીત થાય છે. પણ એ કરતાં પણ મ્હોટી ખામી એ છે કે "ઓળખવી" એ શબ્દનો અને "કલ્પવુ"ની સાથે સ્પષ્ટ સમ્બન્ધ સમજાવો જોઇએ. જુવો, મૂળમાં પણ એમ જ છેઃ—"...This transference consists in imagining in one's mind or memory *that* one recognises something seen before, but *that* one sees it somewhere else" અર્થાત્ ( ઓળખવું + જુવે છે એમ કલ્પવું ) નહિ, પણ [ ( ઓળખે છે + જુવે છે ) × કલ્પવું. ]. જરા આ દૃષ્ટાંપી પોરા કાઢ્યા જેવું કદાચ લાગશે, પણ વેદાન્તમાં "અધ્યાસ" જેવા પદાર્થના લક્ષણમાં કોઈ પણ પ્રકારના ભ્રમનો સંભવ રહેવો ન જોઇએ. વળી અત્રે જે સૂચનાઓ કરવામાં આવે છે તે નવી આવૃત્તિ માટે જ છે.

(૪) "नायमात्मा प्रवचेनन लभ्यो."...ઇત્યાદિ શ્રુતિની છેલ્લી પંક્તિમાં પ્રો. મેક્સમ્યૂલર "तस्यैष आत्मा वृणुते तनूं स्वाम्" પાઠ લે છે ...विवृणुते..." નહિ. અને તેથી ફુટનોટમાં આ પહેલો પાઠ જ આપવો જોઇતો હતો. શંકરાચાર્ય આગળ "विवृणुते" પાઠ હતો અને તેથી તે "प्रकाशयति" એમ અર્થ કરે છે. પણ અમને ખાસ આશ્ચર્ય લાગે છે તે એ કે "The self chooses him as his own"નું "આત્મા તેને પોતાના પુત્ર તરીકે પસંદ કરે છે" એ ભાષાન્તર કેવું! મૂલ સંસ્કૃતમાં "तनूं" છે, "तनूज" નથી; એટલે પ્રોફેસર પણ "his own" શબ્દથી "પોતાના તરીકે" એમ જ કહેવા ઇચ્છે છે "પોતાના પુત્ર તરીકે" એમ નહિ"

(૫) "Active and personal Lord"નું ભાષાન્તર "ચંચલ અને દેહી ઈશ્વર" એ પ્રમાણે કરવું વિચિત્ર છે. "Active" શબ્દ માટે "કર્તા," "પ્રવૃત્તિમાન્" એવો એકાદ શબ્દ પસંદ કરવો જોઇતો હતો, અને અમે નથી ધારતા કે આ શબ્દોમાં "ચંચલ" શબ્દ જેટલી સારાઈ ન હોય. વળી "Personal Lord" "દેહી ઇશ્વર" કહેવામાં ભૂલ એ છે કે "Personal" શબ્દના અર્થમાં દેહિત્વ અવશ્ય રીતે સમાએલું નથી. ક્રિશ્ચિએનિટિમાં 'Personal God'નો સ્વીકાર છે એમ કહેવાય છે, ત્યાં શું ઇશ્વર "દેહી" છે એમ અર્થ છે? "સગુણ પુરુષ-ઈશ્વર" કહેવાથી બધું તાત્પર્ય આવી શકશે.

(૬) "Subject; with the Vedantists, is not a logical but a metaphysical term." નું ભાષાન્તર આ પ્રમાણે જોવામાં આવે છેઃ "વેદાંતીઓએ વિષયી શબ્દ નૈયાયિક પારિભાષિક શબ્દ તરીકે નહીં, પણ તત્ત્વવિદ્યાના પારિભાષિક શબ્દ

તરીકે વાપર્યો છે." અત્રે સ્વાભાવિક ભ્રાન્તિ થવા સંભવ છે કે જાણે આપણાં ન્યાય અને વેદાન્ત શાસ્ત્રોની પરિભાષા વિષે અત્રે બોલાતું હોય. પણ તેમ નથી જે આપણામા ન્યાય શાસ્ત્ર તરીકે પ્રસિદ્ધ છે તે વિષે આ વાત જ નથી. માટે આ બાબત ફુટનોટ નાખી સ્પષ્ટ કરવાની જરૂર છે; અથવા 'logical' ને માટે 'હેતુવિધાના' વા 'શબ્દાર્થવિધાના' એવો શબ્દ વાપરવો ઠીક છે.

(૭) પૃ. ૫૦ માં અંગ્રેજી 'Sinlessness' અને સંસ્કૃત 'अपहतपाप्मा' (પાપ નહિ હોવાપણું) તે માટે '**અમોઘત્વ**' શબ્દ વાપર્યો છે. 'અમોઘ' શબ્દનો આવો અર્થ થતો જ નથી. 'અનઘ' શબ્દ સાથે ગુચવાડામાથી આ ભ્રમ થયો જણાય છે. પૃ ૯૩ મે પણ આવો જ દોષ છે.

આશા છે કે હાલ અલ્પ દેખાતી સૂચનાઓ પણ નવી આવૃત્તિ સમયે તો અલ્પ નહિ જ ગણાય.

૨. **પ્રાચીન ભારત** (ભાગ ૧ લો.)—આ પુસ્તક રમેશચન્દ્ર દત્તકૃત "Ancient India" ના પહેલા ભાગનું ભાષાન્તર છે; જે રા લક્ષ્મીશંકર **મોરારજી ભટ્ટ**. બી. એ એમણે કરેલું છે. અને ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી છપાઇ પ્રસિદ્ધ થયુંછે. શાહી છાપ ખેરાબ છે; ભાષાન્તર સારૂં છે; સરલ તેમજ શુદ્ધ છે. મૂળ ગ્રન્થની મહત્તા એવી સુપ્રસિદ્ધ છે કે આ ભાષાન્તર કેવું ઉપયોગી થશે એ વિષે કાઇ કહેવાનું રહેતું નથી પરંતુ એ પ્રસિદ્ધ કારણથી મહત્તાના જ અમને દિલગીરી થાયછે કે આવો ગ્રંથ ગુજરાતી વાચકવર્ગ આગળ મૂકવા આજસુધી ઉપક્રમ થયો નહિ. આટલા વિલંબ પછી જ્યારે આ ગ્રન્થ પ્રસિદ્ધ થયો ત્યારે એમા એક બાબત વધારવાની જરૂર હતી. અત્રે સ્વીકારેલો સમયનિર્ણય કેટલાક ગ્રન્થો માટે ખોટો ઠરતો જાયછે તે, તથા જ્યાં એ નિર્ણય ખોટો માનવા જેટલું જોઇએ તેવું હજી કાંઈ સિદ્ધ થયું નથી ત્યા પણ કેવી કેવી નવી શોધોથી અસલનો સિદ્ધાન્ત કેવો પુનઃવિચારવાયોગ્ય થઇ પડયો છે. એ વાત નીચે ફુટનોટમાં દર્શાવવામાં આવી હોત તો આ ગ્રન્થની ઉપયોગિતામાં બેશક બહુ વૃદ્ધિ થાત. અને અમે ભાષાન્તરકારને તથા ગુ૦ વ૦ સોસાઇટીને આ પુસ્તકની બીજી આવૃત્તિ સમયે તેમજ આ ગ્રન્થના બીજા ભાગો રચાય તે વખતે આ બાબત ઉપર ધ્યાન દેવા વિનંતિ કરીએ છિએ. ભાષાન્તરકારે અમુક સમયનિર્ણય ઉપર પોતાનો અભિપ્રાય આપવો એમ અમારૂં કહેવુ નથી. પણ ઉભય પક્ષની દલીલો દર્શાવવાની જરૂર છે. કારણ ગુજરાતીમાં આવા લેખો ટુંકામાં પણ સંપૂર્ણ રૂપે બહુ રચાવાનો પ્રસંગ થોડોજ હોય છે.

૩. **કર્મ અને સંન્યાસ** અને **કર્તવ્ય વિચાર**—આ નામનું એક લઘુ પુસ્તક મહાકાલપત્રના વ્યવસ્થાપકે "વિવેચન"નિમિત્ત અમને મોકલ્યું છે, અને તે ઉપકાર સાથે અમે સ્વીકારીએ છિએ. "**કર્તવ્યવિચાર**" એક ન્હાનું ભાષણ છે, જેમાં શ્રીનૃસિંહાચાર્યે સ્થાપેલા "શ્રીશ્રેયઃસાધકવર્ગને" ગુરુના પરલોકનિવાસ પછી પોતાના કર્તવ્ય પ્રતિ પ્રોત્સાહન કરવામાં આવેલું છે, અને એ પ્રોત્સાહનને અંતે "યદ્રિપુસહ યુદ્ધાર્થે પ્રોત્સાહક

---

* ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી. કિંમત ૦–૧૨–૦ ભાષાન્તર કર્ત્તા રા. રા. લક્ષ્મીશંકર મોરારજી ભટ્ટ બી. એ.

સંગ્રામપટહ" નામનું એક શાન્તવીર-રસથી ભરપૂર એક ઉત્તમ પદ છે. "કર્મ અને સન્યાસ" માં કર્મ અને સંન્યાસના સ્વરૂપનો વિચાર છે. આ વિચાર સુપરિશુદ્ધ અને શાસ્ત્રીય મર્યાદાને અનુસરતો હોવાથી, તથા અમને સર્વાંશે આલ્હ હોવાથી એમાં સદ્દર્શનના "વિવેચન"રૂપી અવલોકનનો અવકાશ જ નથી, જેથી એ લેખના વિષયપ્રતિ અમારા વાચકોનું લક્ષ ખેંચવું એટલું જ અમારૂં આ સ્થળે કર્તવ્ય રહે છે. સાર ઉપયોગી હોવાથી જરા છુટથી નીચે આપીશું, અને વિશેષ સ્પષ્ટીકરણાર્થે ક્વચિત્ ક્વચિત્ બે શબ્દો લખીશું:—

(૧) "કર્મ અને સંન્યાસ બાહ્ય લક્ષણના આધારે વિરોધી પદાર્થરૂપે સામાન્ય પ્રજામાં ગણાય છે, પણ બંનેના પરિણામી ફલપ્રતિ લક્ષ રાખતાં એ અવિરોધી સમજાય છે."

(૨) "કર્મયોગનું સ્વરૂપ શ્રીમદ્ભગવદ્ગીતામા દર્શાવ્યા પ્રમાણે ફલાભિસંધિના અભાવમાં છે...અત્રે "કર્મ"-શબ્દ વિસ્તૃત અર્થમાં વાપર્યો છે, એટલે સંધ્યાવંદનાદિ કર્મો ઉપરાંત વ્યવહારમાં વ્યક્તિનાં તેમ સમાજનાં હિતપ્રયોજક કર્મોનો પણ એમાં સમાવેશ છે." [ "કર્મ"-શબ્દના અર્થનો આ વિસ્તાર વાજબી રીતે કરવામાં આવ્યો છે. શ્રીમદ્ભગવદ્ગીતામાં સંધ્યાવંદનાદિ કર્મોનો જ નહિ, પણ બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય અને શૂદ્રનાં શાસ્ત્ર-અને-જાતિ-સિદ્ધ સર્વ કર્મોનો પ્રસંગ છે એ વિચારતા આ અર્થની યોગ્યતા સમજાશે. ]

(૩) "વિવિદિષા (અદ્વિતીય બ્રહ્મતત્ત્વને જાણવાની આતુર ઇચ્છા)ની ઉત્પત્તિ કરવી તથા વિદ્યાની સામગ્રી મેળવી આપવી એ કર્મયોગનું પ્રયોજન છે." પરંતુ આ પ્રયોજન વિસરી જવામાંથી કેવો અનર્થ ઉત્પન્ન થાય છે એ વાત સખત પણ ઘણે ભાગે કબૂલ કરવા જ પડે એવા શબ્દોમાં લેખક આ રીતે જણાવે છે:—"ઉદાહરણ તરીકે આખું આયુષ્ સરકારની નોકરીમાં વ્યતીત કરી પેન્શન લઈ ઘર આગળ આવેલા અધિકારીઓ નોકરીના સમયમાં ધર્મ તથા બ્રહ્મ સબંધી કાંઈ પણ વિચાર કરવાનો અભ્યાસ પાડેલો નહિ હોવાથી બુદ્ધિ ધર્મવિચારે અથવા બ્રહ્મવિચારમાં વૃદ્ધાવસ્થાથી પ્રવેશ કરી શકતી નથી ત્યારે સાંજ સવાર માળાનાં વરેડાં તાણે છે, અને કથામાં ઝોખાં ખાતા દિનરાત્રિને વ્યતીત કરે છે. જ્વરાદિથી શરીર પીડિત હોય તો પણ સ્નાનાદિ ક્રિયાઓ પ્રત્યવાયના ભયથી આગ્રહપૂર્વક કરે છે. શરીર આખરે વધારે રોગગ્રસ્ત થઈ અટકે છે ત્યારે નથી શારીરક્રિયા થતી તેમ નથી માનસક્રિયા થતી, અને વ્યાધિનું જ માત્ર નિદિધ્યાસન થાય છે."

(૪) "કર્મયોગનો ઉપયોગ વિવિદિષામાં જ આવી અટકતો નથી પણ સાક્ષાત્ વિદ્યાની ઉત્પત્તિમાં પણ તેનો ઉપકાર છે. પરંતુ વિવિદિષા અને વિદ્યા એ બે અવસ્થાનો ભેદ એટલો જ છે કે વિવિદિષાની ઉત્પત્તિ પર્યંત પ્રવૃત્તિપ્રધાન ધર્મના સેવનની જરૂર છે, અને ત્યાર પછી શમદમાદિ નિવૃત્તિપ્રધાન ધર્મની જરૂર છે;" પરંતુ ઉભયમાં ધર્માચરણ-કર્મયોગ-તો છે જ. [અત્રે એટલું સ્મરણમાં રાખવાનું છે કે અમુક કાલ પર્યન્ત કેવલ પ્રવૃત્તિપ્રધાન ધર્મ અને ત્યાર પછી કેવલ નિવૃત્તિપ્રધાન ધર્મ એવો ક્રમ યુક્તિસહ નથી. પ્રવૃત્તિ પછી નિવૃત્તિ એવો સામાન્ય સ્વરૂપનો ક્રમ છે ખરો, પણ અમુક બિન્દુએ આવતાં ઉભયનું મિશ્રણ થતું આવે છે અને તદનુસાર ધર્માચરણમાં ફેર પડતો જાય છે. આ વાત લેખકને અભિપ્રેત નથી એમ સૂચવવાનું અમારું તાત્પર્ય નથી, પણ કેટલાક અણસમજુ લોકો પ્રવૃત્તિ

અને નિવૃત્તિના ધર્મ વચ્ચે એવો આત્યન્તિક ભેદ પાડે છે કે એમના મતમાં જ્યાંસુધી પ્રવૃત્તિમાં રહેવાય ત્યાં સુધી નિવૃત્તિપ્રધાન વેદાન્તાદિશાસ્ત્રની વાત કરવી પણ અનુચિત ગણાય છે. એવા જનોનું આ વસ્તુ ઉપર અમે લક્ષ ખેંચવા માગીએ છિએ.]

(૫) "આશ્રમધર્મને જ કર્મયોગ ગણી વિવિદિષાનો પ્રયોજક ગણવો એ ભૂલ છે." કેમકે વાચક્નવી આદિ વિધવા સાધ્વીઓએ પણ બ્રહ્મત્વ પ્રાપ્ત કર્યું હતું, અને સંવર્તાદિ આશ્રમવિહીન મહાયોગીઓનું પણ શાસ્ત્રમાં સ્મરણ છે. વર્ણાશ્રમધર્મ માત્ર ચિત્તસત્ત્વશુદ્ધ્યર્થે જ ઉપયોગી છે. "બ્રહ્મવિદ્યાનાં દ્વાર સર્વને ઉઘાડાં છે." માત્ર "દ્વારમાં પ્રવેશ થતાં પહેલાં સઘળી શારીરમાનસ શુદ્ધિની પ્રાપ્તિ થયેલી હોવી જોઇએ." [ સામાન્ય નિયમ અને એની મર્યાદા ઉભયનો અત્રે સારો સ્વીકાર છે. "બ્રહ્મવિદ્યાનાં દ્વાર સર્વને ઉઘાડાં છે." એ વચનનો ઉદારભાવ ખરેખર સ્તુત્ય છે.]

(૬) સંન્યાસયોગ એક રીતે **આન્તર** એટલે અશેષદેહાભિમાનના ત્યાગરૂપી અને **બાહ્ય** એટલે દેહાભિમાન ઉપરાંત ગૃહમિત્રપુત્રકલત્રાદિ અશેષ મમકારાસ્પદ પદાર્થોના —અને એ રીતે સર્વકર્મના—ત્યાગરૂપી એમ બે પ્રકારનો છે. અને તેનો હેતુભૂત વૈરાગ્ય પણ "જ્ઞાનોપાયભૂત" (અપર) અને "જ્ઞાનગર્ભ" (પર) એમ બે જાતનો છે.

(૭) "આંતર સંન્યાસ યોગનો મનુષ્ય માત્રને અધિકાર છે, પણ યોગ્યતા પ્રાપ્ત થઈ હોય તો. વિવિદિષાસંન્યાસનો બ્રાહ્મણને યોગ્યતા પ્રાપ્ત થતાં અધિકાર છે, અને વિદ્વત્સંન્યાસનો યોગ્યતાવાળી ત્રૈવર્ણિક પ્રજાને અધિકાર છે. આશ્રમાતીત અવસ્થા ભોગવવાનો સર્વને અધિકાર છે, પણ સિદ્ધદશાનાં લક્ષણ પ્રકટ થયાં હોય તો." "પ્રવૃત્તિ જ ભૂષણ છે જેનું એવા ક્ષત્રિયે અથવા વૈશ્યે વિવિદિષા અર્થે ગૃહત્યાગ સેવવાની ઇચ્છા ધરવી જોઇએ નહિ, કેમકે એ ઇચ્છા જનતાના હિતની વિઘાતક છે અને તેમના અધૈર્ય અને દીનત્વને જ સ્રચવનારી છે. માટે પ્રજાના પ્રવૃત્તિધર્મના સ્તંભરૂપ ક્ષત્રિય અથવા વૈશ્ય વર્ગે શુદ્ધ પ્રવૃત્તિ ધર્મવડે વિવિદિષા સંપાદન કરી વિદ્યોત્પત્તિ પર્યંત ગૃહસ્થાશ્રમને ત્યજવો ઘટતો નથી. વિદ્યાસંપન્ન થયા પછી તેઓ પ્રવૃત્તિ કરતાં અધિક જનમંડલનું સુખ સાધનાર હોવાથી ભલે અનુકૂલતા હોય તો વિદ્વત્સંન્યાસ સ્વીકારે. બ્રાહ્મણની સ્થિતિ આથી વિલક્ષણ છે. સત્ત્વપ્રધાન તેમનાં અંતઃકરણ હોવાથી તેઓ ક્રિયા કરતાં વિચારવડે જનમંડલનું હિત વધારે સાધી શકે તેમ છે. તેથી અંતઃકરણની નિતાન્ત નિર્મલતા તથા વિક્ષેપનો અત્યંતાભાવ તેમને પ્રાપ્ત થાય તો કુટુંબિઓની સંમતિ લઈ વિદ્યાપ્રાપ્તિઅર્થે વિવિદિષાસંન્યાસ સ્વીકારવાનો તેમને શાસ્ત્રે અધિકાર આપ્યો છે. વળી ગુણે કરીને જે બ્રાહ્મણ હોય તેને જ આ છુટ છે. નીતિધર્મથી બ્રાહ્મણ હોય તેણે વ્યવહાર ધર્મને કદાપિ ત્યજવાનો નથી." [ અત્રે પણ સામાન્ય નિયમ અને એનો અપવાદ ઘડવામાં જનહિત ઉપર શાસ્ત્ર પ્રણેતાઓએ લક્ષ રાખી તે સાથે મનુષ્ય માત્રની આધ્યાત્મિક જરૂરીઆતો પૂરી પડે એ માટે પણ અવકાશ રાખ્યો છે.]

(૮) "આન્તર સંન્યાસ–વૃક્ષનું જ્ઞાનોપાયભૂત વૈરાગ્ય બીજ છે, શમદમાદિ ધર્મો પોષક સામગ્રી છે, શ્રવણ મનન તથા નિદિધ્યાસન શાખાપ્રશાખાઓ છે, બ્રહ્મતત્ત્વનું દૃઢ પરોક્ષ જ્ઞાન પલ્લવ છે, અપરોક્ષ બ્રહ્માત્માનુભવ અને તત્સહિત પરવૈરાગ્ય પુષ્પ છે, અને નિર-

તિશય શાન્તિ ફલ છે. એ વૃક્ષ ઘણું કોમલ છે, અને જ્યારે એનું ફલ અમૂલ્ય છે ત્યારે તેને ઉછેરવાનું સંકટ પણ અતુલ છે. કોમલ વૃક્ષને જોઇએ તે કરતાં અધિક જલ અથવા તાપ લાગે તો વિનાશ પામે છે તેમ આ આન્તર સંન્યાસયોગ પણ શમદમાદિ પોષક સામગ્રીમાં લગાર પણ ખામી પડે તો વિલય પામે છે." [ આટલો જ પેરેગ્રાફ વાચકને મૂળ લેખ તરફ પ્રેરવા બસ છે. ]

(૯) સંન્યાસયોગ જે ઘણી જ સાવધાનતાથી તેમ ચાતુરીથી સાધવાનો છે, તેની સિદ્ધિમાં "દીર્ઘકાલ" "નૈરન્તર્ય" અને બ્રહ્મચર્ય, શ્રદ્ધા, દમ, દાન અને દયાયુક્ત "સત્કાર"–અલંકૃત અભ્યાસની અપેક્ષા છે.

(૧૦) "ઘણાઓ એમ માનેછે કે વિશિષ્ટ સદ્ગુરુશ્રીની પ્રાપ્તિ થઈ એટલે અભ્યાસની આવશ્યકતા નથી. પણ પુરુષાર્થનો અનાદર કરનાર અને માત્ર વાણીથીજ ગુરુઈશ્વરની કૃપા ઉપર આધાર રાખનાર પુરુષોની મતિ મંદ સમજવી " "શ્રી સદ્ગુરુના શિષ્ય છીએ એમ કહેવાનો પણ કોને હકછે કે જે પોતાના નિર્મલ પ્રયત્નથી પ્રાપ્ત કરેલી જ્ઞાન આદિ દૈવી સામગ્રી વડે આ શ્રી સદ્ગુરુના સબંધમાં નહિ આવેલા મનુષ્યોમાં શ્રી સદ્ગુરુ સંબંધી ઉચ્ચતમ અભિપ્રાય પ્રકટ કરાવી શકે."

[આ ઉપદેશ વાંચી અમને અત્યન્ત સંતોષ થાયછે. ગુરુનો પ્રકૃત વિષયમાં ઉપયોગ છે એ અમે આ પત્રમાં અનેકવાર સ્વીકારી ચૂકયા છિએ, પણ તેજ સાથે ગુરુકૃપા ઉપર સર્વથા આધાર રાખવાનો અર્થ નથી; પરમાત્માને ભૂલી ગુરુને વળગી રહેનાર કે ગુરુનેજ પરમાત્મા માની બેસનાર પુરુષ તો દ્રવ્ય સુખનું સાધન છે સાધ્ય (સુખ) નથી એ વિસરી જઈ દ્રવ્યનેજ સાધ્ય માનનાર કૃપણ જેવો છે,–એ ઉપર પણ અમે વારવાર ભાર મૂકતા આવ્યા છિએ. વળી સદ્ગુરુ કોણ ગણાઈ શકે એ બાબત ઉપર પણ અમે અમારા વાચકનું ધ્યાન ખેંચ્યું છે. અને એજ વસ્તુ કેટલેક અંશે એક અન્ય મંડળમાં ગ્રાહ્ય ગણાતી જોઈને અમને સ્વાભાવિક રીતે આનન્દ થાયછે. સાધક તરફથી પ્રયત્નની આવશ્યકતા આ "કર્મ અને સંન્યાસ"ના લેખમાં કર્તાએ અનેક રીતે દર્શાવી છે, તેમાંની એક દલીલ અમે અત્રે સ્પષ્ટ કરી મુકીશું. લેખક કહેછે કે ગુરુઈશ્વર પ્રતિ "અનન્યશરણતાનો અર્થજ એ છે કે પરમ પ્રેમાસ્પદ શ્રી ઇષ્ટવ્યતિરિક્ત કોઈ પણ પદાર્થજ નથી. અને આ હું પણ તેનોજ વિલાસ માત્ર છું એ પ્રકારનો અખંડિત અનુભવ." અમે આ વાકયના "અનુભવ" શબ્દ ઉપર સવિશેષ ભાર મુકીશું અને એનો સાક્ષાત્—અપરોક્ષ—અનુભવ એમ અર્થ કરીશું. હવે સાધકની 'આ હૂં પણ તેનોજ વિલાસ માત્રછું' એવી ગુરુસાથે તન્મયતા—કાલ્પનિક નહિ પણ વાસ્તવિક તન્મયતા—અપરોક્ષ રીતે કયારે અનુભવાય ? જ્યારે ગુરુરૂપ થવાય ત્યારેજ. અને ગુરુ સદા સ્વરૂપનિષ્ઠ જ છે એમ ખરી શ્રદ્ધા હોય તો ગુરુરૂપ થવું એનો અર્થ સ્વ-સ્વરૂપનિષ્ઠતા પ્રાપ્ત કરવી એ જ થાય છે.]

(૧૧) આ યત્ન તે અભ્યાસ–"રાજસતામસવૃત્તિશૂન્ય થયેલા ચિત્તસત્ત્વની સાત્ત્વિકવૃત્તિપ્રવાહરૂપા એકાગ્રતા અર્થે નિયમાદિ સાધનોનું ઉત્સાહપૂર્વક "અનુષ્ઠાન કરવું તે; જેથી ચિત્તની પ્રશાન્તવાહિતા સિદ્ધ થાયછે." [ આ અભ્યાસનું સ્વરૂપ કેવળ Contemplative (ધ્યાનાત્મક અર્થાત્ આન્તર અનુભવરૂપી ) જ ગણાવું ન જોઇએ

કિન્તુ તે ઉપરાંત Active (પ્રવૃત્ત્યાત્મક, અર્થાત્ બાહ્ય અનુભવમાં પ્રતીત થતું એવું) પણ સ્વીકારાવુ જોઇએ. એટલી વાત સ્પષ્ટતાની ખાતર અત્રે ઉમેરવાની જરૂર છે.]

(૧૨) સંન્યાસયોગ અભ્યાસના સ્વરૂપને લઇ ત્રિવિધ બને છે. (૧) સમાધિયોગ જે ક્રિયાયોગ પણ કહેવાયછે, (૨) 'જ્ઞાનયોગ,' (૩) 'ભક્તિયોગ'..."જો કે ચેતનના સ્વરૂપને નિહાળવું એ ક્રિયાયોગનો ઉદ્દેશ છે, સત્સ્વસ્તુને શોધવી એ જ્ઞાનયોગનું પ્રયોજન છે, આનન્દરૂપ વસ્તુને પ્રાપ્ત કરવી એ ભક્તિયોગનું રહસ્ય છે તોપણ પ્રત્યેક માર્ગની પ્રાન્ત ભૂમિ ઉપર સ્થિત થયેલો પુરુષ સચ્ચિદાનન્દરૂપ બ્રહ્મતત્ત્વનો સાક્ષાત્કાર કરવા સમર્થ થાય છે.

"પ્રત્યેક યોગનું પરિણામી ફલ એક હોવાથી કોઇ કોઇથી ઉત્કૃષ્ટ અથવા નિકૃષ્ટ નથી પણ અધિકાર ભેદથી તે તે યોગનાં સાધનોમાં ભેદ છે."

[પરંતુ આ સર્વ માર્ગ સર્વથા એક એકથી ભિન્નનથી. એમના ઉચ્ચ સ્વરૂપમાં સર્વની **"પરિણામી ફલ"** દૃષ્ટિથીજ નહિ પણ **સ્વરૂપમાં** પણ એક રીતે એકતા છે. નિકૃષ્ટ અર્થમાં એમાંથી કોઇની પણ એકલા રહી સ્પષ્ટ રીતે સાધ્ય સિદ્ધ કરવાની શક્તિ નથી]

(૧૩) "આ સંન્યાસયોગનું સાક્ષાત્ સાધ્ય વિદ્યા છે, અને પરંપરાએ સાધ્ય કૈવલ્ય છે." [આ કૈવલ્ય તે યોગશાસ્ત્રે ઉપદેશેલો પ્રકૃતિથી પુરુષનો વિયોગ માત્ર નહિ, પણ કેવલ બ્રહ્મ સાથે સ્વરૂપાપત્તિ, અને વધારે ચોકસ રીતે કહીએ તો સ્વરૂપસ્મૃતિ–સ્વરૂપાનુભવ.]

આટલો સવિસ્તર સાર આ લેખની ઉત્કૃષ્ટતા જોતાં અયોગ્ય નથી.

છેવટે અમારે કહેવું જોઇએ કે આ લેખ અમારા મિત્ર અને કિંચિત્કાલ અમારા શિષ્યત્વને પ્રાપ્ત થએલા એક વિદ્વાન્ ગ્રેહયુએટ લેખકને હાથે રચાએલો છે, અને યદ્યપિ આ અભ્યાસનું સર્વ માન પ્રથમ એમની પોતાની સુબુદ્ધિને અને પછી જે મંડળમાં એમણે પ્રવેશ કર્યો છે તેમના ગુરુને ઘટેછે, તથાપિ એમનાપ્રતિ મમકારથી અમારૂં હૃદય ભરાય તો એ સ્વાભાવિક છે. અને આવા ભાવથી આ સત્કૃતિ માટે અમે એમને ધન્યવાદ આપીએ છિએ

## કવિતા અને સંગીત.

(મળેલું.)*

(અનુસંધાન ગત વર્ષના જૂન–પૃષ્ઠ ૨૦૩–થી)

કવિતા અને સંગીત એ બે વચ્ચેના આ વિલક્ષણ સંબન્ધનું સ્વરૂપ તથા ઇતિહાસ તપાસ્યા પછી હવે એ સંબન્ધનુ મૂળ આપણે સોધિયે. સામાન્ય રીતે સર્વ રસિક કલાઓમાં એક સર્વ સાધારણ અંશ છે, જેથી કરીને એ સર્વકલાઓ રસિકતાના સામાન્ય વર્ગમાં આવી સકે છે અવયવની સમપ્રમાણતા, અર્થાત્ અંગ વચ્ચે,–ઉપાદાનભૂત અંશ વચ્ચે–પરસ્પર સમતોલતા, એ આ સર્વસાધારણ અંશ છે; અર્થાત્, સૌન્દર્ય.× કદાચ કોઇને એમ સશય થશે કે ભવ્ય અને ઉન્નત એ અંશોનો સમાવેશ કરવો રહી જાય છે. પરંતુ જરાક

* લખનાર—રા. રા. નરસિંહરાવ ભોળાનાથ

× સૌન્દર્યના તત્ત્વનું અન્વેષણ કેટલાક ચિન્તકોએ કરેલું છે તેમના સિદ્ધાન્તથી આ મત વખતે વિરૂદ્ધ લાગશે. "Philosophy of the Beautiful" એ નામના ઉત્તમ

ત્રીજું અવલોકન કરિયે. પ્રાશ્ચાત્ય વિદ્વાનોએ રસમીમાંસામાં sublime (ઉન્નત) અને beautiful (સુન્દર) એ બે જ તત્ત્વ સ્વીકાર્યાં છે પરંતુ મ્હારી અલ્પમતિ પ્રમાણે grand (ભવ્ય) sublime (ઉન્નત) અને beautiful (સુન્દર) એ ત્રણ તત્ત્વ ગણવાં જોઇયે. ભવ્યના દર્શનથી હૃદયમાં ગંભીર, ભયાનક નહિં પણ ભયાનકના સમસ્વરૂપ આદરયુક્ત, ભાવ ઉત્પન્ન થાય છે. સુન્દરના દર્શનથી આનન્દ વગેરે પ્રફુલ્લભાવ વિકસે છે ઉન્નતના દર્શનનું પરિણામ ભવ્ય અને સુન્દર એ બંનેના પરિણામમાથી કાંઈક કાંઈક અંશ લઇને ત્રીજા પ્રકારનું જ બને છે. ઉન્નતના સ્વરૂપમાં કાંઈક અંશ ભવ્યનો અને કાંઈક અંશ સુન્દરનો એમ મિશ્ર થાય છે; સુન્દરના અંશથી ભવ્યની ઉત્કૃષ્ટતાને કોમળ સ્વરૂપ મળે છે, અને ભવ્યના અંશને લીધે સુન્દરના લલિત અને મૃદુભાગને ગંભીર છાયા મળે છે. આમ બંનેના અંશ મિશ્ર થાય છે, છતાં પોતાની સ્વતન્ત્ર અસર અને શક્તિને લીધે ઉન્નત એ ત્રીજું ભિન્ન જ તત્ત્વ સ્વીકારવુ યોગ્ય છે. આ રીતે ભવ્ય, ઉન્નત અને સુન્દર એમ ત્રણ ભિન્ન ભિન્ન તત્ત્વો છે ખરાં, અને સર્વ રસિકકલાઓ એ તત્ત્વોના ઉપર પોતાની

---

પુસ્તકમાં આ વિષયની સબળ તથા સૂક્ષ્મ ચર્ચા થયેલી છે, તે ઉપરથી ફલિત સાર એમ કાઢી સકાય છે કે—સૌન્દર્યના તત્ત્વ માટે મુખ્ય બે સિદ્ધાન્ત છે. (૧) Neo-Platonic Philosophy એ સ્વીકારેલા Idealism (ભાવનાવાદ)નો, અને (૨) Arist tle ની શાળાએ સ્વીકારેલા Materialism (જડવાદ) નો. આ જડવાદ પ્રમાણે સૌન્દર્યનું મૂળ Symmetry (સમપ્રમાણુતા માં છે ભાવનાવાદને મતે એ મૂળ જડસ્વરૂપની પાર રહેનાર કોઈ સૂક્ષ્મ ભાવનામય તત્ત્વના અનુપ્રાણનમાં છે. Jouffroy નામનો ચિન્તક આ બંને મતનું નિરીક્ષણ કરીને સૌન્દર્યનું લક્ષણ હેવું સ્થાપે છે કે જેથી એ બંને સિદ્ધાન્ત સુઘટિત રીતે મિશ્ર થાય. The expression of the invisible by the natural signs which manifest it (અદૃશ્ય તત્ત્વનું ત્હેને પ્રગટ કરવાને માટે સ્વાભાવિક રીતે સમર્થ ચિન્હોથી પ્રદર્શન) એમ સૌન્દર્યનું લક્ષણ એ આપે છે "Philosophy of the Beautiful"-ના બીજા ખંડમાં Prof. Knight પણ સૌન્દર્યના તત્ત્વનું સ્વરૂપ કાંઈક હેવું જ આપે છે, કે—જે Aristotle ના જડવાદી સિદ્ધાન્ત અને Neo-Platonist ના પ્રતિનિધિભૂત Plotinus ના ભાવનાવાદી સિદ્ધાન્તના મધ્યવર્તિ સત્યનો સ્વીકાર કરે છે. પરંતુ આપણે જોવાનું એ છે કે અદૃશ્ય ભાવના જગત્‌નું દર્શન કરાવવાનું સામર્થ્ય જડચિન્હોમાં શા કારણથી આવે છે? આ પ્રશ્નનો ઉત્તર symmetry (સમપ્રમાણુતા) માં જ અંત્યે આવશે. ચિત્રકળામાં, શિલ્પકળામાં, નૃત્યકળામાં, તેમ જ કવિતા અને સંગીતની કળામાં, સૌન્દર્યની ઉત્પત્તિનું સાધન આ રીતે અવયવની સમપ્રમાણુતામાં જ જણાશે. સવિસ્તર ચર્ચા આ સંકુચિત ટીપમાં કરવી અશક્ય છે અને મૂળ ચર્ચામાં દાખલ કરવી કાંઈક વિષયાન્તરતા ઉત્પન્ન કરે એમ છે. માટે આ વિષય ઉપર વધારે જાણવાની ઇચ્છા રાખનારને Prof. Knight કૃત "Philosophy of the Beautiful" નામનું પુસ્તક—ત્હેમાં ખાસ કરીને પ્રથમખંડના પૃષ્ટ ૭૨, ૧૬૧, તથા ૧૧૪-૧૧૬, તેમ જ બીજા ખંડના પ્રકરણ ૪ તથા ૫-જોવાની ભલામણ કરવી આવશ્યક છે.

પ્રવૃત્તિ ચલાવે છે એ પણ ખરુ, પરતુ રસિકકળાનું કલાપણુ શેમા છે તે જોવા જઇશુ તો જણાશે કે કળાવિધાનના સૌન્દર્યથી ઉત્પન્ન થતા આનન્દમા સર્વ કળાનું મૂળ છે અને સામાન્ય વસ્તુસ્થિતિમા ગમે તેમ હો, પરતુ રસિકકળાના વિષયો તરીકે ભવ્ય, ઉન્નત અને સુન્દર, એ તત્ત્વો જે વખતે વપરાય છે—કળાનો વ્યાપાર એ તત્ત્વો ઉપર જે વખતે ચાલે છે—તે વખતે તો એ ત્રણે તત્ત્વોમા અતર્ગૂઢ રહેલો અશ—રસનિષ્પાદક અશ—સૌન્દર્યનો જ હોય છે ઉદાહરણ તરીકે ભવ્યતાનુ કોઈ મૂર્ત્ત સ્વરૂપ લ્યો એ સ્વરૂપ ફક્ત ભવ્ય જ હોય તો માત્ર ભય અથવા આશ્ચર્ય અને આદરના ભાવથી મિશ્રિત ભય ઉત્પન્ન થાય અને રસિકકળાનો વિષય થવાને અયોગ્ય થાય, જેમકે વાસ્તવિક યુદ્ધ, ધરતીકપ, વગેરે પણ એ જ વિષયો રસિકકળાનો વર્ણનવિષય થતા વાત જ હેમાનો સૌન્દર્યનો અશ બહાર પડે છે, અથવા રસિકકળા પોતાના ઘટનાચાતુર્યથી, અર્થાત્ symmetry * ( સમપ્રમાણતા ) વગેરેથી હેમા એ અશ આરોપે છે મમ્મટે રસના સ્વરૂપનું અન્વેષણ કરતા અભિનવ-

---

* Music in Song એ નામના એક ન્હાના પુસ્તકની ઉપોદ્ઘાતમા ડૉ જે. સ્ટેનર લખે છે કે-સગીત તે કવિત્વ છે અને તેનુ કારણ એક એમ બતાવે છે કે કવિત્વની પેઠે સગીતમા પણ રચના અને આકારમા પ્રમાણતા સૌન્દર્યનું તત્ત્વ આવે છે પરતુ વધારે તપાસતા જણાશે કે આ તત્ત્વ સઘળી રસિક કલાઓમા આવશ્યક રીતે વ્યાપ્ત છે.

'છદ અને પ્રાસ' એ વિષયના 'જ્ઞાનસુધા'મા ના લખાણમાં (જાન્યુઆરી, ૧૮૯૬ના અકને પૃ ૧૮ મે) મકરદ લખે છે-"સૌંદર્યનુ નિર્માણ અવયવોના પરસ્પર અતર, અનુક્રમ, પ્રમાણ અને આન્દોલન એ ચાર અશથી થાય છે" આ વાત ખરી હશે, પરતુ આ ચાર અશ તે કળાના ઊંડા મૂળ સુધી જતા નથી એ અશનો આધાર પણ સમપ્રમાણતા (symmetry) ઉપર છે ઉદા-અતર, એ અશ સમપ્રમાણતા વિના નકામો જ છે કેમકે એક અતર અને બીજા અતર વચ્ચેના પ્રમાણ ઉપર જ સૌન્દર્યનો આધાર છે કપાળની વચ્ચે ચાલ્લો ના કરતા ઊંચે કરવાથી ક્ષતિ થવાનું કારણ કપાળની ઉપરની રેખા અને નીચેની ભમરો વાળી રેખા એ બેનાથી ચાલ્લાના અતરમા પ્રમાણનો ભગ, એ જ છે એટલે એક અતર નહિ પણ વધારે અતરોના પરસ્પર સબન્ધનું તત્ત્વ આવવુ જોઇયે આન્દોલનનાં અશનું સ્વરૂપ જ સમપ્રમાણતા અતર્ગૃહીત કરે છે તરગનું ચઢવુ, હીંચકાનુ ઊંચે જવુ, વગેરેને પ્રતિરૂપ પડવાની, નીચે જવાની, વગેરે ગતિયો બને ત્હારે જ પૂર્ણ આન્દોલનનું સ્વરૂપ બન્ધાય અને આ પ્રતિરૂપતામા જ સમપ્રમાણતા અવશ્ય રીતે સમાઈ જાય છે જેટલે ઊંચે હીંચકો ગયો હોય તેટલે જ અતરે બીજી બાજુ ન જતા અધવચ અટકો પડે તો ઉઘાડો વિક્ષેપ થવાનો માટે સૌન્દર્યનું તત્ત્વ સમપ્રમાણતા, તે આન્દોલનમા પણ અતર્ભૂત છે મકરદ પોતે જ પૃષ્ઠ ૧૭ મે કહે છે કે-"તે આન્દોલન કેવળ તે અનિયમિત નહિં પરતુ અમુક અંતરે અનુક્રમમા તેની ગતિ હોય છે' આ વચનમા જ સમપ્રમાણતાનો સ્વીકાર થઈ જાય છે હાવી જ રીતે અનુક્રમ અને પ્રમાણ, એ અશમા પણ તપાસ કરતા સમપ્રમાણતાનો અશ અદરનાં તત્ત્વરૂપે જણાઈ આવશે સમપ્રમાણતા, એ શબ્દની સ્હામે વખતે વાંધો લેવામા આવે કે, હમેશા માપ અથવા તોલના સરખા

ગુપ્તાચાર્યનો મત સ્વીકાર્યો છે તેમાં પણ પરીક્ષાનું ધોરણ આં પ્રકારનું જ રાખ્યું છે. એ પરીક્ષા કાંઇક આ રીતે કરે છે. રામ સીતાનો શૃંગાર કાવ્ય નાટકમાં જોતાં આપણને રામસીતા તરફનો પૂજ્યભાવ સ્મરણમાં આણતાં લજ્જાદિક વૃત્તિ ઉત્પન્ન થવી જોઇયે તે કેમ નથી થતી? અથવા બીજું ઉદાહરણ લઇયે તો, વર્ડ્સવર્થ કવિયે પોતાની પત્ની વિશેઃ—

"She was a phantom of delight,
When first she gleamed upon my sight"

ઇત્યાદિક કાવ્ય રચ્યું છે, તે એના પુત્રાદિકને વાંચતાં લજ્જાની વૃત્તિ ઉત્પન્ન શા માટે ન થવી જોઇયે! હેનો ઉત્તર એજ છે કે-એ પ્રસંગોમાં પ્રગટ થયેલા ભાવ વગેરે તે પુજ્ય પુરુષો જોડે કોઇપણ રીતે સમ્બદ્ધ નથી. આપણે એ ભાવ અનુભવિયે છિયે તે તેમના કરીને નહિ, તેમ જ આપણા, એમ કરીને પણ નહિ, કેમકે એમ હોયતો તો આપણને પોતાને વાસ્તવિક જીવનમાં અનુભવ થતા ભાવ જેવા ભાવ ઉત્પન્ન થાય, પણ તેમ પણ નથી. પોતાના પણ નહિ, પોતાથી ભિન્નના પણ નહિ, છતાં આપણામાં સંસ્કારરૂપે રહેલા ભાવને બળે કોઇક સામાન્યરૂપે ભાવનામય (ideal) સ્વરૂપના ભાવ તરીકે અનુભવતાં જે નિર્વિકલ્પ આનન્દ અનુભવાયછે તે જ રસનિષ્પત્તિનું સ્વરૂપ. આ ધોરણને લીધે જ રૌદ્ર, ભયાનક, વગેરે રસોમાં પણ ક્રોધ, ભય, વગેરે ભાવોનો લૌકિક અનુભવ ન થતાં એક પ્રકારના આનન્દનો જ અનુભવ થાયછે. આમ મમ્મટનું સ્વીકારેલું રસસ્વરૂપ છે. અને માટે જ સૌન્દર્યનું તત્ત્વ રસિકકલાને સંબન્ધે તો સર્વ પદાર્થમાં વ્યાપ્તછે. રસમીમાંસાને સંબન્ધે રચેલા પુસ્તકને "Philosophy of the Beautiful" એમ નામ પ્રો. નાઇટ આપેછે, તે પણ સૂચવેછે કે-રસિકકલાનું પરતમ નિદાન સૌન્દર્યના તત્ત્વમાં જ છે. એ તત્ત્વ પદાર્થોમાં અન્તર્ગત છે કે કવિ અથવા બીજા કલાવિધાયક પોતાના અન્તરમાંથી

---

પણા ઉપર જ સૌન્દર્યનો આધાર નથી, વખતે કોઈ અંગની એકલી સ્વતન્ત્ર સ્થિતિને લીધે પણ સૌન્દર્યની ઉત્પત્તિ થાય છે, જેમકે-એકાદ વાળની લટ કપાળ ઉપર છુટી રમતી હોય, અથવા વાંકી સેંથી પાડી હોય, ત્હારે પણ સૌન્દર્યની ઉત્પત્તિ થાય છે. પરંતુ તપાસ કરતાં જણાશે કે આ રીતની અંગની સ્થિતિને સ્હામો જવાબ આપનાર સમતોલ રાખનાર કોઇક બીજી બાજૂનો અવયવ હોવો જ જોઇયે. સમપ્રમાણતા, એ શબ્દ કરતાં સંવાદ, એ નામ symmetry નો અંશ જણાવવાને માટે વધારે યોગ્યલાગે છે. સંવાદ (harmony, consistency, correspondence,) એ અંશ સર્વ રસિક કલાઓમાં તત્ત્વભૂત આ રીતે થાય છે. પરંતુ સંવાદનો સામાન્ય રીતે અર્થ harmony સ્વર સંવાદ, એમ હોવાને લીધે symmetry ને પ્રસંગે રૂપકદ્વારા લાક્ષણિક ઉપયોગ કરવામાં ભ્રમ થવાનો ભય રહે છે. સમપ્રમાણતાને આલંકારિક રીતે સંગીત કહેવા જતાં વાસ્તવિક સંગીત જ એ હોય, એમ ભ્રમ કરીને મકરન્દ પણ પૃષ્ઠ ૧૯ મે લખે છે, કે-"પરંતુ આવી જૂદી કલા ન બની હોય ત્યારે પણ કાવ્ય, ચિત્ર વગેરે મૂર્તિ રચનારી કલાઓમાં સૌન્દર્યના વાહક તરીકે સંગીત અંગભૂત હોય છે." આ ઠેકાણે સંગીતનો અર્થ આપણે સગીતના જૂદા જૂદા ભેદજેવા-સ્વરસંગીત, વગેરે—હેમાંનો એકે ભેદ નહિ પરંતુ માત્ર સંવાદ-સમપ્રમાણતા, એટલો જ લાક્ષણિક અર્થ છે.

તે પદાર્થો ઉપર રહેલું પ્રતિબિમ્બ પાડે છે, એ જૂદો અને ગહન વિષય છે. પરંતુ એટલું તો કહેવું જોઇએ કે–" The light that never was on sea or land. The poet's consecration and the dream"એ વચનમાં સત્યનું એકદેશી સ્વરૂપ જ છે. જે જ્યોતિ ભૂમિ ઉપર અથવા સાગર ઉપર કદી પણ વસ્તુસ્થિતિમાં હોતો નથી તે કવિ પોતાની તરફથી પોતાની કલ્પનાની સ્વમસૃષ્ટિમાંથી બાહ્યપદાર્થો ઉપર આરોપે છે, એમ કહેવાની મતલબ એમ નથી કે–બાહ્ય જગત્‌માં સૌન્દર્યનું તત્ત્વ અન્તર્ગૂઢ છે જ નહિં. કવિ જે સ્વરૂપે એ તત્ત્વ પોતાની શક્તિથી જોઇ સકે છે, તે સામાન્ય રીતે પ્રત્યક્ષ જણાતું નથી, અને કવિ પોતાની કલાના જાદુથી એ તત્ત્વ બાહ્ય જગત્‌માંથી કાઢીને જ પાછું તે તે જગત્ ઉપર વિશેષ ચમત્કારથી પાથરે છે, એમ જ આશય છે. માટે સૌન્દર્યનું તત્ત્વ સર્વત્ર વ્યાપ્ત છે, એ નિઃસંશય છે. અને સૌન્દર્ય તે દિવ્યતાનું બીજું સ્વરૂપ છે. આ રીતે જોતાં જેમ અન્ય કલાવિધાયકની તેમ જ કવિની દૃષ્ટિ સ્થળે સ્થળે સૌન્દર્ય દેખે એટલે દિવ્યતા પણ દેખે જ.

અપૂર્ણ.

## કેળવણી.

( બ્રહ્મવિદ્યાસંમત )

( મળેલું* )

થિઓસોફિકલ સોસાયટીના ઇન્ડિઅન સેકશનના વાર્ષિક મહોત્સવને પ્રસંગે જે સમાજ શ્રી કાશીક્ષેત્રમાં મળી હતી તેમાં, મિસ લિલિઅન એડગરે ( ત્યાં સ્થપાએલી હિંદુકોલેજના સંબંધમાં ) બ્રહ્મવિદ્યાના સિદ્ધાન્તાનુસાર કેળવણી કેવી હોવી જોઇએ તે વિષે એક ભાષણ આપ્યું હતું. એ ભાષણમાં દર્શાવેલા વિચાર એટલાબધા વ્યવહારોપયોગી છે કે તે સર્વ કોઇએ જાણવા જોઇએ. એ ભાષણનો સાર અહીં આપ્યો છે.

જે પ્રકારની કેળવણી આજ અહીં અપાય છે તે બહુ અસંતોષકારક છે; કારણ કે તેમાં કેળવણીનો ખરો અર્થ જ બરાબર સમજાયો નથી. માટે કેળવણી કેવી હોય તો સારૂં, એ વિચાર કરવાનું પ્રાપ્ત થાય છે.

પ્રથમ તો એટલું ધ્યાનમાં રાખવું જોઇએ કે જે કેળવણી ગુરૂદ્વારા મળે છે તે કરતાં જે આપણે જાતે મેળવી લઇએ છીએ તે જ બહુ અગત્યની છે. આપણું જીવન જ આત્મવિકાસના મહાનક્રમનું એક પગથિયું છે. આપણામાં જેઓ પુખ્ત ઉમ્મરના છે તેઓએ તો પોતાની કેળવણીનો પ્રકાર અને તેની દિશા નક્કી કરી મૂકયાં હોયછે; એ નિર્ણીતમાર્ગમાં ફેરફાર કરવો એ ઘણું મુશ્કેલ છે. સામાન્યતઃ અશક્ય છે. છતાં જે સ્થિતિમાં આજ આપણે છીએ તેમાં રહી એવા ઉત્કટ પ્રયત્ન થઈ શકે ખરા કે જેને પરિણામે ભવિષ્યમાં આજના કરતાં સારા પ્રસંગો મળી શકે. જે મનુષ્યવર્ગ હજી બાલ્ય અને યૌવન દશામાં છે તેમનો આ માર્ગ નિર્ણીત થયો નથી, એટલે યોગ્ય પદ્ધતિ ગ્રહણ કરવાથી તેમને એવા પ્રકારની કેળવણી આપી શકાય કે જેથી કેળવણી લેવાના જે જે પ્રસંગો આવે તે સર્વનો તેઓ, યોગ્ય રીતે, અને લેવાય તેટલો લાભ લઈ શકે. આમ કરી શકવા માટે, કેળ-

* લખનાર પ્રાન્ય.

વણીના જે ઉત્તમોત્તમ પ્રકારની બહુ જ અપેક્ષા છે, તે પ્રકાર શો છે, તે બરાબર સમજાવવો જોઇએ; અર્થાત્ કેળવણીની ઉચ્ચ ભાવના કેવી હોઈ શકે તે જાણવું જોઇએ,

કેળવણી શા માટે લેવી જોઇએ ? એનો ઉદ્દેશ શો છે ? ઘણે સ્થળે એવો વિચાર પ્રચલિત છે કે કેળવણી એ દ્રવ્ય મેળવવાનું એક સાધન છે. આ વિચાર ભૂલ ભરેલો છે એ વાત ઘણાને જણાયા છતાં, ઘણા દેશોમાં, અને તેમાં મુખ્યત્વે કરીને મનુષ્યના સામાન્ય વર્ગમાં તો, કેળવણીનો ઉદ્દેશ આજ એ જ મનાય છે. સત્ય છે કે ઉપજીવિકાને અર્થે દ્રવ્ય મેળવવુ અગત્યનું છે, અને તે કેળવણી પામેલા મનુષ્યને સહજ પ્રાપ્ત થાય છે છતાં કેળવણીનો મૂલ ઉદ્દેશ કાંઈ એ નથી. બહુ તો દ્રવ્યોપાર્જન એ કેળવણીના ઉદ્દેશોમાંને કનિષ્ઠ પ્રકારનો ઉદ્દેશ હોઇ શકે.

કેળવણીના બધા ઉદ્દેશોમા બે મુખ્ય છે, એક તો એકે, આ જન્મનાં પ્રાપ્ત કર્તવ્ય યથાશ્ચિત કરાય, જે જે ધર્મો બજાવવાના આવે તે તે બજાવવા માટે જે શક્તિની જરૂર છે તે બધી મળે; અને બીજો એકે, એથી ચારિત્ર્ય એવુ યોજાય, આપણામાં એવા એવ સંસ્કારોનો સંગ્રહ થાય કે, હવે પછીના જન્મોમાં શ્રેષ્ટતર કાર્ય કરવાનાં પ્રાપ્ત થાય. જન સેવારૂપ, મનુષ્યજીવનનો જે મહાન-ઉદ્દેશ, પરાર્થપરાયણતા, બાહ્યાભ્યંતર શુદ્ધિ, સ્વાર્પણ અને આત્મશક્તિઓનો પ્રાદુર્ભાવ, એ સર્વથી સિદ્ધ થાયછે તે વિષે અહીં વિસ્તાર કરવાનં કાંઈ અગત્ય નથી. એ મહાન ઉદ્દેશ એક ઉચ્ચભાવનારૂપે આપણી માનસિક દૃષ્ટિ સમીપ સ્થાપિત કરી રાખવો જોઇએ. એટલું જ કહેવું અહીં જરૂરનું છે. એમ કર્યાથી, દરેક કાર્યમાં આપણને જે અને જેટલું પ્રોત્સાહન મળે છે તેવું અને તેટલું બીજા કશાથી મળતુ નથી હવે કેળવણીના જે બે ઉદ્દેશ અહીં મુખ્ય કહ્યા છે તે કેવી રીતે પ્રાપ્ત કરવા તે જોઇયું. એ ઉદ્દેશ સત્ય છે એમ માનવા માટે પુનર્જન્મનો સિદ્ધાન્ત સ્વીકારવાની જરૂર છે; કારણ કે એ બે ઉદ્દેશોનો મૂળ પાયો જ પુનર્જન્મ છે. પુનર્જન્મ માન્ય રાખ્યા વિના પણ એ જ કાર્ય થઈ શકે ખરૂ પણ તેમ કરવું બહુ દુર્ઘટ થઈ પડે છે. આપણી સ્થિતિ શું છે, આપણામાં કયા કયા ગુણો છે, આપણામા કઈ કઈ શક્તિઓ છે અને તે કેવી અને કેટલી છે, એ તો પુનર્જન્મ માન્યા વિના પણ, કેટલેક અંશે જાણી શકાય છે. પણ એટલું જ જાણવું બસ નથી. કારણ કે એ અપૂર્ણ વિચારને અનુસરી આગળ ચાલતાં આપણે અધવચ જ અટકી પડીએ છીએ; ઉન્નતિનો વિચાર આગળ ચલાવતાં અમુક હદ સુધી પહોંચી ત્યાં જ અટકી પડાય છે. આપણે જાણીએ છીએ કે એક જ જન્મમાં જે કાંઈ કરી શકાય છે તે બહુ થોડું છે. અને તે થોડુ પણ કરી શકવા માટે જે યોગ્ય પ્રસંગો આવવા જોઇએ તે તેથી પણ થોડા મળી શકે છે. આ બધો વિચાર કરતાં ઉન્નતિની આશા ભંગ થઈ જાય છે અને આપણે સ્તબ્ધ બની રહીએ છીએ. વળી પુનર્જન્મ ન સ્વીકારીએ તો બાળકો[illegible] કેળવણી કેમ શરૂ કરવી એ પણ બહુ ગૂંચવણ ભરેલું લાગે છે. કેટલાક વિદ્વાનોનો એવો મત છે કે, બાળકોનાં મન એક કોરા કાગળ જેવાં છે; અર્થાત્ જેમ એક કોરા કાગળપર જે લખવું હોય તે લખી શકાય છે તેમ બાળકોના મનપર જે સંસ્કાર પાડવા હોય તે પાડી શકાય છે, પણ આમ માનવાના જેવી મ્હોટી ભૂલ બીજી કોઈ ભાગ્યે જ હશે. કેટલાક અનુભવી વિદ્વાનો જેઓ પુનર્જન્મનો સિદ્ધાન્ત સ્વીકારતા નથી તેઓને પણ, પોતાના અનુભવપરથી જ માત્ર એટલું તો સ્વીકારવાની જરૂર પડે છે કે, દરેક બાળકના મનનું સ્વાભાવિક બંધારણ જ એવું

હોયછે કે, દરેક બાલકને એ તેના સ્વભાવને અનુસરીને જ કેળવી શકાય જે બાલક ને જે શિખવવુ હોય તે શિખવી શકાય એ મત અનુભવ વિરૂદ્ધ છે અર્થાત્ બાલકોનાં મન જ ન્મથી જ એવાં હોય છે કે તેમાં અમુક આચાર વિચારના જ સંસ્કાર થઇ શકે.

પુનર્જન્મના સિદ્ધાન્તાનુસાર વિચાર કરતાં બાલકના મનનું સ્વરૂપ એવું જણાયછે, કે તેને એક અપૂર્ણ પુસ્તકની ઉપમા આપી શકાય. જેમ અપૂર્ણ પુસ્તકના કોરાં પાનામાં જે લખવું હોય તે લખાય એમ નથી, પણ તેનાં ત્યાં સુધીનાં છેલ્લાં પ્રકરણનો વિચાર કરી, તથા આખા પુસ્તકનો સમગ્ર વિચાર કરી તેનું અનુસંધાન જાળવી આગળનો લેખ લખાવવો જોઇએ, તેમજ બાલકના પૂર્વ જન્મ સંસ્કાર બરાબર સમજી તેનાં વલણને અનુસાર નવા સંસ્કાર પાડવાથી જ તેની ઉન્નતિ થાય છે. કેળવણીની ખરી પદ્ધતિ એ જ છે.

એક મનુષ્યના મનુષ્યજીવનમાં તેને અનેક જન્મો લેવા પડે છે. મનુષ્યજીવનરૂપી એ ઇતિહાસના, એ દરેક જન્મ, જુદાં જુદાં પ્રકરણ છે. આજના મનુષ્યોની સ્થિતિ એવી છે કે, આ જન્મ, એ ઇતિહાસનું કોઈ મધ્ય પ્રકરણ છે. તાત્પર્ય કે, દરેક બાલકના ઘણા જન્મો થઈ ગયા હોય છે અને હવે પછી પણ ઘણા જન્મ થશે હવે પછી થવાના દરેક જન્મનું એક એક પ્રકરણ લખાવવું બાકી હોય છે મનુષ્ય જીવનની સ્વરૂપરેખા આલેખાયલી હોયછે, છતા તેમાં દરેક સ્થાનમાં રંગ પૂરવાના બાકી હોયછે. એ રંગો બરાબર પૂરાય તેટલા માટે મૂળરૂપ રેખાપર બરાબર ધ્યાન આપવુ જોઇએ. અર્થાત્ દરેક જીવના ભૂત ભાવિનો વિચાર કરવો જરૂરનો છે. આગળ પાછળ જોયા વિના આજ શું કરવું તે યથાર્થ સમજાય નહિ.

આ પ્રમાણે જુદા જુદાં બાલકોના પૂર્વજન્મસંસ્કાર કહેવાય છે તે જાણી લેવું બહુ અવશ્યનું છે પણ એટલા માટે કાંઈ તેમના પૂર્વજન્મોની મઘળી બીના જાણવાની જરૂર નથી. શિક્ષક પૂર્ણપ્રજ્ઞ હોવો જોઇએ એ અવશ્ય જરૂરનુ નથી ઘણા માણસોમાં તો એ શક્તિ જ હોતી નથી; પણ જેમનામાં એ શક્તિ હોય છે તેમને પણ એ બધા વિસ્તારની કાંઈ જરૂર નથી. પૂર્વજન્મના જે સંસ્કાર જાણવાની આવશ્યકતા છે તે તો એ બાલકોના ચારિત્ર્યપરથી જ જાણી શકાય છે. દરેક બાલકમા બાલપણથી જ કેવી કેવી વૃત્તિઓ ઉઠે છે, કેવી શક્તિના અંકુરો રહેલા છે. તેમનામાં કેવાં લક્ષણો આગળ પડી આવે છે, તે બરાબર તપાસ્યુ હોય તો તેમના પૂર્વસંસ્કાર, જરૂર જેટલા સમજી શકાય છે એ સમજાયાથી કેવા પ્રકારના અનુભવથી એ બાલકોની ઉન્નતિ થઈ શકે એ વાતનો પણ નિશ્ચય થઈ શકે છે. એમાંના શુભ સસ્કારનું પોષણ અને અશુભનો ઉચ્છેદ કરવાનું પણ બની શકે છે. આ બધું કરી શકવાં માટે બાલકોની ચેષ્ટાદ્વારા તેમના પૂર્વસંસ્કાર સમજી લેવા એ બહુ જ અગત્યનું છે.

કેલવણીની જે પદ્ધતિ આજ ચાલે છે તેમાં પૂર્વસંસ્કારનું આવું અવલોકન કરવું બહુ દુર્ઘટ છે. જ્યાં એક જ વર્ગમા ૮૦–૧૦૦ બાલકો હોય ત્યાં તો એ અશક્ય જ છે. પણ જ્યાં વર્ગ નહાનો હોય ત્યાં એમ કરવું સ્હેલું પડે છે.+

---

+આપરથી સહજ સમજાશે કે એક જ શિક્ષક એક કે વધારે બાલકોને પહેલેથી છેલ્લે

મનુષ્યની ઉન્નતિ કેમ કરવી, એ વાતનો નિર્ણય કરવા માટે મનુષ્યનું બંધારણ કેવું છે તે જાણવાની બહુ જરૂર છે અહીં આપણે એ વિષે વિસ્તાર કરવાની કાંઈ જરૂર નથી. અહીં તો એટલું જ જાણવાની જરૂર છે કે મનુષ્યનો વિચાર કરતાં મુખ્ય બે વાતપર ધ્યાન આપવાનું છે. એકતો એ કે ઈશ્વરનો જે અંશ જીવ લોકમાં જીવ રૂપે રહ્યો છે તે અંશ મનુષ્યમાં જીવાત્મા રૂપે રહ્યો છે; અને બીજું એ કે એ આત્માને કેટલીક ઉપાધિઓ છે, જેણે કરી તે સર્વ વ્યવહાર કરી શકે છે. વળી એ ઉપાધિઓ પણ સ્થૂલ, સૂક્ષ્મ, માનસિક અને કારણ એમ ચાર પ્રકારની છે. એ ચાર ઉપાધિઓમાંની પહેલી ત્રણ નાશવંત છે, દરેક જન્મમાં નવી ઉપજે છે, અને કારણ ઉપાધિ મનુષ્યના આખા જીવનપર્યંત, અનેક જન્મોમાં, એકની એક જ રહે છે. સામાન્ય વર્ગના મનુષ્યમાં કારણદેહ હજી જોઇએ તેટલો ખીલેલો નથી. હવે એ જીવાત્મા અને તેની ઉપાધિઓનો પરસ્પર સંબંધ એવો છે કે, જેવી ઉપાધિ હોય તેવો જીવાત્મા હોય છે, અને જેવી જીવાત્માની શક્તિ હોય તે પ્રમાણે તેની ઉપાધિ હોય છે. આ પ્રમાણે એ બેને પરસ્પર બહુ ધાડો સંબંધ છે. ત્યારે, કેળવણીની પદ્ધતિ એવી હોવી જોઇએ કે તેથી આ ઉપાધિઓ એવી થતી જાય, એમની શુદ્ધિ એવી થતી જાય કે તેથી આત્મા તે દ્વારા વિશેષ વિશેષ સ્ફુરી શકે; એમ થઈ કારણદેહ દૃઢ થતો જાય અને પોષાય; અને આત્માની જે શક્તિઓ યોગ્ય ઉપાધિને અભાવે તિરોભૂત રહેલી હોય તે આવિર્ભૂત થતી ચાલે. કારણદેહની દૃઢતા કરી તેનો વિકાસ કેમ કરવો એ હાલ, આ સંબંધે વિચારવાની જરૂર નથી. કારણ કે એ વિનાની બીજી ઉપાધિઓનો વિચાર કરતાં જણાશે કે, તેમના વિકાસથી જ, જરૂર જેટલો કારણદેહનો વિકાસ પણ થઈજ રહેછે. વળી આત્માની તિરોભૂત શક્તિઓને આવિર્ભૂત કેમ કરવી એ વિષય પણ જૂદો પાડી વિચારવાની અહીં જરૂર નથી; કારણ કે ઉપાધિઓની શુદ્ધિ અને એ શક્તિઓનો પ્રાદુર્ભાવ, એ બેને એવો ધાડો સંબંધછે કે એકમાંથી બીજું સ્વાભાવિક રીતે જ ફલે છે.

ઉપાધિઓને શુદ્ધ કરવા સંબંધે મુખ્ય બે વાત ધ્યાનમાં રાખવાની છે. એકતો એ કે એ ઉપાધિઓ કેવા પરમાણુઓથી પોષાય છે; અને બીજું એ કે એ ઉપાધિઓનો સહવાસ કેવો છે અને હોવો જોઇએ. એટલુંતો સર્વમાન્ય છે કે, કાર્ય, કામનાઓ, અને વિચારો આદિ જે જે ક્રિયા જે જે લોકપર થાય છે તે સર્વ પરમાણુઓના સ્ફુરણથી થાયછે. અમુક ઉપાધિદ્વારા જે સ્ફુરણ થાય તે તે ઉપાધિની શુદ્ધિ અશુદ્ધિના પ્રમાણમાં ઉત્તમ, મધ્યમ, કે કનિષ્ટ પ્રકારની હોય છે. વળી બાહ્ય સૃષ્ટિમાં થતાં આવાં સ્ફુરણની ક્રિયા મનુષ્યની ઉપાધિપર ફરીફરીને થતી રહે છે. એને પરિણામે જે ઉપાધિપર એક એવી ક્રિયા ફરીફરીને થતી હોય તે ઉપાધિમાં તે ક્રિયા સ્વતઃ થવા માંડે છે. એકવાર આવું સ્વતઃ સ્ફુરણ થવા માંડ્યું કે પછી તે ફરી ફરીને પણ થાય છે અને અંતે તે ક્રિયા કરવાની તેને ટેવ પડી જાય છે. ઉપાધિમાત્રનો સ્વભાવ જ એવો છે કે તેનાપર જે ક્રિયા થાય

---

સુધી શીખવે એવી અનુકૂલતા હોય તો તેથી કેટલા બધા લાભ થઈ શકે એમ છે. પૂર્વે આર્યાવર્તમાં ગુરુશિષ્યનો જે સંબંધ હતો, તથા કેલવણીની જે પદ્ધતિ હતી તે શ્રેષ્ટ જ હતી. એ વાત હવે બરાબર સમજાય છે. ખાનગી ભણાવવાની આવી જ કોઇ પદ્ધતિ યુરોપમાં હાલમાં પણ છે.

તેની અસર તેને થાય; અને પછી તેવી જ ક્રિયા તેમાં થાય; એકવાર એમ થયું કે તે ઉપાધિ તેવીને તેવી ક્રિયા બહારથી ક્રિયા થયા વિનાજ, પોતાની મેળે જ કરે છે. આ પ્રમાણે અમુક અમુક ઉપાધિને અમુક ક્રિયા કરવાની ટેવ પાડી શકાય છે.

આટલા માટે બાળકોના ખાનપાન માટે પણ બહુ સાવચેતી રાખવાની જરૂરછે. કારણ કે જેમ એ ખાનપાન એવાં જોઇએ કે જેથી દેહને જોઇએ તેટલું પોષણ મળે તેમ જ તે એવાં પણ હોવાં જોઇએ કે જેથી શરીરમાં અશુદ્ધ પરમાણુઓનો સંગ્રહ પણ ન થાય. એ ઉપરાંત બાળકોને યોગ્ય કસરત કરાવવાની પણ બહુ જરૂર છે. આ બધી વાત બાલકેલવણી સંબંધે બહુ અગત્યની છે. જૂદા જુદા ખાનપાનની અસર શરીરપર કેવી થાયછે, અને અંગ કસરતથી શરીરના સ્નાયુઓ કેવી રીતે પુષ્ટ થાય છે. એ બે વાતથી જેઓ અણજાણ છે તેઓ શિક્ષક થવાને લાયક જ નથી. સત્ય છે કે ખાનપાન અને અંગ કસરત એ બેઉ એક પ્રકારનાં સાધન માત્ર છે; એ પોતે જ સ્વતઃ કાંઈ બહુ ઉપયોગનાં નથી. છતાં આપણા ઉદ્દેશનાં સાધન રૂપે તો એ બેઉ બહુ ઉપયોગનાં છે. જે કારીગરી પોતાના ઓરને કટાવા દે છે તે જેમ બેવકૂફ ગણાય છે તેમ જો બાલકના શરીરને નબળાં અને અશુદ્ધ થવા દઇએ તો આપણે પણ બેવકૂફ જ કહેવાઇએ. (અપૂર્ણ.)

---

## વિચારમાલા.

૧. **પ્રશ્નઃ**—વેદાન્તે મોક્ષ દશા પ્રાપ્ત થતા કેવલ દુઃખની નિવૃત્તિ જ નહિ, પણ સુખનો આવિર્ભાવ પણ માન્યો છે. પણ એવા સુખનો અનુભવ આત્માને જ્ઞાન પ્રાપ્ત કર્યા છતાં પણ નથી થતો એનું શું કારણ? મારો પ્રશ્ન એ છે કે જેવો આનન્દ ખુનના આરોપવાળો પુરુષ આરોપથી મુકત થતાં અનુભવે છે તેવો વેદાન્તજ્ઞાન પ્રાપ્ત કર્યા છતાં અનુભવાતો નથી એનું શું કારણ! દુઃખ મિથ્યા છે એટલો નિશ્ચય થતાં દુઃખની નિવૃત્તિનો અનુભવ થાય છે, પણ આનન્દનો નથી થતો એ સંબંધી આ પ્રશ્ન છે.

[ મળેલું. ]

**ઉત્તરઃ**—ખરેખર, આ શંકા કેટલાકને થતી હશે ખરી. પરંતુ આપના પ્રશ્નના ઉત્તરમાં મારે બે ચાર બાબતો કહેવાની છે, જેમાંની એક સુદર્શનમાં એક વખત ચર્ચેલી ફરીથી ચર્ચવી પડશે. એટલું પિષ્ટપેષણ માફ કરશો.

(૧) આપ કહો છો એમ થવાનું એક મુખ્ય કારણ એ છે કે ઘણીવાર '**ब्रह्म सत्यं जगन्मिथ्या**' એ પ્રસિદ્ધ સત્રનો પૂર્વાર્ધ વીસરી જવાય છે. જગત્‌નું મિથ્યાત્વ બ્રહ્મના સત્યત્વ-સહવર્તમાન છે એ વાત ઉપર લક્ષ રહેવું જોઇએ, જે નથી રહેતુ. શું જગત્ નથી, એટલે જગત્ નથી એટલું જ? એમ હોય તો તો શૂન્યવાદ આવે. અને ખરૂં પૂછાવો તો આપણા ઘણા ખરા વેદાન્તી કહેવાતા જનો ખરા અભ્યાસને અભાવે વસ્તુતઃ શૂન્યવાદી જ હોય છે. આ એમની મ્હોટી ભ્રાન્તિ છે. બ્રહ્મરૂપી **સચ્ચિદાનન્દ**—સાગરના ઊર્મિઓથી જગત્ વ્યાપ્ત છે એ ઊર્મિઓ શિવાય અન્ય કાંઈ પણ વસ્તુ જ નથી—આટલું સ્મરણમાં રહે તો આ ભ્રમ ન થાય.

(૨) આ વિસ્મરણ થવાનું અને આ ભ્રમ થવાનું એક બીજું કારણ છે. જેમ ચીકણા વાસણને જલ સ્પર્શ કરી શકતું નથી, તેમ જ્યાં સુધી હૃદયપાત્ર મલિનવાસનારૂપી કાળી અને ચીકણી મળીથી લેપાએલું છે, ત્યાંસુધી બ્રહ્મજ્ઞાનરૂપી અમૃતજળ વસ્તુતઃ એને સ્પર્શ કરી શકશે નહિ. અને એ સ્પર્શ થયા વિના, તમે જાણો છો જ કે, આનન્દ કેમ અનુભવાય ? *तद्यथा, प्रियया स्त्रिया संपरिष्वक्तो न बाह्यं किंचन वेद नान्तरमेवमेवायं पुरुषः प्राज्ञेनात्मना संपरिष्वक्तो न बाह्यं किंचन वेद नान्तरम्' એ શ્રુતિના 'संपरिष्वक्त (=સારી રીતે ચોતરફથી આલિંગાએલો)' શબ્દમાં બહુ અર્થ છે પણ તમે પૂછશો કે આ મલિનવાસના કેમ જાય ?' એનો ઉત્તર કેઃ—

(૩) +'दैवी संपत्' ની વૃદ્ધિ કરવાથી. આપણામાં એક ભ્રમ ચાલતો ઘણીવાર નજરે પડે છે તે એ છે કે चित्तवृत्तिनिरोध' તે 'યોગ' 'ધ્યાન,' ઇત્યાદિ નામો આપી એને મલિનવાસનાક્ષયનું મુખ્ય સાધન માનવામાં આવે છે, 'योगश्चित्तवृत्तिनिरोधः' ઇત્યાદિ સૂત્ર રચનારનો આશય આપણા પ્રાકૃત લોકો માને છે તે કરતા જૂદો જ છે, અને એનો વાસ્તવિક અર્થ મ્હારે ગ્રાહ્ય છે. પણ તે દર્શાવવાનો અત્રે પ્રસંગ નથી. માટે હમણાં તો હું એમ જ કહીશ કે "ચિત્તવૃત્તિના નિરોધથી મલિનવાસનાનો ક્ષય થાયછે"એ કહેવું એ સંપૂર્ણ સત્ય નથી મલિનવાસનાનો ખરેખરો ક્ષય તદ્વિરોધી શુભવાસના અને શુભવાસનામાંથી ઉત્પન્ન થતા સદાચાર (સતકર્મો) થી થાયછે. માટેજ શ્રીકૃષ્ણે ભગવદ્‌ગીતામાં પ્રવૃત્તિ ઉપદેશી છે, અને "આસુરી સંપત્" ની સ્હામે, એનો અભાવ ન મૂકતાં, દૈવીસંપત્" એવા નામથી ભાવાત્મક મન વાણી અને ક્રિયાના ધર્મોનું પ્રતિપાદન કર્યું છે. સારાશ કે મલિનભાવનો વેગ હૃદયમાંથી દૂર કરવા માટે ખઈ સાધન શુભ કર્મો છે. અને કર્મોની

---

* અર્થઃ—જેમ પુરુષ એની પ્રિયા જ્યારે એને સારી રીતે અને ચોતરફથી આલિંગન કરે છે ત્યારે એ બાહ્ય કે આન્તર કાંઈ (ભેદ) જાણતો નથી, તેમ પરમાત્માથી સારી રીતે અને ચોતરફથી આલિંગિત થતાં આત્મા બાહ્ય કે આન્તર કાંઈ પણ જાણતો નથી

+શ્રીમદ્‌ભગવદ્‌ગીતા કદાચ ઉપસ્થિત ન હોય માટે ઉતારો આપીશું. ભાષાન્તરની જરૂર પડે એવું નથી.

अभयं सत्त्वसंशुद्धि र्ज्ञानयोगव्यवस्थितिः ।
दानं दमश्च यज्ञश्च स्वाध्यायस्तप आर्जवम् ॥
अहिंसा सत्यमक्रोधस्त्यागः शान्तिरपैशुनम् ।
दया भूतेष्वलोलुप्त्वं मार्दवं ह्रीरचापलम् ॥
तेजः क्षमा धृतिः शौचमद्रोहो नातिमानिता ।
भवन्ति संपदं दैवीमभिजातस्य भारत ॥

[ भगवद्गीता. ]

હૃદય ઉપર અને હૃદયની કર્મો ઉપર એમ પરસ્પર અસર થઈ, આખરે મનુષ્યનું સમગ્ર સ્વરૂપ વિશુદ્ધ બને છે. એવી વિશુદ્ધિ પ્રાપ્ત થતાં, બ્રહ્મદર્શન અને બ્રહ્મદર્શનનો નિરતિશય આનંદ સહજ છે.

(૪) આપણે તો હવે સાધનના સેવન વિના જ માત્ર વેદાન્તપ્રક્રિયાના ગ્રન્થો વાંચીને જ પરમાત્માને પ્હોંચી જવાની આશા રાખીએ છિએ! અરે! આપણા જેવાને પણ અત્યારે જ પરમાનંદની પ્રાપ્તિ થઈ જાય એમ હોય તો પછી વેદાન્ત માટે શો વિચાર બાંધવો? મ્હને તો એવા તત્ત્વદર્શનની મહત્તા વિષે તેમ જ યથાર્થતા વિષે બહુ શંકા રહે રાત્રિએ અપરિમિત ગગનમંડળ ઉપર દૃષ્ટિ નાંખો, અને કોઇકવાર ક્ષણભર શાન્તિથી ધ્યાનયોગ કરી તમારા હૃદયમાં કેવા કેવા મહાન્ પદાર્થોનું અસ્તિત્વ અનુભવાય છે એ વિચારમાં લો, અને પછી કહો કે એ સર્વનો ખુલાસો તમે આ ને આ જન્મમાં કરી નાંખવાને સમર્થ છો? એમ હોત તો શ્રીકૃષ્ણ આ વિષયને બહુ જ ગાભીર્ય અર્પી,

'यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्त्वतः ।'

(યત્ન કર્યા છતાં સિદ્ધોમાંથી પણ મને તત્ત્વતઃ કોઇક જ જાણે છે.)

× × × × ×

'बहूनां जन्मनामन्ते ज्ञानवान् मां मपद्यते ॥

(બહુ બહુ જન્મોને અંતે જ્ઞાનવાન્ મને પામે છે.)

× × × × ×

એમ કહેત જ નહિ. ત્યારે ખરી વાત તો એ છે કે પરમાત્મપ્રાપ્તિ માટે શાસ્ત્રે બતાવેલાં યમનિયમશમદમાદિષટ્સંપત્તિ વગેરે સાધનનો અભ્યાસ અવશ્ય કરવો જોઇએ. જુવો બૃહદારણ્યક શ્રુતિમાં સાધનનો નિર્દેશઃ—"तस्मादेवंविच्छान्तो दान्त उपरतस्तितिक्षुः समाहितो भूत्वाऽऽत्मन्येवाऽऽत्मानं पश्यति सर्वमात्मानं पश्यति नैनं पाप्मा तरति सर्वं पाप्मानं तरति नैनं पाप्मातपति सर्वं पाप्मानं तपति विपापो विरजोऽविचिकित्सो ब्राह्मणो भवति" (માટે જે **શમ દમ ઉપરતિ તિતિક્ષા અને સમાધાન** પ્રાપ્ત કરી એમ જાણે છે, તે આત્મામાં આત્મા—પરમાત્મા—જુવે છે, અને સર્વને આત્મ-(સ્વસ્વરૂપભૂત પરમાત્મ-)—રૂપ જુવે છે એને પાપ જીતતું નથી એ સર્વ પાપને જીતે છે, એને પાપ બાળતું નથી, એ સર્વ પાપને બાળે છે પાપ, રજ, અને શંકાથી મુક્ત થઈ એ ખરો બ્રાહ્મણ થાય છે). વળી બીજી શ્રુતિમાં "दकारत्रय" એટલે **દમ, દાન,** અને **દયા**ની કર્તવ્યતા બતાવી છે. કેટલેક સ્થળે **તપ** અને **શ્રદ્ધા**ની, અને વળી બીજે સ્થળે **સત્ય અહિંસા બ્રહ્મચર્ય** આદિ ધર્મો ઉપદેશ્યા છે. આપના દૃષ્ટાન્તમાંથી પણ સાધનની કર્તવ્યતા બહુ સારી રીતે ફલિત થાય છે. 'હું મુક્ત છું' એટલી કલ્પનાથી આરોપીને આનંદ આવતો નથી, પણ જ્યારે એ વસ્તુતઃ મુક્ત કરે છે ત્યારે જ. એ જ રીતે આપણે વાસ્તવિક મુક્તિ સાધનદ્વારા અપરોક્ષજ્ઞાનવિષય કરવાની છે, 'હું મુક્ત છું, હું મુક્ત

છું ' એમ વૃથા જલ્પ કરવાથી કાંઈ જ લાભ નથી; તથા દુઃખની નિવૃત્તિ પણ માત્ર દુઃખ મિથ્યા છે એમ કહીને કરવાની નથી, પણ હૃદયગુહામાં "અલખ" જગાવીને કરવાની છે—અને આ "અલખ" જગાવવા માટે નીતિ ( સત્કર્મ ), જ્ઞાન, ધ્યાન, પ્રેમ આદિ અનેક સાધનો છે, જેમાંનું એક પણ નિરવધિ આનંદ ઉપજાવી શકે છે, તો પછી સર્વ એકત્ર થાય ત્યાં શું કહેવું ! આ સર્વ સંબન્ધે મ્હારે બહુ કહેવાનું છે પરંતુ એ તો વળી કોઈ બીજે પ્રસંગે ખાસ લેખ દ્વારા કહીશ. આપણે તો હમણાં એટલો જ વિચાર કરવાનો હતો કેઃ—

વેદાન્તનું જ્ઞાન પ્રાપ્ત કર્યા છતાં આનંદ કેમ નથી આવતો ? મ્હારો યથામતિ ઉત્તર એટલો છે કે (૧) અધિકારપૂર્વક સાધનસેવન વિના દૈવીસંપત્ પ્રાપ્ત થતી નથી; (૨) દૈવીસંપત્ વિના મલિન વાસનાનો ક્ષય થતો નથી; (૩)એ ક્ષય થયા વિના બ્રહ્મજ્ઞાન વ્યર્થ છે, વ્યર્થ તો શું પણ ઉત્પન્ન જ થતું નથી; અને (૪) બ્રહ્મજ્ઞાન વિના કેવલ જગત્‌નું મિથ્યાત્વ અનુભવવું એ તો શૂન્યવાદનો આચાર છે, અને વધારે ચોકસ રીતે બોલીએ તો ખરી રીતે એમાં મિથ્યાત્વ અનુભવાતું જ નથી, કારણ કે જગતનું મિથ્યાત્વ તે બ્રહ્મના સત્‌સત્વને લઇને જ અર્થવાળું બને છે તે વિના તો મિથ્યાત્વ અનુભવવું એટલે ક્ષણવાર આંખો મીંચવી કે ઊંઘી જવું—જે અવસ્થા વસ્તુતઃ અંધકારની છે, પ્રકાશની નથી. માટે વેદાન્તના અનુભવનો મૂળ પાયો સદાચાર ઉપર છે, અને એ માર્ગે આપણા બન્ધુઓ જેમ જેમ ચાલતા જશે તેમ તેમ ખરા વેદાન્તજ્ઞાનની સમીપ અવાતું જશે. હાલ કેટલાક વેદાન્તીઓમાં જે સમજણ દેખાય છે તે અસન્ત શોકજનક છે.

તંત્રી.

---

## મિત્રને શ્રાદ્ધાઞ્જલિ.

( મળેલું. )*



ત્રુટી ત્રુટીરે ત્રિપુટી ત્રુટી ગઇ,
બધી બાંધી સંકલના વિખૂટી થઈ. ત્રુટી ત્રુટી રેઃ-
અઘટિત ઘટના ઘટિ રહિ ભુવને અતિ વિસ્મયતા વ્યાપી,
એક નહિ બે ત્રુટી તથાપિ ત્રીજી અધર લટકાતી રહી. ત્રુટી૦ ૧
કારણ, ક્રમ, વિધિ, શક્તિ સઘળે એ બલિહારી ભારી,
ન્યાય છુટી અન્યાય થયે આ, દુનિયાં અઝાયબીએ ગરક થઈ. ત્રુટી૦ ૨
બાલ-મણિ-મોહનની ત્રિપુટી અવલ નવાઈ સુહાઇ,
જે આધારે જગત હતું તેની સ્થિતિપરે આશંકા થઇ. ત્રુટી૦ ૩
અવનાશીતણી કૃતિ અવિનાશી જ્ઞાનતણી એ ગ્રથી,
લોક ગણે લય ગ્યાની રૂપાન્તર એવી પ્રતીતિ દિલ જામી ગઈ. ત્રુટી૦ ૪
જલઘટ માલ સમી કૃતિ જગની, ઉલટ સુલટ પલટાઈ,
આદિ પછી અંત, અંતે આદિ, આશા અમર દિલ છાઈ રહી.ત્રુટી૦૫

---

* આ મળતાં પહેલાં આગલાં ફોર્મ છપાઈ ગયાં હતાં માટે એને પાછળ મૂકયું છે. આ માસમાં જ આ પ્રસિદ્ધ કરવાનું ઔચિત્ય સ્પષ્ટ છે. છેલ્લી અર્ધ પંક્તિને મ્હોટા અક્ષરે છપાવવાની અમે છૂટ લીધી છે. તન્ત્રી.

( ૨ ) આ પ્રકારની વિકારદ્વારા બ્રહ્મની ઉપાસના અન્ય સ્થળે પણ જોવામાં આવે છે. જુવોઃ "एतं ह्येव बहूवृचा" ઇત્યાદિ ઐતરેયારણ્યકની શ્રુતિ, જેમાં 'ઉકથ' 'અગ્નિ' અને 'મહાવ્રત' માં બ્રહ્મની ઉપાસનાનું કથન છે.

આ બ્રહ્મનો જ જ્યોતિર્વાક્યમાં પરામર્શ થઈ ઉપાસનાન્તરનો વિધિ છે.

૨. કેટલાકના મતમાં—

'गायत्री'—શબ્દવડે સાક્ષાત્ બ્રહ્મનું કથન છે, અને 'છન્દ' અર્થનો બિલકુલ સ્પર્શ પણ નથી. ગાયત્રી અને બ્રહ્મ ઉભય ચતુષ્પાદ હોવાથી આ અર્થ બને છે. આમ સંખ્યાસામાન્યને લીધે અર્થાન્તરમાં પ્રયોગ થતો 'सैषा विराट्' ઇત્યાદિ સ્થળે જોવામાં આવે છે. ]

---

## भूतादिपादव्यपदेशोपपत्तेश्चैवम् ॥ १ । १ । २६ ॥

### ભૂતાદિપાદનું કથન પણ ઉપપન્ન થાય છે; માટે એમ.

વળી આ કારણથી પણ સ્વીકારવું જોઇએ કે પૂર્વવાક્યમાં બ્રહ્મ પ્રકૃત છે; ભૂતાદિકનો પાદરૂપે વ્યપદેશ (કથન) છે માટે. ભૂત પૃથ્વી શરીર અને હૃદયનો નિર્દેશ કરીને કહે છે: "सैषा चतुष्पदा षड्विधा गायत्री" (તે એ ચાર પાદવાળી ષટ્પ્રકારની ગાયત્રી.) બ્રહ્મનો આશ્રય ન કરતાં, કેવલ છન્દના ભૂતાદિ પાદ સંભવતા નથી. વળી બ્રહ્મનો આશ્રય ન કરવામાં આવે તો तावानस्य (=એવડો આનો) એ ઋચાનો સંબંધ પણ ન થઈ શકે. આ ઋચા સ્વરસે કરીને બ્રહ્મનું જ અભિધાન કરે છે; કારણ, "पादोस्य सर्वा भूतानि त्रिपादस्यामृतं दिवि (= સર્વ ભૂત એનો એક પાદ છે; એના ત્રણ અમૃતરૂપ પાદ દ્યુલોકમાં છે)". એ પ્રકારે દર્શાવેલું સર્વાત્મત્વ (બ્રહ્મમાં જ) ઉપપન્ન થાય છે. પુરુષસૂક્તમાં પણ આ ઋચા બ્રહ્મવિષયક જ આમ્નાત છે; અને સ્મૃતિ પણ બ્રહ્મની એવંરૂપતા (એ પ્રકારે ભૂતાદિરૂપી પાદાદિમત્તા) દર્શાવે છે. "विष्टभ्याहमिदं कृत्स्नमेकांशेन स्थितो जगत् (= આ અખિલ જગતને એક અંશવડે જ હું સ્તંભાવી–રોકી–બેઠો છું.)". એ પ્રમાણે વળી "यद्वैतद्ब्रह्म (= જે તે બ્રહ્મ)" એમ પણ નિર્દેશ છે. આ રીતે થતાં મુખ્યાર્થ ઉપપન્ન થાય છે, અને "पञ्च ब्रह्मपुरुषाः (= પાંચ બ્રહ્મપુરુષ)" "हृदयसुषिषु ब्रह्मपुरुषः (હૃદય છિદ્રોમાં બ્રહ્મપુરુષ)" એ શ્રુતિ પણ બ્રહ્મસંબન્ધિતા વિવક્ષિત હોય તો જ સંભવે છે. માટે પૂર્વવાક્યમાં બ્રહ્મ પ્રકૃત છે. એ જ બ્રહ્મની દ્યુલોકસંબન્ધે કરીને જ્યોતિર્વાક્યમાં પ્રત્યભિજ્ઞા થઈ પરામર્શ થાય છે એમ સ્થિત થયું.

[ સારસંગ્રહ.

"सैषा चतुष्पदा षड्विधा गायत्री" ઇત્યાદિ શ્રુતિઓમાં ભૂતાદિકનું પાદરૂપે કથન છે—જે વાત બ્રહ્મ અર્થ કરતાં જ સંગત થાય છે. "तावानस्य...पादोऽस्य सर्वा भूतानि..." એ ઋક્-મન્ત્ર પણ બ્રહ્મના જ પાદરૂપે સર્વ ભૂતોનું વર્ણન કરે છે. સ્મૃતિ પણ એમ જ કહે છે. અને અન્ય શ્રુતિઓ પણ એ રીતે જ ઉપપન્ન થઈ શકે છે. ]

---

## उपदेशभेदान्नेति चेन्नोभयस्मिन्नप्यविरोधात् ॥ १ । १ । २७ ॥

### ઉપદેશભેદ–છે માટે નહિ; કારણ કે, ઉભય હોઇને પણ વિરોધ નથી.

વળી જે એમ કહ્યું કે—પૂર્વ સ્થળે "त्रिपादस्यामृतं दिवि (= ... દ્યુલોકમાં...)" એમ સપ્તમી વિભક્તિએ કરીને દ્યુલોકનો આધારરૂપે ઉપદેશ છે, અને અહીંઆં તો "यदतः परो दिवो ज्योतिः ( = આ દ્યુલોકથી પર જે જ્યોતિ છે") એમ પંચમી વિભક્તિવડે દ્યુલોકનો મર્યાદારૂપે ઉપદેશ છે, માટે ઉપદેશનો ભેદ હોવાથી એનું (પૂર્વસ્થલોક્ત બ્રહ્મનુ) અત્રે પ્રત્યભિજ્ઞાન થતું નથી. એ ઉપર કહેવાનું કે—આ દોષ આવતો નથી. 'उभयस्मिन्नप्यविरोधात्'—કારણ કે ઉભયના હોવા છતાં પણ વિરોધ નથી:' ઉભયના એટલે સપ્તમ્યન્ત અને પંચમ્યન્ત ઉપદેશના હોવા છતાં પણ પ્રત્યભિજ્ઞાન ('તે જ આ એમ ઓળખાણ) માં વિરોધ આવતો નથી જેમ લોકમાં વૃક્ષના અગ્રભાગ સાથે સંબંધ એવો શ્યેન (બાજપક્ષી) વૃક્ષને અગ્રે શ્યેન અને વૃક્ષના અગ્રથી પરતઃ (પેલીપાસ) શ્યેન એમ બંને રીતે ઉપદેશાતો જોવામાં આવે છે, તેમ દ્યુલોકમાં હોઇને જ દ્યુલોકથી પર પણ બ્રહ્મ ઉપદેશાય છે.

બીજો કહે છેઃ—જેમ લોકમાં વૃક્ષાગ્રની સાથે સંબન્ધરહિત શ્યેન પણ વૃક્ષાગ્રે શ્યેન અને વૃક્ષાગ્રથી પરતઃ શ્યેન ઉપદેશાતો જોવામાં આવે છે, તેમ દ્યુલોકથી પર હોવા છતાં પણ બ્રહ્મ દ્યુલોકમાં એમ ઉપદેશાય છે.

માટે પૂર્વનિર્દિષ્ટ બ્રહ્મનું અત્રે પ્રત્યભિજ્ઞાન છે. તેથી પરબ્રહ્મ જ 'ज्योतिः'-શબ્દથી ગ્રહણ થાય છે એમ સિદ્ધ થયું.

[ સારસંગ્રહ.

પૂર્વપક્ષઃ—त्रिपादस्यामृतं दिवि (ધુલોકમાં) " ત્યાં સપ્તમી વિભક્તિવડે ધુલોકનું આધાર રૂપે વર્ણન છે, અને પ્રકૃતમાં તો " यदतः परो दिवः ( ધુલોકથી પર ) એમ પંચમીવડે ધુલોકનું મર્યાદા રૂપે કથન છે. હવે જે આધાર છે તે મર્યાદા ન હોઈ શકે—અર્થાત્ જે ધુલોકમાં છે, તે ધુલોકથી પર ન હોઈ શકે, માટે " त्रिपादस्या..." મા જેની વાત છે તેની " यदतः परो दिवो ज्योति." એ પ્રકૃત સ્થળે નથી માટે ज्योतिः એટલે બ્રહ્મ નહિ

ઉત્તરપક્ષ—જે "...માં " હોય તે "થી પર" પણ હોય. જુવો, આપણે કહીએ જ છિએ કે શ્યેન ( બાજપક્ષી ) વૃક્ષને અગ્રે છે અને એથી પર પણ છે માટે બને ઉક્તિ વચ્ચે કોઈ પણ તરેહનો વિરોધ નથી અત્રે અવાન્તર મતભેદ એટલો છે કે કેટલાકના મતમા બ્રહ્મ ધુલોકમા હોઈ એથી પર પણ કહેવાય છે, અન્યના મતમાં ધુલોકથી પર હોઇને ધુલોકમા પણ કહેવાય છે. ]

---

## प्राणस्तथानुगमात् । १ । १ । २८ ॥

( 'प्राण'—શબ્દનો બ્રહ્મ અર્થ છે કેમકે એ રીતે

*અનુગમ થાય છે.)*

કૌષીતકિ-બ્રાહ્મણોપનિષદ્‌માં "[1]प्रतर्दनो ह वै दैवोदासिरिन्द्रस्य प्रियं धामोपजगाम युद्धेन च पौरुषेण च (=દિવોદાસનો પુત્ર પ્રતર્દન યુદ્ધ અને પૌરુષવડે ઇન્દ્રના પ્રિય ધામ પામે ગયો.)" ઇત્યાદિ ઇન્દ્ર-પ્રતર્દનની આખ્યાયિકા આમ્નાત છે. એમાં "[2]सहोवाच प्राणोस्मि प्रज्ञात्मा तं मामायुरमृतमित्युपास्व ( = હું પ્રજ્ઞાત્મા પ્રાણ છું, એ મને અમૃત આયુષ્યરૂપે ઉપાસ)" એવી શ્રુતિ છે. ત્યારપછી પણ "[3]अथ खलु प्राण एव प्रज्ञात्मेदं शरीरं परिगृह्योत्थापयति (=ખરેખર પ્રજ્ઞાત્મા પ્રાણ જ આ શરીરને પક-

१. कौ० ३॥१॥ २. कौ०३॥२॥ ३ कौ०३॥३॥

ડીને ઉભું કરે છે )," અને "[4]न वाचं विजिज्ञासीत वक्तारं विद्यात् (= વાચાની વિજિજ્ઞાસા ન કરવી, વક્તાને જાણવો )" ઇત્યાદિ શ્રુતિ છે. છેવટે પણ "[5]स एष प्राण एव प्रज्ञात्माऽऽनन्दोऽजरोऽमृतः (= તે એ પ્રાણ જ પ્રજ્ઞાત્મા, આનન્દ, અજર, અમર)" ઇત્યાદિ છે. તે સ્થળે સંશય થાય છે કે અત્રે 'प्राण'—શબ્દવડે વાયુમાત્રનું જ અભિધાન છે, કે દેવતાત્માનું, કે જીવનું, કે પરબ્રહ્મનું ? કદાચ કોઈ કહેશે કે 'प्राण'-શબ્દથી બ્રહ્મપરતા "अत एव प्राणः" એ સૂત્રમાં વર્ણવી છે, અને અહીંઆં પણ "आनन्दोऽजरोऽमृतः (=આનન્દ, અજર, અમર)" ઇત્યાદિ બ્રહ્મલિંગ છે. ત્યારે અત્રે ફરીથી સંશય શી રીતે સંભવે ? અમે કહીએ છિએ કે અનેક લિંગનું દર્શન છે માટે. અત્રે ફક્ત બ્રહ્મના લિંગ જ મળે છે એમ નથી, અન્યનાં પણ છે. જેમકે, "[6]मामेव विजानीहि (= મને જ વિજાન)" એવું ઇન્દ્રનું વચન છે તે દેવતાત્માનું લિંગ છે; "આ શરીરને પકડીને ઉભું કરે છે." એ પ્રાણનું લિંગ છે; "વાચાની વિજિજ્ઞાસા કરવી નહિ, પણ વક્તાને જ જાણવો" ઇત્યાદિ જીવનું લિંગ છે માટે સંશય સંભવે છે. ત્યાં 'प्राण' એટલે વાયુ એમ પ્રસિદ્ધિથકી પ્રાપ્ત થતા, કહેવાનું કે 'प्राण'-શબ્દવડે બ્રહ્મ સમજવું. કારણ ? "तथानुगमात्"—એવો અનુગમ છે માટે. આ રીતે વાક્યને પૌર્વાપર્યથી સારી રીતે તપાસતા, પદના અર્થોનો સમન્વય (અનુગમ) બ્રહ્મપ્રતિપાદનવિષયે જેવામાં આવેછે. ઉપક્રમમા પણ જ્યારે ઇન્દ્રે પ્રતર્દનને કહ્યું 'વર માગ' ત્યારે પ્રતર્દને પરમપુરુષાર્થરૂપી વરનો ઉપક્ષેપ કર્યો: "त्वमेव मे वृणीष्व यं त्वं मनुष्याय हिततमं मन्यसे ( = તમે જ મારે માટે વરદાન પસંદ કરી લો—જે વરદાન મનુષ્ય માટે તમે હિતમાં હિત માનતા હો તે )". તે (પ્રતર્દન) ને હિતમા હિત તરીકે ઉપદિશ્યમાન પ્રાણ ( તેનો અર્થ ) પરમાત્મા કેમ ન હોય ? કેમકે, પરમાત્મ-જ્ઞાન શિવાય અન્યત્ર હિત-તમની પ્રાપ્તિ નથી એમ "[7]तमेव विदित्वातिमृत्युमेति नान्यः पन्था विद्यतेऽयनाय (=તેને જ જાણીને અતિમૃત્યુ પામે છે, ગતિ—મુક્તિ—માટે અન્ય માર્ગ નથી)" ઇત્યાદિ શ્રુતિથકી સિદ્ધ છે. તેમ જ "[8]स यो मां वेद न ह वै तस्य केनचन कर्मणा लोको मीयते न स्तेयेन न भ्रूणहत्यया (=જે મને જાણે છે તેનો લોક કોઇપણ કર્મથી વિનાશ પામતો નથી; ચોરીથી નહિ, અને ભ્રૂણહત્યાથી પણ નહિ)" ઇત્યાદિ પણ બ્રહ્મ લેતાં જ ઘટે છે. કેમકે "[9]क्षीयन्ते चास्य कर्माणि तस्मिन्दृष्टे परावरे (=એ પરાવરનું દર્શન થતાં એનાં કર્મો ક્ષય પામે છે)" ઇત્યાદિ શ્રુતિઓમાં બ્રહ્મવિજ્ઞાન વડે સર્વ કર્મોનો ક્ષય પ્રસિદ્ધ છે. પ્રજ્ઞાત્મત્વ પણ બ્રહ્મપક્ષમાં જ ઉપપન્ન થાય છે; કેમકે અચેતન વાયુનું પ્રજ્ઞાત્મત્વ સંભવતું નથી. તેમ જ ઉપસંહારમાં પણ "आनन्दोऽजरोऽमृतः ( આનન્દ, અજર, અમર )" એમ જે આનન્દત્વાદિ છે તે બ્રહ્મ શિવાય અન્યત્ર ઠીક સંભવતાં નથી. "स न साधुना कर्मणा भूयान्भवति नो एवासाधुना कर्मणा कनीयानेष ह्येव साधु कर्म कारयति तं यमेभ्यो लोकेभ्य उन्निनीषते । एषउ एवा साधु कर्म कारयति तं यमेभ्यो लो-

४. कौ०३।८॥ ५. कौ०३।८॥ ६. कौ०३।१॥
७. श्वे०३।८॥ ८. कौ०३।१॥ ९. मु० २।२।८॥

**कैम्योऽधो निनीषते** (=એ સાધુ કર્મવડે અધિક થતો નથી, અને અસાધુ કર્મે કરીને ન્હાનો થતો નથી. એ જ તેને સાધુ કર્મ કરાવે છે, જેને એ આ લોકો થકી ઉપર લઈ જવા ઇચ્છે છે; અને એ જ એને અસાધુ કર્મ કરાવે છે, જેને એ આ લોકથી નીચે લઈ જવા ઇચ્છે છે)". તથા "[1]**एष लोकोधिपतिरेष लोकेशः** (=એ લોકાધિપતિ છે, લોકેશ છે)". એ સર્વનો અનુગમ પરબ્રહ્મનો આશ્રય કરતાં થઈ શકે છે, મુખ્ય પ્રાણ લેતાં થઈ શકતો નથી. માટે '**प्राण**' એટલે બ્રહ્મ.

[ **સારસંગ્રહ.**

ઇન્દ્રપ્રતર્દનનીઆખ્યાયિકા (કૌષી૦ ઉ૫૦) માં "**स होवाच प्राणोऽस्मि...**" ઇત્યાદિ અનેક સ્થળે '**प्राण**'-શબ્દનો પ્રયોગ છે, જેના અર્થપરત્વે અત્રે વિચાર કરવાનો છે. '**अत एव प्राणः**' એ સૂત્રવડે છાન્દોગ્યોપનિષદ્‌માં આવેલા '**प्राण**'—શબ્દના અર્થનો નિર્ણય થઈ ગયો હતો. પણ અત્રે અનેક લિંગ હોવાથી અનેક સંશય ઉત્પન્ન થતાં, વિશેષ વિચારની અપેક્ષા છે. સંશય આ પ્રકારે છે —અત્રે '**प्राण**' એટલે **બ્રહ્મ ?** કે ઇન્દ્ર પોતે "મને વિજાણ" એમ કહી પ્રાણ વર્ણવે છે માટે '**प्राण**' એટલે ઇન્દ્રરૂપ દેવતાત્મા ? કે "આ શરીરને પકડીને ઉઠાડે છે" એમ કહેલું હોવાથી **प्राण** એટલે મુખ્ય (વાયુરૂપ) પ્રાણ ? કે "વક્તાને જાણવો" એમ વક્તાનું વચન હોવાથી '**प्राण**' એટલે જીવ ? આ પ્રશ્નનો ઉત્તર કે—'**प्राण**' એટલે બ્રહ્મ જ. કારણ કે પૂર્વાપર વાક્યો તપાસતાં એ અર્થ જ બન્ધ બેસે છે. પૂર્વાપર વાક્યોમાં બ્રહ્મ અર્થના અનેક લિંગો છે, અને તે આ પ્રમાણેઃ—

(૧) 'મનુષ્યને હિતમાં હિત ('**मनुष्यायहिततमम्**) તમે માનતા હો તે આપો' એના જવાબમા **प्राण** નુ નિરૂપણ છે, અને અન્ય શ્રુતિઓથી એ તો સ્પષ્ટ જ છે કે '**હિતમાં હિત**' તે **બ્રહ્મજ્ઞાન** જ છે

(૨) આ '**प्राण**' ના જ્ઞાનથી **સર્વકર્મક્ષય** દર્શાવ્યો છે—જે વાત બ્રહ્મજ્ઞાન સંબન્ધે જ શ્રુતિસ્મૃતિઓ પ્રતિપાદન કરે છે.

(૩) આ '**प्राण**' નું પ્રજ્ઞાત્મત્વ કહેલું છે, જે ચેતન બ્રહ્મ વિષે સંભવે છે, અચેતન વાયુમાં સંભવતું નથી.

(૪) '**આનન્દ, અજર, અમર**' એ શબ્દો પણ આ '**प्राण**' તે '**બ્રહ્મ**' જ એમ બતાવે છે.

(૫) '**સર્વકર્મકારયિતા**' '**લોકાધિપતિ,**' '**લોકેશ,**' એ વિશેષણો પણ '**प्राण**' નો બ્રહ્મ અર્થ જ સિદ્ધ કરે છે. ]

---

૧. कौ०३।८।।

## न वक्तुरात्मोपदेशादिति चेदध्यात्मसंबन्धभूमा ह्यस्मिन् ॥ १ । १ । २९ ॥

### વક્તાનો આત્મોપદેશ છે માટે, એમ ન કહેવું; કારણ કે અધ્યાત્મ-સંબંધનું આમાં બાહુલ્ય છે.

'प्राण' તે બ્રહ્મ એમ જે કહ્યું તે ઉપર આક્ષેપ કરવામાં આવે છે. 'प्राण' એટલે પર બ્રહ્મ નહિ કેમ ? 'वक्तुरात्मोपदेशात्'—વક્તાનો આત્મોપદેશ છે માટે. વક્તા, ઇન્દ્ર નામનો અમુક શરીરી દેવતાવિશેષ, તે પોતાના આત્માને "मामेव विजानीहि (=મને જ જાણ )" એમ ઉપક્રમ કરીને "प्राणोऽस्मि प्रज्ञात्मा (=હું પ્રજ્ઞાત્મા પ્રાણ છું )" એમ અહંકારવાદવડે પોતાના આત્માને પ્રતર્દનપ્રતિ વર્ણવે છે તે જ વક્તાના આત્મારૂપે ઉપદેશાતો, प्राण બ્રહ્મ કેમ હોઈ શકે ? કારણ, બ્રહ્મનું વક્તૃત્વ સંભવતું નથી. "अवाग्मनस्काः (વાગ્રહિત, મનરહિત...)" ઇત્યાદિ શ્રુતિ છે તેમ જ શરીરસંબંધી, બ્રહ્મમાં ન સંભવે એવા, ધર્મોવડે એણે પોતાના આત્માની સ્તુતિ કરી હતી.—"त्रिशीर्षाणं त्वाष्ट्रमहनमरुन्मुखान्यतीञ्शालावृकेभ्य: प्रायच्छम् (ત્રિશીર્ષા ત્વાષ્ટ્રને મેં માર્યો છે; વેદાન્તબહિર્મુખ યતિઓને શાલાવૃક—વન્યશ્વાન—ને આપી દીધા છે )" ઇત્યાદિ વાક્યો વડે. બલવત્ત્વના કારણથી ઇન્દ્રમાં પ્રાણત્વ ઘટે છે, કેમકે "प्राणो वै बलम् (=પ્રાણ એ બલ છે )" એમ વિજ્ઞાન થાય છે ઇન્દ્ર બલની દેવતા તરીકે પ્રસિદ્ધ છે જે કોઈ બલપ્રકૃતિ છે તે ઇન્દ્રનું જ કર્મ છે એમ કહે છે પ્રજ્ઞાત્મત્વ પણ અપ્રતિહતજ્ઞાનત્વને લીધે દેવતાત્મામાં સંભવે છે દેવતા અપ્રતિહત જ્ઞાન છે એમ કહે છે અને એમ દેવતાત્માના ઉપદેશનો નિશ્ચય થતાં, હિતતમત્વાદિવચનો યથાસંભવ દેવતાત્મવિષયક જ યોજવાં માટે વક્તા—ઇન્દ્ર—નો આત્મોપદેશ હોવાથી "प्राण" એટલે બ્રહ્મ નહિ એમ આક્ષેપ કરીને સ્હામું સમાધાન કરવામાં આવે છે:—"अध्यात्मसंबन्धभूमा ह्यस्मिन्"—આમાં અધ્યાત્મ-સંબન્ધનું બાહુલ્ય છે, अध्यात्म संबन्ध એટલે પ્રત્યગાત્મ-સંબન્ધ; તેનો भूमा એટલે બાહુલ્ય આ અધ્યાયમાં ઉપલબ્ધ થાય છે. 'જ્યાં સુધી આ શરીરમાં પ્રાણ વસે છે ત્યાં સુધી આયુષ્ય છે' એ રીતે પ્રત્યગ્-ભૂત એવા પ્રજ્ઞાત્મા પ્રાણનું આયુષ્યના આપવા-લેવામાં સ્વાતન્ત્ર્ય બતાવે છે, પરાચીન ( પ્રત્યગાત્માથી ઉલટા) એવા દેવતા-વિશેષનું નહિ; તેમ જ 'પ્રાણ હોય તો નિઃશ્રેયસ' એ રીતે અધ્યાત્મ ( પ્રત્યગાત્મ)ભૂત જ એવો ઇન્દ્રિયાશ્રય પ્રાણ દર્શાવે છે. તથા "प्राण एव प्रज्ञात्मा शरीरं परिगृह्योत्थापयति (=પ્રજ્ઞાત્મા પ્રાણ જ શરીરને પકડીને ઉભું કરે છે )" એમ છે. "વાણીની વિજિજ્ઞાસા ન કરવી, વક્તાને જાણવો" એમ ઉપક્રમ કરીને, "तद्यथा रथस्यारेषु नेमिरर्पिता नाभावरा अर्पिता एवमेवैता भूतमात्राः प्रज्ञामात्रास्वर्पिताः प्रज्ञामात्राः प्राणेऽर्पिताः स एष प्राण एव प्रज्ञात्माऽऽनन्दोऽजरोऽमृतः(=જેમ રથના આરામાં

નેમિ-પરડું-રહે છે અને નાભિમાં આરા રહેલા છે, એ જ રીતે આ ભૂતમાત્રાઓ પ્રજ્ઞામાત્રાઓમાં રહેલી છે, અને પ્રજ્ઞામાત્રાઓ પ્રાણમાં રહેલી છે, આ પ્રાણ તે જ પ્રજ્ઞાત્મા, આનન્દ, અજર, અમર છે.)" એ રીતે વિષય-ઇન્દ્રિયરૂપી આરાની નાભિરૂપ એવા પ્રત્યગાત્માનો જ ઉપસંહાર કરે છે "स म आत्मेति विद्यात् (=તે મ્હારો આત્મા છે એમ જાણવું)" એ પ્રકારનો ઉપસંહાર પ્રત્યગાત્મા લેતાં ઠીક થાય છે, પરાચીન (પ્રત્યગાત્માથી વિપરીત) ને લેતાં નહિ. અને "अयमात्मा ब्रह्म सर्वानुभूः (=આ આત્મા સર્વાનુભૂઃ એવું બ્રહ્મ)" એમ બીજી શ્રુતિ છે.

માટે અધ્યાત્મ-(પ્રત્યગાત્મ-) સમ્બન્ધનું બાહુલ્ય હોવાથી આ બ્રહ્મનો જ ઉપદેશ છે, દેવતાત્માનો નથી.

ત્યારે વક્તાનો આત્મોપદેશ છે તે કેમ?

[ સારસંગ્રહ.

પૂર્વપક્ષઃ— 'प्राण' તે ઇન્દ્રદેવતા.

કારણ, (૧) 'મને જ જાણ' હું પ્રાણ છું એમ અહં-શબ્દવડે ઇન્દ્ર 'प्राण' નો નિર્દેશ કરે છે

(૨) અત્રે જે 'વક્તૃત્વ' આવે છે તે પણ 'अवागमनाः' (વાણી રહિત, મનરહિત...) બ્રહ્મમાં સંભવતું નથી.

(૩) શરીરસંબન્ધી અને બ્રહ્મમાં ન સંભવતા ધર્મોનું કથન છે. જુવો: "त्रिशीर्षाणं......"(મેં ત્રિશીર્ષ ત્વાષ્ટ્રને માર્યો છે)ઇત્યાદિ.

(૪) પ્રાણ બલ છે એમ કહેવાય છે, અને ઇન્દ્ર પણ બલ-દેવતા ગણાય છે.

(૫) 'અપ્રતિહત જ્ઞાન' અને 'હિતતમત્વ' એ વાયુરૂપ પ્રાણમાં અસંગત છે, પણ ઇન્દ્રરૂપી દેવતાત્મામાં તો ઉપપન્ન છે.

ઉત્તરપક્ષઃ—

અધ્યાત્મ-સંબન્ધનું બાહુલ્ય છે; અર્થાત્ પ્રત્યગાત્મ-સંબન્ધ બહુ જોવામાં આવે છે. હવે બ્રહ્મ જ પ્રત્યગાત્મભૂત છે, દેવતાવિશેષ નહિ; દેવતાવિશેષ તો પરાચીન (પ્રત્યગ્‌થી ઉલટું) છે. જુવો" प्राण एव प्रज्ञात्मा......""न वाचं...वक्तारं विद्यात्" "तद्यथा रथस्यारेषु... " "स म आत्मा" ઇત્યાદિ શ્રુતિઓ. માટે 'प्राण' એટલે દેવતાવિશેષ (ઇન્દ્ર) નહિ, પણ બ્રહ્મ.]

---

## शास्त्रदृष्ट्यातूपदेशो वामदेववत् ॥ १ । १ । ३० ॥

**( વક્તાનો આત્મરૂપે ) ઉપદેશ તો શાસ્ત્રદૃષ્ટિએ કરીને છેઃ વામદેવની માફક.**

ઇન્દ્ર નામનો દેવતાત્મા, 'હું જ પરબ્રહ્મ છું' એમ યથાશાસ્ત્ર પોતાના આત્માને આર્ષ-દર્શને કરીને પરમાત્મ-રૂપે જોતો, ઉપદેશ દે છે 'મને જ વિજાણ', જેમ 'આ'ને 'એ' રૂપે જોતા ઋષિ વામદેવે 'હું મનુ થયો, સૂર્ય થયો' એમ અનુભવ્યું તેમઃશ્રુતિ છે કે "तद्यो यो देवानां प्रत्यबुध्यत स एव तदभवत् (=દેવોમાંથી જેને જેને એણે જાણ્યો તે તે દેવ એ થયો) વળી જે એમ કહ્યું કે 'મને જ વિજાણ' એમ કહીને ત્વાષ્ટ્રવધાદિરૂપ શરીરધર્મવડે ઇન્દ્રે પોતાની સ્તુતિ કરી એનો પરિહાર આપવો જોઇએ. એ વિષે કહેવાનું કેઃ—હું આવા કર્મવાળો છું માટે મને વિજાણ એમ વિજ્ઞેયભૂત ઇન્દ્રની સ્તુત્યર્થે ત્વાષ્ટ્રવધાદિનો ઉપન્યાસ નથી. ત્યારે શી રીતે છે? વિજ્ઞાનની સ્તુત્યર્થે છે. કારણ ત્વાષ્ટ્રવધાદિ સાહસોનો ઉપન્યાસ કરીને પછીથી *तस्य मे तत्र लोम न मीयते स यो मां वेद न ह वै तस्य केन च कर्मणा लोको मीयते ( = ત્યાં મારૂં રૂંવાડું પણ ક્ષીણ થતું નથી. જે મને જાણે છે તેનો લોક કોઈ પણ કર્મથી ક્ષય પામતો નથી) "ઇત્યાદિએકરીને વિજ્ઞાનની સ્તુતિનું અનુસન્ધાન કરે છે. ઉક્ત એ થાય છે કે આવાં ક્રૂર કર્મો કર્યા છતાં પણ બ્રહ્મભૂત એવો જે હું તેનું રૂવાડું પણ નાશ પામતું નથી, અને તેથી અન્ય પણ જે કોઈ મને જાણે છે તેનો લોક કોઈ પણ કર્મવડે નષ્ટ થતો નથી. વિજ્ઞેય તો 'હું પ્રજ્ઞાત્મા પ્રાણ છું.' એમ વક્ષ્યમાણ બ્રહ્મ જ છે. માટે આ બ્રહ્મ—વાક્ય છે.

### સાર સંગ્રહ.

૧. વક્તા—ઇન્દ્ર—'મને જ વિજાણ' એમ કહે છે તે ઉપરથી એવો પૂર્વપક્ષ થયો હતો કે અત્રે 'प्राण'-શબ્દથી ઇન્દ્ર (=દેવતાત્મા) સમજવો. તેનો ઉત્તર કે—

'મને' શબ્દથી દેવતાત્માનો નિર્દેશ કરવાનું તાત્પર્ય નથી. પણ શાસ્ત્રીય અને આર્ષ દૃષ્ટિવડે ઇન્દ્ર પોતાના આત્માને પરમાત્મારૂપે જુવે છે, અને તેથી 'મને જ વિજાણ' એટલે હું જે પરમાત્મ-સ્વરૂપ છું તેને વિજાણ એમ અત્રે સમજવાનું છે. આ રીતે જ વામદેવ ઋષિ પોતાને મનુરૂપે તથા સૂર્યરૂપે જુવે છે. "तद्यो, यो...मनुरभवं सूर्यश्च"

૨. અત્રે ત્વાષ્ટ્રવધાદિક શરીર-ધર્મનો નિર્દેશ છે, જે બ્રહ્મમાં અસંગત છે, માટે 'प्राण'-શબ્દથી ઇન્દ્ર ( દેવતાત્મા ) સમજવો એમ પૂર્વપક્ષી તરફથી કહેવામાં આવ્યું હતું એનો ઉત્તર કે—

---

* कृ० ૧।૪।૧૦

..., પર વસ્તુએ, અકળ યૂરોપની, યુક્તિથી આર્યભંડાર ફોડે;
તું ભલો ભૂસ પણ, રાજવંશી પરે, ગુર્ખ થૈ દેશનું માન મોડે,
ઘર તણાં છોકરાં, ધંટી ચાટે અને, પર પ્રતિ તું ઉદાર કૃપાલુ;
ભાગ્ય અવશેષને, ધૂલિમાં રોલતા, દીન થૈ કાઢશેરે દીવાલું.

આપદા વેગથી, ઉગરવુ હોય તો, ભ્રાન્તિની વાન્તિ, વેલી જ કરજે;
સાક્ષરાગ્રા થકી, સ્વપ્રતિજ્ઞા થકી, પરપદાર્થો નહિ હસ્ત ધરજે,
ગૌણતા ગુણ ગણી ગૃહ વિષે પાલજે, ગવ્યથી તંતુ મને ભવ્ય બનજે;
વેદવેદાન્તનું યુગલ નિત્યે વદે, ઊઠ ! પ્રવૃત્તિ અશ્રાન્ત ધડજે

આનન્દનન્દન.

---

પુસ્

## સ્વર્ગગીત.*

(મળેલુ.)

"દુહિતાઓ જેરૂસેલમની, મારે માટે મા રડો !
"મારે માટે માં રડોઃ
"મારે માટે મા રડોઃ
"માં રડોઃ મા રડો મા રડો
"મારે માટે મા રડો !

"પણ પોતાને માટે તમારા
"બચ્ચાંને માટે તમારાઃ
"રડોઃ રડોઃ રડોઃ
"મારે માટે મા રડો !"

कान्त.

---

* આ ગીત બાઇબલ (લુક-પ્રકરણ ૨૩. વાકય ૨૮.) ના ક્રાઇસ્ટના શબ્દોમાંથી ... છે એ મહાત્માનુ હૃદય ભકિત અને કર્મયોગથી ભરપૂર હતુ, અને યદ્યપિ વિચારમાં ...ટેક પ્રજાનો જીવાત્મા–પરમાત્માનો દ્વૈતવાદ એ ઓળંગી શકયો નહતો તથાપિ આચા- ...એનાં જેવાં અદ્વૈતજીવન જગતમા બહુ જ વિરલ થયાં છે. એ શ્રદ્ધા, એ દૃઢતા, એ ... એ શાન્તિ, એ ત્યાગ, એ ક્ષમા–નું દર્શન થતા કયા વેદાન્તીને–ખરા અર્થના વેદા- ...ત–આનન્દ અને માન ઉપજ્યા વિના રહેશે ? સ્વર્ગસ્થ મણિલાલ કહે છે તેમ "અભેદ- ...ા કિરણો એક અમુક સ્થલે જ પ્રકાશે કે પ્રકાશ્યા છે એવો કાંઈ નિયમ નથી; થોડો ... પ્રકાશ સર્વત્ર પહોંચ્યો છે." બાઇબલનાં વચનો ગીતામાં આવ્યાં છે કે ગીતાનાં

# વિચારમાલા.

(અનુસંધાન પૃ૦ ૨૪ થી).

૨. પ્રશ્ન—આપ વેદાન્તના સાક્ષાત્કાર માટે સદાચારની આવશ્યકતા ઉપર આટલો બધો ભાર મૂકો છો, અને અમે તો એક પ્રસિદ્ધ વેદાન્ત ગ્રન્થમાં વાંચીએ છિએ કે

"निस्त्रैगुण्ये पथि विचरतां को विधिः को निषेधः"

'ત્રણ ગુણથી પર એવા માર્ગમાં વિચરનારાઓને વિધિ શો અને નિષેધ શો?' આ વિરોધ શી રીતે ટાળવો?

ઉત્તર—ખરી વાત છે કે વેદાન્તનિરૂપણમા હું નીતિ' ઉપર બહુ ભાર મૂકું છુ આરંભથી જ હુ આગ્રહપૂર્વક કહેતો આવ્યો છુ કે અદ્વૈતવેદાન્ત એ ખરી ધાર્મિકતાનુ રહસ્ય છે, અને નીતિનો એ વિશાળ અને પરમ ગંભીર પાયો છે આ બે સત્યો જ વાચક આગળ સાંગોપાંગ રીતે પ્રકાશિત કરી શકાય તો એ થોડુ છે? આપ જાણતા જ હશો

---

બાઇબલમા ગયા છે એ પ્રશ્નને નિ સાર ગણી એ ઠીક જ કહે છે કે "જ્યાં અભેદનું દર્શન હોય ત્યાં એ ગ્રાહ્ય લાગે છે." પરમાર્થવિષય દેશકાલાદિ ઉપાધિથી પર હોવાને લીધે, એ ઉપાધિથી થતા ભેદ વેદાન્તીને ત્યાજ્ય છે, એમ અમારો સિદ્ધાન્ત હોવાથી આ ગીતને અત્રે સ્થાન આપવુ યોગ્ય છે

પ્રકૃતગીતના ભવનો પ્રસગ આ પ્રમાણે છે—જીસસ ક્રાઇસ્ટને વધસ્તંભ ૨૬ લઈ જવામા આવે છે, તે વખતે અમખ્ય સ્ત્રીપુરુષો એની પાછળ જાય અને શોકોદ્ગાર કરી મૂકે છે પોતાને માટે અન્ય કોઇપણ દુ ખ કરે એ જીસસથી થઈ શકતુ નથી પોતાના કરતા અન્ય અને એમના બચ્ચાંઓ એને વધારે વહાલા છે, અને એમને માટે દુ ખ થવુ એને વધારે ઉચિત લાગે છે "પણ પોતાને માટે તમારાં બચ્ચાંને માટે તમારા રડો રડો રડો."એમ કહેવામા જીસસનું તાત્પર્ય બાઇબલના ટીકાકારોએ વિવિધ રીતે દર્શાવ્યુ છે કેટલાક કહે છે એનો એમ અર્થ છે કે 'જ્યારે મારા જેવા, સર્વથા નિર્દોષને આવી શિક્ષા થાય છે, ત્યારે કાંઇક કાંઇક દોષવાળાઓ માટે તો શું કહેવું' બીજો અર્થ એમ લેવામાં આવે છે કે 'હાલ આ પાપીઓ આવું આચરણ કરે છે, પણ જ્યારે એમના પાપનો પ્યાલો પૂરેપૂરો ભરાશે ત્યારે તો આ કરતાં પણ અધિક કરતા થશે.' મને લાગે છે કે ઐતિહાસિક અર્થ બાજુપર મૂકી આધ્યાત્મિક અર્થ લેતાં—તાત્પર્ય આ પ્રમાણે છે કે:—ક્રાઇસ્ટને ઉત્તર જીવનમા જગતનો કડવો અનુભવ થતો આવતો હતો અને ખાતરી થતી હતી કે દુ ખ વિના પ્રભુનું દ્વાર પ્રાપ્ત કરી શકાતુ નથી, અને આ વિચારનુ પ્રાબલ્ય એનામા એટલું બધુ થઈ ગયુ હતુ કે પ્રભુના ભક્તો માટે હજી જગતમા બહુ બહુ દુ ખો ભર્યા છે એ પોતાનો નિશ્ચય એના અનુયાયીઓને એ ક્ષણે ક્ષણે કરાવતો, અને એ જ અર્થનો પ્રકૃત

તન્ત્રી.

કે સુદર્શનમાં આ દષ્ટિબિન્દુ કાંઈ નવીન નથી. પ્રો૦ મણિભાઈએ 'અભેદ' અને 'પ્રેમ' શબ્દો એટલા માટે જ પ્રચલિત કર્યા હતા.

આપના પ્રશ્નનો ઉત્તર આ રીતે છેઃ—

(૧) પ્રાચીન સમયમાં વેદાન્તનો અભ્યાસ માંડતાં પહેલાં સદાચારનું અસ્તિત્વ માની લેવામાં આવતું હતું. એટલું જ નહિ પણ–બીજું–વર્ણાશ્રમની વ્યવસ્થા સદાચારની સિદ્ધિ માટે એવી ઉપયોગી થતી કે એટલી વ્યવસ્થાને યથાસ્થિતરીતે તાબે થતાં એવા આત્મા થોડા જ રહેતા કે જેનામાં સદાચાર તરફ રુચિ ન હોય એવા દીર્ઘ અને શ્રદ્ધાપુરઃસર કરેલા નીતિના પરિચય પછી એ નીતિ કેવી આવશ્યક છે એ મુમુક્ષુને કહેવાની જરૂર જ પડતી નહિ. માત્ર સમજાવવાનું એટલું જ રહેતું કે શાસ્ત્રે ઉપદેશેલા પ્રવૃત્તિલક્ષણ ધર્મને અંગે એણે આજ પર્યન્ત અગ્નિહોત્રાદિ જે કર્મો કર્યાં છે તે હવે પછી નિરર્થક છે કેમકે હવે એણે જે માર્ગમાં પ્રવેશ કરવાનો છે તે મોક્ષનો છે, જ્ઞાનનો છે, એટલે નિવૃત્તિધર્મનું એમાં પ્રાધાન્ય છે. એવા મુમુક્ષુને ઉક્ત ઉપદેશ કર્યા છતાં પણ આજ સુધી શ્રદ્ધાથી જે જે કર્મો એણે કર્યાં છે તે ઉપર સ્વાભાવિક રીતે એનું મન ચોટી રહે છે અને તે ખસેડવા માટે જ શાસ્ત્ર કહે છેઃ—

"निस्त्रैगुण्ये पथि विचरतां को विधिः को निषेधः"

આમ વિધિ નિષેધનો અભાવ બોધવામાં જ્ઞાનમાર્ગનો આશય સદાચરણની વ્યવસ્થા લોપી નાખવાનો નથી, પણ અમુક પ્રકારનો આચાર–કર્મકાંડાદિ સકામ ક્રિયામાત્ર—હવે પછી નિરર્થક છે એટલું જ સમજાવવાનો છે.

(૨) બીજું—જ્ઞાની માટે એમ કહેવામાં આવે છે કે "हत्वापि स इमान् लोकान् न हन्ति न निबध्यते–અર્થાત્ 'ત્રણ લોકને હણીને પણ એ હણતો નથી અને બન્ધાતો નથી.' આમ કહેવામાં મુખ્ય તાત્પર્ય તો જ્ઞાનનું* માહાત્મ્ય પ્રદર્શિત કરવાનું છે. આવા

* નીચેના ઉતારાની છેલ્લી પંકિતમાં દર્શાવેલું જ્ઞાનનું માહાત્મ્ય જુવો; જેમાં અતિશયોક્તિ તો છે જ—

"The ordinary virtue, the ordinary judgments that a thing is good or bad, are the result of custom, and diametrically opposed to *philosophic* or *selfconscious virtue*...In common parlance men are called brave even if they fight from fear. Genuine virtue, on the other hand, coincides with the consciousness of its reasons to such an extent that *such knowledge*, as Socrates had already taught, *ennobles even wickedness, while its absence spoils the highest virtue.*"

Erdmann's History of Philosophy Vol. I p. 100 (Plato).

તાત્પર્ય—લોકોમાં રૂઢિનો આચાર એ સદાચાર કહેવાય છે. ભયથી લડનારને પણ લોકો બહાદુર કહેશે, પણ શાસ્ત્રીય દૃષ્ટ્યા એ બહાદુર નથી; સમજીને લડનાર પુરુષ જ બહાદુર છે. ખરો સદાચાર જ્ઞાન( તત્ત્વવિચાર ) વિના સંભવતો નથી. જ્ઞાનસહવર્તમાન પાપમાં પણ ઉચ્ચતા આવે છે, અને ઉત્તમોત્તમ સદ્ગુણ પણ જ્ઞાન વિના બગડી જાય છે.

અતિપ્રશંસાના પાઠય વગર; જ્ઞાનથી 'વિદુર અને કર્મયોગનું રહસ્ય ન જાણનાર એવા અર્જુનને જ્ઞાન પ્રાપ્ત કરી યથોક્ત કર્મ આચરવા તરફ અભિરુચિ અને ઉત્સાહ કેમ થાત ? અર્જુન જેવો રાજ્યાદિ ભોગ ઉપર તિરસ્કાર દૃષ્ટિથી જોતો પુરુષ " ગણુ લોકને હણુવા"-રૂપી પાપાચરણમાં ઉતરે એ તો અશક્ય જ હતુ અને તેથી જ આવો ઉદ્દામ ઉપદેશ છે. પરંતુ આ ઉપરાંત ઝીણી દૃષ્ટિથી સમજવા જેવી અત્રે એક બીજી બાબત પણ છે, અને તે એ કે-જ્ઞાની " હણીને પણ હણતો નથી," અને તેથી જ "બન્ધાતો નથી." અર્થાત્ સામાન્ય સ્વરૂપમાં તો 'હનન'ની જોડે 'બન્ધન' વળગેલું જ છે. જે હણતો નથી એટલે કે 'હનન'મા જે પાપ-અંશ રહેલો છે તે જેનામાં આવતો નથી, તે જ બન્ધાતો નથી. એ પાપ-અંશ શો ? અધર્મરૂપ હોવુ તે. હનન સર્વને માટે વિહિત-ધર્મ-નથી. અમુકને માટે જ છે, અને તે અમુક સ્થલપ્રસંગપરત્વે જ છે, તે શિવાય અન્યત્ર એ અધર્મ છે. આ મર્યાદા સકારણ છે. અને આ રીતે જોતા, જેણે ધર્મનું તત્વ જાણ્યું છે તે અમુક કાર્ય સારૂં અમુક ખોટું એવો યાદૃચ્છિક ભેદ સમજતો જ નથી; એ તો સર્વ કર્મને એક અમુક *સાર્વત્રિક નિયમની કસોટીથી જ તપાસે છે, અને એમ તપાસતાં એને જે યોગ્ય લાગે છે તે કરવામા એ બાધ ગણતો નથી. અર્થાત્ દયા ક્ષમા આદિ ગુણો સ્વતઃ સારા ખોટા નથી, એમનું સારા ખોટાપણુ બીજેથી આવે છે, એ સર્વની પાછળ રહેલુ જે સારા ખોટાનું તત્વ તેમાથી આવે છે એ તત્વને લઇને એકનું એક જ કાર્ય અમુક દેશ, કાલ, પ્રસંગ, કર્તા માટે સારૂં થાય છે; અન્ય માટે ખોટું ઠરે છે. એક ઉદાહરણ તરીકે, લૉર્ડ રૉબર્ટ્સને રશિઆ સ્હામે રણભૂમિ ઉપર ઉભેલો કલ્પો, અને જ્યારે ચોતરફ અસંખ્ય યોદ્ધાઓ પોતાના દેશ તરફ કર્તવ્ય કરવાને તત્પર થઇ રહેલા છે તે વખત એને દયા શાંતિ આદિ ભાવોમા ગળી જતો દૃષ્ટિ આગળ ઉપસ્થિત કરો-એટલે તરત તમને ગીતાના ઉપદેશની મહત્તા સમજાશે. એ ઉપદેશમા જે અનેકાનેક અવાન્તર બોધ રહેલા છે તેમાંનો

---

* "True or scientific knowledge, then, of whatever can be known, must be *general* knowledge, relating not to individuals primarily, but to the general facts or qualities which individuals exemplify".

Sidgwick's History of Ethics p 37 (Plato).

તાત્પર્ય—શાસ્ત્રીય જ્ઞાનમાં તે તે વ્યક્તિમાં પ્રકાશતું જે સામાન્ય તત્વ તેનું ગ્રહણ થાય છે.

"He (Plato) does not recognise an internal diversity among the separate virtues, but assumes an unity of the virtues, corresponding to the unity of knowledge."

Wundt's Ethics p. 276.

તાત્પર્ય:—જેમ જ્ઞાન એકાકાર છે તેમ સદ્‌ગુણ પણ એકાકાર છે-અર્થાત્ સદ્‌ગુણો એવી વસ્તુ નથી, માત્ર સદ્‌ગુણ જ છે.

એક આ છે કે નીતિને તે તે ક્રિયાઓરૂપે ન અવલોકતાં, તે તે ક્રિયાઓમાં રહેલા નીતિતત્ત્વની દૃષ્ટિએ અવલોકવી; અર્થાત્ Moral Philosophy ( નીતિતત્ત્વવિચાર ) નું દ્વાર ઉઘાડવું.

(૩.) ત્રીજું—આપે બતાવેલી પંક્તિમાં 'નિસ્ત્રૈગુણ્ય' શબ્દનો અર્થ સમજવા જેવો છે. " निस्त्रैगुण्यो भवार्जुन—હે અર્જુન ! તું નિસ્ત્રૈગુણ્ય થા " એમ કૃષ્ણ કહે છે. અને વળી કહે છે કે " कार्यते ह्यवशः कर्म सर्वः प्रकृतिजैर्गुणैः—સર્વ પ્રાણીમાત્ર પ્રકૃતિથકી થએલા ત્રણ ગુણવડે અવશ રહી કામ કરે જાયછે." આમ એક તરફથી " ત્રિગુણ " નું અનિવાર્ય બન્ધન, અને બીજી તરફથી " નિસ્ત્રૈગુણ્ય " થવાનો ઉપદેશ છે, અને એ બંનેને સાથે મૂકી એમાંથી અવિરોધ તારવી કાઢવો એ સમગ્ર ગીતાનું એક મુખ્ય તાત્પર્ય છે. અત્ર પ્રથમ તો કર્મ અને જ્ઞાનનો, વા પ્રકૃતિ અને પુરુષનો, સંબન્ધ સમજવાનો છે. આપણા આત્માનું સ્વરૂપ વિચારીશું તો એમાં બે *વિભાગ સમજાશેઃ એક જડરૂપ, અને એક ચૈતન્યરૂપ. તેમાં જે જડ-અંશ છે તે પ્રકૃતિનો, કર્મનો છે; ચૈતન્ય-અંશ તે બ્રહ્મ ( પુરુષ )નો, જ્ઞાનનો છે. હવે આ બે અંશ આ ખડીઆમાં શાહી છે તેમ, અથવા આ દાબડીમાં એક હીરો મૂક્યો હોય તેમ, કે આ સ્થળે દીવો પ્રકાશતો હોય તેમ—એકબીજાની અંદર સંયોગસંબન્ધે રહેલા નથીઃ તેમ જ આ ટેબલ જેમ લાકડાનું બનેલું છે તેમ જડનું ચૈતન્ય કે ચૈતન્યનું જડ બનેલું છે એમ પણ નથી; એ બેનો સંબન્ધ કોઇક વિલક્ષણ પ્રકારનો છે. હવે જડ—પ્રકૃતિ—નોસ્વભાવ જે કર્મ તે તો દૂર કરી શકાય એમ નથી, એટલે એમ કરવાનો યત્ન પણ વ્યર્થ છે. પણ ચૈતન્યની શક્તિ એટલી છે કે પોતાના જ્ઞાનસ્વરૂપનો એના અંતરમાં પ્રકાશ પાડી એ કર્મને 'natural' ( પ્રકૃતિની ) સ્થિતિમાંથી કાઢી 'Supernatural' ( પ્રકૃતિથી પર ) સ્થિતિમાં મૂકી શકે છે, અને આ રીતે એને 'moral' અને 'spiritual' (નીતિ અને અધ્યાત્મ—) અર્થવાળુ બનાવી શકેછે.આ સ્થિતિ તે " निस्त्रैगुण्य "—અવસ્થા : ત્રણ ગુણના માત્ર અભાવરૂપી અવસ્થા નહિ, પણ ત્રણ ગુણથી પર અને ત્રણે ગુણને પોતાના ઉદરમાં સંગ્રહી લેનાર એવી અવસ્થા—વિધિનિષેધથી વિરુદ્ધ આચારની અવસ્થા નહિ પણ વિધિનિષેધના પ્રાકૃત ભેદને પોતાની અલૌકિક

---

* આ બે વિભાગ પણ વસ્તુતઃ નથી. પ્રો. ગ્રીન કહે છે તેમ,—જેમ પ્રાણીના અવયવો યન્ત્રવત્ ગોઠવાએલા છે પણ તેથી પ્રાણી કાંઈ યન્ત્ર નથી, તેમ મનુષ્યને પ્રાણ -દેહ-છે તથાપિ એ વસ્તુતઃ પ્રાણી નથી પણ સર્વનો સાક્ષી, અને દેશકાલાદિ ઉપાધિથી પર તત્વ છે. "(In strict truth the man who knows, so far from being an animal altogether, is not an animal at all or even in part...He is not an animal, not a link in the chain of natural becoming...an eternal consciousness not existing in time but the condition of there being an order in time, not an object of experience but the condition of their being an intelligent experience.)"

Prof. Green.

એકતામા, એનાં અન્ધકારને પોતાનાં પ્રકાશમા, એની જડતાને પોતાના ચૈતન્યમા— લય કરી લેનારી અવસ્થા ત્યારે આ સર્વ વાતનો સાર કે—જડને સ્વરૂપાન્તર પમાડનાર જે ચિત્—રૂપ પદાર્થ તે જડનો પ્રકાશક સાક્ષી છે જડનો એક ભાગ નથી એમ બતાવી, એના આધાર ઉપર અદ્વૈતસિદ્ધાન્તને અનુકૂલ રીતે તેમ જ તે તે વર્ણના સ્વાભાવિક ગુણોને અને લાબા અનુભવને લક્ષમાં લઈ શાસ્ત્રોએ જે જે નિયમો ઘડયા છે તેને માન આપી, નીતિનુ તત્ત્વજ્ઞાન રચવુ, અને સર્વની આગળ તેમ જ પાછળ—આરંભમાં તેમ જ અન્તમા—**પરમાત્મારૂપી એવો મહાન્ પ્રકાશ ઝગઝગતો રાખવો કે જેથી માર્ગમાં ભૂલા પડવાનો સભવ જ ન રહે** એ ગીતાનો એટલે વેદાન્તને પરમગંભીર અને પરમ રમણીય ઉપદેશ છે. અને આ દૃષ્ટિબિન્દુએ પહોચતા વિધિનિષેધને શો બાધ આવ્યો ? બાધ ન આવ્યો એટલું જ નહિ પણ પુષ્ટિ મળી, નીતિનુ તત્ત્વજ્ઞાન રચવા માટે આવશ્યક આધાર મળ્યો

(૪.) "આગળ તેમ જ પાછળ પરમાત્માનો ઝગઝગતો પ્રકાશ" એ ક્ષુદ્ર અને અલૌકિક નીતિ વચ્ચેનો ભેદ દર્શાવી આપે છે જે મનુષ્યના નીતિસબન્ધી વિચારો આ જગતમા જ સંકડાઈ રહે છે, જે આ દૃશ્ય જગતથી પર નીતિનુ 'પ્રભવ અને પ્રલય"–સ્થાન–પરમાત્મા–એવો પદાર્થ જ માનતો નથી એ કદાચ પૂર્વજન્મના સંસ્કારને લીધે (સ્વાભાવિક વલણને લીધે એમ કહેવુ યોગ્ય લાગે તો તેમ) નીતિવાળો થઇ શકશે પણ એ નીતિરચના ખોટા તત્ત્વજ્ઞાન ઉપર રચાએલી છે એટલું જ નહિ, પણ એની સ્થિરતા પણ શકાસ્પદ છે 'शैलमूल जेहि सरिता नाहीं । बरषि गये पुनि तबहिं सुखाहीं' તેવીજ ધર્મરહિત નીતિ છે મનુષ્યના હૃદયમાં કેવા કેવા ×રાક્ષસો–"રક્તબીજો"–ભર્યા છે એની એને પોતાને પણ ખબર હોતી નથી એની સાથે યુદ્ધ કરવા માટે પરમાત્માના સાહાય્યની બહુ અપેક્ષા છે, અને આ સાહાય્ય મુખવડે પ્રાર્થના કરવાથી જ કે હસ્તવડે કર્મકાડ કરવાથી જ મળી શકતુ નથી, પણ જ્યારે ઊંડા અંતરમાથી ઉગીને, જેમ જળ બહાર કાઢવામા આવતા, માછલી જળમા પડતુ નાખે છે તેમ, જીવાત્મા પરમાત્માને ચરણે જઈ પડે છે, એની ઇચ્છાને પરમાત્માની ઇચ્છા સાથે સંગતિ પમાડે છે, પોતે કરે છે તે પરમાત્મા જ કરે છે* એમ–મિથ્યાવાદ તરીકે નહિ પણ વસ્તુત —શ્રદ્ધા રાખી સમજે છે, ત્યારે જ એ સાહાય્ય પ્રાપ્ત થાય છે પરમાત્માનું નીતિસંબંધે જે સ્થાન છે તેને લીધે જ નીતિ ધર્મરૂપે ઉન્નત સ્વરૂપાન્તર પામી એમાં લીન થાય છે, અને એ વિના એ શુષ્ક તથા નિર્માલ્ય રહે છે

---

× "I shall never incur the danger of being too proud of my own power and ability, for I well know, that but for the restraining hand of a higher power what a hideous monster would be born in every human bosom." Goethe.

* જુઓ—"It is God that worketh in us to will and to do of His good pleasure"

ત્યારે આપના પ્રશ્નનો મારો નમ્ર ઉત્તર એ છે કેઃ—

(૧) કર્મકાંડનો અનાદર;

(૨) તે તે અવ્યવસ્થિત કાર્યોને સ્થાને સદસતનું તત્ત્વ દર્શાવનાર નિયમાનુસારી વ્યવસ્થા;

(૩) આત્માનું પ્રકૃતિથી પર હોવું અને એ અર્થમાં અકર્તૃત્વ;

અને (૪) નીતિને ધર્મની ભૂમિકાએ ચઢતાં એને મળતું અલૌકિક સ્વરૂપાન્તર.

એ ચાર સિદ્ધાન્તનો ઉપદેશ એ જ **निस्त्रैगुण्ये पथि विचरतां को विधिः को निषेधः** એ વાક્યનું રહસ્ય છે. નીતિવિરુદ્ધ તાત્પર્ય છે એમ જરા પણ સમજવાનું નથી. "નિસ્ત્રૈગુણ્ય"—રૂપી અદ્વૈતના અપરોક્ષ અનુભવી તેમ જ તત્સમીપમાં વિચરનારા મહાત્માઓ તો પાપી, અધર્મી, ક્રૂર, એકલપેટા હોય એમ સંભવે જ નહિ. એમનું ખરૂં સ્વરૂપ તો અખાએ વર્ણવ્યું છે, અને તે આપે *વાચ્યું જ હશેઃ—

"નિસ રાસ નારાયણ કેરો દેખે તે અનંત અપાર;
જિહાં જેવો તિહાં તેવો, નારાયણ નરનાર.
ગદ્‌ગદ કંઠે ગાતેથકે રોમાંચિત હોયે ગાત્ર;
હર્ષ આંસુ બહુ હેત હૃદય, પ્રેમ કેરૂં તે પાત્ર.
**નવનીત સરખું હૃદય કોમળ, કહ્યું ન જાયે હેત,**
**આંખમાંહે અમૃત ભરિયું, હરિભક્તિ કેરૂં ક્ષેત્ર.**"

Heine કહે છે: "It is an error to suppose that this religion, Pantheism, leads men to indifference. On the contrary the consciousness of his divinity will inspire man with enthusiasm for its manifestation, and from this moment will the really noble achievement of true heroism glorify the earth".

અર્થાત્ કે આ ધર્મ—અદ્વૈતવાદ—મનુષ્યને કર્તવ્યપ્રતિ બેદરકાર કરે છે એમ માનવું એ ભૂલ છે. ઉલટું—આત્માનો બ્રહ્મભાવ જાણતાં બ્રહ્મભાવ પ્રકટ કરવા તરફ, એ ઉત્સાહથી પ્રેરાશે અને તે ક્ષણથી ખરા વીરત્વનાં ખરાં, ઉમદા પરાક્રમો જગતને તેજસ્વી કરશે. શ્રીભાગવતભગવદ્‌ગીતાદિમાં "सर्वभूतहिते रताः" એ અર્થની ઉક્તિઓ અનેક છે; અને અવકાશ હોય તો જીવન્મુક્તિવિવેકમાં ઉતારેલા આ શ્લોકો વાંચોઃ—

**आर्यता हृद्यता मैत्री सौम्यता मुक्तता ज्ञता ।**
**समाश्रयन्ति तं नित्यमन्तःपुरमिवाङ्गनाः ।**

---

* જુવો ગયા બે માસનું સુદર્શન ('ભાગવતોત્તમઃ').

पेशलाचारमधुरं सर्वे वाञ्छन्ति तं जनाः ।
वेणुं मधुरनिध्वानं वने वनमृगा इव ॥

(આર્યતા, હૃદ્યતા, મૈત્રી, સૌમ્યતા, મુક્તતા, શાન્તિતા—એ, સર્વે અંતઃપુરમાં સ્ત્રીઓ રહે એમ નિરંતર એનામાં આશ્રય કરી રહે છે. સુન્દર આચારે કરીને મધુર એવા એને સર્વજનો વાંછે છે, જેમ વનમાં મધુર વેણુનાદ તરફ વનમૃગો સ્નેહથી વળે છે તેમ.)

---

## કવિતા અને સંગીત.

( મળેલું. )*

(અનુસંધાન પૃષ્ઠ ૧૭ થી.)

આમ સર્વ રસિકકલામાં સર્વ સાધારણ અંશ અવયવની સમપ્રમાણતા અર્થાત્ સૌન્દર્ય એ છે. પરંતુ કવિતા અને સંગીત એ બેમાં એ અંશની સમાનતા વિશેષ બળથી જોવામાં આવેછે. સર્વ રસિક કલાઓનો ઉદ્દેશ આનન્દ આપવાનો છે. કેમકે સૌન્દર્ય અને આનન્દ એ બેનો સંબન્ધ અન્યોન્ય સાપેક્ષતાનો છે, અવશ્ય કાર્યકારણતાનો છે; બંને એક બીજાનાં અનુકૂળ બિમ્બ પ્રતિબિમ્બ છે આ રીતે સર્વ રસિકકલામાં સૌન્દર્યનો અંશ સ્વભાવતઃ પ્રવર્તે છે, પણ સંગીત અને કવિતામાં કાંઈક વિશેષ રૂપે પ્રવર્તેછે. હાનું કારણ શોધિયે. બીજી રસિકકલાઓમાં હોય છે તે કરતાં વિશેષ અંશે કવિતા અને સંગીત એ બંનેમાં ભાવોર્મિ વ્યાપાર કરેછે હેમાં સંગીતકલા તે માત્ર ભાવોર્મિની જ ભાષા છે, એમ અનુભવસિદ્ધ છે. અર્થાત્ શબ્દની સાથે જોડાઈને પણ, અર્થાત્ પ્રયોજિત સંગીતના પ્રસંગમાં પણ, સંગીત તે શબ્દનો અર્થ નથી બતાવતું પરંતુ હેમાં રહેલા ભાવનું પ્રદર્શન કરે છે,† બેલાર્સ કહે છેઃ‡—

---

* રા. રા. નરસિંહરાવ ભોળાનાથ.

†. પાછળ થઇ ગયેલી ચર્ચામાં ઠેકઠેકાણે પ્રયોજિત સંગીતને કવિતાના અર્થનું નિરૂપણ કરનારું કહેલું છે, તે આ વચનથી કોઇ રીતે વિરુદ્ધ નથી. અહિં જે કહ્યું છે તે માત્ર શબ્દનો ભાષામાં શબ્દાર્થ બતાવવાનું કાર્ય સંગીતનું નથી, એ તાત્પર્યથી જ. અને પાછળની ચર્ચામાં અર્થનિરૂપણનું કાર્ય સંગીતને આપ્યું છે, તે એ વાસ્તવિક શબ્દાર્થની અંદર રહેલા ગૂઢભાવમય રહસ્યના પ્રદર્શનને સંબન્ધે જ છે.

‡. જુઓ "Fine Arts" પૃ. ૧૮૫.

"To answer these inquiries, we must recur to our original conclusion—that music is the language of the emotions only. Even when united with words, it does not express their *meaning*, but their sentiment; it keeps up, as it were, a current play of emotion, which may and should correspond with the subjects of which they treat."

વળી જેમ ભાવોર્મિનું પ્રદર્શન કરવાનું કાર્ય કવિતા અને સંગીત બંને કરેછે તેમ એ બંનેની ઉત્પત્તિ ભાવના સંચલનમાં જ છે. કવિતાને સંબન્ધે જોઇશું તો હૃદયના ભાવમય ક્ષોભ વિના હેની ઉત્પત્તિ—ખરી કવિતાની ઉત્પત્તિ સંભવતી જ નથી वाक्यं रसात्मकं काव्यम् એ કવિતાના લક્ષણમાં રસનો અંશ આવશ્યક છે, અને તે ભાવ સંચલનમાંથી જ ઉત્પન્ન થાય છે. ઇ. સ. ૧૮૮૮ ના બુદ્ધિપ્રકાશમાં "કવિતા" એ મથાળાના વિષયમાં મકરન્દે પણ કવિતાની ઉત્પત્તિ ચિત્તના અન્તઃક્ષોભમાં સ્વીકારી છે. કાંઇક આ મતને લીધે જ કવિ વર્ડ્સવર્થનો આગ્રહ હેવો હતો કે કવિતાની ભાષા તે લૌકિકભાષા-નિત્યના જીવનવ્યવહારની ભાષા-થી તદ્દન અભિન્ન જ હોવી જોઇયે. એ આગ્રહની સારાસારતા બાજૂએ મૂકતાં એટલું તો સિદ્ધ છે કે કવિતાનું નિદાન ભાવોર્મિમાં છે, એ સત્ય સર્વ રીતે સ્વીકારાયલું છે. સંગીત તરફ જોઇશું તો, સંગીતની ઉત્પત્તિ પણ ભાવસંચલનમાં જણાશે. સામાન્ય ઉદાહરણ લેતાં નિત્યના વ્યવહારમાં પણ મનુષ્યો ભાવક્ષોભનો અનુભવ કરે છે ત્ય્હારે, અર્થાત્ રુવેછે કે કાંઇ વિશેષ લાગણીથી સ્હામાને સંબોધે છે કે હેવા હેવા પ્રસંગે ઉદ્ગાર કરેછે ત્ય્હારે, સ્વાભાવિક રીતે જ તેઓ એક જાતનો કાકુસ્વર, એક પ્રકારની સ્વરની વિકૃતિ—કાંઈક સંગીતમય વિકૃતિ—નો ઉપયોગ કરેછે. આપણામાં મરણપ્રસંગે સ્ત્રીઓ રુવેછે ત્હેમાં પણ મધુરસ્વરનો આશ્રય લેવાય છે. એક કન્યાળીની બ્રાહ્મણ સ્ત્રી વિશે તો એટલે સુધી પણ કહેવાય છે કે પોતે રાગ જાણતી હોવાને લીધે મરણનું રુદન કરતાં સ્હવારે સ્હવારના રાગમાં રોતી હતી, અને સાંઝે સાંઝના રાગમાં! આ તો જાણે કાંઈક કૃત્રિમતાનું ઉદાહરણ બનશે. પરંતુ એટલું તો સ્પષ્ટ છે કે ભાવસંચલનનું પરિણામ સ્વરની વિકૃતિ અને એ વિકૃતિ તે સંગીતમય વિકૃતિ હોય છે, એ વ્યવહારમાં પણ અનુભવસિદ્ધ છે. "Philosophy of the Beautiful"ના બીજા ખંડમાં સંગીતની ઉત્પત્તિવિશેની ચર્ચામાં હર્બર્ટ સ્પેન્સરનો મત સવિસ્તર બતાવ્યો છે, ત્હેનો સારાંશ એ છે કે—પ્રથમ ઉત્પત્તિ માત્ર વાણીની હતી, અને વાણીમાં ભાવોર્મિનો પ્રવેશ થતાં સ્વરવિકૃતિ ઉત્પન્ન થઇને ત્હેનો પણ આગળ ક્રમ વધી સંગીતની ઉત્પત્તિ થઈ. આ મતનું સારાસારપણું ઝીણીરીતે તપાસવાનું આ સ્થળ નથી. માત્ર એટલું જ ધ્યાનમાં લઇશું તો બસ છે કે મનુષ્યપ્રાણીમાં તો શું, પણ કુતરાં વગેરે બુદ્ધિના વિકાસ વિનાનાં પ્રાણીમાં પણ ભાવોર્મિના પરિણામમાં અર્થહીન, અવ્યક્ત (inarticulate) સ્વરવિકૃતિ જોવામાં આવેછે; તેમ જ અર્થવત્ શબ્દનું પગથિયું વચમાં રાખ્યા શિવાય ભાવોર્મિનો ઉલ્લાસ સંગીતમય સ્વરરચનામાં થાય છે, એ અનુભવસિદ્ધ છે, આ વાતો વિચારતાં સંગીતની ઉત્પત્તિ વાણીમાંથી થઇછે, એમ માનતાં વિલંબ થશે. પરંતુ સ્પેન્સરનો સિદ્ધાન્ત એટલું તો નિઃસન્દેહ બતાવેછે કે—સંગીતનું ઉત્પત્તિસ્થાન ભાવોર્મિમાં જોવામાં આવેછે.

આમ કવિતા અને સંગીત બન્નેનું જન્મસ્થાન ભાવોર્મિના સચલનમાં જણાય છે. ઉપર આપણે જોઈ ગયા છિયે કે કવિતા અને સંગીત ભાવોર્મિનું પ્રદર્શન પણ કરે છે, અર્થાત્ તે દ્વારા શ્રોતા માણસના હૃદયમાં ભાવોર્મિનું સચલન પણ કરેછે. આ રીતે ભાવોર્મિ તે કવિતા તથા સંગીતનું કારણ તેમ જ કાર્ય પણ બને છે. ભાવોર્મિનો પ્રવાહ હૃદયની બ્હાર નીકળવાના પ્રયાસમા એક પક્ષે ભાષાને કવિતાના રૂપમાં આપોઆપ મૂકે છે તો બીજે પક્ષે તે જ પ્રયાસમા સંગીતને અનુકૂળ સ્વરવિકૃતિનો પણ સ્વીકાર આપોઆપ કરેછે, આ તત્વનું સ્વરૂપ બેલાર્સે નીચેના શબ્દોમાં બતાવ્યુ છે:—

"Max Müller says of the early poets of the 'Rig Veda', that they 'thought more for themselves than for others They sought rather in the language to be true to their own thought than to please the imagination of their hearers' *Prose*, indeed, as the same writer elsewhere remarks, was at that time simply unknown, and it was upon such ancient natural strains of thought that Poetry, as an art was founded Poetry, arising thus spontaneously, would naturally tend to become rhythmical The power of sound in aiding expression would be speedily recognised, and its assistance sought in the endeavour to give utterance to the feelings struggling within the breast Language would be modulated accordingly, and the art of music would arise Poetry and the tendency to chant or sing on solemn and important occasions, seem from all accounts, to characterise savage and half-civilised tribes very generally"

આ રીતે ભાવોર્મિનો અંશ કવિતા તથા સંગીતમા વિશેષ બળમા ભરેલો હોય છે. એતો ખરુ છે કે બીજી રસિક કલામા પણ ભાવોર્મિનો અંશ હાજર હોય છે, પરંતુ ચિત્રકળા બાદ કરતા સંગીત અને કવિતામા જેટલો એ અંશ પ્રબલ હોય છે તેટલો નથી હોતો. તેમ જ ભાવના વિષયવિસ્તારમાં સંગીત કરતાં ચિત્રકળા કવિત્વકળાની વધારે સમીપ જાય છે પરંતુ બીજી કળાઓની સાથે સરખાવતાં સંગીતકળા એ બાબતમા પણ કવિતાની વધારે સમીપ આવે છે બેલાર્સનો મત આ બાબતમા કાંઇક જૂદો છે ભાવોર્મિના કાર્ય તરીકે તેમ જ કારણ તરીકે સંગીતનો વિસ્તાર બે પ્રકારના જ ભાવમા આવી રહેછે, (૧) ઉલ્લાસ (elation) અને (૨) અવસાદ (depression), એ બે ભાવમાં જ આવી રહે છે, એમ હેનું માનવુ છે આ મતમાં ઘણું સત્ય સમાયલું છે તેમા સંશય નહિં. પરંતુ બીજી રસિકકલાઓનો ભાવોર્મિ સાથે સંબન્ધ સરખાવતાં હું ધારું છુ કે સંગીતનો સંબન્ધ વધારે વિસ્તીર્ણ પ્રદેશમાં વ્યાપેલો જણાશે કવિતાની સાથે જોડાતાં સંગીતમાં વિશેષ રૂપ ભાવ પ્રગટ કરવાની શક્તિ આવે છે તે અનેકવાર કવિતાના શબ્દાર્થના બળથી

એ વાત ભૂલી જવાની નથી, એ પણ ખરુ * તો પણ સગીતનો સ્વતન્ત્ર વ્યાપાર ભાવના જે બે વર્ગમા પ્રવર્ત્તે છે તે બે વર્ગમા મનુષ્યહૃદયના સર્વ ભાવનો સમાવેશ વિશાળ રીતે થઈ જાય છે

" મનુજહૃદયમા અદૃશ્ય કરથી છેડીને,
દેવ જગાડે હર્ષ શોકના ઊંડા સુરો રે લોલ;
તે સર્વને મુજ વીણામા રેડીને,
ગીતધ્વનિ હુ મચાવુ અદ્ભુત પૂરેપૂરો રે લોલ †"

આ સંગીતની અધિદેવીના વચનમા ભાવોર્મિના સર્વ પ્રદેશ ઉપર સંગીતનો વ્યાપાર આ દૃષ્ટિબિન્દુથી જ મતાવાયો છે એવાર્સ પોતે પણ આ વાત કાંઈક અંશે સ્વીકારે છે. એ લખે છે—‡

' Now all emotions are reducible under the two great heads of pleasure and pain Each of these embraces a great variety of shades of emotion Intense rapture, joyous excitement sober pleasure, and simple satisfaction which hardly rises above the level of indifference, are all different degrees of the same order of feeling Thus the sphere of Music is a very extensive one, although we may consider its powers of expression as limited to the two main phenomena of emotion—elasion and depression "

ભીમરાવના પૃથુરાજ રાસામાં નારદની વીણાને જે ભાવપ્રદેશમા ભિન્ન ભિન્ન સ્થળે ફરવાની શક્તિ આરોપી છે તે સગીતકળાની પ્રતિનિધિભૂત વસ્તુ તરીકે જ.

" તે કર્પ્પા વસે સ્મિત કરી ફરતી જ વીણા '
કો વાર તે મદ ભરી, વર્ણો કાંઈ દીના,
કો વાર ભાવ ધરી નાચતી મોતી વેરે,
અન્ય ક્ષણે સદય તે થઈ આસુ રેડે +

અને આ શ્લોકમા સગીતકલા અને કવિત્વકલાનુ એક પ્રકારનું ઐક્ય ધ્વનિત કર્યું છે તે પણ કવિતા અને સગીત એ બેનો ભાવોર્મિસાથે સમન્ધ હોવાને લીધે જ. માત્ર એટલુ જ કે ભાવપ્રદેશમા વિસ્તાર કવિતા તથા સંગીતનો સમાન નહિં તો પણ પાસે પાસે અને સમસ્વરૂપ તો ખરો જ

---

* ' We must not, of course, confound, in such an inquiry, music pure and simple, with music explained and elucidated by words which are intended to accompany it, and the sentiment of which is often mistaken for that of the music itself ' (Fine Arts, p 18)

† હૃદયવીણા, પૃ ૩૭ ‡ Fine Arts, p 173

+ પૃ ૯, શ્લોક ૪૨

ભાવોર્મિના વિસ્તારની બાબતમાં કવિતાની સાથે સામીપ્ય સંગીતકલા કરતા ચિત્રકલાનું કાંઈક વધારે છે એમ આપણે ઉપર જ કહ્યુ છે પરતુ એ ભાવોર્મિના પ્રદર્શનની સામગ્રી તપાસતા એ સામીપ્યમાં ચિત્રકળા સગીતકળા કરતાં પછાડી પડે છે સગીત અને કવિતામાં સૌન્દર્યના અશની પ્રવૃત્તિ બીજી રસિકકલાઓ કરતા વિશેષરૂપે જોડાયલી હોવાનું ભાવોર્મિ સબન્ધી કારણ આપણે ઊપર જોઇ ગયા તે ઉપરાન્ત બીજુ કારણ આ ભાવપ્રદર્શનની સામગ્રીમાં જડે છે. બીજી રસિક કલાઓની સામગ્રી કવિતાના કરતા અત્યન્ત ભિન્ન છે. તેમ ચિત્રકળાની પણ ભિન્ન છે ચિત્રકળાની સામગ્રી રગ છે, ત્હારે કવિતાની સામગ્રી રવ (sound) અને અર્થયુક્ત શબ્દ (words) છે. સગીતની સામગ્રી રવ (sound) હોવાને લીધે કવિતાની સાથે સામીપ્ય વધારે આવી સકે છે આ કારણથી જ બીજી કળાઓ કરતા સગીતકળા, પોતાના નિર્વિકલ્પ સ્વરૂપ છતા, વિશિષ્ટ સવિકલ્પ વિચારોની સાથે કવિતાની દ્વારા જોડાઇ સકે છે તેથી જ બેનાર્મ કહે છે —*

"Although Music is in its nature indefinite, it is capable of being attached to definite ideas, and of giving them a force and intensity obtainable by no other means"

એ ખરૂ કે કવિતામા અર્થવત્ શબ્દોચ્ચાર આવે છે ત્હેની અને સગીતના સાધનભૂત રવ (sound) ની વચ્ચે તફાવત છે પરતુ કવિતામા વર્ણધ્વનિ આવવાને લીધે ત્હેની દ્વારા સગીતના સબન્ધનું પ્રથમ પગથિયુ બન્ધાય છે હાના ઉદાહરણો ઊપર આપણે જોઇ ગયા છિયે તેમ વળી કવિતામાના શબ્દોચ્ચાર માત્ર વાતચીતની પેઠે માધુર્યહીન સ્વથી થવાના નહિં, તેમ જ એ સ્વમાધુર્યને અનુકૂળ વર્ણસામગ્રી કવિત્વયુક્ત પદ્યમા ખરી કળાથી સ્વાભાવિક રીતે આવે છે આ વાત ધ્યાનમાં લેતા કવિતા અને સંગીતની સામગ્રીમા સામ્ય નહિં તો સામીપ્ય તો સવિશેષ છે જ, જેથી કરીને સગીત કે કવિતાને અતીવ અનુરૂપ અને અનુકૂલ થઈ ત્હેનુ ઉપકારક સાધન બનવાની સાથે તત્ત્વભૂત અગ બને છે

અપૂર્ણ

---

## વિલાયતમાં અપંગ શિક્ષણની શરૂઆત.

(અભેલુ ×)

હિંદુસ્તાન મોટો વિશાળ દેશ છે, પોતાની અસલી વિદ્વત્તા—સાહિત્ય અને તત્વજ્ઞાનને વાસ્તે આખી દુનિયામા જાણીતો છે પણ ઘણા કાળ થયાં એમા નિશાળો મારફતે શિક્ષણ આપવાની પદ્ધતિ ચાલી રહી છે. આમ છતાં પણ આ દેશના અપંગને વાસ્તે

---

* Fine Arts, p 154

× લખનાર ડૉકટર—નીલકંઠરાય ડાહ્યાભાઈ એલ્. એમ ઍન્ડ એસ

આ રાજ્યમા તેમ અગાડી થઈ ગયેલા રાજ્યોમા આધળાઓને, માનસિક કેળવણી અથવા ઉદ્યોગની કેળવણી આપવાને કોઇએ કાંઈ પણ પ્રયત્ન કર્યો નથી જો આવો કાંઈ પણ પ્રયત્ન થયો હશે તો તેની શરુઆતમાંથી જ અટક્યો જણાય છે

વિલાયત અને યુરોપના અન્ય દેશોમાં ત્યાના અપગોને મદદ કરવાના ઘણા સાધનો સ્થાપેલાં જોવામા આવે છે. ઘરડાં આધળાઓના નિર્વાહ માટે ખોરાક, રહેવા માટે ઘર, અને પહેરવા માટે લૂગડા અપાય છે ત્યારે આપણા દેશમા ગરીબ આંધળાઓ ભીખ માગી તુકારા અને અપમાન વેઠી પોતાનો ગુજારો કરે છે બાળવયના અને જુવાન આધળાઓના શિક્ષણ અર્થે સામાન્ય પ્રાથમિક કેળવણી તેમ ઉંચી પક્તિની કેળવણી આપવાના સાધનો તરીકે નિશાળો ને પાઠશાળાઓ સ્થાપવામાં આવી છે, જ્યાં સામાન્ય કેળવણી લઈ કેટલાક કૉલેજોમા જઈ ત્યા શિક્ષણ લઈ બી એ અને એમ એની પદવી ધારણ કરે છે

ગ્રેટબ્રિટન ને આયર્લાંડના જુદા જુદા ભાગની શાળાઓને કૉલેજોમા શિક્ષકો તરીકે આ માણસો કામ કરે છે વળી આમાના કોઈ ભાઈ દેખતા વિદ્યાર્થીઓને વાસ્તે સ્થપાએલી કૉલેજોમા શિક્ષક તરીકે રોકાયલા છે બીજા આવી પદવીઓ મેળવ્યા, પછી ધર્મનુ શિક્ષણ લે છે અને ધમ સબધી પરીક્ષાઓમાં પાસ થઈ, બી ડી અને ડી ડી ના માનવતા ઈલકાબો ધારણ કરે છે આવા પાદરીઓ ગ્રેટબ્રિટન ને આયર્લાંડના જુદા જુદા ભાગમા ધર્મઉપદેશક તરીકે કામ કરતા જોવામા આવે છે આવા ઉપદેશકોની સખ્યા ઘણી મોટી છે

કેટલાક આધળાઓ સામાન્ય કેળવણી લઈ પછી કાયદાના અભ્યાસમા પડે છે. અને સોલીસીટર ને બારિસ્ટર તરીકે પોતાનો ધધો ચલાવે છે આપણા દેશમા પુના ને જલધર શહેરમા, આંધળા માણસ વકીલાત કરવાના દાખલા રૂપે, એક એક આધળો વકીલ જોવામા આવે છે

આટલી મોટી સખ્યામા ગ્રેટબ્રિટન અને આયર્લાંડમા આધળા લોકો શિક્ષક અને ધર્મ ઉપદેશક તરીકે કામ કરતા થયા અને પોતાનો ગુજારો પોતાના માનસિક અને બાહુબળથી પેદા કરતા થયા તેનું માન ડાકટર ટોમસરોડસઆરમીટેજને ઘટે છે આવો પ્રતાપી પુરૂષ કમનસીબના સજોગે પોતાની ૩૬ વરસની નાની ઉમરે આધળો થયો તેણે પોતાની પ્રાથમિક કેળવણી જર્મની અને ફ્રાન્સ દેશમા મેળવી હતી. પોતાની અઢાર વરસની ઉમર થતા તે વિલાયત આવ્યો, અને લડન શહેરની યુનિવર્સિટીમાં તેણે વૈદકનો અભ્યાસ કર્યો અભ્યાસ કરી દાકટરની પરીક્ષામાં પાસ થઈ તેણે પોતાનો ધધો તેજ શહેરમાં ચલાવ્યો ધધામા આબરૂ મેળવી અને કાંઈક પૈસા પણ પેદા કર્યા ૩૬ વર્ષની ઉમ્મર થતા તેમની બન્ને આંખો ગઈ આવી દુખમય સ્થિતિમાં નિરાશાને તાબે ન થતા લડન શહેરમા વસતા અપગ લોકોની સ્થિતિ શી છે તે જાણવા નિશ્ચય કર્યો, કામ શરૂ કરતા દિન પ્રતિ દિન આંધળાઓની નિરાધાર સ્થિતિનો ખ્યાલ તેમના મનપર સારી રીતે આવવા લાગ્યો તેમના જોવામા આવ્યુ કે વીસ હજાર આંધળા માણસો એકલા લંડન શહેરમા જ છે (ઈ સ ૧૮૬૮) આ મોટી સખ્યાના ભરણપોષણનો આધાર દેખતા

ઓને હાથે ચલાવવામાં આવતા અન્નક્ષેત્રપર હતો. આંધળાઓને રહેવાને ધર્મશાળાઓ, અને આશ્રમો હતાં તેનો વહીવટ પણ દેખતાઓને હાથે જ ચાલતો હતો. આધળાઓને વાસ્તે નિંશાળો પણ કેટલાંક વરસો થયાં સ્થાપવામાં આવી હતી ને તેનો વહીવટ પણ દેખતાંને હાથે ચાલતો હતો. વળી આવી નિશાળોમાં શિક્ષણ પણ દેખતા શિક્ષકો આપતા હતા. વળી દેખતાઓની સમજ પ્રમાણે આંધળાઓને શુ રુચતું આવશે તે નક્કી થઈ દેખતાઓ જેવા અક્ષર વાંચે છે તેવા અક્ષર ઉપસાવી તે અક્ષરોદ્વારાએ આધળાઓને શિક્ષણ અપાતું હતું. ટૂકામાં સાર એ કે આધળાના સબંધની તમામ બાબતોમાં દેખતા પોતાની મરજી માફક વહીવટ કરતા પોતે દેખતા હોવાથી દેખતા વહીવટદારો આંધળાઓની અડચણ ન સમજી શકે એ સ્વાભાવિક છે તેમ આધળા ગરીબ, નિરાધાર, ને અપગ હોવાથી, તેમ પોતે ઘણા ખરા અભણ હોવાથી પોતાની અડચણો દેખતા વહીવટમંડળ આગળ રજુ ન કરી શકે એ પણ બનવા જેવુ હતુ વળી દેખતાઓની લાગણી આંધળા પ્રત્યે ગમે એટલી તીવ્ર ને જાગ્રત હોય તેમ છતા પણ તેઓ આધળાની ખરી અડચણ ન અટકળે એ સ્વાભાવિક છે અને તેવુ જ લડન શહેરમા બનતુ ડૉકટર આરમીટેજે જોયું. ધર્મશાળા, અન્નક્ષેત્રો, આશ્રમો અને નિશાળોના વહીવટ કરનાર મંડળોમાં એક પણ આધળો સભાસદ જોવામાં આવતો ન હોતો. દેખતાઓ આધળાઓને પોતાની જોડે સભાસદ તરીકે બેસાડવાને ખુશી નહોતા. આવી ગોઠવણથી ઉપર વર્ણવેલા કારણોને લીધે પૈસાની પુષ્કળ ખુવારી થવા છતાં આધળાઓની સ્થિતિ કોઈ પણ રીતે સુધરતી નહોતી. આંધળા બીચારા નિરાધારપણે પોતાની દુઃખમય જીંદગી ગુજારતા હતા. ઉપર વર્ણવેલી તમામ માહીતગારી મેળવવાથી ડૉક્ટર આરમીટેજના સમજવામાં આવ્યું કે જ્યાં લગી આંધળાઓના હાથમા નિશાળો આશ્રમો ને અન્નક્ષેત્રનો વહીવટ આવશે નહિ ત્યાં લગી અપંગની સ્થિતિ સુધરવાની નથી આ નિશ્ચય થતા તેને દેખતા વહીવટદારો પોતાની સત્તા ખોવાને ખુશી નહી હોવાથી ડૉકટર આરમીટેજને હસી કાઢયો, ને તેને પગલે પગલે અડચણો નાંખવા લાગ્યા. ડૉકટર આરમીટેજ દૃઢતાવાળો ને ખતી હતો. પોતે પોતાના કામમાં મચ્યો રહ્યો, દેશના જુદા જુદા ભાગમા ફર્યો. વાતોથી, ભાષણોથી, ને લખાણથી તેણે પોતાના નિશ્ચયપર લોકોનુ લક્ષ ખેંચવા માંડ્યુ પણ તેનુ કઈ પણ ફળ આવ્યું નહિ. નિરાશ ન થતાં તે મચ્યો રહ્યો. એટલામાં એના સાભળવામા આવ્યુ કે ફ્રાન્સ દેશના પારિસ શહેરમાં એક અપગશાળા છે. આ શાળામાં વપરાતી ચોપડીઓ ઉપસેલા અક્ષરની નથી. ચોપડીમાં છાપેલા, અક્ષરો નથી પણ આ અક્ષરો ઉપસેલા મીંડાના છે. આ સાંભળતાં તે પારીસ ગયો. ને પારીસ જઈ તેણે બ્રેલ મહાત્માની મુલાકાત લીધી. આ મહાત્મા પોતાની ચાર વરસની ઉમરે પોતાના બાપના કારખાનામાં રમતો તે ઘડી એક આંખમાં હથીઆર વાગવાથી એ આંખને સોજો આવવાથી તે બન્ને આંખમા પસરવાથી બન્ને આંખે આંધળો બન્યો હતો. ચાલતી રૂઢિ પ્રમાણે દેખતાઓ જેવા અક્ષર વાંચે છે તેવા ઉપસેલા અક્ષર ઉપર તે વાંચતાં શીખ્યો. તેના જોવામા આવ્યું કે આવો તરેહના અક્ષરો આંધળાઓની સ્પર્શેન્દ્રિયને રુચતા આવતા નથી. આથી તેણે એના અગાઉ થઈ ગયેલા કેટલાક મહાત્માઓની ઉપસેલાં મીંડાંની અક્ષરપદ્ધતિમા ફેરફાર કર્યો. અને ત્રણ ત્રણ ઉપસેલાં મીંડાંની બે ઓળ ગોઠવી. તેમાનાં એક અથવા વધારે અથવા બધાં મીંડાં ઉપસાવી કક્કો આંકડા,

અને સંજ્ઞાઓ ઉભી કરી. આવા અક્ષરોનાં છપાએલાં પુસ્તકો ઉપર શીખેલો ગમે તે પુસ્તક તેના હાથમાં આવતાં વાંચી શકે છે. ઉપસેલા અક્ષરોપર શીખેલો માણસ ફક્ત વાંચેલું પુસ્તક વાંચી શકે છે. ડાકટર આરમીટેજે પારીસ આવી આ બધી માહેતગારી મેળવી લીધી અને તે લંડન શહેરમાં પાછો ફર્યો.

લંડન શહેરમાં પાછા ફરી અપંગ આશ્રમો અને શાળાના વહીવટદાર મંડળોને ઉપસેલા મીંડાંની બ્રેલ લિપિ વિષે માહિતગારી આપી. વળી જાહેર ભાષણોને લખાણોથી પણ બ્રેલ સુધાંને તેણે જાહેરમાં મૂકી બ્રેલ લિપિનો પોતાનો અનુભવ જાહેર કરી જણાવ્યું કે આ લિપિ આંધળાઓની આંગળીના ટેરવાને રૂચતી અને બેસતી છે વાસ્તે તે લિપિદ્વારા અપંગને શિક્ષણ આપવું જોઇએ. જુની રીતે અપાએલું શિક્ષણ નિષ્ફળ નીવડયું છે અને એથી આંધળાઓની સ્થિતિ સુધરી નથી. વળી તેણે દૃઢપણે જણાવ્યું કે જ્યાં લગી વહીવટદાર મંડળોનો તમામ અખતોઆર અને વહીવટ આંધળાઓને હાથે થશે નહી ત્યાં લગી આંધળાઓનું બહેતર કોઈ દિવસ થવાનું નથી ગ્રેટ બ્રિટનને આયર્લાંડના શ્રીમંત જનરા અને અપ્નીઆરને ચાલનાર વહીવટદાર મંડળોએ તેની આજીજીપર તેનાં સુપ્રયત્નોપર, કંઈ લક્ષ આપ્યું નહીં. આથી ન કટાળતાં તેણે લંડનમા એક સાત માણસનું અપંગ મંડળ ઉભું કર્યું. આ મંડળના સભાસદો સામાન્ય કેળવણી પામેલા આંધળાઓ હતા તેમને તેણે બ્રેલ લિપિ સમજાવી, બ્રેલ લિપિની સરસાઈ તેમના સમજવામાં આવી, આ સાત જણાઓએ બે વરસ લગી ભેગાં મળી બેસી ફ્રેન્ચ બ્રેલ લિપિને ઇંગ્રેજી ભાષાને બેસ્તી આવે એવા રૂપમાં મૂકી. આ વખતે અકસ્માતથી તેની અને અમેરિકાવાળા ડાકટર કેમ્બલની મુલાકાત થઈ. ડાકટર કેમ્બલ પણ આંધળો હતો. ઇંગ્લાંડમાં અપંગોને શિક્ષણ શી રીતે અપાય છે તે જાણવા તે અમેરિકાથી અહીં આવ્યો હતો. એ મહાત્માની મુલાકાત થતાં બંન્ને જણા અપંગ શિક્ષણપર વાત કરવા લાગ્યા. ડૉક્ટર આરમીટેજે વિલાયતના અપંગોની સ્થિતિ, વહીવટદારોની વર્તણુક અને અપંગ શિક્ષણનો ખરો ખ્યાલ ડૉકટર કેમ્બલને આપ્યો. બ્રેલ લિપિવિષે સમજુતી આપી ને કહ્યું કે લોકો મારા સામા છે તથાપિ હું નવી પદ્ધતિ પર શિક્ષણ આપવા ઇચ્છું છું. ડૉકટર કેમ્બલ બ્રેલલિપિ સમજ્યો અને શિખ્યો, શીખીને તેણે અમેરિકા પાછા ફરી અમેરિકાના અપંગોને આ ધોરણે શિક્ષણ આપવાની ઇચ્છા ને નિશ્ચય જાહેર કીધો. બહુ આગ્રહથી અમેરિકા જવાનો વિચાર માંડી વાળવા આરમીટેજે કેમ્બલને સમજાવ્યું, કેમ્બલે ઇંગ્લાંડમાં રહેવા કબુલ કીધું ને આરમિટેજને જણાવ્યું કે હું ગરીબ છું ને મારી પાસે તમારી નિશાળ સ્થાપવાની ઇચ્છાને મદદ કરવાને કંઇ પૈસો નથી. જે કંઇ મદદ કરીશ તે ફક્ત મારી જાતથી જ. આ સાંભળતાં જ ડૉકટર આરમીટેજે કહ્યું કે ૩૦ હજાર પૌંડ મારી પાસે છે ને તેમાંના દસ હજાર પૌંડ તમે જો નિશાળ ચલાવવાનું કબુલ કરો તો હું નિશાળમાં આપવા ખુશી છું. આવી રીતે ૧૮૭૦–ના વરસમાં બે વિદ્યાર્થીથી લંડન શહેરમાં નોરમલ કૉલેજ ફૅર ધ બ્લાઇંડ એટલે અપંગ શાળા ખોલવામાં આવી. પુસ્તકો લખાવા માંડયાં ને અત્યારે એ શાળામાં લગભગ ચારસેં વિદ્યાર્થી શિક્ષણ લેછે. એ નિશાળમાં વાંચન, લેખન, ઇતિહાસ, ભૂગોળ નકશા સાથે અંકગણિત, બીજગણિત, ભૂમિતિ, પાદાર્થિક ને અન્ય વિષયોનું શિક્ષણ અ-

પાય છે આવી રીતે શરૂઆત થવાથી અને ઉત્તેજન મળવાથી આખા ગ્રેટ બ્રિટન ને આયર્લૅંડમાં બ્રેલ લિપિ દાખલ થઈ છે. તેથી ઘણા વિષયોપર એ લિપિમાં પુસ્તકો લખાયાં છે.

---

## અગ્નિ.

( મળેલ )*

( અનુસંધાન ગતવર્ષે પૃષ્ઠ ૨૫૬ ઑગસ્ટથી )

आवहः प्रवहश्चैव संवह श्चोद्वहस्तथा ।
विवहाख्यः परिवहः परावह इति क्रमात् ॥

( આવહ, પ્રવહ, સંવહ, ઉદ્વહ, વિવહ, પરિવહ અને પરાવહ, એમ ક્રમસર ).

આવહ વાયુ ભુવર્લોક કે અંતરિક્ષનો કહેવો છે. आवह् બોલાવવું. અહોની ગતિ કરાવનાર વાયુ પ્રવહ છે, આથી સ્વર્ગનો વાયુ. प्रवह् ગતિ કરવી. પવનની ત્રીજી ગતિ સંવહ છે संवह् ગતિ કરવી શરીરમાના પોષક રસને ઉપર ગતિ કરાવનાર વાયુ ઉદ્વહ છે. ધાતુ ગતિવાચક છે विवह् ધાતુ ગતિ વાચક છે. આ વાયુ સપ્તર્ષિમાંનો વાયુ છે. सप्तर्षि चक्र स्वर्गगांपथः परिवहस्तथा ( છઠો પરિવહ સપ્તર્ષિ ચક્ર સ્વર ગંગાનો છે ) परिवह् વિશેષ વહન કરવુ પરાવહ સામો વાયુ છે. વાયુની ગતિ થવી જોઇયે તેથી સામેની બાજુ થાય તે. ( અધોવાયુ ? ) સાત લોકના આ સાત વાયુઓ છે. અગ્નિકોણનો તે અધિદેવ છે. આપણા શરીરમા મસ્તક ઉત્તર દિશા છે અને ઉદર દક્ષિણ દિશા છે, જમણી બાજુ પૂર્વ અને ડાબી બાજુ પશ્ચિમ છે એ રીતે ગણતાં ઉદરનો જમણો ભાગ અગ્નિકોણ કહેવાય છે. ઉદરમા જમણી બાજુએ પિત્તાશય ( Biliary gland ), અથવા યકૃત ગ્રંથિ ( liver ) છે. તેમા પિત્ત થાય છે આ પિત્ત અગ્નિરૂપ છે. શરીરમા ત્રણ દેવ હોય છે વાત, પિત્ત અને કફ. વાત ( air ) વાયુરૂપ છે, અને તે મરુત્ દેવ છે, પિત્ત ( bile ) ઉષ્ણરૂપ અગ્નિદેવ છે અને કફ ( phlegm ) જલરૂપ હોઈ વરુણદેવ છે. આ વાયુ, અગ્નિ અને વરુણ દેવની ત્રિપુટી છે. વરુણદેવ જલના દેવ છે, તો પણ તે જલોત્પાદક વાયુ ( hydrogen ) રૂપ છે તેથી કફને ઇંદ્રદેવ માનવાનું વિશેષ વાસ્તવિક છે. અગ્નિ, વાયુ અને ઇંદ્ર એ ત્રણ દેવો આવી રીતે ક્રમસર પિત્ત, વાત અને કફ રૂપ મનાતાં પિત્ત અગ્નિ છે. પિત્ત પાચનનું કામ કરે છે ને તેમાથી રક્ત બને છે.

नाभे रूर्ध्वं हृदयादधस्तादामाशयमाचक्षते तद्गतं सौरतेजः पित्तं इत्याचक्षते ॥ ( નાભિની ઉપર અને હૃદયની નીચે આમાશય છે; તેમાંના સૌર તેજને પિત્ત એમ કહે છે ), આમ પિત્ત અગ્નિનું રૂપ છે એમ સિદ્ધ જણાય છે. એ પિત્તની ગ્રંથિ ( gall-bladder ), આમાશય-ઉદર ( abdomen ) માં પૂર્વ બાજુએ ( જમણી તરફ ) હોય છે, એટલે કે અગ્નિકોણમાં છે, માટે તેને અગ્નિકોણનો અધિદેવતા કહેલ છે.

---

* [illegible]

આવી રીતે ચારે કોણના ચાર દેવતાઓ કહેવાય છેઃ—

इंद्रो वह्निः पितृपतिर्नैऋतो वरुणो मरुत् ।
कुवेर ईशः पतयः पूर्वादीनां दिशां क्रमात् ॥

( ઇંદ્ર, અગ્નિ, યમ, રુદ્ર, વરુણ, મરુત્ ( વાયુ ), કુબેર અને ઇશ, પૂર્વાદિ દિશાઓના ક્રમસર પતિઓ છે ).

૭. અગ્નિ કોપ કરે તો તેથી પાંચ પ્રકારના ઉત્પાતો થાય છે. બૃહત્સંહિતા (૩૩)-માં કહેલું છે કેઃ—

दिवि सुक्त शुभ फलानां पततां रूपाणि यानित्यान्युल्काः। धिष्ण्योल्काशनि विद्युत्तारा इतिपंचधा भिन्नाः ॥ उल्का पक्षेण फलं तद्वत् धिष्ण्या शनि स्त्रिभिः पक्षैः। विद्युदहोभिः षड्भिस्तद्वत्तारा विपाचयति ॥ (સ્વર્ગમાંથી શુભ ફળો ભોગવીને પડતાં જે રૂપો, તે ઉલ્કા; ધિષ્ણ્ય, ઉલ્કા, શનિ, વિદ્યુત (વીજળી) અને તારા, એમ પંચ પ્રકારના ભેદો છે. ઉલ્કા પક્ષે ફલ, તેની પેઠે ધિષ્ણ્ય અને શનિ, ત્રણે પક્ષે; વિદ્યુત્ (વીજળી) અને દિવસ-છવડે, તેમ તારા ફલ આપે છે). આમાં શુભ કર્મથી મેળવેલ સ્વર્ગના સુખને ભોગવી રહીને જેઓ પાછા પૃથ્વી ઉપર પડે છે–અવતરેછે, તેને ઉલ્કા કહે છે. ઉલ્કાપાત કહેવાય છે આવે પ્રસંગે સૃષ્ટિમાં ઉત્પાત થાય છે. ઉત્પાત શબ્દનો અર્થ પણ 'ઉપરથી પડવું' થાય છે. આ પાચ પ્રકારના ઉત્પાતો–ઉલ્કા, શનિ, ધિષ્ણ્ય, વિદ્યુત્ અને તારા, છે. ઉલ્કાનો અર્થ ઉપર પ્રમાણે છે. ઉલ્કાપાત થાય ત્યારે આકાશનો વર્ણ રકત અગ્નિ જેવો થાય છે, આકાશમાંથી પથ્થર પડે છે ( તારા ખરે છે ), તેને જ ઉલ્કાપાત કહે છે.

શનિ, ગ્રહ છે ( Saturn ), તેનો વર્ણ તામ્રાકૃતિનો છે. તે સૂર્યનો પુત્ર કહેવાયછે અને નવે ગ્રહોમાં વિશેષ પીડા સ્વભાવનો અને પીડા કરનાર ગ્રહ ગણાય છે, માટે તેને પણ ઉત્પાતમાં ગણેલ છે.

ધિષ્ણ્ય, શુક્ર ગ્રહ ( Venus ) છે. શુક્ર દૈત્યોના ગુરુ ગણાય છે અને તેથી તે પણ પીડાકારક છે, માટે ઉત્પાત છે.

વિદ્યુત્, વીજળી અથવા મેઘ ધનુષ્ય. વર્ષાદની ઋતુના આરંભમાં તે આકાશમાં દેખાય છે, એ પણ ઉત્પાત ગણાય છે.

તારા, સ્થિર તારાઓ ઘણીવાર ખરે છે, તે પણ ઉત્પાત છે. આમ પાંચ પ્રકારના ઉત્પાતો અગ્નિથી થાય છે.

૮. શતપથ બ્રાહ્મણ ( ૧-૨-૪-૮ થી ૧૨ ) માં એક વાત એવી છે કે "દેવતાઓ અને અસુરો વચ્ચે મહત્ત્વનું યુદ્ધ ચાલ્યા કરતું હતું. આમાં દેવતાઓ અસુરોને વારંવાર હરાવીને કાઢી મૂકતા તોપણ તેઓ પાછા આવ્યા કરતા હતા આથી તેઓ પાછા ન જ આવે તેવી રીતે તેમને પરાભવ કરવાનો દેવતાઓએ વિચાર કર્યો, તેમાં એમ હર્યું કે અસુરો જ્યાં સુધી ઉત્તર દિશામાં જઈ શકે છે ત્યાં સુધી તેઓ હાગી શકવાના નથી, માટે

અગ્નિ જો ઉત્તરમા જઇને વસે તો તેની ગેરહાજરીમાં અસુરોને હરાવીને પાતાલમાં ઘાલી તેમને ત્યા પૂરી દેવા ”

આ વાતમા ઉંડો અર્થ રહેલો છે દેવતાઓ સુર કહેવાય છે અને સુર નહિ તે અસુર છે સદ્વૃત્તિઓ સુર અને અસદ્વૃત્તિઓ અસુર છે આ સદ્વૃત્તિ અસદ્વૃત્તિ, અથવા સુર અને અસુર અથવા દેવ અને દાનવ, અથવા મનની દૈવિ સંપત્તિને આસુરીસંપત્તિ, એ દ્વદ્વનુ યુદ્ધ ચાલે છે કોઇવાર સદ્વૃત્તિ જય પામે છે તો કોઇવાર અસદ્વૃત્તિથી સદ્વૃત્તિ પરાજય પામે છે મનમા સત્ અસત્ વિચારોનુ આ યુદ્ધ છે સદ્વિચારોએ વિચાર્યું કે અસદ્વિચારોનુ બળ ઓછુ કરવુ, માટે ઉત્તર તરફ હૃદયમાથી તેમને હાંકી કાઢીને નીચે પાતાલ, ઉદર નીચેના અધો ભાગમા પૂરી દેવા, અને તેમ કરવામા અગ્નિ, જે ઉદરમા છે, તેને ઉત્તરમા લાવવો આ યોગક્રિયા છે અગ્નિરૂપ કુડલિનીને ઉપર ચલાવવાથી યોગ-સમાધિ-થાય છે, અને તે થવાથી દુષ્ટ વિચારો નાશ પામી જાય છે આ રીતે અગ્નિરૂપ પ્રાણને ઉચ્ચ ગતિ કરાવવારૂપ રૂપ યોગક્રિયાથી અત કરણની શુદ્ધિ થાય, તેજ સદ્વિચારનો જય અને દુર્વિચારોનો અજય છે આમ અર્થ છે માટે અસુરોને સંહારનાર અને સુરોને જય કરાવનાર અગ્નિ છે

૯ શતપથ બ્રાહ્મણ ( ૧-૭-૩-૮ ) મા અગ્નિના નામો નીચે પ્રમાણે આપેલા છે—

શર્વ ભવ પશુપતિ રુદ્ર

વળી એ જ બ્રાહ્મણમા ( ૨-૨-૩-૨૩ મા ) અગ્નિને ઇંદુમત, ( ૨-૫-૩-૨ માં ) અનીકવત્, (૨-૬ ૧-૩૦ મા) કવ્યવાહન કહેલછે આ સિવાય તેમાજ બીજા નામોપણછે —

૧-૩ અગ્નિ, યજુ, બ્રાહ્મણ (૩-૨-૨-૯)
૪-વાચ્ (૩-૧-૨-૧૩)
૫-વ્રતપતિ (૩-૨-૨-૨૨)
૬-પૂર્વદિગ્પાલ (૩-૨-૩-૧૬)
૭-વસુપતિ (૩-૪-૨-૧)
૮-આંગિરસ (૩-૫-૧-૧૩)
૯-આદિત્ય દૂત ( „ )

વળી આ સિવાય પણ બીજાં નામો છે —

ધૂમકેતુ, હુતભુક્, શુચિ, રોહિતાશ્વ, સપ્તજિહ્વ, તોમરધર, ધૃંતાજ, ચિત્રભાનુ ઊર્ધ્વશોચિષ્, શોચિષ્કેશ, હરિકેશ, હિરણ્યદત, અયોદંષ્ટ્ર, ઇત્યાદિ

ઉપર પ્રથમ બતાવેલાં ચાર નામ રુદ્રના છે. રુદ્રને અગ્નિરૂપ ગણી એ નામો અગ્નિનાં કહેલાં છે શર્વ ધાતુ નાશવાચક હોવાથી શર્વ નામ રુદ્રનુ છે ભૂ ધાતુનો અર્થ 'થવુ' થાય છે, તે ઉપરથી વ્યુત્પન્ન ભવ શબ્દ ઉત્પત્તિવાચક છે મૂલ, કારણ, એમ અર્થો છે શંકર અથવા રુદ્ર જ જેમ લય કરે છે તેમ ઉત્પત્તિ પણ કરે છે, તેથી તેજ મૂલ કારણ છે, માટે ભવ નામ પણ તેનુ જ છે પશુ શબ્દ જીવવાચક છે દૃશ્ ધ

જીવાત્મારૂપ પશુના પતિ શંકર જ છે. વળી યજ્ઞ બલિરૂપ પશુના ગ્રાહક અગ્નિદેવ પણ પશુપતિ છે, અને રુદ્ર તથા અગ્નિ એક જ છે. ઉત્પાદક બ્રહ્મા, પાલક વિષ્ણુ અને સંહારક રુદ્ર, એ ત્રિપુટી ક્રમસર ઇંદ્ર, વાયુ અને અગ્નિ કે સૂર્ય છે. આમ રુદ્ર તે જ અગ્નિ હોવાથી આ ચારે રુદ્રનાં નામો અગ્નિનાં કહેલાં છે. રુદ્રનામ તો સ્પષ્ટ જ છે. બીજાં નામો ઇંદુમત્, અનીકવત્ અને કવ્યવાહન છે. इंदु ધાતુ શક્તિ વાચક હોઈ અગ્નિ શક્તિમાન્ હોવાથી લાગુ થાય છે, તોપણ इंदु શબ્દ उंदू ધાતુપરથી થયાનું ઉણાદિ સૂત્ર (૧—૧૨) પરથી જણાય છે. એ ધાતુનો અર્થ 'ભીંજવવું' થાય છે, એ ઉપરથી ઇંદુ શબ્દ સોમરસનો વાચક છે. સોમ તે જ પ્રકાશક ચંદ્ર છે આમ ઇંદુ શબ્દ પ્રકાશક ચદ્ર અને તેને मत् પ્રત્યય લાગ્યાથી ઇંદુમત્ એટલે 'ચદ્રના જેવા પ્રકાશવાળો' શ્વેત અગ્નિ. અનીકવત્ શબ્દ વૈદિક છે અને તેનો અર્થ "મુખ્ય," "મૂળ," એવો થાય છે. अन् ધાતુ પ્રાણવાચક છે. પ્રાણ, એ જ મુખ્ય કે મૂલ છે, એથી અનીકવત્ પ્રાણાગ્નિ છે. कव्य શબ્દનો અર્થ 'શ્રાદ્ધમા પિતૃઓને અર્પાયલો બલિ, થાય છે, અને हव्य શબ્દનો અર્થ 'યજ્ઞમા દેવતાઓને અર્પાયલો બલિ,' થાય છે. એ બલિ અગ્નિમા હોમાય છે માટે અગ્નિ હવ્ય અને કવ્યવાહન કહેવાય છે कव् ધાતુ બોલવાનો વાચક છે. વાણીની પ્રવૃત્તિ અગ્નિ જ કરાવે છે, માટે પણ તે કવ્યવાહન—વાણીને પ્રવર્ત્તાવનાર છે.

(અપૂર્ણ.)

---

## ગ્રન્થાવલોકન.

### દિવાનબહાદુર મણિભાઈ જસભાઇની શિક્ષણ સંબંધે કેટલીક સૂચનાઓ:—

'સાક્ષર'તા એટલે સારૂ લખતા વાંચતા આવડવુ કે કેવળ વિદ્વાન હોવુ એટલું જ નથી; વિદ્વત્તા ઉપરાંત વિદ્યા ઉપર રુચિ, વિદ્યા કેમ વિસ્તારવી અને સુધારવી એ તરફ અહર્નિશ પ્રયત્ન, અને યથાપ્રસંગ વિદ્યાને ઉત્તેજન—એ સર્વેનો એમાં સમાવેશ છે. આવી 'સાક્ષર'તા સાધારણ પ્રજાજનમાં વિરલ હોય એમાં તો આશ્ચર્ય નથી, પણ જ્યારે મન્ત્રીઓમાં પણ એ ક્વચિત્ જ નજરે પડે ત્યારે તો એ ખરેખર બહુ જ ખેદની વાત થાય છે 'अनक्षरो मन्त्री'—અનક્ષર મન્ત્રી—એ પ્રજાના હૃદયમા એક શલ્ય ગણાય છે, છતાં આપણા દેશમાં મન્ત્રીઓમા અનક્ષરતા એ સામાન્ય નિયમ છે, સાક્ષરતા એ જ અપવાદ છે. આવા અપવાદભૂત મન્ત્રિત્વનુ ગુજરાતમા એક અનુપમ ઉદાહરણ દિ૦ બ૦ મણિભાઈ છે એમ કહેવાની પણ જરૂર રહેતી નથી. માત્ર હાલમાં એ વિચારને આપણા આગળ એમણે અધિક પ્રત્યક્ષ કર્યો છે માટે જ સ્વાભાવિક રીતે આ બે પ્રશંસા—શબ્દો બોલવાનું પ્રાપ્ત થાય છે. આ રીતે એમના આ નવીન લેખ માટે એમને ધન્યવાદ આપી એનું અવલોકન આરભીશું.

'અત્ર તેમ જ પાશ્ચિમાત્યોમા' અવલોકનકારનું કર્તવ્ય સામાન્ય રીતે બે પ્રકારનું મનાયું છે એણે અમુક લેખ સારો છે કે ખોટો એ વિષે પોતાનો મત ઉચ્ચારી બેથી રહેવાનું નથી, પણ એ લેખમા પ્રતિપાદિત વિષયનું વાચકને સારી રીતે ભાન કરાવવું એ પણ

આવશ્યક છે આમ કરવા જતાં અવલોકન વિસ્તીર્ણ થવાનો સંભવ રહે છે, પણ એથી હાનિ નથી, બલ્કે અનેક લાભ છે એક તો વાચકને મૂળ લેખનો સારો ખ્યાલ આવે છે, એ તરફ પોતે પ્રવર્તવું કે કેમ એ વિષે નિર્ણય કરવામા એને સાહાય્ય મળેછે, તથા વિષયનું સ્વરૂપ સ્ફુટ કરવામાથી જ વ્યગ્ય રીતે એની સારાસારતા પણ એને સમજાઈ જાય છે આ બને અશની સર્વત્ર સમાનપ્રમાણમા જ જરૂર છે એમ નથી; પણ પુસ્તકના પ્રકાર-સ્વરૂપને અનુસરી ઘણીવાર એકને કે બીજાને પ્રાધાન્ય આપવુ પડે છે અત્રે જે લેખનું આપણે અવલોકન કરવાનું છે તેમા બને અશ રાખવા પડશે, પણ વિશેષે કરીને વિષયના સ્વરૂપનું દર્શન કરાવવુ વધારે આવશ્યક છે, કારણ કે લેખકે એમના સર્વ વિચારો સર્વગ્રાહ્ય થાય એમ ઇચ્છા પ્રથમથી જ રાખી નથી, પણ એ દિશાએ વિચાર કરવા તરફ લોકોનું અને સરકારનું લક્ષ ખેંચવુ એટલો જ એમનો ઉદ્દેશ છે વળી આ લેખ લખાયો ન હોત તોપણ એ ઉપર વિસ્તારથી વિચાર કરવાની જરૂર હતી, કેમકે વિષયની ઉપયોગિતા એટલી બધી છે કે જનમડલનું સમગ્ર ભવિષ્ય એના ઉપર આધાર રાખે છે એમ કહેવામા પણ હરકત નથી દિવાન બહાદુર મણિભાઇએ પ્રકૃત લેખમા જે મુખ્ય વિચારો મૂકયાછે તે સાથે અમે અમારી પૂર્ણ સંમતિ દર્શાવીએ છીએ, માત્ર એક બે સ્થળે અમારો થોડોક મતભેદ છે, તે અમે છેવટે આપીશુ પ્રથમ તો દિવાન બહાદુરના વિચાર જ વાચક આગળ રજુ કરીએ **એમણે વિચારેલી બાબતો ત્રણ છે—**

(૧) શિક્ષણના દ્વાર તરીકે અગ્રેજી ભાષા અને ચાલતી દેશી ભાષા વચ્ચે તફાવત— અને દેશી ભાષાનો હાલ ઉપયોગ થાય છે તે કરતા અધિક ઉપયોગ કરવાની જરૂર

(૨) અંગ્રેજીનું ભાષાજ્ઞાન કયારથી આરભવુ જોઇએ? ચાલતી પદ્ધતિ પ્રમાણે આપણા ઇલાકામા ચાર વર્ષ ગુજરાતી નિશાળમાં, ત્રણ ઍંગ્લોવર્નાકયુલર (મિડલ-ખાચ) સ્કૂલમાં, અને ચાર હાઇસ્કૂલમાં ગાળવામા આવે છે તેમા કટલો ફેરફાર થઈ શકે એમ છે?—જેથી જ્ઞાનને હાનિ ન પહોચે, અને છતા કાળ હાલ કરતા ઓછો ગાળવો પડે

(૩) પચાસ વર્ષ ઉપર-કંપનીના રાજ્યમા-કૉર્ટ ઑફ ડિરેક્ટર્સે સાધારણ જનસમૂહની કેળવણી માટે જે યોજના દર્શાવી હતી તેનો સંપૂર્ણ અમલ થયો છે? આપણી પ્રચલિત દેશીભાષાના સાહિત્યનું સંવર્ધન થવાની એમણે જેવી આશા રાખી હતી તેવી આશા કાંઇપણ ફલીભૂત થઈ છે? એ યોજનાનો હજી સુધી સતોષકારક અમલ નથી થયો, અને એ આશા સિદ્ધ નથી થઈ તો તેમ કરવા માટે શા ઉપાયો લેવા જોઇએ?

(૧)

પ્રથમ વિષયના વિચારમાં ચાલતી દેશી ભાષાઓનો અધિક ઉપયોગ દાખલ કરવા દિ૦ બ૦ મણિભાઇ ભલામણ કરે છે, અને પોતાના વિચારની પુષ્ટિમા દર્શાવે છે કે—

(૧) મિ અંબાલાલ સાકરલાલ, રા બા ગોપાળજી સુરભાઈ, મિ જસ્ટિસતેલગ, મિ. જસ્ટિસ રાનડે, મિ. વાગળે, મિ મોદક, પ્રો. ગજ્જર, રે૦ ડૉ૦ મેકીકન,

મરજેમ્સપીલ, મર લી વૉર્નર, અને સર ડોનલ્ડ મૅકિલ્યાડ આદિ અનેક અંગ્રેજી અને દેશી વિદ્વાનોનો આ જ મત છે

(૨) આ સુધારો કરવાની જરૂર એટલા માટે છે કે માતૃભાષાદ્વારા અપાતું જ્ઞાન બાળકના મનમા વધારે સ્હેલાઇથી અને વધારે સબળ રીતે ઉતરી શકે છે.

(૩) વળી સરડોનલ્ડ કહે છે તેમ, ઈંગ્લંડમા પણ જ્યારે લૅટિન અને ગ્રીક માત્ર ભાષા રૂપે જ શીખવવામાં આવે છે અને સામાન્ય શિક્ષણ તો અંગ્રેજી દ્વારા જ અપાય છે તો અત્રે એ નિયમનો અપવાદ પાળવાનું કાંઈ જ કારણ જણાતું નથી

(૪) અનુભવ પણ એજ કહે છે થોડાક વખતથી નોર્થવેસ્ટર્ન પ્રોવિન્સીઝમાં અંગ્રેજીદ્વારા શિક્ષણ આપવાની પદ્ધતિ સુધારા તરીકે દાખલ કરવામા આવી છે, પરતુ સેન્ટ્રલ પ્રોવિન્સીઝમાં એથી ઉલટો જ પ્રચાર ફતેહમંદ નીવડયો કહેવાય છે. બગાળામાં આ બને પદ્ધતિઓ અજમાવી જોતા, દેશી ભાષાદ્વારા શિક્ષણની પદ્ધતિ વધારે યોગ્ય નીવડી હોય એમ લાગે છે. જો કે હજી ત્યાં આ વિષય ઉપર સર્વ એકમત થયા નથી, તથાપિ ઢાકાકેળવણીસમાજ (૧૮૯૧) માં એવો ઠરાવ કરવામા આવ્યો હતો કે ઇતિહાસ ભૂગોળ, ભૂમિતિ આદિ વિષયો દેશી ભાષામા શીખતાં વખત બચવાનો સંભવ છે, જેનો અંગ્રેજી ભાષા વધારે સારી રીતે શીખવામાં ઉપયોગ કરી શકાય માત્ર આ વિરુદ્ધ એ લોકો એક જ દલીલ ખરી માને છે, અને તે એ કે આથી કેળવણીના કાળમાં એક બે વર્ષ અધિક લબાણ થાય. ( પરતુ આ લંબાણ થવાનો જરા પણ ભય નથી એ રા. મણિભાઈ આગળ ઉપર બતાવશે. )

(૫) સરકાર તરફથી યદ્યપિ આ પદ્ધતિ ફરજ તરીકે દાખલ કરવામાં આવી નથી, તથાપિ એમના વખતોવખતના ઠરાવોમાં એને અનુમોદન મળ્યું છે માત્ર ૧૮૯૨-૯૭ સુધીના મુબાઈ ઇલાકાની કેળવણીના અવલોકનમા આપણા ઇલાકાના ડાયરેક્ટર તરફથી વિરુદ્ધ મત પ્રદર્શિત કરવામાં આવ્યો છે એ મતની તરફેણમાં એવી દલીલ મૂકવામા આવે છે કે અંગ્રેજી ચોથા ધોરણના છોકરાઓ ઝડપથી અંગ્રેજીમાં ઉત્તર આપે એવી આશા સમજુ ઇન્સ્પેકટરો તો કદી રાખશે નહિ, અને ચાલતી પદ્ધતિમા લાભ એ છે કે વારવાર એ ભાષામાં બોલવાની ટેવ પડતાં એ વધારે સારી રીતે શીખી શકાય છે; અને કુલ સાત (૪+૩) વર્ષ સુધી માતૃભાષાદ્વારા જ એને શિક્ષણ મળેલું હોય છે એ થોડુ નથી. ઉપર દર્શાવેલાં કારણોથી આ વિચાર પુનઃ વિચારી જોવા વા કૉન્ફરન્સ દ્વારા એનો નિર્ણય કરવા દિવાન બહાદુર ભલામણ કરે છે અને કહે છે કે કેળવણીના વિષયમાં પ્રમાણભૂત પ્રો. બેઇન જેવા વિદ્વાનનુ વચન બહુ જ માન પાત્ર ગણાવું જોઇએ કે "ભાષા શીખવવી એવું નામ જ્ઞાન આપવુ નથી...ભૂમિતિ માટે ગ્રીક ભાષા વાપરતાં શીખતાં પહેલાં ભૂમિતિ શીખવી જોઇએ."

**માટે પ્રથમ વિષયમાં રા. મણિભાઈની સૂચનાઓ નીચે પ્રમાણે છે:—**

(૧) હાલ જે વિષયો દેશીભાષાદ્વારા શીખવવામાં આવતા નથી, પણ જે શિખવવા માટે અંગ્રેજી ચોપડીઓ મુકરર થએલી છે તે સર્વ **પ્રથમ દેશી ભાષામાં** શીખવવા જોઇએ-જેનુ પછીથી જ અંગ્રેજી ચોપડીઓ દ્વારા પુનરાવર્તન કરવુ ઉચિત છે અંગ્રેજી દ્વારા પુન આવર્તન કરવાનું કારણ એટલું કે છેલ્લી પરીક્ષા (મેટ્રિક્યુલેશન) મા ઉત્તર અંગ્રેજીમા દેવાના છે

(૨) મિડલ સ્કૂલમા દેશી ભાષાદ્વારા, અને હાઇસ્કૂલમા અંગ્રેજીદ્વારા શિક્ષણ આપવાનો રિવાજ કાયમ રાખવો પણ ઉપર બતાવેલું અંગ્રેજી ટેક્સ્ટબુકોદ્વારા જે પુનરાવર્તન કરવાનું છે તે બે, ઘણુ કરીને ત્રણ, વર્ષમા સારી રીતે થઈ શકશે, અને તે હાઈસ્કૂલ માટે રાખવુ અને પ્રથમ ચાર વર્ષ મિડલ સ્કૂલ માટે રાખવા-જ્યા દેશી ભાષાદ્વારા સમસ્ત શિક્ષણ આપવુ અર્થાત્ હાલ ચાલેછે તેમ જ એકમા દેશી ભાષાનો અને અન્યમા અંગ્રેજી ભાષાનો શિક્ષણના સાધન તરીકે ઉપયોગ કરવો, માત્ર હાલ ત્રણ વર્ષ મિડલમા અને ચાર હાઈસ્કૂલમા ગળાય છે-તેને બદલે ચાર અને ત્રણ કરવા-જેથી હાઈસ્કૂલમા માત્ર પુનરાવર્તન કરવુ બાકી રહે

(૩) દેશી ભાષાદ્વારા શિક્ષણ આપવા માટે દેશી ભાષામા પુસ્તકો રચાવવા પડશે-જે થઈ શકે એમ છે (અપૂર્ણ)

## એક પ્રશ્ન

(મળેલુ)

મે સુદર્શનના તન્ત્રીની સેવામા,

વિ વિ કે

આપના માન પામેલા સુદર્શન ચોપાનીયામા નીચેનો લેખ પ્રસિદ્ધ કરશો તો આભારમાનીશું

૧ મહાત્મા યાજ્ઞવલ્ક્ય તથા મનુ મહારાજે વિદ્યાનાં જે ચતુર્દશ સ્થાન બતાવ્યા છે તેમાં ૪ વેદ ૬ અગ તથા ધર્મ શાસ્ત્ર, ન્યાય, મીમાંસા, પુરાણ મળી ૧૪ છે તો છેવટના ત્રણમા શાનો શાનો સમાવેશ થાય છે તથા તે સ્મૃતિકાર પહેલા ન્યાયમીમાંસાદિના રચનાર થયા છે કે શુ ? કે તેનો પછી સામાન્ય અર્થ અનુક્રમે તર્ક કે આખ્યાયિકા આદિ થાય તે લેવો ? આ બાબત ઘણી તરફથી ભિન્ન ભિન્ન મત આવે છે તેથી તૃપ્તિ ન થતા જાહેરમા આ પ્રશ્ન મૂકયો છે તો તે માટે તત્ત્વજ્ઞ પંડિતોએ ખુલાસો કરવો જોઇએ એવી ઇચ્છા છે. ષટ્ દર્શન પૈકી ન્યાય મીમાંસાના નામ ગણાવ્યા ત્યારે યોગાદિક કેમ ગણાવ્યાં નથી ? તેનો કશામાં અંતર્ભાવ થાય છે કે શુ ?

આનો ખુલાસો વિસ્તારથી અને આર્યધર્મના ધર્મશાસ્ત્રાદિમાં આ બાબત સ્થળે સ્થળે જે લખ્યુ છે તે તમામનો એકમેક સાથે મેળ કરીને આપશે એવી આશા છે.

**લી. હ૦ ઉ૦ ભટ્ટ.**

("તન્ત્રીએ તટસ્થ રહેવું"—એવી પ્રશ્ન-કર્તાની માગણી છે.)



## બ્રહ્મજ્ઞાનપ્રાપ્ત્યર્થે બે બોલ.

( મળેલું )×

એમ કહેવાય છે કે, બ્રહ્મજ્ઞાનમાં આગળ વધવા ઈચ્છના જીજ્ઞાસુ પુરૂષોએ, પ્રથમારંભમાં, આ દુનિયામાંથી મિથ્યા ગર્વ છોડી દેવો જોઇએ. આ દુનિયાંમાંથી મિથ્યા ગર્વ છોડી દેવો, એનો અર્થ પોતાની નાત જાત, સગાં સંબંધિઓ, મિત્રો, ઈત્યાદિનો ત્યાગ કરવો, અથવા, કોઈ મંડલમાં ભાગ ન લેવો, અથવા, પોતાનું ગુજરાન જેનાથી ચાલતું હોય તેનો ત્યાગ કરવો, અથવા, માણસ જાતના ધિક્કારનાર થવું, અથવા, ગુફા કે જંગલમાં જવું-કે જ્યાં મનુષ્ય પોતાની હજારો વિકારી લહરીઓમાં આનંદ લે, અને અંતરંગ રીતે તો, જે જે પદાર્થો ત્યાગ્યા હોય તેની વાંછના રાખે-જે જે વસ્તુઓનો ત્યાગ કર્યો હોય તેને અંતર મનથી ન ત્યાગેલાની બરોબર ગણે, એમ કરવાનો નથી, તેજ માણસ દુનિયાંમાં રહી શકે અને દુનિયાંનો ન હોઇ શકે પણ ખરો, તેનું શરીર અને મન દરરોજના નિયમિત કામકાજમાં થોડું અથવા વધારે કામે લાગતું હશે, અને તેથી પણ તેની આધ્યાત્મિક શક્તિઓને વારંવાર કસરત કરવી પડે છે, તે માણસ શારીરિક રીતે, આ દુનિયાંમાં હોય, તોપણ આધ્યાત્મિક પક્ષે, દુનિયાંથી પાર પણ ઉડી શકે-પોતાની સાત્વિક પ્રકૃતિઓને ખિલવે.

માણસને તેના સ્થૂળ શરીર શિવાય, અન્ય બે પ્રકારની શક્તિઓ હોય છે: માનસિક અને આધ્યાત્મિક; અને તેઓ પરસ્પર અસંત સંબંધ ધરાવે છે. જો તેની માનસિક શક્તિઓ ભૌતિક કાર્ય નિમિત્તે હોય, તો તેથી તે સ્વાર્થી અને પ્રકૃતિવશ માણસ થાય છે, તે માણસ તેની સઘળી શક્તિઓને, એક નાના કેન્દ્રની સાથે એકાગ્ર કરે છે, અને જેમ જેમ તે શક્તિઓ, એકાગ્ર થાય છે તેમ તેમ, તે કેન્દ્ર નાનું થતું જાય છે, અને તે માણસ, ક્ષુદ્ર તથા એકલપેટો થાય છે; અને સર્વ શક્તિમાન ઈશ્વર, કે જેનો તે એક અલ્પ અસંત સૂક્ષ્મ ભાગ છે, તેને જોવાને તે જરાપણ શકિતવાન થઈ શકતો નથી.

જો તે માણસ તેની આધ્યાત્મિક શક્તિઓને, અપ્રસિદ્ધ દેશનો અનુભવ કરાવવાને નિરંતર યત્નપરાયણ થતો હોય, અને તે પણ, પોતાની માનસિક શક્તિઓનું પૂર્ણ રીતે સંવર્ધન અને વિસ્તાર કર્યા શિવાય, અને પોતાની આધ્યાત્મિકતા ઉપર જ પૂર્ણ વિશ્વાસ રાખવાથી, તો આ અનંત શકિતમાન ઈશ્વરનાં માનસિક અદ્રશ્ય રાજ્યોમાં, એક છાયા માફક ભટકયાં કરશે, અને આધ્યાત્મિક વસ્તુઓને, તેઓના પૂર્ણ અનુભવ શિવાય જોશે. આવી રીતિનો મનુષ્ય, અનુભવરહિત, ભ્રમિત તથા સ્વપ્નશીલ થશે, દ્વિતીય અનુરૂપ દિશામાંથી વૃદ્ધિને બંધ પાડી, એક જ દિશામાં શીઘ્ર વૃદ્ધિ કરવા મંડી જવું, એ ઉત્કર્ષને નુકશાનકારક છે; અને તેથી જ, યોગ્ય રીતે સારાસાર વિચાર કરી, માનસિક અને આધ્યાત્મિક શક્તિઓને, તેઓના યોગ્ય સ્થાનમાં વધવા દેવી, એ અસંત જરૂરનું છે, આથી સર્વસંગ પરિત્યાગ કરવો, એનો અર્થ એમ નથી કે, શાસ્ત્ર પ્રતિપાદિત યુક્તિપ્રયુક્તિ-

× અંગ્રેજી ઉપરથી લખનાર—અનુજ.

ઓના પ્રતિ ધિક્કારની દષ્ટિ રાખવી, અથવા ગણિતશાસ્ત્ર યા તત્ત્વજ્ઞાનથી અજાણ્યુ રહેવું, અથવા, મનુષ્ય જાતના ઉત્કર્ષમા સ્વાર્થદષ્ટિ ન રાખવી, અથવા, કોઇ અમુક મંડલ કે જેમાં આપણે જન્મ્યા છીયે તેને આધીન કર્તવ્યનો ત્યાગ કરવો, અથવા, આપણી આસપાસનાં પરિવર્તનો વિસારે પાડવાં, પણ એનો અર્થ એમ છે કે, સ્વલાભેચ્છા સ્વાનુરાગ, કે જે દુરાચારનો પ્રથમ દૂત છે, તેનો ત્યાગ કરવો

સ્વલાભેચ્છાના ત્યાગ સાથે અધ્યાત્મજ્ઞાન નિકટસંબંધ ધરાવે છે. તેટલા માટે ગુપ્તવિદ્યાનુયાયીની આવશ્યક ફરજ એ જ હોવી જોઇએ કે, તેણે વ્યક્તિભાવનાના વિચારથી પોતાના મનનુ અપહરણ કરવુ જોઇએ; એનો અર્થ એમ થાય છે કે, સ્વાર્થવૃત્તિ, એઓ વિશે મહત્તાનો વિચાર, ધીમે ધીમે કમી કરતા જવુ; એટલુ જ નહિ પણ તેણે તેની–પોતાની–જાતને પણ વિસારે પાડવી જોઇએ તેણે પોતાનો પિંડ જ એક નિર્વિકાર, અવિક્રિય, નિત્ય સત્તા છે, એમ ધારવુ નહીં; પણ તેણે પોતાને, એક અનંત શક્તિ, કે જે આખા બ્રહ્માંડને છાઈ રહી છે, અને જેનો પ્રભાવ, તે માણસનુ શરીર–જેમાં તે અલ્પ સમય વાસ્તે વાસો કરે છે, તેમા એક કેન્દ્રમાં વિરમે છે, તેનો એક અભિન્ન અંશ છે, એમ જાણવું જોઇએ, જે શરીરમાં અનહદ જ્ઞાન નિરતર વહ્યા કરે છે, અને જેમા તેનાં કિરણો નિરતર પ્રકાશે છે, જેનો પરિઘ અનંત છે, અને જેનું મધ્યબિંદુ સર્વત્ર છે. આ વિચાર સ્પષ્ટ કરવા સારૂ, આપણે માણસને તેની ત્રણ જુદી જુદી અવસ્થામા તપાશીએ.

એવુ ઘણીવાર સિદ્ધ કરવામાં આવ્યું છે કે, મનુષ્યના સ્થૂલ શરીરને, સત્ય અથવા સ્થાયી, અસ્તિત્વ નથી. આપણે તેને જોઈ, સાભળી, કે અનુભવી શકીએ તેમ નથી; પણ આપણે તો ફક્ત, તેનાં ફલથી જે જે ફલોદય થાય છે, તેને અનુભવીએ છીએ; અથવા બીજી રીતે કહીએ તો, આપણે તેના પ્રભાવના ભ્રમણને અનુભવીએ છીએ, કે જે. આપણી ઇન્દ્રિયોપર વર્તન કરી, અમુક પ્રકારનો માનસિક અનુભવ પેદા કરે છે, અને આપણા માનસિક અનુસંધાનના સંબંધમાં આવી, આપણામાં ચેતનાને પ્રાપ્ત કરે છે. આ ઉપરાંત પણ આ અલ્પ અસ્થાયિ શરીરના પરમાણુઓ સમીકરણ અને અપહરણના નિયમે કરીને સદા બદલાયાં કરે છે. તંતુઓ, તેઓની કુદરત અથવા સાદશ્યના પ્રમાણમાં, ધીમે અથવા ઝડપથી અદશ્ય થાય છે અને નવા તંતુઓ કે જે બીજા નવાઓથી પુનરાવર્તન પામવાના છે, તેની જગો રોકે છે, અને જ્યાં સુધી જીંદગી ચાલે છે ત્યાં સુધી આ પ્રમાણેનો નિયમ ચાલ્યાં કરે છે. સ્થૂલ શરીરના રૂપને કોઇપણ પ્રકારે નિત્યત્વ નથી. તે જેમ, જેમ માણસનું વય, બાલપણ અને યુવાવસ્થાની તનદુરસ્તી અને ચપલપણાથી તે મનુષ્યત્વની પ્રબલ રચના સુધી, અને ત્યાંથી તે જરાક્રાંત જીર્ણાવસ્થાના દૌર્બલ્ય સુધી–જે મૃત્યુનું અગ્રગામિ છે,–ત્યાં સુધી વધે છે તેમ તેમ સ્થૂલ શરીર, કદ, આકાર અને બદ્ધતાના પ્રમાણમાં બદલાયાં કરે છે.

સ્થૂલ શરીરને કોઈ પ્રકારનું સ્થાયી વ્યાપકત્વ નથી; પણ શું મન અથવા બુદ્ધિને છે ? આ પ્રશ્નનો જવાબ આપતાં પહેલાં આપણે આ બે શબ્દોના અર્થને તપાસીયે. બુદ્ધિ, ઇચ્છાના સંયોગથી, એવી ક્રિયાકાર શક્તિ છે કે જેનાથી, ઇન્દ્રિયજન્ય, બહિર દુનિયાના

સઘળા માનસિક અનુભવો એક સામાન્ય મધ્ય બિંદુ અથવા કેન્દ્રમાં મળનારાની માફક એકઠા થઈ જાય છે, અને પછી સ્મરણ શક્તિવડે થોડો વખત મળી ગયેલા રહે છે, અને તેઓ આશય વા સંકલ્પને નામે ઓળખાય છે. સ્મરણશક્તિ, એ મધ્યબિંદુમાં મળેલી સ્થિતિમાં આકાશ તત્ત્વને લીધે, વિચારજન્ય, શાશ્વત અનુભવોને રાખવાની અને પેદા કરવાની આ પ્રવર્તક શક્તિ છે. જેમ જેમ વખત બદલાયાં જાય છે. તેમ તેમ, જ્ઞાનશક્તિ પણ બદલાતી ચાલે છે. નવા અનુભવો જૂનાનું સ્થાન રોકે છે, અને તેમને એકઠા રાખવાને ઇચ્છાશક્તિ શિથિલ પડે છે, સ્મરણશક્તિ ઝાંખી થાય છે અને બુદ્ધિ તેના કાર્યનું સ્વરૂપ અને રીત બદલે છે. કોઇપણ પુખ્ત ઉમ્મરે પહોંચેલા માણસને તેની યુવાવસ્થાના અનુભવો ભાગ્યે જ કાયમ હશે; આજે તેને અમુક વસ્તુ સારી છે એમ ભાસે છે અને તેને જ માટે કાલે સવારે તેને ખોટો અભિપ્રાય બંધાય છે; આપણા ખરા ખોટાના વિચારો અને આપણા ધર્મ સંબંધી અથવા તત્ત્વજ્ઞાન સંબંધી વિચારો, જે દેશમાં આપણે વસતા હોઇએ તેની અને અધિકારી વર્ગ, જે સત્તા ચલાવે છે તેની અંદર પ્રસરેલા વિચારોની ઢબ પ્રમાણે રંગાયાં જાય છે-બદલાયાં જાય છે ઇચ્છાશક્તિ જન્મે છે, વધે છે, ફેરફારથી ફાલે છે, અને યદ્યપિ આ નિયમ, અનહદ રીતે અટકાવાય કે વધારાય નહિ, તોપણ સ્થૂલ શરીરના જેવો કંઇપણ વિપર્યય હોવો જોઇએ, અને મનને કોઇપણ પ્રકારની સ્થાયી મમતા સંભવે નહીં.

હવે આપણે મનુષ્યનામાં ઉચ્ચતત્ત્વ નિરાકાર આત્મા અને બુદ્ધિ વિષે વિચાર કરીએ. કેટલાકમાં બુદ્ધિ જન્મથી જ હોય છે અને કેટલાકને તો તેની હયાતીનું એ ભાન નથી હોતું. માટે જ્યાં સુધી તે મનના ઉચ્ચ પ્રદેશોની સાથે સંબંધમાં આવીને સર્વ વ્યાપક આત્મા સાથે ભળી જાય ત્યાં સુધી, તેને કોઇપણ પ્રકારનું વ્યાપકત્વ છે એમ ધારી શકાય નહીં. આ દૈવી તત્ત્વ એક જ છે, તેના ભાગ થઈ શકતા નથી અને તે પ્રત્યેક વ્યક્તિમાં શીશીની માફક ભરી રખાતી નથી. તે, તેમનામાં આકર્ષી લેવાય તેમ નથી, પણ તેમણે તેના સુધી ઉંચે ઉડવું જોઇએ, અને જેમ જેમ તેઓ ઉંચા ચઢતા જાય છે તેમ તેમ તેઓની આધ્યાત્મિક અને માનસિક શક્તિઓ વધારે વિસ્તૃત થતી જાય છે. અને જેમ જેમ તેઓ તેની સાથે વધારે એકમેક થતા જાય છે, તેમ તેમ તેઓ તેની સાથે અધિકાધિક એકતાર થાય છે, અને આખરે પ્રત્યેક વ્યક્તિગત ચૈતન્ય તેના પૂર્ણ પ્રભાવથી સમગ્ર બ્રહ્માંડને ભેટે છે, અને જેમ તેનામાં સર્વનો સમાવેશ થયેલો છે તેમ તે સર્વમાં વ્યાપી રહે છે.

જો આ વિચાર ખરો હોય તો, આપણને માલમ પડે છે કે, માણસનું અસ્તિત્વ અને ઉપયોગિતાની હદ, તેના સ્થૂલ શરીરની હદ સાથે જ સંકોચાઇ ગયેલી નથી; પણ તે તો સર્વત્ર વ્યાપી રહેલી છે. તેના કલ્પને અંતે, જેવી રીતે, તે હાલ આત્માના કિરણોથી, તેની તેને આકર્ષવાની શક્તિના પ્રમાણમાં પ્રકાશી રહ્યો હશે, તેવી રીતે, તે ચાલતા બ્રહ્માંડને પ્રકાશિત કરશે. મનુષ્ય અનુભવોનું કેન્દ્ર છે; જેમાં સમસ્ત બ્રહ્માંડના કિરણો તેજ કેન્દ્રાભિમુખ થાય છે. આ કેન્દ્રમાં માયાનું કાર્ય શરૂ થાય છે, અને તે, તેમાં જ બંધાયલું છે.

કાર્યને ભુલથી કારણ છે એમ માની લેવાય છે અને ખોટા દેખાવો ખરા તરીકે તેવી જ રીતે વ્યવહરાય છે. વ્યામોહ પેદા કરે એવા કારણોને લીધે; પેદા થતા આનંદથી મન મઝા મારે છે, અને જો કે તેમની કંઇપણ જરૂર નથી હતી તોપણ ઇચ્છાઓ પેદા થાય છે. જેવી રીતે, કંઇપણ ગણતરી વિનાની કાળુની છીપપર સૂર્યના કિરણો પડવાથી, જ્યાં સુધી તે કિરણો તે પર રહે છે ત્યા સુધી, જુદી જુદી જાતના મેઘધનુષ્યના જેવા રંગો પરાવર્તન પામે છે, તેવીજ રીતે, પદાર્થનિષ્ઠ દુનિયાંમાંથી પેદા થતાં કિરણો આપણી ઇન્દ્રિયોમા વહીને, તેમની પ્રતિમાનુ આપણા મનરૂપી દર્પણપર, પરાવર્તન કરે છે, અને ઝખના, પ્રલોભ, અવિદ્યા, અને વાછનાઓને પેદા કરે છે અને તેને પોતાની સ્મરણ શક્તિના સ્મરણોથી પૂર્ણ કરી નાખે છે

ખરા બ્રહ્મજ્ઞાનીની આવશ્યક ફરજ એજ છે કે, તેને નિત્ય અને અનિત્ય, સત્ય અને અસત્ય એઓની વચ્ચેનો તફાવત, પૂર્ણ સત્યતાથી લક્ષમા રહેવો જોઇએ. આ પ્રમાણે કરવામા તેને એકદમ માલમ પડે છે કે, સ્વપ્રતિ પ્યાર મિથ્યા છે. આથી અધિક પણ તેને માલમ પડે છે કે, સ્વ એ નિત્ય સત્તા નથી અને તેને સઘળા પ્રાણીઓને સામાન્ય નહીં એવુ અવ્યાપક અસ્તિત્વ નથી: જ્યારે તેનું મન આ વિચાર તરફ પૂર્ણ રીતે ખેચાય છે, અને જ્યારે તે પોતાના વ્યક્તિસસ્પર્શને નિર્મૂલ કરવાને ખુશી હોય છે, ત્યારે જ, તેનાપર નિત્યસ્થાયીછીદ્રભીરૂપી અધ્યાત્મ પ્રબોધ વિકાસ છે, અને તેનુ અમરત્વ કે જે સર્વ વ્યાપક આત્માનો સૂક્ષ્મ ભાગ છે, તે શરૂ થાય છે.

એક અનુભવી કહે છે કે, જે જે ઉચ્ચ અને દૈવી છે, તેને સાધવાને માટે પ્રાથમિક ફરજ એ જ છે કે, સત્યનુ તેના શુદ્ધ સ્વરૂપથી ગ્રહણ થવુ જોઇએ ઉચ્ચ અથવા નીચ અવસ્થામા તત્ત્વ તેનુ તે જ હોય છે, એટલું જ નહી પણ પ્રત્યેક વ્યક્તિગત પણ તેનુ તે જ હોય છે, પણ જેમ જેમ તે ચઢવા માડે છે તેમ તેમ દરેક કિરણ, પ્રત્યેક વ્યક્તિનો વ્યક્તિસસ્પર્શ–મનતત્ત્વના ઉચ્ચ તત્ત્વને લીધે વિવિધ રંગ યુક્ત થાય છે. બુદ્ધિ, જેમ જેમ વધારે વિસ્તત થાય છે તેમ તેમ તેનો ઘણો ભાગ ઉચ્ચ તત્ત્વ સાથે નિકટ સબધ ધરાવે છે, અને તેને કોઈ અમુક પ્રકારનો રંગ દે છે, પણ જો બુદ્ધિના સવર્ધનમા કોઇપણ પ્રકારનો વિલબ થાય, અથવા તો તેનું એવી રીતે સંવર્ધન થાય કે તે ફકત સ્થૂલ અથવા સ્વાર્થના કાર્ય પરત્વે હોય, તો તેમાથી દૈવી તત્ત્વને મળવાને ઘણી થોડી રહેશે. અને શુદ્ધ તત્ત્વ પણ તેના જ પ્રમાણમા, સ્પષ્ટ રીતે બુદ્ધિભ્રષ્ટ તથા શક્તિહીન થશે, અને કાંતો તે પોતાની પૂર્વ સ્થિતિમા ભળી જશે, અથવા દુનિયામા મનતત્ત્વના મિશ્રણને આકર્ષવા, સ્વત: જ આવવાની જરૂર પડશે. જેમ જેમ બુદ્ધિ વધારે ખિલે છે અને વિસ્તરે છે તેમ તેમ અધ્યાત્મ સ્થિતિ અને અધ્યાત્મ પુણ્યશીલત્વ, વધારે વધારે દૃઢ થાય છે, અને જ્ઞાન અને પ્રેમના દૈવાંશોથી પૂર્ણ તત્ત્વ બ્રહ્માડરૂપી અનહદ સમુદ્રમા બહાર નીકળી પડે છે અને નિરંજન નિરાકારને ભેટે છે

શરૂઆતનો અભ્યાસી કે જે આ સવર્ધનતી સ્થિતિએ પહોચ્યો છે, અને જે પોતાના

વ્યકિતસસ્પર્શને અલ્પ અગત્યનો ગણે છે, તેના મનમાં સ્વતઃજ કંઈ ફેરફાર શરૂ થાયછે. તે, તેના પોતાનાને તેમ ગણે છે એટલુંજ નહીં પણ અન્યમાં પણ તે પ્રતિ તેવી જ દૃષ્ટિથી જુએ છે. મનુષ્ય તેને વિચારનું કેન્દ્ર હોય એમ લાગે છે. અને સમસ્તલોક, તેને અગાધ સમુદ્ર કિનારાપરના અસંખ્ય રેતીના કણો જેવા લાગે છે.

નશિબ, આબરૂ, પ્રેમ, મોજ, શોખ ઇત્યાદિ, તેને પાણીના પરપોટા જેટલાં જ અગત્યનાં લાગે છે, અને બાલકોને રમવાનાં આલસોત્પાદક રમકડાં માફક, તેમનો ત્યાગ કરવાને, જરા પણ આનાકાની કરતો નથી. આવો ત્યાગ તે યત્ન કહેવાય નહીં; કારણ કે પુખ્ત ઉમ્મરનાં થયે બાલકો પણ પોતાનાં બાલ્યાવસ્થાનાં રમકડાંનો ત્યાગ કરે છે, જેમ જેમ તેઓનાં મન વિસ્તરતાં જાય છે, તેમ તેમ તેઓ બહાર વધારે ઉપયોગી થઇ પડે છે, અને જેમ જેમ મનુષ્યનો સાત્વિકાંશ વિસ્તરે છે તેમ તેમ, આસપાસનાં પરિવર્તનો અને ગ્રહ ( પૃથ્વી ) જેનાપર તે વસે છે, તે, એક ઉચ્ચ પર્વત પરથી દેખાતા નાના જમીનના ટુકડા જેવો જ લાગે છે; તેનો ઇશ્વર સંબંધી વિચાર વિસ્તરતો જાય છે અને મહાન સ્વરૂપ ધારણ કરે છે

---

## ષટ્ પ્રશ્ન.

( મથાળું ).

## ॐ तत्सत्

# अथ षट् प्रश्न.

### साखी

(१) केसे जीव (२) ईश सो केसे (३) केसे साक्षी लहिए ।

(४) केसे वंध (५) मुक्त सो केसे (६) वंध मुक्त को कहीए ॥

શિરોલિખિત ૭ પ્રશ્નો કોઇ સંશયાત્મા શિષ્યના હોઇ તે શિષ્યનો ભ્રમાંધકાર દૂર કરવામાં સર્વ પ્રકાશની ગરજ સારે એવો એક ગ્રન્થ હિન્દુસ્થાની ભાષામાં મનોહરદાસજીવિરચિત છે. તેની એક હસ્તલિખિત જીર્ણ પ્રતિ ઉપરથી મને આ વિષય ગુજરાતીમાં આણવાનું મન થયું. અનેક પ્રતિઓ મળેવી શુદ્ધિ-સંસ્કરણ કરવું એ મારા જેવી સ્થિતિના અને વિદ્યાથી જેવા મનુષ્યથી બની શકે એમ નહોતું. એક વખતે મર્હૂમ શ્રી મણિલાલ નભુભાઈ દ્વિવેદી કે જેમને હું મારા પરમ પૂજ્ય ગુરુ તરીકે માનતો અને તેમની સાથેનો પત્રવ્યવહાર પણ તેવી જ રીતે કરતો તેમને જાતે મળી મેં મેળવેલું ધર્મ-વિષયક કેટલુંક સંસ્કૃત સાહિત્ય સાદર કર્યું, જેની સાથે આ ભાષા-ગ્રન્થ પણ રાખ્યો હતો. સંસ્કૃત પુસ્તકો જોઈ તે સારાં હોવાનું જણાવી તેનો યથાવકાશ સુદર્શનમાં સદુપયોગ કરવા ધારી તે પોતાની પાસે રાખી લીધાં અને આ સાદા ગ્રન્થનું ભાષાન્તર કરવામાં મારા સરખાએ પડવું ઠીક નહિ અને અત્યન્ત એ વિષય અન્ય પ્રકારે મેં સમજાવેલો જ છે એટલે અભ્યાસ માટે તમારે તેનું ભાષાન્તર કરવું હોય તો કરવું એમ મને સૂચવ્યું. સુદર્શનમાં તેને

જગા આપવામાં આવશે એમ જણાવ્યું. ईश्वरेच्छा वलीयसी। તેઓશ્રી તે પુસ્તકો ઉપરથી ભાષામાં કંઈ નવીન બોધ પ્રવર્તી નવું તત્ત્વ ઉમેરે કે હું તેમને હાથે આ ભાષાન્તર સુદર્શનમાં દાખલ થતું જોઉં તે પહેલાં તેઓ નિર્વાણ પામી ગયા છે. તોપણ તેમનાથી સૂચન પામેલો અને સંસ્કૃત થયેલો હું તેમના આત્માની ચિરકાલીન શાન્તિમુક્તિ ઈચ્છી આ ષટ્પ્રશ્નગ્રન્થ મહાશયવર નવા તન્ત્રીને સ્વાધીન કરૂંછું.

સેવક.

મથુરભાઈ દુર્લભદાસ.

ગ્રન્થકર્તા ગ્રંથારંભે નિર્વિઘ્ન ગ્રંથસિદ્ધિ માટે ઇષ્ટ દેવતાનુ સ્વરૂપ દર્શાવી—હૃદયમાં તેનું સ્વરૂપચિંતન કરી નમસ્કાર કરે છે.

दृष्टा एक स्वरूप है जीवेश्वर नहि भेद
सो स्वरूप उर बंदि के, विघ्न नवे तजी खेद. (१)

અને વળી ગુરુને પણ ઇષ્ટ દેવતાથી અભેદ માનીને નિર્વિઘ્ન ગ્રન્થસમાપ્તિ માટે નમસ્કાર કરે છે.

गुरु पूरण अद्वैत है, द्वैत भेद नहीं ताही
ताकुं पुनी परणाम करी, विघ्न नाश सब जाहि (२)

મંગલાચરણ થઈ રહેતાં હવે પ્રશ્ન થાય છે કે આ ગ્રન્થ પ્રાકૃતભાષામાં છે. ત્યારે ના બોધની શ્રુતિતુલ્યતા ક્યાંથી? તેનું નિરસન કરતા પ્રક્રિયાગ્રંથોની રીતિ અનુસાર ર્વપક્ષ કરી તેનું સમાધાન કરતાં પૂર્વપક્ષમા જણાવે છે કે પ્રાકૃતવાણીએ કરીને જે વર્ણીશુ ત આ બોધ, શ્રુતિ અર્થાત વેદના બોધ સમાન કેમ કહેવાય? હવે તેના સમાધાનમા પ્રમાણ આપી ઉત્તર પક્ષ કરે છે કે ब्रह्मविद्ब्रह्मैव भवति (બ્રહ્મવિત્ બ્રહ્મ જ થાય છે. બીજા શબ્દોમાં કહીએ તો બ્રહ્મને જાણનાર બ્રહ્મરૂપ-બ્રહ્મમય જ છે.) માટે બ્રહ્મવેત્તાની વાણી તે વેદતુલ્ય છે. એ જ વાત वेदवत्तु वेदविदां प्रयोगः (વેદવેત્તાનો પ્રયોગ વેદવત છે, એ વચનથી સમર્થિત અને સિદ્ધ છે વળી ज्ञानीत्वात्मैव मे मतं (જ્ઞાની તે જ હું એમ મારૂં મત છે) એથી પણ જ્ઞાનીનાં વચન તે ભગવદુક્તિ સમાન છે. બીજા પ્રકારે પણ જ્ઞાનીનાં વચન ઉપનિષત્સમાન છે

अक्षर तीन ॐ कार, अकार उकार मकार है,
सोहं प्रणव उच्चार, ब्रह्मांड पिंडमें प्रकट है (३)
स व्यंजन करि लोप, उ ते ओ है समुझि ले
ह व्यंजन पुनि लोप, अं अकार मकार मिलि (४)
मिले परस्पर तीन, उकार अकार मकार ए
ॐ कार जो कौन, सोहं प्रणव उच्चार सब (५)

सोहं श्वास उश्वास है, पुरुप असंग मिल्यो देप
अन्वय स्वप्न जाग्रत् फुरे, वितरेक सुपुपति शेप (६)
परावाक्य अव्यक्त रहे, व्यक्त पश्यंति ओर
मध्यमा वाक् तीजी जवे, वैखरी चोथी दोर (७)
यह भइ वैपरी वाक्, चार वेद त्रैकांडसब
जीवईश्वर सम भाप्य, तत् त्वं-त्वंतत् वैपरी (८)
सोहं ब्रह्म समान, वाक् वैखरी उच्चरे
तात्पर्य यह जाण, अनुभव श्रुति एक कहि (९)

*શબ્દબ્રહ્મ ઓંકાર કે જે પ્રણવ કહેવાય છે તે અકાર, ઉકાર અને મકારમય છે.* બ્રહ્માંડમાત્રનો પ્રણવ શબ્દબ્રહ્મ, જેમ ઓંકાર છે તેમ પિંડમા પણ પ્રણવોચ્ચારરુપ सोहं પ્રકટ છે. બ્રહ્માડ અને પિંડમા ઐકય છે. "પિંડે તે બ્રહ્માંડે" એ ઉકિત અહીં પ્રક્રિયાથી સિદ્ધ કરી આપે છે કે सोह् ના सो માથી स् વ્યન્જનનો લોપ કરતાં ओ રહે છે તે उ કાર છે એમ સમજવુ (स+उ=सो એ સંધિ વ્યાકરણદૃષ્ટયા સુશ્લિષ્ટ છે.) વળી सोहं ના हं માંથી ह् વ્યંજનનો લોપ કરતા अं રહે છે તે अकार અને म કાર મળીને થયેલો છે. એમ उ अ ને म् એ ત્રણ પરસ્પર મળીને ઓંકાર થયેલો છે. અને सोहंમાં તે જ અનુસ્યૂત છે. માટે सोहं એ પ્રણવોચ્ચાર જ છે. આપણો श्वासोच्छ्वास તે सोहं-મય છે. અને તે અસંગપુરુષ–आत्मा–ને મળેલો સ્પષ્ટ દેખાય છે. એકપાસા જાગ્રત્સ્વપ્નમાં પણ તે હોય છે અને બીજીપાસા ગાઢસુષુપ્તિમા પણ તે હોય છે જ. અન્વય અને વ્યતિરેક બન્ને રીતા જોતાં જણાય છે કે आत्मा એ सोहं પ્રણવમય જ છે.

વાણીના પરા, પશ્યંતી, મધ્યમા અને વૈખરી, એ જે ચાર પ્રકાર છે તેમાંના વૈખરી નામક પ્રકારમા જ ચારે વેદ અને ત્રણે કાંડાદિનો સમાવેશ છે મહાવાકય तत्त्वमसि (તે તું છે) ગત અતિમ રહસ્ય બોધ "तत् त्वम्"—त्वम्—तत्" (તે તું છે; તું તે છે) એ વૈખરી છે. જીવેશ્વરની ઉપાધિનો ત્યાગ કરતાં તેનો અભેદ સદાસર્વદા સિદ્ધ છે એ સિદ્ધાન્તબોધક વેદરહસ્ય तत्त्वमसि તે વૈખરી છે એમ જણાવી કહે છે કે એ રીતે મારો જીવ પણ બ્રહ્મસમાન—ઇશ્વિરમય-પરમાત્મ સ્વરુપ—છે અને આ (પટ્પ્રશ્નરુપ) વૈખરી વાક્ તે ઉચ્ચરે છે. તાત્પર્ય કે અનુભવ અને શ્રુતિ તે એક જ છે. આત્માનુભવ જ શ્રુતિ છે. આટલે સુધી આ ભાષાગ્રન્થ વિવેકદૃષ્ટયા વેદવાકય જેવો પ્રમાણ રૂપ ગણાય કે નહિ તે વિવાદમાં ઉતરી પ્રસ્તાવ તરીકે સૂચવ્યું કે આ ગ્રન્થ પ્રમાણરૂપ ગણવા યોગ્ય છે. અને તે પૂર્વોત્તર પક્ષ કરી પ્રક્રિયાથી સિદ્ધ કરી આપ્યું. હવે પ્રાકૃત વાણી વાપરવાની અડચણ ન રહી. એટલે તેવી વાણી વાપરી વક્તા પોતાની ઇચ્છા જણાવે છે.

मनवाञ्छा पूरण ईह भाषा कवित प्रकाश
दुहा सवैया चोपई करौं ज्ञानकी राश (१०)

અને આ ભાષા-ગ્રન્થને જે કોઈ સમજે-સારી રીતે અનુભવે—તેનું ફલ જણાવે છે કે:—

समुझे सुख है तास, नासे मोह अज्ञान तम
ज्यौं रविके परकाश, नांहि अंधेरो पाइये (११)

આ ગ્રન્થ સમજવાથી સમજનારને સુખ થશે. તેના મોહ અજ્ઞાન, અને અંધકારનો નાશ થશે. સૂર્ય—પ્રકાશ થતાં જેમ અન્ધકાર રહેવા પામતો નથી તેમ આ બોધદ્વારા જ્ઞાનમાર્તંડ પ્રકાશી અજ્ઞાનમોહાંધકાર નષ્ટ કરશે, અને તેમ થતાં સુખ અનુભવાશે, આનન્દ અનુભવાશે.

આ ગ્રન્થનો વિષય જે ષટ્પ્રશ્નનું નિરસન છે તેવા પ્રશ્ન કોને થાય? શું મનુષ્ય માત્રને એ પ્રશ્નો થઈ એવી આતુરતા પ્રાપ્ત થતી હશે કે જે ગમે ત્યાંથી અને ગમે તે રીતે પણ એનું સમાધાન ન થાય ત્યાં સુધી વિહ્વલ ચિત્ત રહે? ના. તેમ નથી હોતું. એ પ્રશ્નો મુમુક્ષુને જ થવા સંભવે છે. માટે એક દૃષ્ટાન્તવડે મુમુક્ષુનું વર્ણન કરે છે.

तत्त्ववत्ता सो जानिये, तजे अतत सब दूर
हंस नीर ज्युं छांडि के, पीवे जीवन मूर (१२)

ક્ષીરનીર એકઠાં હોય તેમાંથી હંસ માત્ર ક્ષીર પીએ છે અને નીરને ભિન્ન કરી મૂકી દે છે. હંસની એ પ્રકૃતિ, સાથે સામ્ય હોવાથી **મુમુક્ષુ** ને પણ **હંસ** કહેવામાં આવે છે. વળી સંન્યાસીને પણ હંસ કહે છે. ત્યારે સંન્યાસ શું? તે જાણવાની અપેક્ષા હોય છે. સંન્યાસપદ છે તે આશા–નિરાશા બન્નેથી રહિત છે; એ ઉપરાન્ત પણ સંન્યાસ વિષે કંઈ વિશેષ જાણવાની જરૂર છે. સંન્યાસ બે પ્રકારનો છે: (૧) **विद्वत्संन्यास** (૨) **विविदिषासंन्यास**. એમાંનો પ્રથમ જે વિદ્વત્સંન્યાસ તે સ્વાનુભવગમ્ય હોવાથી તેનું સ્વરૂપ યથાર્થ જાણવાની આશા નથી. શબ્દ માત્રે કરી તેનું જે જે વર્ણન કરવામાં આવે તે માત્ર કલ્પનામાં ઉતરી શકે પણ તેનું અપરોક્ષ વિજ્ઞાન અનુભવ વિના બને જ નહિ. માટે એ વિદ્વત્સંન્યાસને परमहंसपद કહે છે. અને વળી એ જ વિદ્વત્સંન્યાસ અથવા પરમહંસપદનાં વિષ્ણુભક્ત, સ્થિતપ્રજ્ઞ, અતિવર્ણાશ્રમી અને બ્રાહ્મણ એટલાં વિશેષણ છે. **ब्रह्मविद्ब्रह्मैव ननु ब्रह्मविदः** (બ્રહ્મવિત્ તે બ્રહ્મ જ છે) એટલે એ વિશેષણોવિશિષ્ટ પરમહંસપદસ્થ મહાત્મા બ્રહ્મવિત્ છે. મુમુક્ષુએ જાણવું જોઈએ કે એવા બ્રહ્મવિત્ બ્રહ્મમય બ્રહ્મરૂપ જ છે. હવે દ્વિતીય જે **विविदिषासंन्यास** તે જ **મુમુક્ષુતા** છે. **મુમુક્ષુનું** લક્ષણ, વિવિદિષા સંન્યાસ છે. ત્યાં શંકા થશે કે મુમુક્ષુને સંન્યાસપદસ્થ કેમ ગણાય? તેનું સમાધાન કરે છે કે ઇહલોક અને પરલોકની આશા, તે આશાનો નાશ, જેણે વિવેક અને વૈરાગ્યવડે કર્યો છે તેવા મુમુક્ષુને જ **संन्यासी** કે **हंस** કહીએ છીએ. જેને ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ એ ચાર પુરુષાર્થમાંના અંતિમ મોક્ષ માત્રની આશા, અને ધર્મ, અર્થ, કામ એ ત્રણેની આશાનો અભાવ, તે જ મુમુક્ષુ ગણાય છે અને તેને જ **હંસ** કહીએ છીએ.



# સુદર્શન.

તંત્રી.
પ્રોફેસર આનંદશંકર
બાપુભાઈ 'ધ્રુવ' એમ. એ.
એલ એલ બી.

( આધતંત્રી—સ્વ૦ ભાઈ અભેદમાર્ગપ્રવાસી મણિલાલ નભુભાઈ ).

( ધર્મ-ગૃહ-સાહિત્ય-ઇતિહાસાદિ વિદ્યા અને તત્સંબંધી વિચાર. )

---

" सत्यं परं धीमहि "—भागवतम्.

પુસ્તક ૧૫. અંક ૩. ] ( માસિક ) [ ડીસેમ્બર, ૧૯૦૨.

---

વિષયાનુક્રમ. પૃષ્ઠ.





અમદાવાદ.
ધી અમદાવાદ યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ, કંપની લીમીટેડ.




# સુદર્શન.

તન્ત્રી
પ્રોફેસર આનન્દશંકર
બાપુભાઈ ધ્રુવ એમ એ
એલ એલ બી

( આદ્ય દ્રષ્ટા—' એક અભેદમાર્ગપ્રવાસી ' બ્રહ્મનિષ્ઠ મણિલાલ નભુભાઈ )

( ધર્મ-ગૃહ-સાહિત્ય-ઇતિહાસાદિ વિદ્યા અને તત્સમ્બન્ધી વિચાર. )

" सत्यं परं धीमहि "—भागवतम्

પુસ્તક ૧૫. અંક ૩. ] ( માસિક ) [ ડીસેમ્બર, ૧૮૯૯.


## સાકીને ઠપકો.

( મળેલુ )

### ગઝલ.

સાકી, જે શરાબ મને દીધો દિલદારને દીધો નહીં
સાકી, જે નિશો મુજને ચડયો દિલદારનેય ચડયો નહીં —સાકી, જે૦

મુજ ચશ્મમા ચરખો ફરે,
કદમે બદન લથડી પડે,
દિલદાર તો મલકયા કરે,
નકી યારને પાયો નહીં —સાકી જે શરાબ૦

આશક અને માશૂકને,
પાવો એક જામે ને શિશે,
પાવો એક હાથે સાકીએ
ઇનસાફ તેં કીધો નહીં —સાકી, જે શરાબ૦

મ્હારી ગઈ શરમે બધી,
દિલદાર હુઝૂરમહીં હજી,
તારી બની ખાલી શિશી,
પાવાય તેં રાખ્યો નહીં —સાકી, જે શરાબ૦

સરખાં બને બને જરા,
ત્યાં તો શરાબીની મજા,
ઉલટી કરી તેં તો સજા;
નયને સનમ ખેલી નહીં.—સાકી, ને શરાબ૦

મુજ ખુન આ કૂદી રહે,
દિલદારનું ચંડું બને,
મુજને ચડે ત્યાં ઉતરે;
કોઈ મજા આવી નહીં.—સાકી, ને શરાબ૦

આ રાત પ્હેલી વસ્લની,
માશુકના ઇનકારની,
ત્યાં બેવફુરી તેં કરી;
તુજ જામ કાં ફુટયુ નહીં.—સાકી, ને શરાબ૦

ના રોશની ગાલે ચડી,
જરી ના લબે સુરખી પડી,
ઘેરી બની ના આંખડી;
દિલ યારનું જામ્યું નહીં.—સાકી, ને શરાબ૦

આ પ્હોર ચાર જ રાતના,
કઈ વાયદા વીત્યે મળ્યા,
કઈ હોંશથી ઉમરે જડયા;
તેની કદર તુને નહીં.—સાકી, ને શરાબ૦

ના ખેંચ આશક તો કરે,
માશુકને પાવો પડે,
ના સાકીએ પીવો ઘટે;
તેં કાયરો પાવ્યો નહીં.—સાકી, ને શરાબ૦

જોઈ સનમને રૂબરૂ,
ઘેલો હતો પૂરોજ હું,
પાયો ફરી, પીતોય હું;
પણ યારને પાયો નહીં.—સાકી, ને શરાબ૦

આ વાય ફેઝ તણી હવા,
મુજ રાત વીતી મુફતમાં,
દિલદાર આ ઉઠે જવા;
એ મેં ફુરન ખોસી નહીં.—સાકી, ને શરાબ૦

જો આવશે કોદી સનમ,
તો લાવશે આંહીં કદમ,
તું રાખજે-ભાઈ-રહમ;
ગફ્લત ધરે આવી નહીં.—સાકી, જે શરાબ૦

કલાપી.

---

## "કયમ ના મોહું તે મુજ પ્રિયા સંગે જો."

( મળેલું. ) *

( ઓધવજી સદેશો—એ રાગ. )

ચળક ચળક રહી શી આકાશે તારલી,
હાસ્ય કરતિ નિર્મળ મુખડે ઘેલી જો,
વેંત અંતરે ચંદા પાસે જે ઉભી,
સ્પર્શ અડપલું કરવા જાયે પેલી જો  ૧

ખડકાઈ ઝીણી શી સઘળી વાદળી,
નદિ રેલ સમ આછી સઘળે વ્યોમ જો;
સંધ્યા પણ જળ પીવા મંદાકિનિનું,
લટકે નાચંતિ ઉર ધારી જોમ જો.  ૨

સંધ્યા, ચંદા, તારલી ને વળિ વાદળિ,
ગેલ કરંતાં હર્ષ ધરી નિજ મુખ જો;
જન કો જગમાં એવો જન્મ્યો જે હશે,
જોતાં આ નવ ઉપજે તેને સુખ જો ?  ૩

અહિ જનમંડળમાં શોધતાં નિર્મળી,
મળવી મુશ્કેલ તમ સમ સઘળી નારિ જો;
પણ મુજ હૃદયે છબિલિ એક વસી રહી,
તે તમ સદ્‌ગુણ સમ શોભંતિ સારિ જો.  ૪

તારલીની પેઠે ઉચ્છૃંખલ છે છતાં,
ડહાપણને ગાંભિર્ય ધરે તે હૃદયે જો,

* અંબાલાલ માણેકલાલ—વિસનગર.

કલંક વિણુ ચંદાસમ તેનું મુખડું,
શાન્તિ અભિમય પ્રેમળ કરતું ઉર જો. ૫

સધ્યા રંગ સમી છે અસ્થિર આંખડી,
પણ સ્થિર તેમાં પ્રીતિ કેરૂં જોર જો;
વાદળિ પેઠે નૂતન વસ્રો તે ધરે,
પણ તે સઘળું બનવા પિયુચિતચોર જો. ૬

તારલીને આંખોમાં ચમકાવે ખરી,
સંધ્યા, ચંદા ને નિજ મુખના રંગે જો;
વાદળી પેઠે નમ્ર હૃદય તે ધારતી,
કયમ ના મોહું તે મુજ પ્રિયાસંગે જો. ૭

---

## પ્રારબ્ધ અને પુરુષાર્થ.

( મળેલું )

### વંશસ્થ વૃત્ત.

વિશાળ કર્મત્રય કેરું ચિત્ર છે, વૃથા કયા માનન શ્રેય સૂત્ર છે,
પ્રબોધ જેનો જનને પવિત્ર છે, અસાર સંસાર વિષે સુમિત્ર છે.

અનન્ત જન્મે બહુ કર્મ જે કર્યાં, અપાર ભંડાર વિષેજ તે ભર્યાં;
પ્રમાણુ તે સંચિત નામ પામતાં, દઢાખ્ય પ્રારબ્ધ તહીંથી તો થતાં.

ન તે વિના ભોગ કદા વિરામતાં, પ્રતિક્રિયા નિષ્ફળ, છાંડ કામ્યતા,
તથાપિ બીજા [1]ઉભયાશ તે તણા, પ્રયત્નમાર્ગો ક્રિયમાણના ઘણા.

ફળાર્થ ઉત્સાહ અહો મને કરી, વિશુદ્ધિ નિષ્પન્ન થશે શ્રમે કરી,
અનેક છે અન્ય પ્રસંગ તે વિના, સ્વતંત્ર જેમાં ક્રિયમાણુ આપણા

અહો ! કહો એ ક્રિયમાણુ કોણને, સ્વતંત્ર ઇચ્છા કૃતિ આ તનૂ મને,
ભલી ફલંતી ઉરની ઉપાસના, કરો ક્રિયા, જો અહીં ચારુ વાસના.

અતકર્ય શક્તિ ક્રિયમાણની ભણો શનૈઃપિ અંતે ફલદાયિની ગુણો,
પ્રપંચપક્ષે અવબોધકારિણી, સ્વરૂપલક્ષે ભવ નીરતારણી;

---

૧ અદૃઢ, દૃઢાદૃઢ

પ્રમાણુ તેને પરમોપકારિણી, સુજાણુ તેને સ્વસ્વરૂપસારિણી,
ગ્રહી શુભેચ્છા વિમળા ક્રિયા કરી, બનો જનો રે કટિબદ્ધ કેસરી

* આનન્દનન્દન.

---

# જલંદર અને ગોપીચંદ.

## એક સવાદ

( મળેલુ )

જલંદર—વાવના પગથીઆ પર શી ભાજ્યઘડમા પડયો છે ?

ગોપીચદ—એક આશ્ચર્ય છે, મહારાજ!

જલંદર—અનત કાળના યોગી! તને આશ્ચય હજુ શાનુ છે ? સમુદ્રને પી જનાર અગસ્ત્યને સમુદ્રમા હજુ શાનુ આશ્ચર્ય રહ્યુ છે ?

ગોપીચદ—ગુરૂદેવ, અગણિત કાળથી ન અનુભવેલુ તેવુ કાંઇક અહીં છે અચળામા આજે જળ બધાતુ નથી વસ્ત્રમા પાણી ભરવા મથતા પેનાને લોકો હસતા ચાલ્યા જાય છે

જલદર—અને તુ ખિન્ન પણ થઇ ગએલો દેખાય છે!

ગોપીચદ—મહારાજ, વસ્ત્રમાથી જેમ જળ વહી જાયછે તેમ મ્હારા આત્મામાથી યોગબલ પણ વહી જતુ જણાય છે મને ખેદ પણ થાયછે

જલદર—મિત્ર, જમાત આજે અહીંજ રહી જશે આજે આ વાવ પાસેની કદબકુજમા ડેરી જશું તારા ખેદ દૂર કરીશું અને અનખ અહીંજ જગાવીશું

ગોપીચદ—કૃપા ગુરૂદેવ!

જલંદર—ત્યારે તુ અહીં આવ જગ સમાધિસ્થ થા અને આરામ લે

ગોપીચદ—ગુરૂદેવ, સમાધિ આજે આવશે નહિ, તે આનદનાદ લોપ થઇ ગયોછે યોગબનમા આપની કૃપા શિવાય મ્હારી પાસે બીજુ કાંઇ જ નથી

જલદર—એટલુંબધુ શુ છે ગોપીચદ ? અહીં આવ, બેટા!

( ગોપીચદ જલદર પાસે જઇ બેસેછે )

તારાં અંગેઅગમા કરુણાની ઉષ્મા વ્યાપી ગઇછે, નેત્ર આર્દ્રતાથી ગળી પડેછે, મ્હો લેવાઈ ગયુછે, તાત-તને શું થયુંછે ? તુ કાંઇ મિત્રને મળ્યો ? અનત કાળના યોગી, તારો કયો મિત્ર આ વીતેલા અગણિત કાળમાં કાળને હજુ રમાડી રહ્યા છે ? તારૂ કયુ સબધી તને ફરી રાજ્ય ભોગવવા હજુ બોલાવી રહ્યુ છે ?

---

* પ્રતિજ્ઞા-ગયા અકમા જુવો

ગોપીચંદ—એ કોઇ મિત્ર નહિ—મહારાજ, પણ વૈરી મને સાદ કરે છે. હજુ યોગથ તે મને ખેંચી જવા માગેછે. હું તેને દૂર કરવા મથુ છું પણ તે ખસતું નથી

જલંદર—તું અનંતતા મેળવી શકયો તેમ તે પણ કોઇ અનંતતા મેળવી શકેલ મહાત્મ છે. બેટા, એમાં સામ્ય છે તો તિરસ્કારી કાઢે છે કેમ ? જે હોય તેને ઉપાડી લે અને હૃદયથી ભેળવી લે. હજુ સુધી ટકી રહેલ એવું એ—તારૂં. મિત્ર હોય કે સબંધી હોય કે એક ભાવના માત્ર હોય—જે હોય તેને તારા આત્મામાં સમાવી દે. એ તને હાનિ કરી શકશે નહિ જે બહુ ટકે છે તે બહુ સારૂં હોય છે

ગોપીચંદ—એ તો જડમૂળથી કાપી બાળી નાખવા જેવી વાંચ્છના, કૃપાલુ; બહુ ટકી માટે વ્હેલી કાઢી નાખવા જેવી અને તે પણ આપના નિસના બોધથી જ.

જલંદર—કાંઇ ફિકર નહિ—બેટા, તે વાંચ્છના હોય તો તેને પણ જરા વાર તો હૃદયથી ચાંપી લે તારા જેવાને કાંઈ જ ડર નથી વાંચ્છનાને પણ ન્યાય આપવો. સર્વેને ન્યાય આપવો જે બહુ ટકી રહે છે તે બહુ ઉપયોગી હોય છે

ગોપીચંદ—પણ—કૃપાલુ, એ વાંચ્છના થોર જેવી અમર છે અને તેની ખાક કરવામાં આવે નહિ ત્યાંસુધી તે વગર વર્ષાદે અને ખારામાં પણ વધતી જાય તેવી છે મને તો આજ લાગેછે કે બુરાઇ પણ અમર છે

જલંદર—નહિ, નહિ, બેટા. જે ઉપયોગી છે તે જ કાળના મહાન ઘસારામાં ટકી શકેછે બુરાઇ તો ક્ષણે ક્ષણે મૃત્યુને વશ જ છે તું તારી ભાવનાને બુરી કહી ઠગાં નહિ

ગોપીચંદ—મહારાજ આજે નિસથી કાંઈ ઉલટું જ કહેતા હોય એમ મને અજ્ઞાનીને ભાસેછે

જલંદર—હા, તને એમ જ લાગશે જે કહેવાની જરૂર ન હતી તે મેં કહ્યું ન હતું પણ આજે છેવટ કહેવાનું તે કહી લેવાનું પ્રાપ્ત થાય છે, તને દુઃખ દે છે ને ભોગું ભોગવી લે કહેવાનું તો એટલું જ કે તું નિરંતરના સુખમાં આવ.

ગોપીચંદ—કૃપાલુ, આપ આજ્ઞા કરોછો તે હવે મ્હારાથી શી રીતે બની શકશે ? યોગમાં આવી ભોગમાં પડવાનું હવે કેમ બનશે ?

જલંદર—જે અત્યારસુધી રહ્યું તે જ સર્વ બનાવી દેશે યોગને અને ભોગને હવે સરખા જોતા શીખ, બાપુ, અને તું છેક જ ગળી ગયો છુ તેને માટે બીજું શું રહ્યું ? યોગપર તારી પ્રીતિને માટે તને ધન્ય છે પણ તારી આંખમાંથી અશ્રુ નીચે નથી પડતા તે શિવાય બીજું બધું જ થઈ ગયુ છે તું દૃઢ છે તો ભોગમાં પણ દૃઢ રહેજે.

ગોપીચંદ—ગુરૂદેવ, યોગને અને ભોગને સરખા કેમ ગણું ? અનંતકાળની શાન્તિ હવે અત્યારે કેમ ખોઈ નાખું ?

જલંદર—અનંત કાળની શાંતિ—બેટા, ખોવાતી નથી. ખોવાયછે તો મળી ન હતી અખંડિત શાંતિ શું તેનું દર્શન તો હવે પુગે અને તે ભોગમાંથી જ, તને હાલ યોગમાંથી તો કદિ નહિ

ગોપીચંદ—આટલા કાળની અસંગતાથી ન બની શકયું તે હવે સંગમાં પડતાં કયું મળી આવશે—મહારાજ ?

જલંદર—બેટા, તું હજુ સુધી ન સમજ્યો કે શાન્તિ સંગ કે અસંગ, ભોગ કે યોગ— એવા કોઈ પદાર્થમાં નથી પણ શાન્તિ વિવેકમાં છે.

ગોપીચંદ—સત્ય : ગુરૂદેવ.

જલંદર—અને વિવેકથી ભોગ ભોગવાય તો યોગની અપેક્ષા નથી. વિવેકના પ્રકાશમાં ભોગ પણ યોગ જ છે.

ગોપીચંદ—સત્ય : ગુરૂદેવ; પરંતુ ભોગમાં વિવેક મલિન થાય છે માટે જ લોકો યોગને નિર્મલ અને પૂજ્ય ગણે છે, નિર્ભય ગણે છે.

જલંદર—પણ—ભાઈ, ભોગ કરતાં યોગ ઓછા ભયવાળો નથી. દૂધ બગડે છે ત્યારે ... બને છે. યોગ તૂટી પડે છે ત્યારે બહુ દુઃખ થાય છે. પક્વ થયા પહેલાં ફૂલને તોડી લેતાં તે કરમાઇ જાય પણ ખટાશ છોડતું નથી.

ગોપીચંદ—સત્ય : ગુરૂદેવ.

જલંદર—જરા વિચાર કર. તારી માતા મેનાવતીનાં અશ્રુમાં નાહીને તું અહીં આવ્યો તે સમય યાદ કર. પછી તે બલાત્કાર કેટલો વિષમ છે તે તારી અત્યારની સ્થિતિથી જોઈ લે. અનંતકાળમાં એક વખત પાછો ફરી આવ. રાજ્ય અને વૈભવ તારી પ્રકૃતિ હતી. વિરાગ મેનાવતીએ અપાવ્યો. પ્રભુએ આપ્યું હતું તેનું મેનાવતી ક્યાંથી અપાવી શકે ?

ગોપીચંદ—સત્ય : ગુરૂદેવ.

જલંદર—મેં મેનાવતીને કહ્યુ હતું કે "ઉતાવળની જરૂર નથી. ગોપીચંદ અમર નથી પણ ગોપીચંદનો આત્મા અમર છે" પણ તે પુત્રના લાવણ્યમય શરીરને અમરત્વ ઇચ્છતી હતી.

ગોપીચંદ—અને તે ઇચ્છતી હતી તે આપની કૃપાથી પ્રાપ્ત પણ કરી શકી.

જલંદર—ખરૂં, તે ઇચ્છતી હતી તે તો બન્યું પણ હું ઇચ્છતો હતો તે નહિ.

ગોપીચંદ—આપ શું ઇચ્છતા હતા ? અમરત્વથી પણ વિશેષ હિત એ કયું ?

જલંદર—હું ઇચ્છતો હતો તે "શાંતિ." અને તને માર્ગમાં સર્વની પેઠે આરામ મળે એ પણ ન ઇચ્છવા જેવું ન હતું. વિસામા લેતાં ચાલવું એ સારૂં છે. તારી પ્રકૃતિમાં ચાલતાં તને આરામ મળત અને ધીરે ધીરે આ પણ મળી રહેત. અમરત્વ અને શાન્તિ સાથે મળવાં જોઇએ.

ગોપીચંદ—પણ ગુરૂદેવ, આપે આપેલું પાત્ર હું ક્યાં પી શક્યો હોત ?

જલંદર—તને ખરી જરૂર હોત ત્યારે જલંદર મળી રહેત. વિશ્વ જલંદર જેવાં અણુથી ભરેલું પડયું છે. તારી પ્રકૃતિ જ તેને શોધી લેત. જલંદર પણ એક કાળે માતાને ધાવતો હતો અને બાલક પેઠે રડતો હતો. આટલો વૃદ્ધ તે જ્યાં પોષણ મળે ત્યાંથી લેતો લેતો જ થયોછે. પ્રભુએ પોષણમાં કોઇ સ્થાને વિષ નથી નાંખ્યું તેથી જ તે આવડો થયોછે. તારી પ્રકૃતિને જ્યાં પોષણ મળે ત્યાં તું જા, અને મળે છે ત્યાં હું રહીશ. કામધેનુ સર્વ સ્થાને સમાન વર્ષી રહી છે, જે જેવું દોહે છે તેને તેવું તે દઇ રહી છે.

ગોપીચંદ—પણ ગુરૂદેવ-ભગવાં વસ્ત્રમાં રેવાઇ ગયેલાને રાજ્યની સોનેરી હવે ખુંચશે નહિ.'

જલંદર—હાલ તો નહિ જ ખુંચે. ખુંચે ત્યારે ફેંકી દેજે. ઇચ્છા છે તો તેને પણ ધારણ

કરી લે. ઇચ્છા છે તો આ ઝોળી પણ દૂર નથી; જ્યારે ઇચ્છા થશે ત્યારે મળી જશે. બેટા, ખુશીથી એક ફેરો કરી આવ. મેનાવતી અત્યાર સુધી હોત તો તે પણ તને એમ જ કહેત.

ગોપીચંદ—પણ મહારાજ—કદાચ અમરત્વ અને શાંતિ બંને જાય તેવો ભય લાગે છે.

જલંદર—યોગી! રાજા! વેપારી થા નહિ. ભોગ કરતાં ભય વધારે હાનિ કરે છે. પ્રકૃતિમાં એક રસ ન બને ત્યાં સુધી અમરત્વ શા ખપનું? છતાં અમર પ્યાલો પાચ્યા પછી તું મરણશીલ ભાવોમાં કેટલું જીવી શકશે? જેમ અત્યારે તારે યોગથી જવું પડે છે તેમ જ કોઇ કાળે તારે યોગમાં પાછું આવવું પડશે.

ગોપીચંદ—ગુરુદેવ, આપ જેને હિત કહેશો તે આનંદથી કરીશ. પરંતુ પેલી વીતેલી વમળમાં પડી આપના દર્શન ક્યારે મેળવીશ તે સુજતું નથી.

જલંદર—અને એવો ભય પણ શામાટે? વમળ તું અહીં પણ શું નથી દેખતો? નિર્ભય ન થવાય ત્યાંસુધી—યોગી—ભયમા રહે, પણ ભયને નિર્ભયતા કહી છેતરાવું ઠીક નથી. વિવેકથી પ્રકૃતિને વશ જવામા ભય નથી. ભય પ્રકૃતિનું ખુન કરવામાં છે. તને રાજ્યમા ભય નહિ લાગે.

ગોપીચંદ—ગુરુદેવ—બીજો કોઇ માર્ગ નથી?

જલંદર—પ્હેલો જ માર્ગ સારો મળે તો બીજાની પૃચ્છા શા માટે કરવી? અને બીજો માર્ગ નથી જ. તને તે એકની એક વાત ક્ષણે ક્ષણે ખુંચ્યાં કરશે. તને એ ઝંપવા દેશે નહિ. યોગી, અનંતતામાં આવ્યાપછી હજાર હજાર વર્ષે પણ એક ખટક થાય તે દુનિયાંમા તો ક્ષણે ક્ષણે થયાની બરાબર છે.

ગોપીચંદ—ગુરુદેવ, જ્યા જ્યાં દૃષ્ટિ ઉઘાડશો ત્યાં જોઇશ. પડું તો ઉદ્ધારવા તત્પર રહેજો.

જલંદર—નહિ—બેટા—પડીશ નહિ. જે તને ખેંચી શકે છે તેને તારા જેવું જ માની તેં બીજાની સાથે ખેલ કર. તેના પગમાં માથું અને હૃદય ધર અને તારા આત્માને તું પોતે સાચવજે કે તારા ગુરુને સોંપતો જજે. પછી તું નિર્ભય રહી ભોગ ભોગવજે.

ગોપીચંદ—સત્ય—ગુરુદેવ, મને ભાન આવ્યું. આપની આજ્ઞા પ્રમાણે કરીશ અને દૃઢ રહીશ. પણ—મહારાજ—કાળચક્રમાં દબાઇ ગયું તે હવે કેમ ઉભું થશે! એ વ્હાલાં માનવીઓ ગયાં અને તેની નિશાનીઓ પણ ગઇ. રહી છે માત્ર આ એક ખળભળી ગયેલી વાવ અને હજુ કાંઇ સ્પષ્ટ દેખાઇ શકે તેવી એક રહી છે તે કાળે ધર્મપત્ની હતી તેની આ આ રસમય મૂર્તિ.

જલંદર—અને બેટા—સૌથી પ્રબલ આ તારી ભાવના હજુ હતી તેવીને તેવી જ રહી છે. અન્ય સર્વને જીવનમય એ બનાવી શકશે. પ્રભુને સાથે રાખજે. મિત્ર વ્હેલો જા અને વ્હેલો આવજે.

ગોપીચંદ—( માથું ઝુકાવીને અશ્રુસહિત ) આજ્ઞા—કૃપાલુ.

જલંદર—દૃઢ થા. ( માથાપર હાથ ફેરવીને ) આંખો મીચ. આંખ ઉઘાડીને તારી ભાવનાને તું જોજે. એ જ માતા, એ જ પત્ની, એ જ વૈભવ હયાત છે. તૃપ્ત થજે. પછી એક પ્રભાતે સુખને ઉઠતો હશે ત્યારે આવ્યું ભાસ્યું હતું તે ગયું ભાસશે; અને એ જ જલંદર અને એ જ ઝોળી ખાકના બીછાનાપાસે તૈયાર ખડાં હશે.

કલાપી.

# કેળવણી.

(બ્રહ્મવિદ્યાસંમત.)

(મળેલું)*

(અનુસંધાન પૃષ્ઠ ૨૧ થી)

આપણા સૂક્ષ્મદેહના બંધારણનો સર્વ આધાર આપણો વિચાર મનોભાવ અને કામનાઓ ઉપર છે. તેથી એ બધાં જો કનિષ્ટ પ્રકારનાં હોય તો સૂક્ષ્મદેહ પણ કનિષ્ટ પ્રકારનો જ થાય. એમ ન થાય માટે આત્મનિગ્રહ કરવાની ટેવ બહુ જરૂરની છે. આ વાત માબાપે તેમ જ શિક્ષકોએ બાલકોના મનપર બહુ ઠસાવવી જોઇએ. આત્મનિગ્રહની ટેવ પાડવી, આત્મનિગ્રહ કરતાં શીખવવું, એ બહુ અઘરૂં છે. અહીં જે મ્હોટી અડચણ નડે છે તે એ છે કે આપણે જાતે જ હજી આત્મનિગ્રહ પૂરેપૂરો કરી શકતા નથી જે કામ ન કરવાનો બાલકોને બોધ આપીએ છીએ તેજ કામ, આપણે જાતે જ, ઘણીવાર કરીએ છીએ. આપણા મનોભાવ અને આપણી કામનાઓને આપણે પોતે કેટલી બધીવાર તાબે થઈ જઇએ છીએ તે, અને બાલકો જેઓ પોતાના દેહનો ઉપયોગ કરતા તરત જ શીખતાં હોય છે તેમને આત્મનિગ્રહ કરવો કેટલો બધો અઘરો પડે, એ બે વાતો જો લક્ષમાં રહેતો, બાલકોને ભૂલ કરતાં જોઈ તેમનાપર જે ચીડ આપણને ચડે છે અને તેથી આપણે જે બહાવરા બની જઇએ છીએ તે કેટલું ભૂલ ભરેલું છે તે સહજ સમજાશે

બાલકોને આત્મનિગ્રહ કરતાં શીખવવા માટે આપણે પોતે તે તેમને કરી બતાવવો જોઇએ. એ ઉપરાંત એમ ન કરવાથી બાલકને જાતે કેટલું દુઃખ થાય છે તે પણ તેને તેના પોતાના અનુભવપરથી સમજાવી, અનુભવ સિદ્ધ કરાવવું જોઇએ. આત્મનિગ્રહ કરવાની ટેવ બહુ નહાન પણથી જ પડવી જોઇએ. દરરોજની સાધારણ વાતમાંથી દૃષ્ટાન્ત આપી, આત્મનિગ્રહ વિના કેવાં માઠાં પરિણામ બાલકોને અનુભવવાં પડે છે તે પણ વખતે વખત સમજાવતા જવું જોઇએ. આવું અગત્યનું શિક્ષણ મૂલથી જ ન આપતાં, આત્મનિગ્રહ ન કરવાની ટેવ ઠમી જાય છે પછી જ ઘણાં મા બાપ એ ટેવ પાડવાનો પ્રયત્ન કરે છે, અને જ્યારે તેની કાંઇ પણ અસર થતી નથી એવું દેખે છે ત્યારે તેઓ દુઃખી થાય છે અને આશ્ચર્ય પામે છે કે, આમ કેમ થાય છે. એક બાઇનો છોકરો બહુ મિજાજી હતો. તેની એ ખોડ સુધારવા માટે તેને કાંઇ શિક્ષા કરવી એ બાઇને ગમતી નહિ; તેથી તે કરતી શું કે જ્યારે તેના છોકરાનો મિજાસ જાય ત્યારે તેને એકલો મૂકી. પોતે આઘી પાછી થઇ જાય. જ્યારે તે પાછો ઠેકાણે આવે ત્યારે તેની પાસે જઇ તે કહે કે "કેમ મ્હારા વહાલા, મિજાસ ખોવાથી તને શું ફલ થયું? કંઇ જ નહિ; ઉલટું એટલું તને દુઃખ થયું." આ પ્રમાણે મળેલો બોધ એકદમ ભૂલી જવાતો નથી; અને એમ કરતાં કરતાં જ એવો પણ વખત આવે કે જ્યારે વિચાર, કામનાઓ, રાગદ્વેષ વિગેરેની તેનાપર શું અસર થાય છે એ બધું પણ સમજવાની તેનામાં શક્તિ આવે.

બાલકોના સહવાસ કેવા હોવા જોઇએ એ હવે જોઇશું. તેઓ જે વાતાવરણમાં રહે તે એવું હોવું જોઇએ કે તેમાં સ્થૂલ, માનસિક, કે નૈતિક અશુદ્ધિનો સ્પર્શ પણ હોવો જોઇએ નહિ. હવા જેમ ચોખ્ખી જોઇએ તેમ જ તેઓ નઠારા આચારવિચારના સબંધમાં

---

*એક સંયોજન. લખનાર પાન્થ.

ન આવે એની પણ બહુ સંભાળ રાખવી જોઇએ. જે આપણા ઘરમાં જ દયા, ક્ષમા, અહિંસા, પ્રેમ, સત્ય, અને ધાર્મિકતામય આચાર પળાતા હોય તો આપણા ઘરની હવા જ એવી થાય છે કે તેના સંબંધમાં આવનાર સર્વ શાંતિ અનુભવે પૂર્વે જેઓ પોતાનું જીવન ધાર્મિક બનાવવાની ઇચ્છા રાખતા તેઓ ઋષિઓના આશ્રમમાં જઇ રહેતા. એમ કરવાનું મુખ્ય કારણ એ જ હતું કે ઋષિઓના સહવાસથી તેમના શુદ્ધ વાતાવરણનો લાભ મળે. શાસ્ત્રનું અધ્યયન કરવું એ જ કાંઇ તેમનો મુખ્ય ઉદ્દેશ નહતો. ત્યાં જઇ તેઓ ઋષિઓની સેવામાં જ તત્પર રહેતા. એમાં જ તલ્લીન રહેવાનું પરિણામ એ થતું કે તેમને પોતાને જ એમ લાગ્યા વિના રહેતું નહિ કે પોતે શુદ્ધ થતા જાય છે. આજના હિંદુસ્થાનમાં આવા પ્રસંગ બહુ મળે એમ નથી; છતાં એ પૂર્વેની અસર હજી સર્વાંશે નિર્મૂલ થઇ નથી. આજ એવા પ્રસંગ બહુ મળી શકતા નથી ત્યારે આપણે આપણા ઘરને જ એવા શુદ્ધ સંસ્કારમય બનાવવું જોઇએ આપણે પોતે આપણા આચારવિચારપર ધ્યાન આપીએ તો ઘરની હવા જ એવી થશે કે તેમાં રહેતાં બાલકો પણ તેવા જ શુદ્ધ આચાર વિચાર પાળતાં થશે એમ થયાં કરવાથી જ્યારે એ બાલકો અશુદ્ધ આચાર વિચારના સંસર્ગમાં આવે ત્યારે પણ તેથી નિર્લેપ રહી શકે છે. કારણ કે તેમનાં શરીરોના પરમાણુને એક વખત શુદ્ધ આચાર વિચારના સંસ્કારોને અનુસાર સ્ફુરવાની ટેવ પડવાથી, કદી અશુદ્ધિના સંબંધમાં પણ આવે છતાં તેની અસર તેમનાપર થઇ શકતી નથી. આવી કેલવણી આપવાનો મૂલ ધર્મ તો બાલકોનાં માબાપનો છે. જેઓ સમજે છે કે બાલ્યાવસ્થામાં જીવની સ્ફુરણા બહુ ઓછી થાય છે, અને એ સમય તો માત્ર તે જીવની નવી ઉપાધિઓને જીવની વૃત્તિને અનુસાર સ્ફુરતાં શીખવવાનો છે, તેઓ તો સમજી શકશે કે એવે સમયે બાલકોને કેલવણી આપવાનો જે બોજો તેમનાં માબાપને શિર છે તે કેટલો મ્હોટો છે. પોતાનાં બાલકોના દેહોને કેળવવાનું મુખ્ય કામ માબાપનું જ છે; તેમાં તે બાલકોની પોતાની તે ઉપાધિમાં રહેલા જીવની બહુ સહાય મળતી નથી

ઉપાધિની આ કેળવણી શાળામાં પણ ચાલુ જ રહે છે; એટલે ત્યાં પણ આચાર વિચાર શુદ્ધ હોવાની બહુ જરૂર છે ખરૂં જોતાં તો એ કેલવણી આખા એક જન્મ પર્યંત ચાલુ જ રહે છે. જુદી જુદી શાલાઓમાં ભણતાં બાલકો વચ્ચે કેવા દેખીતા સામાન્ય ભેદ હોય છે તેતો એ વિષયનો કાંઇપણ અનુભવવાળા દરેક મનુષ્ય જાણે છે. કેટલીક શાળાના વિદ્યાર્થીઓમાં આલસ, બેપરવા, જૂઠ, કે એવીજ બીજી કાંઇ ખોડ જોવામાં આવે છે. જ્યાં આવી ખોડ જોવામાં આવે છે ત્યાં મુખ્યત્વે કરીને તે ખોડ બાલકની નથી પણ તેમના શિક્ષકની છે. જે શિક્ષકની નીતિ બહુ ઉચ્ચ પ્રકારની હોય છે, જે શિક્ષક પોતાનું કાર્ય ખરા અંતઃકરણથી કરે છે, જે શિક્ષકની કર્તવ્યભાવના બહુ શ્રેષ્ઠ પ્રકારની હોય છે, અને જે શિક્ષક એમ માને છે કે બાલકોની ઉન્નતિ કરવારૂપ જનસેવા બજાવવાનું પોતે એક સાધન છે, તે પોતાની શાલાપર એવી જ શ્રેષ્ઠ ભાવનાની છાપ પાડયા વિના ભાગ્યે જ રહે. શિક્ષકની ઉચ્ચ ભાવનાની [illegible]સર તેની આસપાસનાં બાલકોને થાય છે.. એ અસર પ્રથમ તો એ બાલકોમાંના [illegible]રેને થાય છે અને તેમની અસર પાછી બીજાં બાલકોને થાય પે આનું પરિણા[illegible]તે થાય છે કે, દરેક વિદ્યાર્થી એમ જ ધારે છે કે, શાલામાં જે શ્રેષ્ઠ ભાવનાને અનુ[illegible]દરે તેમ જો ના થઇ શકે તો તેમાં તેમને મ્હોટી નામોશી છે. પરમાણુઓના સ્ફુરણના નિ[illegible]ો જેઓ જાણે છે, તેઓ સહજ જ સમજી શકશે કે

અસર કેવી રીતે થાય છે. જે શાળામાં વિદ્યાર્થીને રહેવાની સોઇ હોય છે ત્યાં આવી અસર વિશેષ થાય છે; કારણ કે ત્યાં બાલકો ગુરુના સહવાસમાં વિશેષ આવે છે. શાળા ગમે તે પ્રકારની હોય; પણ ત્યાં જરૂરનું એટલું જ છે કે, શિક્ષકોના આચાર વિચાર શુદ્ધ હોવા જોઇએ, તેમની કર્તવ્યબુદ્ધિ જાગ્રત રહેવી જોઇએ, તેઓ પોતે ધર્મપરાયણ હોવા જોઇએ, અને બાલકો પ્રત્યે તેમને પ્રીતિ હોવી જોઇએ.

સૂક્ષ્મ દેહને વિષે આટલો વિચાર કીધા પછી હવે માનસ દેહને કેવી રીતે કેળવવો તેનો વિચાર કરીશું. આત્મનિગ્રહના જે અનુષ્ઠાનથી બાલકો અને મનુષ્યો પોતાના રાગ દ્વેષાદિને અંકુશમાં રાખતાં શીખ્યાં છે તેજ વડે હવે મનને અંકુશમાં રાખવાનું છે. અહીં ચિત્તની એકાગ્રતા કરવા પર બહુ ધ્યાન આપવાનું છે. એ ઘણું દુર્ઘટ છે; પણ ધીમે ધીમે યોગ્ય માર્ગ લેતાં એ દુર્ઘટતા ઓછી થાય છે. વળી બાલકની શક્તિ જોઇ તે પ્રમાણે તેમની પાસે કામ લેતાં એ એમ કરવું બહુ અઘરૂં પડતું નથી. જેમકે, એક જ વિષય એકે વખતે થોડીવાર શિખવવો, પણ તે શીખતાં સુધી, તેટલી થોડીવાર, તે જ વિષયપર ધ્યાન રહે એમ કરવાથી ચિત્તની એકાગ્રતાની ટેવ પડશે. વળી વિષયને રસવાળો કરી પ્રિય લાગે એવા સ્વરૂપમાં તેમની આગળ મૂકાય તો એ કાર્ય વધારે સહેલુ થાય છે.

ચિત્તની એકાગ્રતા થાય એવી યોજના કીધા પછી મનની જુદી જુદી શક્તિઓનો વિકાસ કરવાનો છે. મનની જે શક્તિઓ વિશેષે કરીને કેલવવાની જરૂર છે તે આ ત્રણ છે; સ્મરણશક્તિ, અવલોકન શક્તિ, અને તર્કશક્તિ, અહીંની શાલાઓમાં સ્મરણશક્તિપર બહુ બોજો નંખાતો હોય એમ લાગે છે. અવલોકનશક્તિ અને તર્કશક્તિને કેલવતાં જ સ્મરણ શક્તિનો જરૂર જેટલો વિકાસ થઇ રહે છે, એટલે એને કેળવવા ખાસ ધ્યાન આપવાની જરૂર નથી. એ બે મુખ્ય શક્તિઓ સંબંધે એવું જોવામાં આવે છે કે, ક્યાંતો જ્ઞાનના અભાવને લીધે કે કયાંતો મહેનત ઓછી કરવાના હેતુથી, ઘણા શિક્ષકો શિક્ષણ પદ્ધતિ એવી રાખે છે કે તેથી બાલકની શક્તિઓ કેલવવાને બદલે તેમના મન પર યાદ રાખવાની વાતનો એટલોબધો બોજો થઇ પડે છે કે એ શક્તિઓ છેક દબાઇ જાય છે. તાત્પર્ય કે મનમાં રહેલી શક્તિઓ ખીલવવા કરતાં બહારની વાતો તેમનાં મનમાં ઘુસાડવાની સંભાળ વધારે રખાય છે.

ગણિત એ વિષય એવો છે કે તેમાં એ બેઉ શક્તિઓ બહુ કેળવાય છે. એક દૃષ્ટાન્ત લોધાથી આ વાત વધારે સ્પષ્ટ થશે. જે બાલકો ગણિતના મૂલતત્વો શીખ્યા હોય છે અને પછી સરવાળા, બાદબાકી, ગુણાકાર અને ભાગાકાર પૂરા કર્યા હોય છે તેમને તેથી આગળ ચલાવવા માટે ઘણા શિક્ષકો પ્રથમ તો ગણિતના નિયમો શીખવે છે, અને તે કેમ લાગુ પાડવા તે બતાવે છે. અમુક હિસાબ ગણવા માટે એક એક પદ આગળ કેમ ચાલવું તે પણ તેમને સમજાવાય છે; અને એ દરેક પદ કેમ લીધું તેનું કારણ પણ તેમનાં મનપર ઠસાવાય છે. આટલું કર્યા પછી તેવી જ પ્રકારના હિસાબો ગણાવી એ નિયમ તેમનાં મનપર દૃઢ ઠસે એમ કરે છે. પછી એવા જ દાખલા વિદ્યાર્થીને પોતાની મેળે જ ગણવા માટે અપાય છે. આ પદ્ધતિવડે વિદ્યાર્થીની અવલોકન અને તર્ક એ બેઉ શક્તિ કેળવાય છે ખરી પણ એ કેલવણી બહારથી મળે છે, એથી વિદ્યાર્થીની પોતાની આંતરશક્તિ બહુ સતેજ થતી નથી.

# ગુજરાતી ભાષા.

( મળેલું ) *

( અનુસંધાન ગત વર્ષના પૃષ્ઠ ૨૫૯ થી. )

૨૪. આંબાવાડિયુ—(શાળાપત્ર, પુ. ૩૭, અ. ૩, પૃ. ૭૮)—આ શબ્દ आम्रवाटिकं એ ઉપરથી શાળાપત્ર કાઢે છે, પરતુ आम्रवाटी અથવા आम्रवाटिका, એ સ્ત્રીલિંગના શબ્દો શાળાપત્રે આપેલા છે, તેતો વાસ્તવિક છે, પણ वाटिकं, હાવો નપુંસકલિંગનો શબ્દ તો જાણ્યામા નથી વધારે સભવ તો એમ જણાય છે કે आम्रवाटी અથવા आम्रवाटिका ઉપરથી 'આંબાવાડી', એમ ગુજરાતી શબ્દ બન્યા પછી ગુજરાતીમાં જ નવો પ્રસવ લાગી 'આંબાવાડિયુ', એ શબ્દ બનેલો अमराई શબ્દ સુરત તરફ વપરાય છે, એમ શાળાપત્રે બતાવ્યો છે. તેમ મરાઠીમા પણ એ શબ્દ વપરાય છે.

૨૫ આસમાન—( શાળાપત્ર પુ ૩૭, અં. ૩, પૃ ૨૭૯ )—આ શબ્દ સંસ્કૃત अश्मन्, ઝંદ अस्मन् ઉપરથી કાઢવામા આવ્યો છે. આ વિશે મી પાલનજી બરજોરજી દેસાઇ તથા શાળાપત્રે બતાવેલી કલ્પના એ છે કે—આકાશ પથ્થરનું બનેલુ છે, એમ અમલ માનતા હતા, પરંતુ अश्मन्નો મૂળ વૈદિક અર્થ ( अश्=ખાવુ અથવા વ્યાપવું ઉપરથી ) 'ખાવુ', 'પ્રસરવુ' શાળાપત્રે બતાવ્યો છે, તે ઉપરથી તો મ્હને વધારે સંભવિત કલ્પના તો એ સૂઝે છે કે—પ્રસરતું, સર્વ સ્થળે વ્યાપેલુ—આકાશ હોવાથી अश्मन्નો મૂળ અર્થ 'આકાશ', એમ હશે, અને આકાશ જોડે વર્ણના સામ્યને લીધે એ શબ્દનો અર્થ પાછળથી 'પથ્થર', એમ બન્યો હોય, અને આકાશ પથ્થરનુ બનેલુ છે, એ કલ્પના પાછલા સમયમાં, એટલે મૂળનો અર્થ જતો રહી अश्मन्નો અર્થ પથ્થર થયા પછીના સમયમાં ઉદ્ભવ પામી હશે

૨૬. પૂછવું—( શાળાપત્ર, પુ. ૩૭, અ ૪, પૃ ૧૦૭–૧૦૮ ) આ શબ્દ प्र+उञ्छ् ધાતુ ઉપરથી શાળાપત્રે કાઢ્યો છે, એ અસંભવિત તો નથી જણાતુ, પરંતુ હેમચંદ્રે આ બાબત કહ્યું છે તે પણ સાથે મૂકવું યોગ્ય છે. હેમચન્દ્રે પોતાના વ્યાકરણના આઠમા અધ્યાયના ચોથા પાદમાં સસ્કૃત ધાતુઓના પ્રાકૃત આદેશો આપેલા છે, તે તપાસતાં સ્પષ્ટ જણાય છે કે હેમાંના ઘણાખરા આદેશ દેશી ભાષામાંના ધાતુઓ છે, અને કેટલાક સંસ્કૃત ઉપરથી જ વિકાર પામેલા છે. ઉદાહરણ —कथ् (=કહેવું ), એ ધાતુના અનેક આદેશોમાં संघइ, बोल्लइ, चवइ, વગેરે છે. આ આ દેશી ધાતુ જ હોવા જોઇયે, એ સ્પષ્ટ છે. ( संघ ઉપરથી મરાઠી सांगणें, बोल्लइ ઉપરથી ગુજરાતી 'બોલે', चव् ઉપરથી સિન્ધી चव् થયા છે ). ग्रह् ધાતુનો गेण्ह આદેશ કહ્યો છે, તે સ્પષ્ટ રીતે સંસ્કૃત ઉપરથી જ વિકાર છે. કેટલેક સ્થળે હાવા આદેશો, તે જે ધાતુના કરીને આપ્યા છે તેથી ભિન્ન કોઈ બીજા ધાતુના પણ વિકાર હોય છે. એ પ્રમાણે मृज् ધાતુના ૮–૪–૧૦૫મા સૂત્રમાં

* લખનાર ... [illegible]

નવ આદેશ આપ્યા છે ત્હેમાંનો पुञ्छ् આદેશ प्रम्उञ्छ् ધાતુ ઉપરથી હોય તો નવાઈ નથી. તેમ જ पुञ्छ्, તે જાતે જ દેશ્ય ધાતુ હોય તો તે પણ અસંભવિત નથી. पुंस्, पुस्, એ બે આદેશ પણ આપ્યા છે, (જે ઉપરથી મરાઠી पुसणें થયું છે), તે पुञ्छ्ना આગળ વધીને વિશેષ વિકાર પામેલાં રૂપ સ્પષ્ટ રીતે છે, (છકાર અને સકારનો સબન્ધ પ્રસિદ્ધ છે). આ ઉપરથી એમ અનુમાન થઈ સકે કે હેમચન્દ્રના કાળમાં પ્રાકૃત ભાષાના શબ્દોના વિકારની શ્રેણીનાં અનેક પગથિયાં થઈ ચૂક્યાં હતાં અને વખતે બધાએ વિકાર સામટા વપરાતા હશે, અથવા કોઈ પ્રચારમાંથી લુપ્ત થયા હશે અને કોઈ રહ્યા હશે. એ જ मृज् ધાતુનો વળી બીજો આદેશ लुह् આપ્યો છે, જે ઉપરથી ગુજરાતી 'લ્હો' ધાતુ થયો છે, વળી બીજો આદેશ लुञ्छ् આપ્યો છે, ગુજરાતી 'લુછવું.' આ लुञ्छ् ધાતુ મૂળ સંસ્કૃતમાં પણ જણાય છે.

૨૭. વીજળી—(શાળાપત્ર, પુ. ૩૭, અં. ૪, પૃ ૧૦૮)—હેમચન્દ્રે પણ विज्जुला, એમ પ્રાકૃત રૂપ આપ્યું છે. (૮–૨–૧૭૩) "વીજળી નામની છોકરીને લાડમાં વીજુ કહીને બોલાવે છે." આ રીતે विद्युत् શબ્દ ઉપરથી થયેલા પ્રાકૃત विज्जु શબ્દને સંબન્ધે શાળાપત્ર કહે છે; પણ જરાક તપાસતાં જણાશે કે એ છોકરીના નામનું ટૂંકું રૂપ પ્રાકૃત विज्जु ઉપરથી સાક્ષાત્ નથી આવતું, પરતુ 'વીજળી,' એ નામ પડ્યા પછી ટૂંકાવીને 'વીજુ' બને છે; જેમ 'સાંકળી'નું 'સાંકુ,' 'ગોદાવરી'નું 'ગોદુ,' વગેરે બને છે તેમ. આ બીજા શબ્દોનાં પ્રાકૃતમાં उ કારાન્ત પ્રતિરૂપ નથી જ.

૨૮. પીળું—(શાળાપત્ર, પુ. ૩૭, અં. ૪, પૃ. ૧૦૮)—સંસ્કૃત पीतं, પ્રાકૃત पीअं—पीअलं, હામાં તેમ જ ઉપર કહેલા 'વીજળી,' શબ્દમાં ल પ્રત્યય લઘુતાવાચક છે, એમ શાળાપત્રે કહ્યું છે, પરંતુ સ્પષ્ટ છે કે હામા લઘુત્વનો અર્થ કાંઈ પણ ઉમેરાતો નથી. મ્હોટી વીજળી, તે विज्जू—વીજ અને ન્હાની તે विज्जुला—विज्जुली—વીજળી, એમ કાંઈ નથી; એને 'પીળું,' એ વિશેષણમાં તો મ્હોટું પીળું' તે पीअं અને ન્હાનું પીળું તે पीअलं, એમ કહેતાં જ અર્થહીનતા આવે છે. ખરું જોતાં આ શબ્દોમાં ल પ્રત્યય માત્ર સ્વાર્થે જ, એટલે મૂળ શબ્દના અર્થમાં જ, અથવા બીજી રીતે કહિયે તો અર્થ હીન આવે છે. 'આંધળો,' એ શબ્દોમા પણ એ પ્રમાણે જ છે. હેમચન્દ્રે પણ ઉપરના પારેગ્રાફમાં સૂચવેલા સૂત્રની વૃત્તિમાં ल પ્રત્યય विद्युत्, पत्र, पीत અને अन्ध, એ શબ્દોની પછી સ્વાર્થે આવે છે, એમ જ કહેલું છે.

૨૯. (શાળાપત્ર, પુ. ૩૭, અં. ૪, પૃ. ૧૦૮–૧૦૯)—ફાંસ, ફાંસો, ફાંસી—આ ત્રણે શબ્દ સંસ્કૃત स्पर्श, પ્રાકૃત फंस, એ ઉપરથી શાળાપત્ર કાઢે છે; પણ 'ફાંસ'નો અર્થ 'ઝીણો કાંટો'; અને 'ફાંસો,' 'ફાંસી,' હેનો અર્થ એથી તદ્દન ભિન્ન અને स्पर्शना અર્થથી અતિશય છેટો હોવાથી આ બધા શબ્દોની એક જ વ્યુત્પત્તિ મ્હને સંભવિત લાગતી નથી. માત્ર અક્ષરના સામ્યથી આ સ્થળે ભ્રમ થયો લાગે છે. 'ફાંસ,' એ શબ્દ स्पर्श—फंस—ઉપરથી બનેલો સંભવિત લાગે છે, અને 'ફાંસો,' 'ફાંસી,' એ શબ્દ સંસ્કૃત पाशः, પ્રાકૃત पासो, એ ઉપરથી બનેલો હોવાનો સંભવ વધારે છે. पाश=બન્ધન, એ અર્થ પણ 'ફાંસા'ના અર્થને ઘણો જ સમીપ છે અને પ્રાકૃતમાં प કારનો फ કાર ન

થયા છતાં, તેમ જ અનુસ્વાર ન ઉમેરાય છતાં, પાછળથી ગુજરાતીમાં આવતાં હેવા ફેરફાર ઘણીવાર થયેલા જણાય છે, એટલે पासोनुं फांसो થવામાં કોઈ તરેહનો અસંભવ પણ નથી. प નો फ, पाश શિવાયના બીજા શબ્દોમાં પ્રાકૃતમાં પણ થાય છે. पाटयति–फाडेइ, पनसः—फणसो, વગેરે. (સિદ્ધ હેમચન્દ્ર, ૮—૧—૨૩૨ જુવો, )*

૩૦. મ્હારો, ત્હારો; અમ્હારો, તમ્હારો—( શાળાપત્ર, પુ. ૩૭, અં. ૫, પૃ. ૧૪૫ થી ૧૫૦ )—આ રૂપનો ઇતિહાસ જોતાં તે છઠ્ઠી વિભક્તિનાં રૂપ નથી, પણ સંબન્ધી વિશેષણ છે, એમ શાળાપત્ર યથાર્થ કહે છે; પણ એથી પણ આગળ વધીને કહી શકાશે કે—ગુજરાતીમાં સર્વત્ર છઠ્ઠી વિભક્તિ, તે વિભક્તિ નથી, પણ સંબન્ધી વિશેષણ છે. જેમ ઉપર લખેલા રૂપો केर પ્રત્યય લાગીને સિદ્ધ થયાં છે તેમ નો, નીં, નું–तण એ સંબન્ધ વાચક પ્રત્યય ઉપરથી આવેલા હોવા જોઇયે. संबन्धिनःकेरतणौ, એમ केर અને तण, બને સાથે જ પ્રત્યયો હેમચન્દ્રે બતાવ્યા છે. तणो, तणी, तणुं; તેમ જ केरो केरी, केरुं, એમ હાલ પણ ગુજરાતીમાં પદ્યમાં ષઠીને માટે પ્રત્યય વપરાય છે. केरुं, तणुं અને नुं, એ ત્રણે શબ્દોની, તેમ જ હું અને તું, એ સર્વનામનાં ષષ્ઠીનાં રૂપોની સ્થિતિ આ રીતે વિશેષણ જેવી જ છે. અને ષષ્ઠી માટે બીજો કોઇપણ પ્રત્યય ગુજરાતી ભાષામાં છે નહિ તો ગુજરાતીમા ષષ્ઠીના પ્રત્યય જ નથી, એમ કહેવું પ્રાપ્ત થાય છે, અને ત્હેને બદલે ઉપર કહ્યા ત્હેવા સંબન્ધવાચક વિશેષણના રૂપ વપરાય છે એમ કહેવું પડશે. પરંતુ આ રીતે ષષ્ઠી વિભક્તિને સમૂળગી ગુજરાતી ભાષામાંથી કાઢી મૂકવી, એ વાજબી છે કે નહિં, એ વિચારવાની વાત છે મરાઠીમાં પણ છઠ્ઠી વિભક્તિનાં રૂપ વિકારી વિશેષણ જેવાં જ બને છે. મ્હારું—ત્હારું—ને માટે माझें, तुझें, એ રૂપ શિવાય બાકી બધાં સર્વનામ તેમ જ નામને ષષ્ઠી માટે चें પ્રત્યય લાગે છે. आमचें, तुमचें, त्याचें, -त्यांचें तीचें, तींचें, देवाचें, વગેરે; અને એ સર્વને જાતિવચન પરત્વે વિશેષણ જેવા જ વિકાર થાય છે. माझा, माझी, माझे, माझ्या, माझीं; તેમજ ०चा, ०चे, ०ची ०च्या० ०चीं. આ च પ્રત્યયનુ મૂળ સિદ્ધ હેમચન્દ્ર, ૮–૨–૧૪૯ મા સૂત્રમા જડે છે. (युष्मदस्मदोऽञएच्चयः ) એ સૂત્રને આધારે युष्मद् અને अस्मद्, એ બે સર્વનામને ' ત્હેનું આ ', એ અર્થમાં एच्चय, હેવો પ્રત્યય લાગી तुम्हेच्चय, अम्हेच्चयं ( ત્હમારું, હમારું ) એમ રૂપ થાય છે. આ ઉપરથી तुम्हचें, अम्हचें, એમ રૂપ થઈ, આ બે સર્વનામ કરતાં આગળ વધીને સર્વત્ર चें પ્રત્યય મરાઠીમાં લાગુ થયો હશે. ( પ્રાચીન ગુજરાતીમાં આ च પ્રત્યય ષષ્ઠીમાં જોવામાં આવ્યો છે, એમ મરહુમ રા. બ. હ. ધ્રુવે બતાવેલું છે. સિન્ધીમાં ષષ્ઠી માટે જ પ્રત્યય—जो, जी, વગેરેછે, તે પણ આ च પ્રત્યય ઉપરથી જ આવ્યો હશે. चकारनो जकार થવાનો નિયમ સુપ્રસિદ્ધ છે ). ફક્ત तुझें, माझें, હેમાં ષષ્ઠી માટે ક્રિયા

* આ રીતે પ્રાકૃતમાંથી આગળ વધી ગુજરાતીમાં આવતાં પણ ક્વચિત્ प કારનો फ કાર થતો જણાય છે. સં. पुगफलं, પ્રા. पोप्फलं ( સિ. હે. ૮—૧—૧૭૦, ) ગુ. ફોફળ.

પ્રત્યય આવ્યો, તે સોધવાનું છે. હું ધારું છું કે, જેમ **तुह***+ केरं/आरं, मह+ केरं/आर (तुहारं, महारं ), એ રૂપમાં **तुहम**, એ પષ્ઠીનાં રૂપને સબન્ધવાચક પ્રત્યય લાગ્યો છે, તેમ જ **तुज्झ**, **मुज्झ**,† એમ અપભ્રંશમાં પષ્ઠીના એકવચનનાં રૂપ વિકલ્પે થાયછે, ત્હેને આ **पच्चय** પ્રત્યય લાગીને અન્તે **तुज्झचें**, **मुज्झचें**, એમ રૂપોની અવાન્તર સ્થિતિ થતાં અન્તે च-નો લોપ થઈ અને અન્તનો ए મળી જઈ **तुझें**, **माझें**, એ રૂપ ફલિત થયાં હશે આ કારણથી જ આ બે શબ્દોમાં પણ વિકારી વિશેષણનું સ્વરૂપ રહેલું છે. સિન્ધીમાં પણ ઉપર સૂચવ્યા પ્રમાણે ज પ્રત્યયનું મૂળ હોવાને લીધે પષ્ઠી વિભક્તિનાં રૂપ, તે વિકારી વિશેષણ જેવાં જ છે. આમે એકદર વિચાર કરતા મ્હને જણાય છે કે પષ્ઠી વિભક્તિને વિભક્તિયોના પ્રદેશમાંથી તદ્દન હાંકી કાઢવાને બદલે હેમાં શામેલ ગણી હેનું આ વિકારી વિશેષણ જેવું ખાસ સ્વરૂપ સ્વીકારીને નોંધવુ, એ જ બસ થશે. બીજી વિભક્તિયોની પેઠે પષ્ઠી વિભક્તિ (વિકારો વિશેષણ જેવા રૂપ ન થાય, ત્યહાં પણ—સસ્કૃત વગેરે ભાષાઓમાં પણ ક્રિયા જોડે સંબન્ધ ન રાખવાને લીધે કારક વિભક્તિઓમા અન્તર્ગત નથી થતી, છતાં તે ભાષાઓમાં પણ વિભક્તિઓના વર્ગમાં દાખલ છે. તેમ જ તે ભાષાઓમાં પણ પષ્ઠીનો સંબન્ધવાચક અર્થ જ પષ્ઠયન્ત રૂપને ત્હેના સબન્ધી શબ્દનું એક રીતે વિશેષણ જ બનાવે છે. આ સર્વે કારણોને લીધે ગુજરાતીમાં પષ્ઠીનાં રૂપો ફક્ત લિંગ વચનનાં રૂપાન્તર પામે છે, તેટલા જ કારણથી ત્હેનો વિભક્તિમા સમાવેશ ન કરવો, એ વાજબી જણાતું નથી.

મ્હારો, ત્હારો—વગેરે શબ્દોમાં ह કાર લખવો જોઇયે, તે શાળાપત્રે સ્પષ્ટ રીતે બતાવ્યું છે (પૃષ્ટ ૧૫૦), અને અન્તની પક્તિઓમાં જોડણી વિશે જે તત્વો (ચાલતો ઉચ્ચાર અને વ્યુત્પત્તિ) તથા તે તત્વોના સબન્ધ શાળાપત્રે સ્વીકાર્યાં છે, તે જોઈ મ્હને એક ખાસનો આનન્દ થાય છે; કેમકે આજથી દસ વર્ષ ઉપર એ જ તત્વોની હીમાયત મ્હેં કરી હતી અને જો કે તેથી આરમ્ભમાં કાંઈક ખળભળાટ ઉત્પન્ન થયો હતો અને પછી વળી એ હીમાયત અરણ્યરુદિત થવાનો ભય જણાતો હતો, તો પણ કાલક્રમે શિષ્ટ લખાણોમાં એ તત્વોનો આચારથી ધીમે ધીમે સ્વીકાર થતો જઈ અન્તે શાળાપત્ર જેવા જવાબદારીવાળા માસિકમાં એ તત્વો સ્પષ્ટપણે વિચારમાં તેમ આચારમાં સ્વીકારવામાં આવ્યાં છે.

માત્ર વિશેષ ધ્યાન એટલું જ ખેંચું છું કે 'અમ્હારો' 'તમ્હારો,' એમ શાળાપત્ર લખે છે, ત્હેને બદલે 'હમારો,' 'ત્હમારો,' એમ રૂપ સ્વીકારાય તો વધારે ઉચિત. 'હમે,' એ રૂપ શાળાપત્ર પોતે વાપરે છે, 'અમ્હે' નથી વાપરવામાં આવતું, તે જ ન્યાય અહિંયાં પણ લાગુ પાડવાનો છે. ह કારનું વળણ આરમ્ભ તરફ જવાનું છે, એ મ્હારા જોડણીના પુસ્તકના પૃષ્ઠ ૧૭–૨૧ મા સવિસ્તર બતાવ્યું છે.

(અપૂર્ણ.)

---

* પૃષ્ટ ૧૪૭ મે **युष्माकंसंबन्धिनं धनं, इदंकुलंतव संबन्धिनम्**, એ વાક્યોમાં **संबन्धि**, એમ લખવાને બદલે **संबन्धिनम्** લખાઈ જવામાં થયેલો હસ્તદોષ સહજ બતાવું છું.

† સિદ્ધ હેમચન્દ્ર, ૮–૪–૩૭૨ તથા ૮-૪-૩૭૯, એ સૂત્રો જુવો.

# જીવાત્મા અને પરમાત્મા.

## ( આનન્દસાગર અને કરુણાપ્રસાદનામક બે આર્ય ગ્રહસ્થોમાં પરસ્પર આત્મશ્રેયસ્કર તારક પ્રશ્ન. અને અંતિમ સમાધાન.

( મળેલુ )

આનન્દસાગર—ઈશ્વરને કેવે રૂપે અને કેવા વિશેષણવાળો માનો છો ?

કરુણાપ્રસાદ—તે સર્વ શક્તિમાન્, સર્વ વ્યાપક, અજ, અજર, અમર, અવિનાશી અને આનન્દરૂપ પરમાત્મા છે

આ૦—એવાં વિશેષણયુક્ત મહાસ્વરૂપની પ્રાપ્તિને અર્થે તેણે કઇ સુક્રિયા વા પુણ્યનું અનુષ્ઠાન કર્યું હતું ?

ક૦—ના. એનો સ્વત સિદ્ધ મૂળથી એવા જ છે. એમ હોવામા કાઇ સુક્રિયા વા પુણ્યની આવશ્યકતા નથી

આ૦—જીવને કેવે રૂપે અને કેવા વિશેષણવાળો માનો છો ?

ક૦—તે અલ્પ શક્તિમાન્ પરિછિન્ન, જન્મવાન્, જરાવાન્, મર્ત્ય, નાશવાન્, અને દુ:ખ-રૂપ છે

આ૦—એવા વિશેષણયુક્ત તુચ્છ સ્વરૂપના આવિર્ભાવ માટે તેણે કંઇ દુષ્ક્રિયા વા પાપાચરણ કર્યું હતુ ?

ક૦—ના ?

આ૦—ત્યારે ઈશ્વર અને જીવના સ્વરૂપ સબંધે આવુ વૈષમ્ય કેમ ?

ક૦—કારણ જીવ અને જગત્ ઈશ્વરના રચિત કાર્ય છે

આ૦—જો જીવોને રમકડાની પેઠે અનાત્મા બનાવીને તેણે આ જગદ્રચના કરી હોય તો પછી પાપ પુણ્ય માટે જીવોપ્રતિ ઈશ્વરની લેશ પણ પ્રક્ષવ્યતા રહેતી નથી, અને તે એક મોટો રમતીયાળ ગણાય

ક૦—ના તેણે જીવોને આત્મરૂપ બનાવ્યા છે, અને પાપ પુણ્ય માટે જીવો પ્રતિ ઈશ્વરની પ્રક્ષવ્યતા પૂર્ણપણે છે

આ૦—ત્યારે તો ઈશ્વર એક બહુજ અકુશળ કાર્યકાર ગણાવો જોઇએ. કારણ, જીવો જરાવંત, મર્ત્ય, નાશવત અને દુઃખરૂપ છે એમ તમે માનો છો અને તેવા ઈશ્વરે તેમને સરજ્યા છે

ક૦—ના, ઈશ્વર જીવોના આત્માનો કર્ત્તા નથિ. તેતો માત્ર તેમનાં શરીરોનો કર્ત્તા છે અને શર ઈશ્વરના નિયમોને આધીન છે. જીવોનો આત્મા સ્વતન્ત્ર છે.

આ૦—ત્યારે તો જીવોના આત્માને પણ અજ, અજર, અમર, અવિનાશી અને ૫ માનવામાં શો બાધ છે ? એમ હોવામા કઇ સુક્રિયા વા પુણ્યની આવશ્ય. નથિ, એમ આપે પૂર્વેજ કહ્યુ છે પરમાત્માની પેઠે (જીવોનો) આત્મા પણ અજર, અમર, અવિનાશી અને આનન્દરૂપ એમ સ્વતઃ સિદ્ધપણે કાં નહિ હોય

કુ૦—ઠીક. પણ ઈશ્વર તો સર્વ શક્તિમાન્ છે.

આ૦—એ સર્વશક્તિમત્ત્વના સ્વરૂપને વિચારો તે આ સૃષ્ટિ, અથવા જેને જગત્ કહેછે તે સબંધીની છે, વા બીજી કંઈ?

કુ૦—તે જ.

આ૦—હવે એ જગતના સ્વરૂપને વિચારો તે અસ્થિર, વિકૃત, તથા રોગ જરા અને કાળને આધીન હોઇને નાશવત્ છે તેમા તાપકારિણી તૃષા હોઇને તેના નિવારણાર્થે જળાદિ છે, દુઃખકારિણી ભૂખ હોઇને તેની શાન્તિને અર્થે અન્નફળાદિ છે, ઇત્યાદિ એ તો પ્રથમ કીધેલા જ મળને દૂર કરવાને માર્જની જેવુ છે એમા વિશેષ લાભપ્રદ શું છે? એ સબંધે સર્વશક્તિ તેના ધારણ કરનારના મહિમામા જાયછે ખરી?

કુ૦—ના. પણ ઈશ્વર તો સર્વવ્યાપક છે

આ૦—પૂર્વે દર્શાવ્યુ તેમ બહુદોષાન્વિત એવુ આ જગત્ એ તુચ્છ વ્યાપ્ય છે તે વિષયે વ્યાપકતા હોવી, એ કઇ મહિમાનુ કારણ છે? પ્રત્યુત જો જગત્ સત્ય હોત તો એ વ્યાપકતા દૂષણરૂપ ઠરત

કુ૦—વારુ, પણ એ જગત્ અથવા સૃષ્ટિ શુ હશે?

આ૦—સૃષ્ટિ એ ઈશ્વરકૃત કલ્પનાનો સમૂહ છે, જેને કારણભૂત ઈશ્વરની સમષ્ટિ ઉપાધિ છે

કુ૦—ત્યારે જીવકૃત કલ્પના એ શું છે?

આ૦—તે જીવસૃષ્ટિ છે, જેને કારણભૂત જીવની વ્યષ્ટિ ઉપાધિ છે

કુ૦—ત્યારે એ ઉપાધિ ઈશ્વરના મહિમાનું કારણ નથિ પણ ત્યારે તેનો મહિમા શામાં છે?

આ૦—ઈશ્વરનો મહિમા તેની અમૃત મહાકાળરૂપતા, જ્ઞાનઘન ચૈતન્યરૂપતા, અને અનુપમ આનંદરૂપતા એટલે—પરમાત્મરૂપતામા છે અને જીવનો મહિમા એવા જ વિશેષણયુક્ત તેની આત્મરૂપતામા છે

કુ૦—એ સત્-ચિત્-આનન્દ-રૂપતા પરમાત્મા અને આત્માના ત્રણ ગુણો છે?

આ૦—નહિ. પરમાત્મા અને તેમજ આત્મા નિર્ગુણ છે શબ્દ ગૌરવે કરીને ત્રણ, પણ અર્થ લાઘવે કરી એકજ આનન્દરૂપતા એ તેનુ સ્વરૂપ જ છે

કુ૦—ઠીક. પણ પરમાત્મા અને આત્મા એક બીજાથી ભિન્ન તો ખરા?

આ૦—તુચ્છ એવી ઉપાધિના ભેદેકરી તેમને ભિન્ન ગણવામા આપના કયા અર્થની સિદ્ધિ છે? વાસ્તવમા અને ત્ત્વરૂપત તો તેઓ એક જ છે

કુ૦—સાધુ. સાધુ આનન્દસાગર મહાશય! આપના નિર્મળ વિજ્ઞાનતરંગમા અવગાહન કરીને હુ કૃતકૃત્ય થયો. આપે કરુણા કરી જે આત્મિક ભોજનપાનનો પ્રસાદ અને આનંદ પ્રદાન કર્યો છે તે શ્રીજ્ઞાનમુદ્રાકાવ્યગત આ વર્ણરચનામા વર્ણેલી પ્રતિનો છે—

## શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

જે ખાધાપછી ભૂખ કૈં નવ રહે, તૃષ્ણા ન પાનાન્તરે,
ભાગે છે ચમત્કિરો સભય થૈ, પાછાજ સ્થાનાન્તરે

આનન્દનન્દન.




## વિચારમાલા.

૩. પ્રશ્ન—ઉક્ત પ્રશ્નના ઉત્તરમાંથી એક બીજો પ્રશ્ન ઉદ્ભવે છે, પરંતુ એ ઉપર આવતા પહેલા અન્યપ્રસંગોપાત્ત એક પ્રશ્ન પૂછીશ ગયા સપ્ટેંબર માસના "નાઇન્ટીન્થ સેન્ચરિપત્રમા" "The future of the Christian Religion" એટલે "ક્રિશ્ચન ધર્મનું ભવિષ્ય" એવા મથાળાનો એક લેખ છે આપે એ વાચ્યો હશે ? એ ઉપરથી આપણા ધર્મની વર્તમાન સ્થિતિ વિષે કાંઈ સૂચન મળે છે ?

ઉત્તર—હા, એ લેખ મારા વાચવામા આવ્યો છે. એમા લેખક ત્રણ વાત દર્શાવેછે—

(૧) સુધરેલી નજાઓમા 'પોપરી'—એટલે રોમથી પોષાતુ ક્રિશ્ચિઍનિટિનું સ્વરૂપ—આગળ માગ કરી શકતુ નથી

(૨) પ્રત્યેક પ્રોટેસ્ટન્ટ સુધારકના જે જે ખાસ સિદ્ધાન્તો હતો તેનો હવે દિનપરદિન વધારે લોકો થકી ત્યાગ થતો આવે છે

(૩) પ્રોટેસ્ટન્ટ ક્રિશ્ચિઅનોનુ પણ કૅથોલિક સંપ્રદાય તરફ વલણ સ્પષ્ટ રીતે વધતુ જાય છે અને કર્મકાડ ઉપર એમનો પ્રેમ ચોખ્ખી રીતે સમજાયછે

આ ત્રણ ઉક્તિઓને મળતી—તથાપિ કાઇક ફેરફારવાળી—આપણી વર્તમાન ધર્મસ્થિતિ પરત્વે પણ, બીજી ત્રણ ઉક્તિઓ રચી શકાય—

(૧) કેળવણીની વૃદ્ધિ સાથે આપણામાથી બ્રાહ્મણોનો આપણા ઉપરનો અધિકાર ઘટતો આવેછે

(૨) શકર, બુદ્ધ, જિન, વલ્લભ આદિ ધર્મપ્રવર્તકોના પરસ્પર વિરોધમાથી જન્મેલા ધર્મસબધી વિચારો ક્રમે ક્રમે ક્ષીણ થતા જાય છે, તેમ જ, આપણા સુધારાવાળાઓએ આપણા પુરાણો વિષે, કેટલેક અંશે વર્ણાશ્રમવ્યવસ્થા વિષે, તથા બ્રાહ્મણોના હેતુ વિષે જે જે ખાસ વિચારો પ્રચલિત કર્યા હતા તેનો પણ અનિષ્ટ ભાગ ધીમે ધીમે ત્યજાતો જાયછે.

(૩) કેળવાએલા વર્ગમા પણ કર્મકાડ તરફ પ્રેમ ચોખ્ખી રીતે વધતો આવેછે. પરંતુ આ વિષયમા પાશ્ચિમાત્ય ધર્મસ્થિતિ સાથે અત્રે સર્વ પ્રકારે મળતાપણું નથી

(૩ અ) અત્રે થોડી તેમ જ ઘણી કેળવણી પામેલો કેટલોક વર્ગ તો ધર્મ તરફ તદ્દન બેદરકાર છે, અને એમની તો અત્રે વાત જ નથી

(૩ બ) અધુરી કેળવણીવાળા વર્ગનો કેટલોક ભાગ—જેને ધર્મ તરફ રુચિ છે તે—કર્મકાંડમાં ગુથાઈ રહેછે, અને જ્ઞાનનુ અભિમાન જો કદાચ ધરાવે છે તો તે ફક્ત નામનું જ

(૩ ક) અધિક કેળવણી પામેલા ધર્મ ઉપર આદરવાળા વર્ગના બે વિભાગ છે કેટલાક કર્મકાંડ ઉપર અરુચિ જ દર્શાવે છે, અને કેટલાક જ્ઞાનને મુખ્ય ગણી કર્મ ઉપાસનાઆદિ વસ્તુઓને જ્ઞાનના આવિર્ભાવના પ્રત્યક્ષ સ્થાનરૂપ અને સાધનરૂપ માને છે.

આ વર્તમાન* સ્થિતિ સારી છે કે ખોટી એ વિષે આપનો પ્રશ્ન નથી, માત્ર એ સ્થિતિ શી છે એટલું જ જોવાનું મુખ્ય પ્રસ્તુત હતુ તથાપિ આ પ્રત્યેક ઉપર કાંઇક કાંઇક કહેવુ એ તદ્દન અપ્રાસંગિક, કે આપણી વિચારમાળામાં અધિક પડતુ નહિ ગણાય.

* આ સ્થિતિને પણ કેટલેક ભાગે તો હજી ઝાંખુ પ્રભાત જ થયું છે

(૧) કેળવણીની વૃદ્ધિ સાથે બ્રાહ્મણોનો અધિકાર ઘટતો આવે છે. પણ આપ પ્રશ્ન કરશો કે એથી લાભ છે કે હાનિ ? એનો ઉત્તર કે—જે સ્વાભાવિક છે, જે થવુ જોઇએ, તે જ થાય છે; એટલે વિશ્વગતિ જો હમેશાં સત્પરિણામ તરફ જ વળતી હોય તો આથી બેશક લાભ જ થવો જોઇએ. જેમ જૂનાં પાંદડાં ખરી નવા પાદડાં આવતાં, વૃક્ષ યુવાન બલવત્તર અને સુશોભિત બને છે તેમજ અન્ધકાર આલસ્ય આદિ તમોગુણથી જનસમાજનો જે જે ભાગ વ્યાપ્ત હોય તે તે ધીમે ધીમે ખરી જઇ નવા ભાગ માટે માર્ગ કરી આપે એ સ્વાભાવિક છે. જનસમાજ એક વૃક્ષ સમાન છે, એમાં કોઇપણ ભાગ હમેશ માટે લુપ્ત થાય એમ તો બનતુ જ નથી, માત્ર જીર્ણ ભાગને સ્થાને નવીન ભાગ આવે છે એટલું જ આ જ રીતે જેમ જેમ નિર્જીવ થએલો બ્રાહ્મણવર્ગ અસ્ત થતો જશે તેમ તેમ એનુ સ્થાન ધાર્મિકતાથી યુક્ત અને કૉલેજ આદિ સાધનોવડે વિદ્યાસંપન્ન થએલા પુરુષોથી પૂરાશે,કારણ,એજ ભવિષ્યના બ્રાહ્મણો છે, અને એ જ "બ્રહ્મ"ના ખરા સ્વરૂપનો વિચાર તીવ્ર જિજ્ઞાસાથી, શુદ્ધ પ્રેમથી, અને વિશાળ બુદ્ધિથી કરવા સમર્થ થશે. હાલના ગ્રેડ્યુએટો તેવા છે એમ કહેવાનો આશય નથી પણ વિદ્યાનુ સ્થાન જે પાછળના વખતના હિન્દુસ્થાનમાંથી ઘણે ભાગે લુપ્ત જેવુ થઇ ગયુ હતું તેનો પુનરુદય હવે યુનિવર્સિટિઓમાંજ થવા સંભવ છે એટલુંજ મ્હારૂં તાત્પર્ય છે. એક ગ્રેડ્યુએટતરીકે એ વર્ગ માટે હુ અભિમાન કરૂંછું એમ જરાપણ મનમાં લાવ્યા વિના, મ્હારા વિચારની સ્વતઃ સારાસારતા તપાસજો. બ્રાહ્મણો વિષે મને અનાદર છે એમ ન સમજશો. પ્રાચીન માટે મને અતીવમાન અને પૂજ્યબુદ્ધિ છે, મ્હારા પ્રતિક્ષણના એ ગુરુઓ છે, મ્હારું હૃદય એમને હાથે જ ઘડાય એમા હુ મ્હારૂં સુભાગ્ય સમજુ છુ વર્તમાન બ્રાહ્મણો માટે મને દયા છે, એમાના કેટલાકમા હુ બહુ પવિત્રતા અને શાંતિ જોઉછું, અને તેથી તેવાને માટે, એમની વિદ્યાહીનતા છતાં પણ, મને માન રહે છે. પરંતુ ઘણો ભાગ તો વર્ણચતુષ્ટયમાંથી એક પણ પ્રકારની વૃત્તિ વિનાનો અને તેથી શુદ્ર કરતાં પણ અધમ થઇ ગયો છે એમ કબુલ કર્યા વિના નહિ ચાલે આમા એમનો દોષ નથી. વિદ્યા એ 'art of peace.' (શાંતિસમયની કલા) છે—જેનો પાછળના વખતના હિન્દુસ્થાનમાં સંભવ નહોતો, જનસમૂહને એનો ખપ જણાયો નહોતો, અને તેથી ઘણાખરા બ્રાહ્મણોમાં એની છત પણ નહોતી; છતા પ્રમાણમાં એમણે બહુ જ્ઞાન સાચવી રાખ્યું છે. પરંતુ જો હાલના અનુપમ શાંતિના સમયમાં પણ એઓ પોતાનું કર્તવ્ય કરવા જાગે નહિ, તો પછી એમને માટે દયા પણ ક્યાં સુધી રહેશે ! બ્રાહ્મણોમાં બ્રાહ્મણત્વ નહિ હોય તો એમનો ઉચ્છેદ થશે જ, અને થવો જ જોઇએ, કારણ જગનો નિયન્તા પરમદેવ છે, અસુર નથી, અને જે અસત્ છે, સ્વસ્વરૂપથી ભ્રષ્ટ છે એ લાંબીવાર ટકી શકતું નથી એવી વિશ્વવ્યવસ્થા છે. સર્વનો ઉપક્રમ સત્સ્વરૂપ તરફ જ હોય

એ વેદાન્તસિદ્ધાન્તને અનુસરીને છે, અને બ્રાહ્મણો ખરા બ્રાહ્મણ થાય નહિ તો લુપ્ત થાય એમ ઇચ્છવામાં આપણે વેદાન્તસિદ્ધાન્તનો જ જય ઇચ્છીએ છીએ.

(૨) શંકર બુદ્ધ આદિના વિગ્રહમાંથી જન્મ પામેલા વિચારો ક્ષીણ થતા જાય એમાં બહુ લાભ છે. એટલું ખુબ યાદ રાખવાનું છે કે જગતમાં મહાત્મારૂપે સ્થપાએલા કોઈ પણ પુરુષ સ્હામે એના પ્રતિપક્ષીઓ તરફથી જેવું અને જેટલું કહેવામાં આવે છે તેવું અને તેટલું ખોટું કદી વસ્તુતઃ હોતું નથી. તે સાથે વળી, જ્યારે ઐતિહાસિક દૃષ્ટિબિન્દુથી એમનાં કાર્યો અવલોકાય છે ત્યારે તો બંને પક્ષો તે તે કાળને એવા અનુરૂપ દેખાય છે કે ઘણુંકરી સર્વ વિરોધ એ રીતે જ શાન્ત થઈ જાય છે. બુદ્ધે ઈશ્વરના તેમ જ આત્માના અસ્તિત્વની અવગણના કરી; સત્ય વિરુદ્ધ કરી એ પણ ખરૂં. પણ ઈશ્વરને નામે તથા આત્માના અમરત્વને મિષે અનેક પાપો થતાં, જેનો ઉચ્છેદ કરવાના પ્રયત્નમાં બુદ્ધે એ બે તત્ત્વોની અવગણના કરતાં પણ આંચકો ન ખાધો. પરંતુ એ જ અવગણના, સત્યવિરુદ્ધ હોવાથી, વખત જતાં કેવી અનિષ્ટ નીપજે છે એ જ્યારે બૌદ્ધમતના પાછળના ઇતિહાસથી સિદ્ધ થયું ત્યારે શંકર જેવા મહાત્માના પ્રહારોનો પ્રસંગ આવ્યો. શંકરનું જ્ઞાન અનધિકારી અને અણસમજુ હૃદયમાં કેવું શુષ્ક થઇ જાય છે એનો અનુભવ થતાં, રામાનુજ વલ્લભાચાર્ય આદિને ભક્તિમાર્ગમાં સાર સમજાયો—ઇત્યાદિ. અત્રે વિવક્ષિત એટલું છે ધર્મ તત્ત્વજ્ઞાન આદિ *મનુષ્યઆત્માને લગતા સઘળા વિષયો ઐતિહાસિક દૃષ્ટિએ અવશ્ય વિલોકવા જોઇએ, અને એ દૃષ્ટિમાં જ પ્રત્યેક પ્રવૃત્તિનું અંતર્ગત રહસ્ય સ્ફુટ થઈ આવે છે.

વળી, ધર્મ પરત્વે આપણા 'સુધારાવાળાઓ'એ પ્રાચીન ભાવનાઓનું સ્વરૂપ ખોટી રીતે સમજી કેટલાક વિચારો ચલાવ્યા હતા જેમાં ત્રણ મુખ્ય હતાઃ પુરાણસ્હામે, બ્રાહ્મણોસ્હામે, અને મૂર્તિપૂજા સ્હામેના આક્ષેપો. પુરાણોનું ભૂગોલખગોલ-વર્ણન ભ્રાન્તિમય છે એમ માનીએ પણ તેથી એના ઉત્તમોત્તમ ધર્મસંબન્ધી વિચારો ઉપર અનાદર શા માટે થવો જોઇએ? ભાગવત તજી ઉપનિષદો તરફ વળવું—એમ કરવાનું શું કારણ? મને ઉપનિષદો ઉપર બહુ જ આદર છે, પણ ભાગવતાદિ પુરાણોને હલકાં ગણવાનું કાંઇપણ કારણ સમજાતું નથી. ઉપનિષદોનાં જ સત્યો પુરાણોમાં કેવી અલૌકિક કાવ્ય પ્રતિભાનાં ચિત્રો બન્યાં છે! ઉપનિષદ્ સૂત્રોનાં એ કેવાં રહસ્યપ્રદર્શિ ભાષ્યો છે! કદાચ તમને એમાં બ્રાહ્મણોની સત્તા બહુ વ્યાપી ગએલી જણાશે. પણ એ સત્તા માટે એમની યોગ્યતા પણ કેવી હતી!

* 'મનુષ્યઆત્માને લગતા' એમ કહેવામાં ખાસ તાત્પર્ય છે; તે એ કે 'રસાયન વિદ્યા' આગળ કેવી હતી, કીમિયામાંથી એ શી રીતે ઉદ્ભવી, એવા પ્રશ્નોથી 'ઑક્સિજન' અને 'હાઇડ્રોજન' નામના વાયુ મળી જળ થાય છે એ વસ્તુ સ્થિતિ ઉપર બહુ અજવાળું પડતું નથી. પણ ધર્મ તત્ત્વજ્ઞાન આદિ કેવી રીતે વિકસે છે એ વિચારમાંથી ધર્મના સ્વરૂપ વિષે બહુ બોધ મળે છે.

· આપણા ઇતિહાસમાં બ્રાહ્મણોએ પોતાનો સ્વાર્થ સાધવાનું જ કામ કર્યું છે એ આક્ષેપ અત્યન્ત બ્રાન્તિયુક્ત લાગે છે. આ સંબન્ધમાં છેલ્લી સોશિઅલ કોન્ફ્રન્સને પ્રસંગે મિ. જસ્ટિસ રાનડેનું ભાષણ પુનઃ પુનઃ વાંચવા જેવું હતું. એમાં 'બ્રાહ્મણ- સિવિલિઝેશન'ની સારી પ્રશંસા હતી. પરંતુ એટલું સ્મરણમાં રાખવાનું છે કે બ્રાહ્મણોમાં પણ થોડા કચરો ઉત્પન્ન થયો નહતો, અને એમણે રચેલાં સર્વ પુરાણો અને પ્રત્યેકના પ્રત્યેક શબ્દો માનવા જેવા છે એમ નથી. સંસ્કૃત એટલું શાસ્ત્ર તેમ પુરાણ એટલા વહેમ એ ઉભય ભ્રમ જતા રહી, જ્યારે બુદ્ધિ યોગ્ય કેળવણી પામી ઉદારતાથી તેમ જ વિવેકથી સારાસાર અશ વિશોકતાં શીખશે ત્યારે જ સત્ય સમજાશે. પરતુ આ માટે બે વાતની જરૂર છે: પ્રાચીન વસ્તુ માટે માન અને પ્રેમ; સ્વબુદ્ધિ ઉપર વિશ્વાસ અને એનો યોગ્ય ઉપયોગ.

(૩) કેળવાએલા વર્ગમા કર્મકાડ તરફ પ્રેમ વધતો આવે એટલાથી હાનિ નથી. પણ એ પ્રેમના પ્રકાર ઉપર લાભહાનિનો બહુ આધાર છે અને એ બાબત કેટલોક વિવેક રાખવાની જરૂર છે, જે આગળ ઉપર સ્પષ્ટ થશે

(૩અ) કેળવણી પામેલો કેટલોક વર્ગ ધર્મ તરફ તદ્દન બેદરકાર રહે છે એ થોડા શોકની વાત છે ? ધર્મ ઉપર મનુષ્યની અસંખ્ય પ્રવૃત્તિઓનો આધાર નથી ? અને જ્યારે કેળવાએલા જનો જ એ વસ્તુ ઉપર રુચિ લાવી એને પોતાના હાથમા નહિ લે, તો સ્વાભાવિક જ છે કે પામર જનસમૂહ વર્તમાનધર્મસ્થિતિરૂપી અન્ધકૂપમાં પડ્યો રહેશે ધર્મ તરફ અનાદર રાખી ધર્મ એવો પદાર્થ જ જગત્‌માંથી કાઢી નાખવો એમ એમનો પ્રયત્ન હશે તો એ વ્યર્થ છે. વસ્તુતઃ તો એમનો ધર્મથી વિરુદ્ધ વા તરફ એક પણ પ્રકારનો પ્રયત્ન જ દેખાતો નથી, અને આ વિષયમાં એમને એમની જવાબદારીનું ભાન જ થયું હોય એમ લાગતુ નથી. પશ્ચિમ પ્રજાઓમાં પાદરીઓ પોતે ઘણી ઉચ્ચ કેળવણી પામેલા હોય છે એટલે ત્યાં અન્ય વિદ્વાનોની ધર્મ તરફ અરુચિ એટલી હાનિકારક નીવડતી નથી.

૩ધ) પૂર્વ જેટલોજ—અને કેટલીક રીતે એ કરતાં પણ વધારે—નુકશાનકારક વર્ગ અધુરી કેળવણી પામેલાઓનો છે, જેઓ કર્મકાંડને જ સર્વસ્વ ગણે છે, અને 'અભેદ' 'પ્રેમ' 'અદ્વૈત' આદિ જ્ઞાનના શબ્દોને વગર સમજે ઉપાડી લઈ ગમે ત્યાં એનો ઉપયોગ કરે છે, જેઓ પોતાનું વાસ્તવિક અજ્ઞાન એ મહાન શબ્દોના રંગથી ઢાંકે છે, અને બુદ્ધિનો શ્રમ લેતાં કંટાળી 'હૃદય'વાદનો ખોટો આડંબર કરેછે, જેઓ તર્ક ઉપર આક્ષેપ કરી અન્ધતાને શરણે પડી 'શ્રદ્ધા'નું પવિત્ર નામ વગોવે છે, અને 'નવીનો,' 'સુધારાવાળાઓ,' 'જડવાદીઓ' આદિ શબ્દો વ્યવહરવામાં પોતાના જ્ઞાનની પરિસીમા માને છે ! જેમ સ્વ. મણિલાલ નહોતા તેમ, હું પોતે પણ 'નવીન' નથી, 'સુધારાવાળો' નથી, 'જડવાદી' નથી: છતાં પુછુંછું કે જેઓ

ઉપર આ રીતે આક્ષેપ અને 'નિન્દા' કરવામાં આવે છે એમના બચાવમાં કાંઈ જ કહેવા જેવું નથી ? મૂર્તિપૂજા એ પાપ છે એમ માનવામાં ક્રિશ્ચિઍનિટિનું અકારણ અનુકરણ કરવામાં આવે છે--કેમકે વસ્તુતઃ પરમાત્મા શિવાય અન્ય કોઈ વસ્તુ ભજી જ શકાતી નથી, અને ભક્તિ થઈ એટલે એ પરમાત્માની જ થઈ એ નક્કી છે. તથાપિ વિચારો કે મૂર્તિપૂજા કરી એટલે ગમે તેટલા પાપો થઈ શકે એવો પ્રચાર આપણામાં ઘણે સ્થળે દીઠામાં આવતો નથી ? આવે છે જ તો પછી કર્મકાંડથી અધિક જ્ઞાનનું અને કર્તવ્યબુદ્ધિનું દ્વાર ઉઘાડવા જે જે પ્રયત્ન થાય તે તે લાભકારક જ છે એમ કહેવામા શું ખોટું ? જનમંડળના હૃદયમા ઉતર્યા વિના, અને ધર્મવૃત્તિનાં વિવિધ સ્વરૂપો ધ્યાનમાં લીધા વિના જેટલા પ્રયત્નો થાય તેટલા નિષ્ફળ નીવડે એ સ્વાભાવિક છે, અને એટલા કારણથી જ સારા ઉદ્દેશથી પ્રવર્તા છતાં પણ 'સુધારાવાળા'ઓનો શ્રમ વ્યર્થ નીવડ્યો હોય એમ મને લાગે છે. તમે કહેશો કે કર્મકાંડમા પ્રાણવિનિમયના બહુ બહુ અર્થો રહ્યા છે અને તેથી કર્મકાંડની મહત્તા છે પરંતુ આના જવાબમાં હું એટલું જ કહીશ કે, 'પ્રાણવિનિમય'ને'ધર્મ' સાથે શી લેવા-દેવા છે ? 'પ્રાણવિનિમય'-'યોગ'--આદિ નામે ઓળખાતી શારીરિક કસરત તે 'ધર્મ'--આત્મા પરમાત્માના સંબન્ધના અર્થમાં 'ધર્મ'—કેમ કહેવાય? હું કર્મકાંડનું રહસ્ય 'પ્રાણવિનિમય' એટલે-'યોગ'રૂપે માનવા કરતાં 'જ્ઞાન'રૂપે સમજવું ઉચિત ધારૂં છુ.અને મનુષ્યજીવનનો ખરો હેતુ 'યોગ'થી નહિ પણ 'જ્ઞાન'થી સધાય છે એ શંકરાચાર્યનો સિદ્ધાન્ત પરમસત્ય લાગેછે આ વર્ગને મેં અધુરી કેળવણીવાળો એટલા માટે કહ્યો છે કે વસ્તુતઃ તમે તપાસ કરશો તો તમને એમ જ જણાશે કે આવા વિચારવાળા ઘણા ખરા જનોની કેળવણી—અંગ્રેજી તેમ જ સંસ્કૃત—અત્યન્ત અલ્પ હોય છે. 'થિઓસોફી'નો ઉદ્દેશ સર્વ પ્રકારે, અને એના સિદ્ધાન્તો કેટલેક ભાગે, મ્હને માન્ય છે, પણ 'થિઓસોફિસ્ટો'નો ઘણો વર્ગ તો સંસ્કૃત ભાષાના સાક્ષાત્ જ્ઞાન વગરનો અથવા અલ્પજ્ઞાનવાળો હોય એમ લાગે છે. અને તેથી એમનું સ્થાન આ (૩ ચ) વર્ગમા છે. 'થિઓસોફી' જ્ઞાનવિરુદ્ધ છે કે થિઓસોફિસ્ટોમાંના કેટલાક વિદ્વાન નથી એમ મારું કહેવું જ નથી.

(૩ક) કેળવણી પામેલા વર્ગના મેં બે વિભાગ ગણાવ્યાઃ એક કર્મકાંડથી તદ્દન વિરુદ્ધ, અને બીજો કર્મકાંડદ્વારા અને કર્મકાંડમાં ખરી ધાર્મિક સ્થિતિને અનુભવનારો. પૂર્વોક્ત વિભાગ ઘણુંકરી એના ખરા ધાર્મિક ભાવને લીધે જ કર્મકાંડથી વિરુદ્ધ પડે છે, પરંતુ એમ કરવામાં અત્યાચાર થતો હોય એમ મને તો લાગે છે. સર્વથા કર્મકાંડથી શૂન્ય કોઈ પણ ધર્મ નથી. ધર્મની ઘણી શક્તિ કર્મકાંડદ્વારા પ્રકટ થાય છે. માત્ર, એમાં કેટલીક સાફાઈ અને કેટલીક ભવ્યતા આવશ્યક છે. સાફાઈ પ્રાપ્ત કરવાનો એક માર્ગ એ છે કે કર્મની સાથે જ ભક્તિ ઉપાસના અને જ્ઞાનનો પણ આશ્રય કરવો—જેથી કર્મભાગ સ્વતઃ ઓછો થતો આવશે, અને જ્ઞાન શુષ્ક અને નિર્બલ ન થઈ પડે એટલો કર્મનો

જોઇતો ભાગ જ રહેશે. કોઈ કોઈ વાર ભવ્યકર્મો પણ આચરવાં ઠીક છે. સાધારણ પ્રજાના આચારમાં કર્મકાંડની સાદાઈ, તેમજ કેટલેક મહાન પ્રસગે અને રાજાદિકે કરવાના યજ્ઞાદિકમાં ભવ્યતા—ઉભયથી લક્ષિત આપણી પ્રાચીન ધર્મયોજના છે, અને એમાં મનુષ્યહૃદયના ઘણા સૂક્ષ્મનિરીક્ષણપૂર્વક વ્યવસ્થા થઈ હોય એમ લાગે છે.

હવે ત્યારે વર્તમાન ધર્મસ્થિતિ પરત્વે ધર્મ પ્રતિ અનાદરનો પક્ષ બાદ કરતાં આ જનમંડલમાં ત્રણ વિચાર ચાલે છેઃ—

(૧) 'પ્રાચીનો'નો,

(૨) 'નવીનો'નો,

(૩) ઇતિહાસદૃષ્ટિથી, વિશાળ અવલોકનથી, અને મનુષ્યસ્વભાવના બન્ધારણનો વિચાર કરી, વસ્તુસ્થિતિ સ્વીકારનારાઓનો.

આ ત્રીજો વિચાર પ્રચલિત કરવાનો ઉપક્રમ સુદર્શનના આદ્ય દ્રષ્ટાએ કર્યો છે—અને એ વિચારને એની અસંખ્ય શાખાપ્રશાખાઓમાં દૃષ્ટિગોચર કરવો એ એના ખરા અનુયાયીઓનું કર્તવ્ય છે. આ પ્રસંગ લઈ અત્રે એટલું કહેવું જોઇએ કેઃ—અમુક લેખમાં 'સુધારા' વિરુદ્ધ કેટલું છે, 'અભેદ' કે 'પ્રેમ' કે 'અદ્વૈત' શબ્દ એમાં કેટલીવાર આવ્યો છે એ સ્વ૦ મણિલાલના સિદ્ધાન્તના અનુસરણની ખરી કસોટી નથી. એ મહાન આત્મા સત્યાનુયાયી હતો, એને સત્ય 'પ્રાચીનો' તેમ જ 'નવીનો' ઉભયમાંથી સમાન રીતે ગ્રાહ્ય હતું. 'પન્થ'—'સંપ્રદાય' વિરુદ્ધ એના જેટલો ઉહાપોહ થોડાએ કર્યો હશે; છતાં સ્વ. મણિલાલના શબ્દોની પાછળ પ્રકાશતા આત્માને પોતામાં ઉતારવાને બદલે એમના શબ્દોને રાત્રિદિવસ ગોખનારા અને એ રીતે 'પન્થ'ની વૃત્તિને ઉત્તેજી વસ્તુતઃ મણિલાલના સિદ્ધાન્તનો વિઘાત કરનારા એમના અનુયાયી હોવાનું અભિમાન રાખે છે! મણિલાલ 'અદ્વૈતવાદી' હતા; પણ એમનો 'અદ્વૈતવાદ' માત્ર ઉચ્ચારમાં જ નહતોઃ અનેક ભેદમાં અભેદ વિલોકવો, અભેદ સમજવો, સમજાવવો, અને છેવટે હૃદયમાં લઈ કૃતિમાં ઉતારવો એ જ ખરા અર્થમાં અદ્વૈતવાદનું અનુસરણ છે, અને એ અર્થમાં અદ્વૈતવાદ જેટલો અનુસરાશે તેટલું જ આદ્યદ્રષ્ટાના સિદ્ધાન્તનું ખરું અનુસરણ થયું ગણાશે. મણિલાલ "ચૈતન્યવાદી" હતા; અને વિકાસ, અભિવૃદ્ધિ એ જો ચૈતન્યનો ધર્મ છે તો એમનો સિદ્ધાન્ત પણ જડવત્ પડી ન રહેતાં વિકાસ પામે, એમાં અધિકતા પ્રાપ્ત થાય, એનાં જીર્ણ પલ્લવ ખરી પડી નવીન પલ્લવ આવે એમાં જ એની ખરી શોભા છે, એમાં જ એનું વાસ્તવિક તાદાત્મ્ય—ભેદમાં અભેદ—સચવાવાનો સંભવ છે.

"Be doers of the word and not hearers only deceiving your own selves".

"The letter killeth but the spirit giveth life".

## ગ્રન્થાવલોકન.

**દિવાન્ બહાદુર મણિભાઈ જસભાઈની શિક્ષણ સમ્બન્ધે કેટલીક સૂચનાઓ:—(અનુસંધાન ગત અંક પૃષ્ઠ ૪૮ થી).**

### (૨.)

દ્વિતીય પ્રશ્નનો વિચાર કરતા, દિ૦ બ૦ મણિભાઈ જણાવે છે કે અંગ્રેજીનું ભાષાજ્ઞાન હાલ આરંભાય છે તે કરતાં બે વર્ષ મોડુ આરંભવું જોઇએ, અને આ વિચારના સમર્થનમાં અત્રે ચાલતી પદ્ધતિ વિરૂદ્ધ નીચે પ્રમાણે કારણો બતાવે છે:—

(૧) અંગ્રેજી ભાષાજ્ઞાનનુ ચણતર ચાલતી દેશી ભાષાના જોઇએ તેવા મજબૂત જ્ઞાન ઉપર રચપાતુ નથી એ મ્હોટી ખામી છે. સરમુથુ સ્વામી ઐયર, ખા૦ બ૦ મરજી શહાબુદ્દિન, ડૉ. મૅકિકન આદિનો એ જ મત છે, અને આ છેલ્લા વિદ્વાન નો એટલે સુધી કહે છે કે "ચાલતી દેશી ભાષાની સારી કેલવણીવાળો એક છોકરો હાઈસ્કૂલના બે બે ધોરણો એક વર્ષમા કરી શકતો, અને એણે મૅટ્રિકયુલેશનની પરીક્ષા ચોથે નંબરે પાસ કરી" મદ્રાસની કુંભકોણ કૉલેજવાળા મિ. હેન્સમેનનો પણ એવો જ મત છે કે આવો છોકરો ત્રણ ચાર વર્ષમા મૅટ્રિક થઇ શકે.

(૨) પોતાની માતૃભાષાનું વ્યાકરણ શીખવામાટે પણ પુખ્ત ન ગણી શકાય એવી ઉમ્મરે પરભાષાનુ વ્યાકરણ આરંભાય છે!

(૩) આ–દસ અગીઆર વર્ષની—વયે છોકરાઓનું સામાન્ય જ્ઞાન તેમ જ એમની બુદ્ધિ એટલી અપરિપક્વ હોય છે કે તેઓને અંગ્રેજી જેવી પરભાષા શીખવવા યત્ન કરવો એ ભૂલ છે

(૪) પરિણામ એ આવ્યુ છે કે ચાલતી પદ્ધતિ છોકરાઓને હાઈસ્કૂલ છોડતાં પહેલાં જોઇએ તેવુ માતૃભાષાનું જ્ઞાન આપી શકતી નથી—અને આમ થવાથી કેળવણીનો ખરો ઉદ્દેશ, જે ૧૮૫૪ મા કૉર્ટ ઑફ ડિરેક્ટર્સે એમની દૃષ્ટિ આગળ રાખ્યો હતો તે ઉદ્દેશ, સફલ થઇ શકતો નથી. લૉર્ડ મૅકાલે, સર ચાર્લ્સ ટ્રેવેલ્યન, સરબાર્ટલફ્રિઅર આદિ પુરુષોએ વારંવાર આ લક્ષ્ય તરફ આપણું ધ્યાન ખેંચ્યું છે, અને માતૃભાષાની ખાસ ખુબીઓ તરફ આપણા ગ્રેજ્યુએટોનો જે અનાદર દેખાય છે તે ખાતે ડૉ. મેકિકન, મિ રાનડે, મોદક વગેરે વિદ્વાનોનો અસંતોષ સુપ્રસિદ્ધ છે. મિ પીલ તો આ અનાદરને 'સ્વદેશાભિમાનની' ખામી' કહે છે.

(૫) વળી દેશી ભાષાનુ જ્ઞાન અપૂર્ણ રહે છે એટલુ જ નહિ, પણ એ જ ખામીને પરિણામે અંગ્રેજી ભાષા પણ જોઇએ તેવી આવડતી નથી. અંગ્રેજી ભાષાજ્ઞાનની અપૂર્ણતા માટે મિ. બર્ડવુડ, સર આલ્ફ્રેડ ક્રૉફટ, તથા આંટમેડિક્ કૉલેજના પ્રિન્સિપાલો વગેરે પણ ખેદ દર્શાવે છે.

**સમગ્ર વિચાર કરી દ્વિતીય પ્રશ્નના ઉત્તરમાં દિ૦ બ૦ મણિભાઈ નીચેની યોજના અજમાવવા સૂચવે છે —**

(૧) અંગ્રેજી ભાષાજ્ઞાન હાલના કરતા બે વર્ષ મોડુ આરભવુ, અને

(૨) એ બે વર્ષમા અંગ્રેજી ભાષાજ્ઞાનને બદલે માતૃભાષાદ્વારા વિષયશિક્ષણ દાખલ કરવુ.

(૩) પરંતુ એ બે વર્ષનો અભ્યાસ મિડલસ્કૂલમાં એટલે અંગ્રેજી ભણેના શિક્ષકો પાસે જ થવો જોઇએ—કારણ એમનુ જ્ઞાન વધારે વિસ્તૃત હોવાનો સંભવ છે અર્થાત્ ગુજરાતી સ્કૂલોના વર્ષો હાલ છે તેમ જ રાખવા, મિડલ અને હાઇસ્કૂલના વર્ષોમા પ્રથમ પ્રશ્નના વિચારમા બતાવ્યો છે તેટલો જ ફેરફાર કરવો

(૪) ગુજરાતી અક્ષરજ્ઞાનથી માડી મૅટ્રિક્યુલેશન પસાર કરતા સુધી હાલ સાધારણ રીતે આપણા ઇલાકામા ૧૧ વર્ષ જાય છે, અન્ય ઇલાકાઓમા ૯—૧૦ જાય છે. એજ્યુકેશન કમિશને આપણા ઇલાકાના ધોરણો વધારે કઠણ ગણ્યા છે એ ખરૂ, તથાપિ આ પ્રશ્ન 'કૉન્ફરન્સ' કરીને વિચારવા જેવો છે.

**તૃતીય પ્રશ્નના વિચારમાં દિ૦ બ૦ નીચેના અર્થનું લખે છે.—**

(૧) અંગ્રેજી ભાષાજ્ઞાનનુ આપણા વ્યવહારમા બહુ પ્રયોજન છે, એટલુ જ નહિ, પણ એક વિશાળ અને ઉમદા સાહિત્યના ભડાર તરીકે તેમ જ યૂરોપીય વિચારરૂપી એક મહાન દુનિયાના દ્વાર તરીકે પણ એની બહુ ઉપયોગિતા છે 'હાયર એજ્યુકેશન' એટલે ઉત્તમ ભૂમિકાની જે કેળવણી કૉલેજોમા અપાય છે એ હિન્દુસ્તાનના હિત માટે અત્યન્ત આવશ્યક છે, અને એમા હજી સુધી જે કાંઈ થયું છે તે થોડુ જ થયુ છે. તથાપિ કૉર્ટઑફ ડિરેક્ટર્સે કેળવણીમા જે લોકોપયોગિતાનો ઉદ્દેશ રાખ્યો હતો તે સિદ્ધ કરવા માટે દેશી ભાષાદ્વારા અપાતા શિક્ષણનો અર્થાત્ પ્રાથમિક શિક્ષણનો વિસ્તાર કરવાની પણ બહુ જરૂર છે. સાધારણ જનસમૂહને હમેશ ઉપયોગમા આવે એવુ જ્ઞાન વિસ્તારવાની સૂચના ડૉ.વોલ્કર, સર જૉન સ્ટ્રૅચી, સર જેમ્સ પીલ, સર રેમંડ વેસ્ટ, ખા બા. કાજી શાહબુદ્દિન વગેરે વિદ્વાનોએ કરી છે તથા સરકારના ઠરાવોમાં પણ આ બાબત ઉપર વારંવાર ભાર મુકવામા આવ્યો છે, અને એજ્યુકેશન કમિશન તરફથી પણ પ્રાથમિક કેળવણીને સવિશેષ રીતે મદદ આપવાની સરકારને ભલામણ કરવામા આવી હતી. ઇ૦ સ૦ ૧૮૮૬માં મુબાઈ ગવર્મેન્ટે "ટેકિનિકલ એજ્યુકેશન" કોને કહેવુ તથા એમાથી ફલસિદ્ધિની આશા અત્રે કેટલી રાખવી એ બતાવી, ખેતીવાડી, રસિકકલા, અને અન્ય હુનરો એમ ત્રિવિધ વિભાગમાં આ વિષય વિષે લાબી ચર્ચા કરી હતી. ખેતીવાડી માટે પૂનાની 'કૉલેજ ઑફ સાયન્સ'મા જે કેળવણી અપાય છે તેમાં જોઇતો સુધારો કરવા તથા હાઇસ્કૂલોમાં એ વિષય વધારવા નિશ્ચય કર્યો હતો; રસિકકલાની અભિવૃદ્ધિ માટે સર જમશેદજી

જીજીભાઈ સ્કૂલ ઑફ આર્ટને ઉપયોગમાં લેવાની તથા અન્ય હુન્નરો હિન્દુસ્થાનમાં પ્રચલિત કરવા માટે એક 'ટેકનોલોજિકલ ઇન્સ્ટિટયૂટ' સ્થાપવાની ઇચ્છા બતાવી હતી પરંતુ આ ઠરાવ હજી બહુ જ અલ્પ પ્રમાણમાં અમલમાં આવેલો જણાય છે

(૨) ચાલતી દેશી ભાષામા આ માટે જોઇતું સાહિત્ય નથી એમ ઘણી વાર વાંધો ઉઠાવવામા આવે છે પરંતુ ખરૂ જોતા આ વાંધો એ જ પ્રકૃત પક્ષને સ્થાપનારો હેતુ છે' સાહિત્ય નથી માટે જ એને ઉત્પન્ન કરવાનો યત્ન કરવો જોઇએ, અને અમુક ભાષાનું વિશેષ શિક્ષણ એ જ એના સાહિત્યને વિસ્તારવાનું સાધન છે. 'ખપ પ્રમાણે છત' એ નિયમ પ્રમાણે ક્રમે ક્રમે એવું સાહિત્ય ઉત્પન્ન પણ થશે. અંગ્રેજી ભાષાનું સાહિત્ય પ્રથમ એવી જ દરિદ્ર અવસ્થામાં હતું, અને જે રીતે લૅટિન ગ્રીક આદિથી પોષણ મળતાં ધીમે ધીમે એનો વિસ્તાર થયો એ જ રીતે અંગ્રેજી સંસ્કૃત આદિની મદદથી આપણી ચાલુ દેશી ભાષાઓ પણ ખીલશે એમ દૃઢ વિશ્વાસ રાખવાને સંપૂર્ણ કારણ છે. મુંબાઈ સ્મૉલકૉઝ કોર્ટના ચીફ જડજ મિ હાર્ટે અંગ્રેજી અને દેશી ભાષાઓ વચ્ચે સમાનતાનું નિરૂપણ કરીને આ વાત એક ભાષણમા બહુ સારી રીતે દર્શાવી હતી

(૩) ઉપરની એટલે **દેશીભાષાના સાહિત્યની ખોટ પૂરી પાડવા માટે શા ઉપાયો લેવા?** એક સાધન એ છે 'દક્ષિણા ફેલોશિપ' હાલ જેમ વ્યર્થપ્રાય થઈ પડી છે તેમ થવા ન દેતા એનો જે મૂળ ઉદ્દેશ હતો તે સફલ થાય એમ યત્ન કરવો. મિ વામન આબાજી મોદકે બતાવ્યું છે તેમ હાવર્ડ સાહેબે દક્ષિણા ફેલોશિપ વર્તમાન દેશી ભાષાનુ સાહિત્ય કેળવવા માટે જ સ્થાપી હતી, અને એનો નિયમ હતો કે દક્ષિણા ફેલોએ પૂના કૉલેજમાં ભાષણો આપવા ઉપરાંત વર્ષ દિવસમાં એક પુસ્તક લખવુ. બીજુ સાધન, ડૉ.મેકીકને બતાવેલું, અત્રે ઇંગ્લંડની 'યુનિવર્સિટિ એક્સ્ટેન્શન સ્કીમ'ને મળતી યોજના કરવાનું છે—એટલે કે જેઓ યુનિવર્સિટિની કેળવણી લેવા અસમર્થ છે તેમને સરળ ભાષામાં તે તે વિષયો ઉપર વિદ્વાનો તરફથી યુનિવર્સિટિને અંગે ભાષણો મળવાં જોઇએ. ત્રીજુ સાધન, મિ· વાછા બતાવે છે તેમ, વર્નાક્યુલર યુનિવર્સિટિ સ્થાપવાનું છે. ચોથું, એનો એક સ્વતન્ત્ર વિષય યુનિવર્સિટિમાં સ્વીકારવાનું છે, જે સૂચના લૉર્ડરેની હતી, અને જે વિષે મદ્રાસ યુનિવર્સિટિમાં રીતસર વિચાર ચાલે છે. આ સર્વ વા એમાંથી જે જે યોગ્ય લાગે તે તે ઉપાયો યોજવાનું કામ કૉનફરન્સથી નક્કી કરવાનું છે. શાલોપયોગી પુસ્તકો રચાવવામાં દ્રવ્યની જરૂર પડશે જ. પણ આ કાર્ય બ્રિટિશ અને દેશી રાજ્યો ઉભયને લાભકારક હોવાથી દેશી રાજ્યો પણ એમાં દ્રવ્યની મદદ આપશે, અને આપવી જોઇએ. હાલ પણ કેટલાંક રાજ્યો તરફથી એવી મદદ લેખકોને મળે છે—પરંતુ ઉક્ત હેતુ નિર્ણીત થતાં એ વધારે રીતસર અપાશે.

આ પ્રમાણે દિ૦ મણિભાઇની સૂચનાઓ છે. આવાં સ્વતઃસિદ્ધ સત્યો ઉપર અમારે એજ્યુકેશનના 'થિઅરીઓ' લાવી વિશેષ વિવેચન કરવું એ મિથ્યા પાંડિત્ય પ્રદર્શન કરવા જેવું છે. એમણે વિચારેલા પ્રશ્નો ઉપર જેમણે કાંઇ પણ શાન્ત વિચાર કર્યો હશે તેઓ ભાગ્યે જ એમની સાથે, ઘણે અંશે મળ્યા વિના રહેશે. (૧) માતૃભાષાદ્વારા અપાએલું જ્ઞાન જ છોકરાંઓના હૃદયમાં જોઇએ તેવું ઉતરી શકે છે એ સર્વ દેશમાં સ્વીકારાતા સત્યનું ઉલ્લંઘન આજ પર્યન્ત કેમ થયું હશે એ જ ઘણાને તો આશ્ચર્યની વાત લાગશે. શિક્ષણશાસ્ત્ર થોડા વખતથી જ પ્રકાશ તથા બળ પામ્યું છે, અને પહેલાં પદાર્થજ્ઞાન કરતાં પદજ્ઞાન તરફ અર્થાત્ વિષયજ્ઞાન કરતાં અંગ્રેજીનું ભાષાજ્ઞાન પ્રાપ્ત કરવા તરફ સરકારી નોકરીઓ મેળવવાના ઉદ્દેશથી લોકનું વધારે લક્ષ હતું, આ બે કારણોથી વર્તમાન પદ્ધતિ ચાલી હોય એમ જણાય છે. પરંતુ એ પદ્ધતિ બદલવાનો સમય હવે સ્પષ્ટ રીતે આવી ચૂકયો છે, અને આશા રહે છે કે આ બાબત ઉપર દિ૦ બ૦ મણિભાઇના આ લેખને પરિણામે યોગ્ય ફેરફાર કરવામા આવશે આપણા ડાયરેક્ટર ઑફ પબ્લિક ઇન્સ્ટ્રક્શન એમ કહે છે કે અંગ્રેજી ચોથા ધોરણમા પણ વસ્તુતઃ રિવાજ તો માતૃભાષાદ્વારા જ શિક્ષણ આપવાનો છે. એના ઉત્તરમા સહજ કહી શકાશે કે જે વાત આચારમાં સ્વીકારાય છે તે જ વિચારમાં સ્વીકારાય તો અધિક લાભ થવા સંભવ છે—અર્થાત, સ્થાપેલા નિયમના ઉલ્લંઘનરૂપે એ રિવાજ ચાલે છે તે કરતાં એ રિવાજને જ નિયમરૂપે સ્વીકારવાથી શિક્ષકો આ કાર્ય તરફ, એટલે માતૃભાષાદ્વારા શિક્ષણ આપવા તરફ, વધારે સારી રીતે પ્રવર્તશે. (૨) અંગ્રેજીનું ભાષાજ્ઞાન કેટલી ઉમ્મરે આરંભવુ એ બીજા પ્રશ્નના સંબંધમાં અમે દિલગીર છિએ કે અમારો મત દિ૦ બ૦ ની સાથે સંપૂર્ણ રીતે મળતો આવતો નથી.* પરભાષાનું જ્ઞાન માતૃભાષાના જ્ઞાન ઉપર રચાવુ જોઇએ એ ખરી વાત છે, પરંતુ સાત વર્ષમાં હાલ જેટલું જ્ઞાન અપાય છે તેટલુ જ જ્ઞાન આપવાનું કાયમ રાખવું હોય—અને કાયમ રાખવું એમ દિ૦ બ૦ ની ઇચ્છા જણાયછે—તો અંગ્રેજી ભાષાજ્ઞાન બે વર્ષ દૂર ખસેડવાની સાથે એ બે વર્ષમાં માતૃભાષાદ્વારા કેટલુંક વિષયજ્ઞાન દાખલ કરવું પડશે, એટલે અમે ધારીએ છીએ કે પરિણામ એ આવશે કે જે વિષયો હાલ વધારે મ્હોટી વયે શિખવાયછે તે ન્હાની ઉમ્મરે શીખવાશે, અને એ વિષયો કઠિન હોવાથી એનું ગ્રહણ કરવા માટે બુદ્ધિ પરિપક્વ નહિ થઇ હોય એમ ભય રહે છે. પરંતુ આ બાબત દિ૦ બ૦ મણિભાઇ સૂચવે છે તેમ એક 'કૉન્ફરન્સ' મેળવી વિચાર કરવાની, અને ચાલતાં ધોરણોનાં પૂર્ણ સ્વતન્ત્રતાથી જ્યાં જ્યાં ફેરફાર કરવો ઉચિત લાગે ત્યાં ત્યાં તે કરવાની જરૂર છે. હાલ અપાતા જ્ઞાનમાં કેટલુંક તદ્દન નિરુપયોગી હશે તે કાઢી નાંખવામાં પણ સંકોચ થવો ન જોઇએ. (૩) દિ૦ બ૦ મણિભાઇએ વિચારેલો ત્રીજો પ્રશ્ન સૌથી વધારે અગત્યનો છે, અને અમને અત્યન્ત આનન્દ થાય છે કે એમાં એમની સાથે અમે અક્ષરશઃ મળીએ છીએ. આ વિષયનું નિરૂપણ એમણે બહુ વિસ્તાર સાથે, અનેક વિદ્વાનોનાં પ્રમાણ ટાંકી, અને દેશાભિમાનથી ભરેલા હૃદયપૂર્વક કર્યું છે અને અમને નિશ્ચય છે કે લૉર્ડ કર્ઝનની વાઇસરૉયલ્ટિમાં આ વિ-

---

* I do not think that as a rule it would be desirable to defer the *study of English* to so late a point, but there can be no doubt that its use *as a medium of instruction* should be deferred in regard to several subjects. Dr. Mackichan.

પય ઉપર પુષ્કલ લક્ષ દેવામાં આવશે. ચાલુ દેશી ભાષાની અભિવૃદ્ધિ, અને વેપાર, હુન્નર ખેતીવાડીના જ્ઞાનનો કેળવણીમાં પ્રવેશ, એ બે પ્રકૃત પ્રશ્નના વિભાગ છે—અને આ બને વિભાગપરત્વે લૉર્ડ કર્ઝનનું વલણ સ્પષ્ટ રીતે દિ૦ બ૦ ની સૂચનાને અનુસરતું છે. 'ઇન્ડિઆગવર્મેન્ટ'ના કેળવણી સંબન્ધી હમણાં જ થોડા વખત ઉપર પ્રસિદ્ધ થએલા ઠરાવમાં પ્રચલિત દેશીભાષાને ઉત્તેજન આપવા લોકલ ગવર્મેન્ટને બહુ આગ્રહ કર્યો છે, અને અમે આ લખીએ છિએ તેવામાં જ એક અત્યન્ત હર્ષની વાત એ પ્રસિદ્ધ થઇ છે કે મિ. ટાટાની "યુનિવર્સિટિ ઑફ્ રિસર્ચ" ને ઇન્ડિઆગવર્મેન્ટ તરફથી અનુમોદન, ઉત્તેજન, અને સર્વ પ્રકારની સગવડ કરી આપવાને વચન આપવામાં આવ્યુ છે આ સર્વ દિવાન બહાદુરના લેખનું પરિણામ છે એમ જોકે કહી શકાતુ નથી, તથાપિ એમના લેખની પ્રસિદ્ધિ પછી થોડા જ સમયમાં એમાં દર્શાવેલા વિચારો અમલમાં આવવાનો આરંભ થઇ જાય એ એમને થોડા સંતોષની વાત ન હોવી જોઇએ

દિવાન બહાદુર મણિભાઇએ સ્ત્રીકેળવણી ઉપર, અને શિક્ષણમાં વર્તમાન દેશી ભાષાના સ્થાન ઉપર, એમ બે લેખો પ્રસિદ્ધ કરીને સ્વદેશહિત-ચિન્તકોને એમના કાર્યમાં અનુભવ સાહાય્ય આપ્યુ છે, અને અમે આશા રાખીએ છિએ કે તેઓ રાજકીય અને×ધાર્મિક વિષયોમાં એવા જ બીજા બે લેખ પ્રસિદ્ધ કરીને જનહિતના આધારભૂત ચાર પાદ સંપૂર્ણ કરી આપશે એમના લેખોની ખાસ ઉપયોગિતા એમણે કરેલા અનેક માનનીય મતોના સંગ્રહમાં છે—અને અમે જે બીજા બે લેખોની માગણી કરીએ તેમાં પણ અમે એવો જ સંગ્રહ—સુભાષિતાવલિ—ઇચ્છીએ છીએ અમે કેટલેક સ્થળે એમ કહેવાતું સાંભળ્યું છે કે આ લેખમાં નવીન કાંઇ નથી! ઘણાંક સત્યો નવીન હોતાં નથી, માટે જ સત્ય હોય છે. અનેક વિદ્વાનોએ એક જ મત પ્રદર્શિત કર્યો છે, માટે જ એ મત શીઘ્ર આચારમાં આવવો જોઇએ એમ દિવાન બહાદુરનો આગ્રહ છે વર્નાક્યુલર સોસાઇટીઓ, વર્નાક્યુલર પત્રોના તન્ત્રીઓ, તથા વર્નાક્યુલરના પ્રતિષ્ઠિત વિદ્વાનો અને લેખકો—સર્વ તરફથી એકે અવાજે દિવાન બહાદુરને પુષ્ટિ મળવી જોઇએ કેમકે એમ થયા વિના ત્વરિત ફલસિદ્ધિ થવી કઠિન છે.*

---

## ૨૭. "આનન્દનન્દન" નો પ્રતિજ્ઞા સંબન્ધી મળેલાં ચર્ચાપત્રો.

### (૧)

મહેરબાન 'સુદર્શન'ના તંત્રી

સાહેબ.

વિ. વિ. 'આનન્દનન્દન' ની પરભાષાના શબ્દોની પ્રતિજ્ઞાનો અર્થ હું એમ સ-

---

× આ વિષયમાં એમનો અભ્યાસ છે કે કેમ એ અમારા જાણવામાં નથી.

* અત્રે અમે એટલું ઉમેરવાની છૂટ લઇશું કે વર્નાક્યુલરના પ્રકૃત પ્રશ્નને યુનિવર્સિટિના 'વર્નાક્યુલર પ્રશ્ન'થી પૃથક્ રાખવા માટે કેટલાંક કારણો છે, તથાપિ આ સુધારા કરતાં કૉલેજમાં વર્નાક્યુલર દાખલ કરવાનો સુધારો જરા પણ ઓછા મહત્ત્વનો નથી—એટલું જ નહિ, પણ વર્નાક્યુલર સાહિત્ય ખીલવવા માટે તો તેમ કરવાની અધિક આવશ્યકતા છે એમાં સંશય નથી.

મગુર્ણું કે ફારસી, અરબી, અંગ્રેજી, પોર્ટુગીઝ, ફ્રેંચ વગેરે કોઇપણ હિન્દુસ્તાન બ્હારની ભાષાના શબ્દો પોતાની કૃતિમાં નથી આવતા. તો હેમના નોવ્હેમ્બર માસના સુદર્શનમાં આવેલા કાવ્યમાં નીચે પ્રમાણે બે શબ્દો હેમની પ્રતિજ્ઞા તોડાવનારા જણાય છે એમ ધાર્યું:—

(૧) સાબુ—આ શબ્દ સંસ્કૃતમાંથી આવ્યો જાણ્યો નથી. દેશ્ય પણ ભાગ્યે હશે. ફ્રેંચ કે પોર્ટુગીઝમાંથી આવ્યાનો સંભવ લાગે છે તે શોધ કર્યાથી જણાશે.

(૨) લાલ—આ શબ્દ તો ફારસી છે, અને ઘણુંકરીને આરબી ઉપરથી ફારસીમાં આવ્યો છે. આ શબ્દ માટે સંસ્કૃત કોશમાંથી ગોધી કાઢવાનાં ફાંફાં વ્યર્થ જશે એમ લાગેછે. એ યાદ રાખવું કે પરભાષાનો શબ્દ હોઇને સંસ્કૃતમાં પણ પછીના વખતમાં દાખલ થયો હોય તો તે સંસ્કૃત ગણાય નહિ.નહિંતો એ રીતે તો પછી, કલેક્ટર, ઇનસાફ, મુસાફરી-એ શબ્દો અંગ્રેજી ફારસી નહિં પણ ગુજરાતી છે એમ કહેવાને પણ બાધ નહિ રહે આનન્દનન્દનની પ્રતિજ્ઞામાં કાંઇપણ સાર હોય તો પરભાષામાંથી સ્વીકારાયેલા શબ્દ પણ ત્યાજ્ય હોવા જોઇએ-હેમને મતે.

નાસિક
તા ૯-૧૧-૯૯

એજ વિનંતિ

લિ. નરસિંહરાવ ભોળાનાથ.

(૨)

“સુદર્શન”ના તંત્રી

સાહેબ.

વિ. વિ. ‘આનન્દનન્દન’ ના પદ્યમાં ‘લાલ’ તથા ‘સાબુ’ એ શબ્દો હેમની પ્રતિજ્ઞાભંજક છે તે વિશે મ્હેં મોકલેલા પત્રની પૂરવણીમાં રા. જીવાભાઇ ભીમાભાઈ મહેતા બી એ એલ્ફિંન્સ્ટન હાઇસ્કૂલના આસિસ્ટંટ માસ્તરે મ્હને આપેલી નીચેની માહિતી મહત્ત્વની ધારી ઉમેરૂં છું આ સ્થળે એ મિત્રનો ઉપકાર પણ પ્રસિદ્ધ રીતે માનવો એ કર્તવ્ય છે:—

(૧.) ‘લાલ’—આ શબ્દ બે રીતે લખાય છે લામ, અલિફ, લામ; અને લામ, ઐન, લામ; એ ફારસી શબ્દ છે. હેનો પ્રથમ અર્થ ‘માણેક’ છે અને પછી અર્થ ‘રાતું’ છે. અલિફવાળા લાલ’ શબ્દનો અર્થ ‘રાતું’ તેમ જ ‘મૂગું’ થાય છે

(૨.) 'સાબુ'—આ શબ્દની વ્યુત્પત્તિ અનેક ભાષામાંથી કદાચ છે. આપણી ભાષામાં કિયે માર્ગે એ શબ્દ આવ્યો તે કહી સકાતું નથી.*, લેટિન—Sapo=અંગ્રેજી Soap-મૂળ Sebum=tallow ઉપરથી થયેલો. ફ્રેંચ *Savon*; અને અરબી 'સાબુન' (સ્વાદ+અલિફ+બે+વાવ+નૂન)-છે.

પ્લાઇની સર્વથી પ્રથમ આ શબ્દનો ઉપયોગ કરતો જણાય છે. પોમ્પીઆઇ શહેરનાં પ્રાચીન ખન્ડેરમાંથી સાબુનાં કારખાનાં નીકળેલાં જણાયાં છે. આપણા દેશમાં શી રીતે ઉત્પત્તિ થઇ તે કહી સકાતું નથી.

આ ઉપરથી દુરાગ્રહહીન સુજ્ઞ વાચકની ખાતરી થશે કે બંને શબ્દો ફારસી, અરબી વગેરે સંસ્કૃતપૂજકોને અભાવનારી ભાષામાંથી આવ્યા છે.

નરસિંહરાવ ભોળાનાથ.

નાસિક જિલ્લો.
તા. ૨૬-૧૧-૯૯.

(૩)

રા. રા. સુદર્શનના તંત્રીની સેવામાં

મુ. અમદાવાદ

વિ. વિ કે આપની દ્વારા પ્રગટતા માસિક સુદર્શનના ૧૮૯૯ના નવેમ્બરના અંકમાં રા આનન્દનન્દનની કવિતામાં નીચે પ્રમાણે ફારસી શબ્દો છે.

ફારસી અથવા અરબી શબ્દો.

(૧) રંજ—ક્રિયાપદ રંજીદનનું Imperative રૂપ 'રંજ' છે. રંજ=દિલગીરી—દુઃખ-(ફારસી)

(૨) સાબુ—સાબૂન શબ્દ (જેની જોડણી સ્વાદ, અલેફ, બે, વાવ, નૂન, છે)નું અપભ્રંશ છે 'સાબૂન'-સાબુ (અરબી)

(૩) લાલ—શબ્દ 'લાલ' (જેની જોડણી લામ, અલેફ, લામ છે)છે. 'લાલ'-રક્ત (ફારસી)
સૂચના—આ શબ્દ 'લાલ' (જેની જોડણી લામ, આઇન, લામ, છે ને જેનો અર્થ માણેક, એક જાતનું ગુલાબનું ફુલ, પ્રવાલ, ઓષ્ઠ ઇત્યાદિ થાય છે). નથી. આ 'લાલ' પણ ફારસી શબ્દ છે

(૪) પણ—ફારસી શબ્દ 'પન' (પેન્નૂન)નું અપભ્રંશ છે.

---

* 'સાબૂ' એ રૂપ અરબી 'સાબૂન'ને વિશેષ મળતું આવે છે; તેમ જ કપડવણજમાં ઉદ્યોગ સાબૂનો વ્હોરા લોકોનો પ્રસિદ્ધ છે, વગેરે કારણથી અટકળ થાય છે કે અરબીમાંથી 'સાબૂ' શબ્દ ગુજરાતીમાં આવ્યો હશે ફ્રેંચ શબ્દનો ઉચ્ચાર પણ "સાવ્હં"છે. ન. ભો.

(૫) દીવાલું—ગુજરાતી દેવું ( Debt ) માંથી નીકળ્યો છે. દેવું (Debt) દેવું (To give) માંથી નીકળ્યો છે. દેવું ( To give ) 'દે'માંથી નીકળ્યો છે આ શબ્દ 'દે' ફારસી ક્રિયાપદ 'દાદન' (આપવું) નું Imperative રૂપ છે.

નીચેના શબ્દો ફારસી અગર અરબીમાંથી નીકળ્યા હશે એમ સંભવ છે.

(૧) કુંજ—સંસ્કૃત શબ્દ કુંજનો અર્થ વિહાર વાટિકા, વિશ્રાન્તિગૃહ ઈત્યાદિ છે. 'કુંજ' શબ્દનો ઉદ્ગાર કંઇક સુખના વિચાર જોડે જોડાયલો છે, માટે "ક્લેશના કુંજમાં" માંનો શબ્દ 'કુંજ' સંસ્કૃત હોય એમ સંભવતું નથી. ફારસી શબ્દ કુંજનો અર્થ કોણ–ખુણો થાય છે ક્લેશના કુંજમાં હોઇએ છે માટે ક્લેશમાંથી નીકળતાં ઘણી જ મુસીબત પડે.

(૨) આવ—ફારસી ક્રિયાપદ 'આમદન' (આવવું) ના Imperative રૂપ 'આય'નું અપભ્રંશ હશે.

(૩) તું—ફારસી બીજા પુરુષના સર્વનામ 'તું'નું રૂપ છે એમ લાગે છે.

(૪) વેલી—ગુજરાતી 'વહેલું 'ફારસી' પહેલું'માંથી નીકળ્યો છે.

ફારસી શબ્દ ( હીન્દુસ્થાનીમાં થઇને )

(૧) બનજે—હીન્દુસ્થાની શબ્દ ક્રિયાપદ "બનના" અથવા નામ "બનાવ" માંથી ગુજરાતીમાં આવ્યું છે. હીન્દુસ્થાની શબ્દ "બનના" ફારસી ક્રિયાપદ બુદન (બનવું–થવું) ના Imperative રૂપ 'બવ' ઉપરથી નીકળ્યું છે.

સૂચના—હીન્દુસ્થાની એટલે ખડી ઉરદુ ભાષા.

એજ. તસદી માફ કરશો.

લી.

સેવક

ચમનલાલ આદીતરામના

સાષ્ટાંગ દંડવત્ પ્રણામ.

આ શિવાય બીજા પણ કેટલાક પત્રો અમારા ઉપર આવ્યા છે, જેનો અમે નીચે સાર આપીએ છીએ —

એલ—એલે (મિ યાકુબ ગુલમહમુદ સુ લાઠી)

લાલ, રોટી, સાબુ, (રા પોપટભાઈ અંબાશંકર. જામનગર)

લાલ, દીવાલું, સાબુ. (રા ઉન્જમશી માનસંગ)

અમારે જણાવવું જોઇએ કે રા. આનન્દનન્દનનો શબ્દ "સાબુ" નહિ પણ "સાળુ" હતો—જે ચમત્કારી ભૂલ માટે અમે અમારી જવાબદારી સ્વીકારીએ છીએ ભૂલ સહજ થઇ જાય એવી છે એ રા આનન્દનન્દનની પંક્તિ વાંચતા જણાશે ઉપરના શબ્દો માટે રા આનન્દનન્દનનો શો ઉત્તર છે એ જાણ્યા પછી અમે અમારો અભિપ્રાય દર્શાવીશું

તન્ત્રી.

---

## મૂર્ખ અને જ્ઞાની વચ્ચે સમાનતા !

આપણામા એક સાધારણ લોકોક્તિ છે કે મૂર્ખ અને જ્ઞાની બન્ને સમાન છે આ વિચાર સમજવા જેવો છે

૧ અજ્ઞાનીની દૃષ્ટિએ દેહથી અતિરિક્ત 'આત્મા' એવો પદાર્થ જ નથી જ્ઞાનનો ઉદય થતા, સમજાય છે કે દેહ જે દૃશ્ય છે તે દ્રષ્ટા—એટલે 'આત્મા'—ન હોઇ શકે આ રીતે જડ અને ચિત્તનું દ્વૈત સમજવું એ આરંભના અવિવેકરૂપ અદ્વૈત જ્ઞાન કરતાં ચઢતી સ્થિતી છે સાર પછીની સ્થિતિમા સમજાયછે કે જડ એવો વસ્તુત પદાર્થ જ નથી આ રીતે અદ્વૈતમાંથી દ્વૈત અને દ્વૈતમાથી પુન અદ્વૈત એમ જ્ઞાનનો ક્રમ છે

૨ પરમાત્માના સમ્બન્ધમા પણ આ રીતે જ છે અજ્ઞાની મનુષ્ય જગતથી પર કોઇ પદાર્થનું અસ્તિત્વ સમજતો જ નથી જ્ઞાનોદય થતા જગત થકી પર પદાર્થનું અસ્તિત્વ સ્વીકારવામા આવે છે, પરંતુ જગતમા એનો અનુભવ થતો નથી જ્ઞાનની છેવટની દશામા જગત્ પણ પરમાત્મરૂપ બનેછે આ રીતે "માત્ર જગત્" એવું અદ્વૈત, વળી "જગત્ અને પરમાત્મા" એવું દ્વૈત, છેવટે "જગત્ પણ પરમાત્મા" એવું અદ્વૈત એમ ક્રમ થાય છે

૩ કર્મ એ મનુષ્યનો સ્વાભાવિક ધર્મ છે, તે પછી જ્ઞાનનો પ્રાદુર્ભાવ થતા, કર્મની નિરર્થકતા સમજાય છે, જ્ઞાનની પરિપક્વ દશામા 'કર્મ'મા પણ 'અકર્મ' સમજતા આવડે છે અર્થાત્ પ્રથમ અવિદ્યાજન્ય પ્રવૃત્તિ, પછી જ્ઞાનજન્ય નિવૃત્તિ અને છેવટે પરમજ્ઞાનજન્ય પ્રવૃત્તિ, એમ પ્રવૃત્તિ પછી નિવૃત્તિ, અને નિવૃત્તિ પછી પુન: પ્રવૃત્તિ એમ ક્રમ ઉપજે છે.

૪ જ્ઞાનશૂન્ય ભક્તિની દશામા મનુષ્ય પરમાત્માને પ્રત્યક્ષ—મૂર્તિ વગેરેમાં—અનુભવે છે, જ્ઞાનોદય થતા પરમાત્માનું નિરાકારત્વ સમજાઈ ખોટું સામીપ્ય ઘટી જાય છે; પુન: જ્ઞાનની ચરમાવસ્થામાં અપરોક્ષતા પ્રાપ્ત થાય છે આ રીતે અપરોક્ષ, પરોક્ષ, અને પુન અપરોક્ષ જ્ઞાન એમ ક્રમ છે

ઇત્યાદિ × × × × × × × × × × × × × × × × × ×



Reg. No B.-196

# સુદર્શન.

તંત્રી
પ્રોફેસર આનંદશંકર
બાપુભાઈ ધ્રુવ, એમ. એ.
એલ. એલ બી.

(આદ્ય દ્રષ્ટા—"એક અભેદમાર્ગપ્રવાસી" બ્રહ્મનિષ્ઠ મણિલાલ નભુભાઈ).

(ધર્મ-ગૃહ-સાહિત્ય-ઇતિહાસાદિ વિદ્યા અને તત્સંબંધી વિચાર.)

---

"सत्यं परं धीमहि"—भागवतम्.

પુસ્તક ૧૫. અંક ૪. ] ( માસિક ) [ જાનેવારી, ૧૯૦૦.

વિષયાનુક્રમ. પૃષ્ઠ



---

અમદાવાદ.
ધી અમદાવાદ યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ, કંપની લીમીટેડ.

## પુસ્તકોની પહોંચ.

નીચેનાં પુસ્તકોની પહોંચ અમે ઉપકાર સાથે સ્વીકારીએ છીએ. સ્થલસંકોચ રહે છે એ આ અંક ઉપરથી જ સમજાશે. પરંતુ ગ્રન્થાવલોકન એ સાહિત્યસેવા તન્ત્રીનું મહત્વનું કર્તવ્ય છે, અને હવે ટુંક મુદતમાં આ સર્વ લેખોનું અવલોકન આપવાની અમે આશા રાખીએ છીએ.

૧ પ્રાચીન આર્યાવર્ત.
૨ ધર્માઘ્યાસનનું કેન્દ્ર.
૩ એક દેવીનો આત્મવૃત્તાન્ત.
૪ જુલિયસ સીઝર.
૫ શ્રી પરમપદબોધિની.
૬ ચન્દ્રાનના.
૭ સુન્દરી અથવા મેવાડીઆઓની મહત્તા.
૮ વૈદેહીવિજય.
૯ સુમનગુચ્છ.
૧૦ સ્વર્ગ અને નરક.
૧૧ વિચારસાગર ( ગુજરાતી ભાષાન્તર ) તથા વેદાન્તવિચાર.
૧૨ સદુપદેશશ્રેણી. અંક ૨ જો.
૧૩ ઘરનું રસાયન.

---

## સુધારો.

પૃ. ૯૧ મે રા. કાન્તના કાવ્યમાં 'ક્રાન્તો' ને ઠેકાણે 'ક્રાન્ત્યો' વાંચવું.

---

## ચર્ચાપત્ર.

રા. આનન્દનન્દન તરફથી જવાબ આવી ગયો છે, તે આવતા અંકમાં પ્રસિદ્ધ

---

ત્વરિત બહાર પડશે.

# શ્રી સૂર્યકાન્ત

અથવા

## નિજવિચારસંક્ષેપ.

રચનાર,

આનન્દનન્દન.

An Epitome of Self-Philosophy

BY

ANANDA-NANDANA.

જેમને જોઇએ તેમને ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીમાંથી મળશે

ઉપહાર—૩. ૦૦.




# સુદર્શન.

તન્ત્રી.
પ્રોફેસર આનંદશંકર
બાપુભાઈ ધ્રુવ. એમ એ
એલ એલ બી

( આદ્ય દ્રષ્ટા—' એક અભેદમાર્ગપ્રવાસી ' બ્રહ્મનિષ્ઠ મણિલાલ નભુભાઈ ).

( ધર્મ-ગૃહ-સાહિત્ય-ઇતિહાસાદિ વિદ્યા અને તત્સંબંધી વિચાર. )

" सत्यं परं धीमहि "—भागवतम्.

પુસ્તક ૧૫. અંક ૪. ] ( માસિક ) [ જાનેવારી, ૧૯૦૦.


## નવીન વર્ષ.

( મળેલુ )

તોટક.

કમળે ભમરો ધરિ પ્રેમ ધસે,
શશિ નિરખિ કુમુદ-મુખ હસે,
નદિ સિન્ધુ ભણી વહતી મતતે,
ધરજો પ્રિતિ તે સમ રોજ તમે ૧

કદિ આફત વાદળ શિર પડે,
કદિ મિત્ર વિયોગનુ દુઃખ નડે;
કદિ સંપત જાય બધીય ભલે,
પણ સત્ય સદા ધરજો હૃદયે ૨

લહરી કદિ સ્મિત કરતિ ઔણી,
શુભ ઉર્મિ ગ્રહિ મધુરી નદીની;
સ્મિત તેજ તમે હૃદયે ભરજો,
ચિરકાલ સદા સુખમા ફરજો. ૩

નવલો ફુલડાની સુવાસ ગ્રહી,
પ્રસરે જ્યમ વાયુ વસંત મહીં;
ત્યમ નિતિ તણીજ સુગંધ લઈ,
સુખિ રો' જન ગંડળ માંહીં ફરી. ૪

અંબાલાલ માણેકલાલ.

# સનમની શોધ.

( મળેલું )

### ગઝલ.

પેદા થયો છું ઢુંઢવા તુંને—સનમ !
ઉમર ગુઝારી ઢુંઢતા તુંને—સનમ !
છે દુશ્મનો લાખો ભુલાવા રાહને,
દુશ્મન બનાવી યાર અજાયો—સનમ !

ગફલતમહીં છું, ઝાલિમો કાબીલ એ,
જુદાઇ યારોની, મજા એને—સનમ !
જે રાહદારીમાં હમોને લૂટતું
ઉમેદ બર આવો નહીં એની—સનમ !

તારી મદદ કોને હશે, માલુમ નહીં,
શું યારના દુશ્મનસહે યારી ? સનમ !
પાચે નમાઝે ઝુકતાં તારે કદમ
આડા ફરે છે બે ખુદાઓ એ—સનમ !

છો દમબદમ ખંજર રમે તારૂં દિલે,
કાફર તણું કાતીલ ખેંચી લે—સનમ !
તું માફ કર—દિલદાર—દેવાદાર છું,
છે માફ દેવાદારને મ્હારા—સનમ !

કાંઇ નઝરબક્ષી થવી લાઝિમ તને,
ગુઝરાનનો ટુકડો ઘટે દેવો—સનમ !
પેદા થઇને ના સુખી તારી વિના,
પેદા થયોછું મોતમાં જાણે—સનમ !

શાને કસેછે સુફત આ લાચારને ?
દાવો સુનાનો છે હમારો ના—સનમ !
પત્થર બની પેદા થયોછું પ્હાડમાં,
છું ચાહનારો એપ ઘુચી છું—સનમ !

કલાપી.

## વ્હાલાંને.

( ગઝલ. )

વ્હાલાં—ઉર જાગ્યાને પાજો,
પોતાંને ગાજો ને રહાજો;
ગાતાંને, રહાતાંને ન્હાજો,
ન્હાજો વ્હાલાં વ્હાલાંને.

વ્હાલાંમાંથી વ્હાલાં આવે,
વ્હાલું તે દેવાને લાવે:
વ્હાલું લઈ વ્હાલું સૌ દેજો,
વ્હાલાં—વ્હાલાંને

જાગ્યાં તો એ જાશે છોડી,
*પ્રેમાની કરજો ના ચોરી;*
હૈયાનું દેજો સૌ છોડી,
એ તો—વ્હાલાં—વ્હાલાંને.

જેમાંથી જે તે પોતે તે,
વ્હાલાનાં વ્હાલાંઓ જે છે,
એવાને હૈયામાં લેજો,
*—વ્હાલાં—વ્હાલાંને.*

**કલાપી.**

---

## એક પ્રાર્થના.

*(મળેલું).*

( અંજની ગીતનો રાહ. )

ભૂખે જે બાખર ના ખાધો:
તરસે જે આસવ ના પીધો·
છોડી તે, સેવક સ્વામીનો—
શબ્દ સુણી આવ્યો:

હાવાં તવ બાખર છે લીધો:
દેવોનો દ્રાક્ષાસવ પીધો·
દુનિયાએ છો અળગો કીધો:
સ્વામી, સાચવજો !

કાન્ત

---

# અલક્ષ્યનાં સ્વરૂપાનંદ.

( ભજન. )

ઘોર નિશાના આ અંધકારે,
પ્રકટ થયો દિવ્ય જ્યોતિ શો મન ?
શોકની છાયા ઉપર રમતો,
આ પરમાનંદ પ્રકાશ શો મન ?

રોમે રોમે રસો ઉભરાઇ,
હર્ષ અપૂર્વ અનન્ય શો મન ?
ભેદ અનેક અભેદે સમાયા,
સર્વમયતા સુરંગ શો મન ?

વ્યક્ત અવ્યક્તપણે દરસાયો,
એક અનેકનો ભેદ શો મન ?
હું એ આત્મા, વિશ્વે આત્મા,
આત્મા સકલ વિલાસ શો મન ?

જડ ચૈતન્ય પાષાણ પ્રાણી,
નામ રૂપનો તે મોહ શો મન ?
મિથ્યા જગતે બ્રહ્મ પ્રતીતિ,
વ્યવહારે પુરૂષાર્થ શો મન ?

શાંતિ સમાધાન પામી વિરામો,
બ્રહ્મરૂપતાનો લોભ શો મન ?
ઉત્તમ સ્થાન આ અહીંજ પમાયું,
જન્માન્તરનો કહે બંધ શો મન ?

ઉત્પત્તિને સ્થિતિ લય એકે,
અનન્યે અન્યનો શોધ શો મન ?
એકજ લક્ષ્યથી યત્ન કરંતા,
જાગી રહ્યા આ અલક્ષ્ય શો મન ?

મન વાણીની પ્હોંચે ગતિ ના,
હૃદય ગ્રહે આનંદ શો મન ?
જાણે અનુભવી જ્ઞાની સુધા એ,
અન્યને તે સ્વાદ શો મન ?

પ્રભાકર.

# કેળવણી.

## (બ્રહ્મવિદ્યાસંમત.)

### (મળેલું.)

(અનુસંધાન પૃષ્ઠ ૬૭ થી.)

પણ એ ઉપરાંત વળી બીજી એક પદ્ધતિ પણ છે. એથી વિદ્યાર્થીની આંતરશક્તિ બહુ સતેજ થાય છે. એ પ્રમાણે શિખવવા કાંઈ પણ નિયમો આગળથી સમજાવી રાખવામાં આવતા નથી. જ્યારે કોઈ નવો હિસાબ ગણવામાં આવે છે ત્યારે સામાન્ય મૂલ નિયમોને અનુસાર તે ગણવાનું કહેવામાં આવે છે, અને તે ગણવામાં શિક્ષક પોતાના વર્ગને કાંઇ કાંઈ મદદ કરતો ચાલે છે. વળી એ નવો હિસાબ ગણવામાં જો કોઈ નવા જ શબ્દો વાપરવાની જરૂર પડે છે તો શબ્દો શિક્ષક પ્રથમથી જ પોતાના વર્ગને સમજાવી મૂકે છે. એમ કર્યા પછી શિક્ષક પોતે જ તે હિસાબ ગણે છે. આંકડા પોતે માંડે છે પણ શરૂઆત કેમ કરવી, આગળ કેમ ચાલવું, અને તે શામાટે વિગેરેના સવાલ પોતાની વર્ગના વિદ્યાર્થીઓને પૂછી પૂછી, તે દાખલો તેમની જ પાસે ગણાવે છે, અમુક પદ શામાટે છે તે મૂક્યું, આદિ બધા જવાબ વિદ્યાર્થીઓને જ આપવા પડે છે. આથી અવલોકન શક્તિ અને તર્ક શક્તિ એ બેઉનો વિકાસ થવાનો બહુ અવકાશ મળે છે. આ પદ્ધતિ પ્રમાણે શિખવવાને વખત બહુ જોઇએ છીએ અને શ્રમ જરા વિશેષ લેવો પડે છે એ ખરૂં છે પણ એમ જે સમજાય છે તે ફરી ભૂલાતું નથી. આમ કરતાં કરતાં વિદ્યાર્થી જ્યારે પોતાની મેળે જ તેવા હિસાબ કરી શકે એવી સ્થિતિમાં આવે છે, કે તરત જ જે નિયમને આધારે તે દાખલો થાય છે તે નિયમ પણ તેમને સમજાય છે. જો એ નિયમ એમ તેમનાથી પોતાની મેળે જ ન સમજાય તો સહજ મદદ વડે તેઓ તે તરત સમજી શકે છે. આમ થયા પછી તેઓ એવા બીજા હિસાબ જરા ટુંકી રીતે કરી શકશે. નવા નિયમ આવી રીતે શીખવવાથી જે શીખવવાનું હોય છે તેનો ઉપયોગ કરતાં શીખાય છે અને સિદ્ધાન્તપૂર્વક અનુમાન કરવાની શક્તિ પણ વિશેષ ખીલે છે.

આ બીજી પદ્ધતિમાં શિક્ષકને જરા તસ્દી વિશેષ લેવી પડે છે, અને તેને પોતાના વિષયપર જરા વિશેષ ધ્યાન આપવું પડે છે તેમ જ વિદ્યાર્થીઓપર પણ વધારે નજર રાખવી પડે છે એ વાત ખરી છે; પણ પહેલી પદ્ધતિવડે સ્મરણશક્તિ જ વિશેષ કેળવાય છે અને આ બીજીવડે અવલોકનશક્તિ અને તર્કશક્તિ જે બહુ ઉપયોગની શક્તિઓ છે તે વિશેષ કેળવાઈ તેમાંથી જ સ્મરણશક્તિ પણ જરૂર જેટલી કેળવાઈ રહે છે.

શિક્ષણ અને કેલવણી એ બેમા બહુ મ્હોટો ભેદ છે. આપણા મનમાંથી કાંઈ બીજાનાં મનમાં ઉતારવું-મૂકવું તે શિક્ષણ અને જે શક્તિઓ બાલકના મનમાં હોય તેને ઉદ્દીપિત કરી યોગ્ય માર્ગે દોરવવી તેનું નામ કેલવણી. એ તો સત્ય જ છે કે કેલવણી આપતાં પણ આપણામાંથી કાંઇક બાલકના મનમાં ઉતારવું જ પડે છે. પણ જેથી કરી બાલકોના મનની સ્વાભાવિક શક્તિ ઘણે અંશે કેળવાય તે ખરી કેલવણી છે. આ કેળવાયલી શક્તિઓ બાલકોને જન્મોજન્મ ઉપયોગમાં આવે છે; પણ જે કાંઈ તેઓ માત્ર યાદ જ રાખે છે તે કાંઈ એવી રીતે ઉપયોગમાં આવતું નથી. આટલા માટે શિક્ષણ કરતાં કેલવણી બહુ ઉપયોગની છે શિક્ષણનો જે ભાગ મનને કેળવાવવામાં ઉપયોગી થઈ પડતો

નથી તે અનિત્ય છે, જન્મોજન્મના ઉપયોગમાં આવતો નથી,

કેલવણી આપવામાં જે શિક્ષણપદ્ધતિ વાપરવી જરૂરની છે તેનો વિચાર કરતાં પ-રીક્ષણ પદ્ધતિનો પણ વિચાર કરવાની જરૂર છે. કારણ કે શિક્ષણ અને પરીક્ષા એ બેને બહુ થાડો સંબંધ છે. આજના શિક્ષણનો પ્રકાર એવો છે કે તેથી શિક્ષક અને શિષ્ય બે-ઊને બહુ હાનિ થાય છે. પરીક્ષણ પદ્ધતિ સુધાર્યા વિના કેલવણીનો પ્રકાર સુધરી શકે નહિ. જેમ શિક્ષણના બે ક્રમછે તેમ પરીક્ષાના પણ બે ક્રમછે; અને પરીક્ષા માટે તૈયાર કરવાના પણ બે ક્રમ છે. આજના શિક્ષણમાં જે ખામી છે તેની જવાબદારી ઘણે અંશે પરીક્ષકોને માથેછે. ઘણા પરીક્ષકો પોતાનો ધર્મ જ સમજતા નથી; અને જેઓ એ સમજતા હશે તેઓ એ ધર્મ બરાબર બજાવવા માટે જરૂર જેટલી તસ્દી લેવાને રાજી નથી.પરીક્ષકો સવાલ જ એવા પૂછે છે કે જેની માત્ર સ્મરણ શક્તી સારી હોય તેનાથી જ તેના જવાબ આપી શકાય;એથી પુસ્તકોના ઉપલક અભ્યાસ કર્યો હોય તો પણ સહેલથી પાસ થઇ શકાય છે. જ્યાં સુધી પરીક્ષણપદ્ધતિ આવી રહે ત્યાં સુધી સાધારણ શિક્ષક વર્ગ ચાલુ શિક્ષણપદ્ધતિ સુધારે એવી આશા રખાય જ નહિ. હાલમા તેમને જોવાનુ એટલું જ છે કે ચાલુ પરીક્ષણપદ્ધતિ પ્રમાણે લેવાતી પરીક્ષામાં તેમના વર્ગનું પરિણામ કેટલા ટકા ઉતરે છે; જો સારી સંખ્યા પાસ ન થાય તો તેમની નોકરીને નુકસાન લાગે. ત્યારે વધારે શ્રમ લઇ પરિણામે અપયશ કોણ લે? આવી રીતનું પરીક્ષણ કેલવણીની ચાલુ પદ્ધતિનું એક મ્હોટું દૂષણ છે. એટલું છતાં, સારે ભાગ્યે કેટલાક એવા પરીક્ષકો છે કે જેઓની પરીક્ષણપદ્ધતિ જૂદી જ છે. તેઓ એવા સવાલ પૂછે છે કે તેથી વિદ્યાર્થીઓની તર્કશક્તિ–વિચારણા શક્તિ કેટલી કેળવાઇ છે તે સમજાય; કારણ કે એવા સવાલના જવાબ દેવામાં વાંચેલા પુસ્તકના જ્ઞાન હોવા ઉપરાંત કેટલીક શક્તિઓ ખીલેલી હોવાની જરૂર છે; કારણ કે વાંચેલાં પુસ્તકનાં જુદાં જુદાં પ્રકરણો અથવા વિષયોનું અનુસંધાન કરી શકવાની શકિતની એમાં વિશેષ જરૂર પડે છે. આવી પરીક્ષામાં માત્ર પોપટીઆ જ્ઞાનવાળા ભાગ્યે જ પાસ થઇ શકે; કારણ કે આવી પરીક્ષામાં પાસ થવા માટે માત્ર શિક્ષણ જ નહિ પણ કેલવણી લીધેલી હોવાની પણ જરૂરછે.

જે પદ્ધતિ આજ ચાલે છે તે સુધારવાના બે રસ્તા છે; એક તો કેલવણીનો ખરો ઉદ્દેશ શું છે તે શિક્ષકોને પોતાને જ સમજવાની જરૂર છે. એ માટે કાંઇ ખાસ ટ્રેઇનિંગ કોલેજ ઊઘાડવાની જરૂર નથી. દરેક મ્હોટા શેહેરમાં એક એક એવા શિક્ષક મળી આવે કે જેઓ કેલવણીનો ખરો ઉદ્દેશ સમજી તે ક્રમ પાર પાડવો તે પણ શીખવી શકે. જ્યાં જ્યાં આવા શિક્ષકો મળી આવે ત્યાં શિક્ષકોનું એક મંડલ સ્થાપી તેમાં શિક્ષણપદ્ધતિઓની ચર્ચાદ્વારા ચાલુ પદ્ધતિ સુધારી શકાય એમ છે. જેઓ ઊપર બતાવેલી કેલવણી પ્રધાન શિક્ષણપદ્ધતિ પ્રમાણે ચાલશે તેમને જણાયા વિના રહેશે નહિ કે એ પદ્ધતિ તેને પોતાને પણ લાભકારક છે. કારણ કે એ પ્રમાણે કેળવાયલા શિષ્યો ઉપર બતાવેલી બેમાંથી કોઇ પણ પ્રકારની પરીક્ષા માટે યોગ્ય રીતે તૈયાર થાય છે; અને માત્ર શિક્ષણ જ આપ્યાથી ઉપર કહેલી પહેલા પ્રકારની જ પરીક્ષામાં પાસ થઇ શકે છે.

બીજો માર્ગ એ છે કે પરીક્ષા કેવા પ્રકારની હોવી જોઇએ તે માટે પ્રસિદ્ધ ચર્ચા કરી લોકમતને ઉત્તમ પ્રકારની પરીક્ષાના પક્ષમાં લઇ લેવો જોઇએ. આની અસર પરીક્ષકો તેમ જ શિક્ષકો બે ઉપર થયા વિના રહેશે નહિ. વળી ઘણા શિક્ષકો જ પરીક્ષક નીમાયછે એટલે શિક્ષકોની પદ્ધતિ સુધર્યાથી પરીક્ષણની પદ્ધતિ પણ સુધરશે.

આપરથી સમજાશે કે, આચારમાં તેમ જ વિચારમાં પણ, શિક્ષક જેમ શ્રેષ્ઠ તેમ તેનું કાર્ય પણ ઉત્તમ થવાનું. શિક્ષકોની નિમણુક કરવામાં બહુ સંભાળ રાખવી જોઇએ. શિક્ષકોમાં માત્ર જ્ઞાન, અનુભવ અને શક્તિ હોય એટલું જ બસ નથી; પણ એ ઉપરાંત તેઓ કર્તવ્યનિષ્ઠ, સદાચારી, પોતાના કાર્યની મહત્તા જાણનાર, અને પોતાનું કાર્ય પ્રેમપૂર્વક કરનાર પણ હોવાની આવશ્યકતા છે.

ધર્મસંબંધી કેલવણીને પણ ઉપર બતાવેલા વિચાર જ લાગુ પડે છે. આપણા પોતાના આચાર વિચારના દૃષ્ટાન્ત વડે, બાલકોમાં શુદ્ધ આચાર વિચાર પ્રેરવા જોઇએ. પણ એટલું જ માત્ર બસ નથી. દરેક બાલકે પોતાના ધર્મનાં મૂલતત્વો જાણીને તે સમજવાં એ બહુ જ આવશ્યક છે. હિંદુસ્થાનમાં આજ પણ કેટલાક પાશ્ચાસ કેલવણીની કેવલ વિરૂદ્ધ હોય એમ લાગે છે; કારણ કે પાશ્ચાસ કેલવણીનો જે પ્રકાર અહીં દાખલ થયો છે તેથી માત્ર ઐહિક વિષયની કેલવણી મળે છે. આજ પૂર્વ અને પશ્ચિમ દેશો વચ્ચેનો સંબંધ એવો ધાડો થયો છે કે તેથી પાશ્ચાસ કેલવણી વિના ચાલી શકે એમ નથી. તેથી કરીને યોગ્ય એ જ છે કે ઉત્તમમાં ઉત્તમ પ્રકારની પાશ્ચાસ કેલવણીની સાથે જ પૂર્વના ધર્મોનું શિક્ષણ પણ આપવું એમ કરી શકવા માટે આપણે પોતે જ શાળાઓ કાઢવી જોઇએ અને તેમાં આપણા ધર્મ-પાળે એવા શિક્ષકોને જ રાખવા. તાત્પર્ય કે એવી શાળાના શિક્ષકો હિંદુ ધર્મ પરાયણ હોવા જોઇએ તેમ જ તેમણે પાશ્ચાસ કેલવણી પણ બહુ ઉચ્ચ પ્રકારની લીધેલી હોવી જોઇએ.

હિંદુસ્થાનમાં ધર્મ સંબંધી કેલવણી આપવામાં પ્રથમ તો એ જ અવશ્યનું છે હિંદુ ધર્મમાં જે બધી ક્રિયાઓ છે અને તેમાં જે જે ગૂઢ સંજ્ઞાઓ વપરાય છે તે બરાબર સમજાવવાં જોઇએ. કારણ કે અહીંના દરેક ધર્મમા એનો ઉપયોગ વિશેષ પડેલો જણાય છે. એનું કારણ એમ સમજાય છે કે હિંદુઓ સારી પેઠે સમજે છે કે, ભાવનાગમ્ય વસ્તુનું ચિંતન કરતાં પૂર્વે દૃષ્ય પદાર્થનું ચિંતન કરવું જેમ સહેલું છે તેમ બહુ ઉપયોગી છે. જ્યાં સુધી નિર્ગુણ બ્રહ્મની ઉપાસના ન થઈ શકે ત્યા સુધી સગુણ બ્રહ્મની ઉપાસના કરવીજ જોઇએ. હિંદુ ધર્મમાં પ્રતિમા ઉપાસના જે બહુ જોવામાં આવે છે તેનું કારણ એ જ છે. મૂર્તિઓની ઉપાસના અને તેના સબંધીની ક્રિયાઓ એ સર્વ નિર્ગુણ ઉપાસનાનાં સાધન છે, અંગ છે. આ મૂર્તિઓ અને ક્રિયાઓ બાલકો જુએ છે પણ તેમનો ખરો અર્થ તેઓ સમજતાં નથી; તેથી જ્યારે કોઇ પરધર્મી એ સર્વને હસે છે કે વખોડે છે ત્યારે તેઓને મ્હો વિકાસી જોયાં કરવું પડે છે, અને તેનો યોગ્ય ઉત્તર તેમનાથી વળાતો નથી. મૂર્તિ, ક્રિયા, અને પ્રતીક એ સર્વેનો યથાર્થ જો તેઓ સમજે અને એ બધું શું સૂચવે છે તે જાણે તો તેમની પોતાના ધર્મપરની શ્રદ્ધા શિથિલ થતી અટકે અને નાસ્તિકતાનો ઉદ્ભવ જ સંભવે નહિ. કાલે ગંગા નદીપર દુર્ગા પૂજાની સમાપ્તિની ક્રિયા થતી જોઇ તેમાં જોયું કે દુર્ગા માતાની મૂર્તિ જલમાં પધરાવ્યા પછી એક પાંજરામાંનાં બે પક્ષીને ઉરાડી મૂક્યાં હતાં. આ શું સૂચવે છે? એ જ કે શરીર સંબંધ છૂટતાં જીવનો નાશ ન થતાં માત્ર શરીરનો જ નાશ થાય છે. અહીં પક્ષીઓ જીવના રૂપક છે અને મૂર્તિ દેહની સૂચક છે. આ ક્રિયાનો માત્ર આ એક જ અર્થ છે એમ નહિ. એથી પણ વધારે ગર્ભિત અર્થો છે અને તે કેટલાક સારી પેઠે સમજે પણ છે. છતાં જો બાલકો આવા આવા મૂલ અર્થો પણ જાણે તેઓને નિંદકોની સમક્ષ નીચું જોવાનું નહિ રહે; અને કાંઇક અર્થ જાણ્યા પછી વિશેષ અર્થ જાણ-

ણુનાં સુધી તેમને ધીરજ રહી શકે. પણ જો તેઓ આ વાતથી છેક જ અજાણ્યુ રહેતો, હાલ ઘણીવાર બને છે તેમ, ઘણાં છોકરાં જવાહિરને પથ્થર જાણી ફેંકી દે તેમાં નવાઇ શું !

ધાર્મિક શિક્ષણનું પ્રથમ સ્વરૂપ આવું હોવું જોઇએ. આમ કરતાં ધર્મ પરની શ્રદ્ધા વધતાં વધતાં ધાર્મિક કેલવણીની શરૂઆત થશે અને તેમની આધ્યાત્મિક ઉન્નતિનાં બીજ રોપાશે. આથી જ ભક્તિભાવ પણ ખડો થાય છે. પણ આંધ્યાત્મિક ઉન્નતિ અને ભક્તિભાવ એ બે એવાં છે કે, તે કાંઇ શીખાવી શકાય નહિ. બાલકોની શક્તિ ખીલવી શકાય, તેમને સદ્ગુણી બનાવી શકાય, ધર્મની ક્રિયાઓ અને તેમા સમાયલાં રૂપકોના સત્યાર્થ સમજાવી શકાય, ધર્મ શાસ્ત્રોનો ઉપદેશ આપી શકાય, પણ ભક્તિને માટે એ બધી તો એક પ્રકારની માત્ર સામગ્રી જ છે. ભક્તિભાવ તો માત્ર હૃદયમા જ સ્ફુરી શકે છે. ભક્તિનુ મૂલ સ્ફુરણ તો બાલકોનાં પોતાનાં જ હૃદયમાં થવુ જોઇએ. આત્મા જે નિત્ય, એક, અદ્વિતીય છે, તેની જ એ સ્ફુરણા છે. અંતરાત્માના નાદનો સ્વર સાંભળતા શીખવાની ગાળા તો એક જ છે, અને તે દુઃખનો અનુભવ છે. દુઃખના અનુભવ થયા વિના અંતર્યામીની આજ્ઞા સાંભળી, સમજી પાળી શકાતી નથી. આપણાં બાલકને દુઃખ અનુભવવુ પડશે એ વિચારથી દુઃખી થવાનું કાંઈ કારણ નથી. આપણામાંના ઘણા જણને અનુભવ સિદ્ધ છે કે જે દુઃખો પ્રથમ અનુભવ વખતેજ બહુ મ્હોટાં અને અસહ્ય જણાતાં હતા તે જ દુઃખોથી મળેલા અનુભવને પરિણામે પરિણામે જ હૃદયની સર્વ ઉચ્ચ અભિલાષાઓ સતેજ થઇ છે, અને થાય છે. શ્રીકૃષ્ણે અર્જુનને આપેલો ઉપદેશ, દુઃખના અનુભવથી જ આપણે શીખી શકીએ છીએ. એ ઉપદેશ એ હતો કે, આત્માને દુઃખનો સ્પર્શ પણ થતો નથી. આપણને જે દુઃખ થતું લાગે છે તેનું કારણ એ છે કે.—આપણે દેહાધ્યાસમાં–દેહ છે તે જ આત્મા છે એવા અજ્ઞાનમાં–સપડાયલા છીએ. આત્મા સ્વભાવે જ નિર્લેપ છે. દુઃખરૂપી અગ્નિમાં દેહરૂપી ધાતુનું શોધન થવાથી, તે શુદ્ધ ધાતુદ્વારા આત્મપ્રભા વિશેષ પ્રકાશે છે; અને દુઃખના અનુભવથી જ આત્માના અસ્તિત્વની પણ પ્રતીતિ થાય છે.

આમ સમજાય છે કે, આપણાં બાલકને દુઃખ પડશે એવી બ્હીક ન રાખતાં ઉલટાં તેથી રાજી થવાનું છે. આપણે જે કરવાનું છે તે એટલૂં જ છે કે તેમને એવી-કેલવણી આપવી કે જેથી દુઃખ પડે ત્યારે, તે દુઃખ જે અનુભવ આપવા આવ્યું હોય તે શું છે તે તે સમજી શકે, કેમકે આમ થાય ત્યારે જ તેમનો ભક્તિભાવ સતેજ થાય

પૂર્વે જે સાધુ સંતોએ જનકલ્યાણનાં કાર્યો કર્યાં છે તેમના જીવન વૃત્તાંન્ત જેટલો ભક્તિભાવ બાલકોમાં મનમાં પ્રેરે છે તેટલો બીજા કશાથી પ્રેરાતો નથી. આર્યાવર્તના ઋષિ મુનિઓ અને પાશ્ચાત્ય દેશોના સંતોના જીવન વૃત્તાન્ત એવાં સુંદર અને ભવ્ય છે કે તે વાંચવાથી બાલકોમાં પૂજ્ય બુદ્ધિ અને પ્રેમ પ્રોત્સાહિત થઇ ભક્તિભાવ ઉપજ્યા વિના રહે જ નહિ. જે ગુરૂઓને આપણે પૂજ્ય માની તેમની પ્રત્યે પ્રેમદષ્ટિથી જોઇએ છીએ તેઓ પ્રત્યે તેમને પ્રેમ અને પૂજ્ય બુદ્ધિ રહે એવુ કરવું જોઇએ. આ પ્રમાણે તેમને રસ્તે પાડવાં એટલો જ આપણો ધર્મ છે, એથી જે કેલવણી આપણે તેમને આપીશું તેનો લાભ લઇ, અનુભવની શાલારૂપ સંસારમાં જતાં તેઓ પોતાની મેળે જ પોતાને આગળ કેળવવાનું ચાલુ રાખી, જે આત્મા અવિભક્ત છતાં વિભક્ત દેખાય છે તેનું ખરૂં સ્વરૂપ સમજી અધ્યાત્મિક અનુભવશે.

# કવિતા અને સંગીત.

( ભાષણું * )

( અનુસન્ધાન પૃષ્ઠ ૩૮ થી )

આ રીતે કવિતા અને સંગીત એ બેનો વ્યાપાર વિષય તેમ જ કેટલેક અંશે સાધન સમાન છતાં બન્ને કળાઓના ખાસ કાર્ય તથા વિષય સ્પષ્ટ રીતે જૂદાં જૂદાં છે. આ નિયમ સર્વ રસિક કળાઓને લાગુ પડે છે અને હેને જ આધારે દરેક કળાને સ્વતન્ત્ર અસ્તિત્વનો હક મળે છે. પોતાના ખાસ સ્વરૂપ તેમ જ સાધનસામગ્રીને લીધે એક રસિકકળા જે કાર્ય સંપાદન કરી સકે તે બીજી રસિકકળા તેટલી સારી રીતે ન કરી સકે. માટે જ હેનું સ્વતન્ત્ર અસ્તિત્વ ઉદાહરણ તરીકે મનુષ્યના હૃદયમાં ભાવોર્મિનો સાગર મૂર્ત્ત વિચારના આકારમાં ઠરી જતાં પહેલાં એ ઊર્મિયોનું પ્રદર્શન અવ્યક્ત, શબ્દાર્થથી મુક્ત માત્ર સ્વરધ્વનિની દ્વારા સારી રીતે થઈ સકે છે.† આ કાર્ય સિદ્ધ કરવાની યોગ્યતા ખાસ રીતે સંગીતકલામાં છે. ભાવોર્મિનો સાગર વિચારના રૂપમા ઠરી જાય છે ત્હારે જે શક્તિ અર્થવાળા શબ્દથી વિયુક્ત શુદ્ધ સંગીતમાં નથી તે શક્તિને બળે કવિતા એ ભાવપ્રદર્શન કરી સકે છે, અને તે કરવામાં આન્દોલનમાં ગોઠવાયલી અર્થવાળા શબ્દોની વાણીને, સંગીત અને રંગની સામગ્રીમાં ઝબોળાયલા છતાં વિશિષ્ટ અર્થને મૂર્ત્તિ આપનારા શબ્દોને સાધનરૂપે વાપરેછે. આમ છે છતાં દરેક રસિકકલા બીજી રસિકકલાના રાજ્યમાં થોડું ઘણું આક્રમણ કરી સકે છે, અને જેમ એ કળાઓ એક બીજાની વધારે પાસે પાસે હોય છેતેમ એ આક્રમણ વધારે સરલતાથી અને સંપૂર્ણતાથી થઈ સકે છે.‡ અને આપણે જોયું

---

* લખનાર—રા રા. નરસિંહરાવ ભોળાનાથ.

† આ કારણથી, સગીતની ઉત્પત્તિ ભાષાની પછી છે એમ હર્બર્ટ સ્પેન્સરનો મત, ઉપર ચર્ચામાં બતાવ્યો છે તે કાંઈક ખોટો જણાય છે.

‡ આ વિચારો Encyclopædia Britannica માંના Music વિષેના લખાણમાંથી નીચે ઊતારેલા ભાગને આધારે લીધા છે:—' Every art has its special function, has a certain work which it can do better than any one of its sister arts Hence, its right of existence For instance, befoie tho 'sea of emotion' within the soul has become 'curdled into thoughts' .t can be expressed in inarticulate tone. Hence, among the fine arts, Music is specially adopted for rendering it When this 'sea of emotion' has curdled into thoughts, articulate language rhythmically arranged—words steeped in music and colour, but at the same time embodying ideas—can do what no mere wordless music is able to achieve in giving it expression Yet, every art can in some degree invade the domain of her sisters, and the nearer these sisters stand to each other, the more easily and completely can this invasion be accomplished."

તેમ કવિતા અને સંગીત, એ બે કળાઓ સર્વ કરતા વધારે અન્યોન્ય સમીપ છે, અને તેથી એ બેનો સંયોગ વિશેષ નિકટ થઈ સકે છે

આ રીતે એક કળાનું બીજી કળાના પ્રદેશમા આક્રમણ સરળ થવામા સાધનની સરૂપતા મુખ્ય કારણ બને છે ચિત્રકળા કવિતાનું સાધન જે શબ્દ, હેનો ઉપયોગ કદી પણ કરી ન શકે, એટલું જ નહિ પણ હેનું સૂચન પણ ભાગ્યે કરી સકે ત્યહારે કવિતા યદ્યપિ ચિત્રકળાનું સાધન જે રંગ, હેનો ઉપયોગ કરવાને અશક્તિમાન છતા, પોતાની word-painting (શબ્દાલેખન)ની શક્તિથી રંગની સૂચના કરી સકે છે. બે ઉદાહરણ બસ થશે —

' Beyond the shadow of the ship
I watch'd the water-snakes
They moved in tracks of shining white,
And when they rear'd, the elfish light
Fell off in hoary flakes
Within the shadow of the ship
I watch'd their rich attire
Blue, glossy green, and velvet black,
They coil'd and swam, and every track
Was a flash of golden fire'

( Coleridge, "Ancient Marner" )

" મંદ મંદ સમીર વ્હે તરુ કુંજમા બહુ મ્હાલતો,
ગિરિગહ્વરે અથડાઈ મીઠા રાગ મૃદુ આલાપતો,
લ્હેર જલમા ચાલતી વાંકી ચુકી લટકાઇને,
એકાગ્રતાથી મળી મળી તટપર પડે મીઠે રવે,
તાન દે તે ગાનને તરુવર ઝુકે બહુ ઝુંડમા,
દે માન તે શુભ ગાનને વળી ધવલ પુષ્પ વધાવતા,
વ્યોમ તરુ તટ વિશ્વ, સઘળું નાચતુ પ્રતિબિંબમા,
ઊંચા ઝુકે ગિરિવર રહ્યા બધુ ગાન ગંભીરતાઇમા *

હામા ત્રીજી, ચોથી, સાતમી અને આઠમી, એ પંક્તિઓમા શબ્દાલેખનની શક્તિનો કેવી અદ્ભુત કળાથી ઉપયોગ થયો છે તે તરત જણાશે આ શબ્દાલેખનની કળા વિશે બેલાર્મની ચર્ચા † તરફ લક્ષ ખેચી આગળ ચાલિયે કવિતા અને ચિત્રકળામાં સાધન વચ્ચે વિશેષ ભેદ હોવા છતા આટલો પર પ્રદેશમા પ્રવેશ થઈ સકે છે, તો સંગીત જોડે સાધનની સરૂપતા વિશેષ હોવાને લીધે વધારે સફળ રીતે આક્રમણ થઇ સકે, હેમા નવાઇ નહિ. માટે જ શબ્દાલેખનની શકિત કરતા પણ વધારે સબળ શક્તિથી કવિતા પોતાની શબ્દસંગીત ( Word-music ) ની શક્તિથી સંગીતની-સ્વરસંગીતની-સૂચના કરી સકે છે હેનાં ઉદાહરણ આપણે આરમ્ભમાં જોઇ ગયા છિયે ‡ તે રચ્યે ઉપરના 'કાન્તા' મા-

* રા. મણિલાલ કૃત 'કાન્તા', અંક ૨, પ્રવેશ ૪, હરિગીત ૨૩–૨૪ .

† Fine Arts p p 303-307.

‡ "સુદર્શન" ફેબ્રુઆરી ૧૮૯૮ ના માસના અંકમાં પૃષ્ઠ ૧૧૭-૧૧૪ જુવો.

ના હરિગીતની પ્રથમ બે પંક્તિયોનું આ સ્વરૂપ જોયું હતું. એ હરિગીતમાંની બીજી પંક્તિયોમાં પણ શબ્દાલેખનની સાથે શબ્દસંગીતની શક્તિ પણ વિલક્ષણ કલાથી સંકીર્ણ થયેલી જણાય છે. એકાદ બે વધારે ઉદાહરણ આપવાં અનુચિત નહિં ગણાય. પાછળ એકવાર જોઇ ગયેલા ઉદાહરણમાંથી એક બે ભાગ ફરી લઇયેઃ—

" આ શાં અણગણ તારાવૃન્દ રે, દીપે શ્યામ નિશામાં,
સહુ હળિ મળિ જાતાં સાથ રે, દીપે શ્યામ નિશામાં;
* * * * * * * * *
પશુ પંખી બોલે નહિ ને, બોલે ન જળ સ્થળ કાંઈ,
મૃત અમૃત નિદ્રાએ ઘેર્યું, તમરું તમતમ કરતું આહિં રે. દીપે.

આ ઉદાહરણમાં " શ્યામનિશામા " એ શબ્દોમાંની શબ્દસંગીતની શક્તિ શબ્દાલેખન શક્તિ સાથે કેવી મિશ્ર થઇ છે તે એકવાર આપણે જોઇ ગયા છિયે.* " તમરું તમતમ કરતું આંહિ" એ વચનમાના શબ્દસંગીત તરફ ખાસ ધ્યાન ખેંચવાનુ છે. એથા વધારે, આ બીજી કડીના પ્રથમના ત્રણ ચતુર્થાંશ ભાગમા એક પ્રકારની વિલક્ષણ શબ્દ-સ્વરચના વડે રવધ્વનિ ( Sound ) નો અભાવ સૂચિત થાય છે શબ્દવડે શબ્દાભાવની સચના કરવાની કળાનું આ સ્વરૂપ અપૂર્વ અને મનન કરવા લાયક છે.

" વહિ જતાં ઝરણાં શ્રમને હરે,
નિરખતા રચના નયનો ઠરે;
મધુર શબ્દ વિહંગ બધા કરે;
રસિકનાં હૃદયો રસથી ભરે." ×

રા. મણિશંકર ભટ્ટના 'વસન્તવિજય' કાવ્યમાનો આ દ્રુતવિલમ્બિત શબ્દસંગીતનું સૂક્ષ્મ સ્વરૂપ બતાવે છે ઝરણાંનો નાદ શબ્દોક્ત ન છતા ધ્વનિત હોઇને પ્રથમ પંક્તિના શબ્દ સંગીતથી શ્રવણ ઉપર પડતો જણાયછે. તેમ જ પક્ષીઓનું ગાન ત્રીજી પંક્તિમાં શબ્દોક્ત છતાં દોષ નથી આવતો. ત્હેનું કારણ એ પંક્તિમાંની સાદી પણ રસિક સ્વરચનામાં જણાશે.

" ધીમે ધીમે છટાથી કુસુમરજ લઇ ડોલતો વાયુ વાય,
ચોપાસે વલ્લીઓથી પરિમલ પ્રસરે, નેત્રને તૃપ્તિ થાય,
બેશીને કોણ જાણે ક્યંહિ પરભૃતિકા ગાન સ્વર્ગીય ગાય,
ગાળી નાંખે હલાવી રસિક હૃદયને,–વૃત્તિથી દાબ જાય." †

એ જ કાવ્યમાંના આ સ્રગ્ધરાના ઉત્તરાર્દ્ધમાં કોકિલાના ગાનની દ્રાવક અસર વર્ણવવાની સાથે જ કોકિલાના ગાનનું મૃદુલ પ્રવાહમાં વ્હેતું સ્વરૂપ શબ્દસંગીતથી જ બન્ધાયું છે.

---

* સુદર્શન, ૧૮૯૯ જુન પૃષ્ઠ ૨૦૧ જુવો.
× બુદ્ધિપ્રકાશ, ઇ. સ. ૧૮૯૭ ના જાન્યુઆરીના અંકમાં પૃષ્ટ ૯ મે શ્લોક ૩૨ જુવો.
† બુદ્ધિપ્રકાશ, ઇ. સ. ૧૮૯૦ ના જાન્યુઆરીના અંકમાં પૃષ્ટ ૧૦ મે શ્લોક ૭૭મો જુવો.

" અરૂણ તરુણ આ ઉદય થયો સહુ જાગો સતા લોક,
આળસ તજિ શુભ સુવ્રતવસ્ત્ર સજિ હરખે મુકવો શોક,
સૂર્ય ઉદય આ ભાસે.

* * * * * * *

આ અવસર આકાશ સ્વચ્છ સંપૂર્ણ સ્વભાવે શાન્ત,
મધુર વાયુ નદિયો નિર્મળ વન મોહન કામ વસંત,
નિરાશા નિન્દ્ય નકામી.

ભીમરાવની 'લાવણ્યમયી' માંની આ બે કડીઓ સાંભળી હેમાંની આ છેલ્લી કડીમાં એક જાતનું અપૂર્વ શબ્દસંગીત ઓતપ્રોત છે, જેથી કરીને આકાશનો સ્વચ્છ ભૂરો રંગ ધ્વનિત થઇ શબ્દાલેખનની કળા કાંઈક શબ્દસંગીતમાંથી જ પ્રસવવાની સાથે, પ્રભાતકાળના મન્દ પવન તેમ જ નદીના જળનું મન્દગાન કાંઈક ઉક્ત કાંઈક અનુક્ત રહી ધ્વનિત થાયછે એટલું જ નહિં પણ એકંદર વાતાવરણમા કાંઈ અનુપમ વસન્ત સમયનું ઉલ્લાસમય છતા શાન્ત ગાન વ્યાપી રહ્યું છે હેનો ઝંકાર પણ આ શબ્દસંગીતથી ઉપસ્થિત થાય છે.

અપૂર્ણ

---



## અગ્નિ.

(મળેલું *

(અનુસન્ધાન પૃષ્ઠ ૪૫ થી.)

પ્રથમ નામ અગ્નિ છે. આ શબ્દની વ્યુત્પત્તિ ઉપર બતાવી છે, તે પ્રમાણે ઉપર ગતિ કરાવનાર-અગ્નિ-છે.

અગ્નિ પોતે જ યજ્ઞરૂપ છે એ તો સ્પષ્ટ જ છે. યજ્ ધાતુ ભજન વાચક છે. યજ્ઞ ભજન છે ભજન એટલે અત્ર અભ્યાસના અર્થમાં છે પણ સામાન્ય સેવા ન સમજવી. ભજવું, સેવવું, એટલે તે તે વસ્તુમાં જ મનન-રટણ-રાખવું, ઉપયોગ કરવો, અભ્યાસ રાખવો, એમ અર્થ છે. પુસ્તક રાત્રિદિવસ વાંચ્યા કરે તેને પુસ્તકનો ભક્ત કહેવાય, અને પછી તે પુસ્તકમાંથી જે જ્ઞાન મળે, તે તેની ભક્તિનું ફલ છે. આમ યજ્ ધાતુનો બહોળો અર્થ સેવાનો છે. ભજનિયાં કે કીર્તનાદિ પણ તેમાં આવે ખરાં.

* લખનાર—ચમનરાય શિવશંકર

અગ્નિનું ત્રીજું નામ બ્રાહ્મણ છે બ્રહ્મ (વેદ) ને જાણે તે બ્રાહ્મણ. વેદ વાણીરૂપ હોવાથી બ્રાહ્મણ તેનો પ્રવર્તક અગ્નિ છે વાણીનો પ્રવર્તક અગ્નિ, તે બ્રાહ્મણ છે.

અગ્નિ વાણીનો પ્રવર્તક હોવાથી વાણીરૂપ તે છે. વાણીનું નામ જ वाच् છે. વ્રતાદિ સર્વ કર્મો અગ્નિમય જ છે, માટે અગ્નિને વ્રતપતિ કહેલ છે પૂર્વ દિશામાં ઉદરમાં પિત્ત રહેલ છે તે અગ્નિ છે, એમ પૂર્વે કહેલું છે, માટે તે પૂર્વ દિશાનો પાલક પણ છે. વસુપતિ એવું અગ્નિનું નામ છે. વસુ શબ્દ લક્ષ્મીવાચક છે, એ પરથી તે સંપત્તિવાચક છે. સર્વ સંપત્તિ દેનાર સર્વ સત્કર્મમય અગ્નિ જ છે, માટે તેને વસુપતિ કહેલ છે. અંગિરસ્‌નો પુત્ર આંગિરસ—બૃહસ્પતિ. અંગિરસ્ શબ્દ પણ અગ્નિના ધાતુપરથી થયો છે. ઐતરેય બ્રાહ્મણ પ્રમાણે अंगिरस् શબ્દ अंगार માંથી થયો છે ये अंगारा आसंस्तेंगिरसोऽभवन् (જે અંગારા હતા તે અંગિરસ્ થયા) अंगार નામ મંગલગ્રહ (Mars) નુ છે તથા તેનો અર્થ 'રક્તરંગ' થાય છે અગ્નિનો રક્તરંગ, તે તેનો પિતા છે. મંગલનો ગ્રહ પણ રક્તછે અને ઉષ્ણ પ્રકૃતિવાળો પણ છે, માટે તે અગ્નિનો પિતા છે.

निक्षिपाम्यहमग्ने त्वां त्वमग्निः प्रथमो भव।
भविष्यामि द्वितीयोहं प्राजापत्यक एव च ॥

મહાભારતમાં અગ્નિએ તપ કરવા માંડયું ત્યારે અંગિરસ પોતે અગ્નિ બંન્યો અને તેનાથી તેજમાં વધી ગયો, એ શ્લોકને અગ્નિ તે ઋષિ (અંગિરસ્) પાસે આવીને ઉપર પ્રમાણે બોલ્યો છે. તેનો અર્થ આ પ્રમાણે :—(હે અગ્નિ, તને હું સ્થાપુ છું, તું પ્રથમ અગ્નિ થજે; અને બીજો પ્રજાપતિથી હુ થઇશ). આ અગ્નિના વચનના ઉતરમા અંગિરસે કહ્યુ છે કે:—

कुरु पुण्यं प्रजासर्ग भवाग्निस्तिमिरापहः।
मां च देव कुरुष्वाग्ने प्रथमं पुत्रमंजसा ॥

(પુણ્યરૂપ પ્રજોત્પત્તિ કર, અંધકારનો નાશ કરનાર અગ્નિ થા; અને હે દેવ અગ્નિ, પ્રથમ પુત્ર મારો થા).

આ સાંભળીને વેદ જાણનાર અગ્નિએ તેમ કર્યું (इतिश्रुत्वांगिरसो वाक्यं जातवेदास्तथाकरोत्).

અંગિરસ્ બ્રહ્માના દશ માનસ પુત્રમાંનો એક છે, તેને કર્દમ પ્રજાપતિની પુત્રી શ્રદ્ધાથી બૃહસ્પતિ, ઉતથ્ય અને સંવર્ત, એમ ત્રણ પુત્રો, અને કુહૂ, સિનીવાલી, રાકા અને અનુમતિ, એમ ચાર પુત્રીઓ થઈ. આવી રીતે બૃહસ્પતિ (Jupiter) પણ અગ્નિની પેઠે મંગળ (Mars) અથવા અંગિરસ્‌નો પુત્ર છે.

પ્રાણો અંગિરા અગ્નિ રૂપજ છે, તેને માટે કહેલુ છે કે:—

शिवोभव प्रजाभ्यो मानुषीभ्यस्त्वमंगिरः।
अंगिरोभिःऋषिभिःसपादितत्वात् अंगसौष्ठवाद्वा अंगिरा अग्निरूपः ॥

(હે અંગિરસ્, માનુષિ પ્રજાઓનો શિવ-કલ્યાણ કરનારો થા; અંગિરા ઋષિઓથી સંપાદન થતાં અંગસૌંદર્યથી અંગિરા અગ્નિરૂપ છે)

આવી રીતે અગ્નિનું નામ આંગિરસ્ છે. મુખ્ય અને સર્વ દેવોનું પ્રત્યક્ષરૂપ સૂર્ય આદિત્ય છે. આદિત્ય શબ્દ અદિતિના પુત્ર સર્વ દેવતાઓનો વાચક છે. અગ્નિ દેવતાઓ અને મનુષ્યો વચ્ચે સંબંધ કરાવનાર, તથા એક બીજાની વાતો પહોંચાડનાર છે, તેથી તેને આદિત્ય-દેવતાઓ-નો દૂત કહેલ છે

હોમેલ બલિને ખાય છે માટે હુતભુક્ નામ પડેલું છે; ધુંવાડારૂપી શરીરવાળો હોવાથી ધૂમકેતુ કહેલ છે, પાવન કરનાર હોવાથી શુચિ (પવિત્ર) કહેલ છે; રોહિત એટલે રક્તવર્ણું અને અશ્વ-ઘોડા, અગ્નિના રથના ઘોડા રકત રંગના છે એમ ઉપર કહેવાઈ ગયું છે, માટે અગ્નિને રોહિતાશ્વ કહેલ છે. અગ્નિને સાત જીભ હોય છે તેથી તેનું નામ સપ્તજિહ્વ છે. એ સાત જીભોના નામ આ પ્રમાણે છે—

कराली धूमिनी श्वेता लोहिता नीललोहिता ।
सुवर्णा पद्मरागाच जिह्वाः सप्त विभावसोः ॥

(કરાલી, ધૂમિની, શ્વેતા, લોહિતા, નીલલોહિતા, સુવર્ણા અને પદ્મરાગા, સાત જિહ્વા વિભાવસુની છે) આમાં વિભાવસુ નામ અગ્નિનું છે. વિભા તેજ, અને વસુ સંપત્તિ, એ ઉપરથી 'સંપત્તિનું તેજ' તે વિભાવસુ છે. આ સાત જીભો, તે અગ્નિના સાત જાતના તણખા છે બાળી નાખનારી ભયંકર કરાલી છે, ધુંવાડો ધૂમિની છે, શ્વેતરંગની શ્વેતા, રાતારંગની લોહિતા, કાળા રાતા રંગની નીલલોહિતા, સુવર્ણના જેવી સુવર્ણા અને પદ્મરાગ (પોખરાજ) ના જેવી પદ્મરાગા છે. આ પ્રમાણે અગ્નિની જ્વાલાઓના જુદા જુદા રંગો ઉપરથી નામ પડેલા છે અને તે તેની જીભો કલ્પાઈ છે. તોમર એટલે બાણ, લાકડી-ગદા, તેને ધારણ કરનાર માટે તોમરધર કહેલ છે.

ઘીથી પુષ્ટ થાય છે માટે ઘૃતાન્ન છે; ભાનુ સૂર્યનું નામ છે. ભા-પ્રકાશ અને ચિત્ર શોભાયમાન શોભાયમાન. પ્રકાશવાળો તે ચિત્રભાનુ છે. શોચિસ્-તણખો. અગ્નિનો તણખો ઊર્ધ્વ-ઊંચો જાય છે માટે ઊર્ધ્વશોચિસ્ કહેલ છે. એ તણખાને જ કેશનું રૂપ આપી શોચિષ્કેશ નામ પાડેલું છે. એ તણખામાં વખતે લીલો રંગ દેખાય છે માટે હરિકેશ કહેલ છે, કેમકે હરિ લીલા રંગને કહે છે. હિરણ્ય સુવર્ણને કહે છે. અગ્નિથી દગ્ધ-કાષ્ઠના કોયલા સુવર્ણ જેવા રાતા ચળકે છે તેને અગ્નિના દાંતનું રૂપ આપી હિરણ્યદંત કહેલ છે. અયસ્ એટલે લોઢું. લોઢાના જેવી જેની દાઢો છે એને અયોદંષ્ટ્ર કહે છે.

૯. શતપથ બ્રાહ્મણમાં (૨-૧૦-૩-૧૮) અગ્નિને પ્રજાપતિ અને પ્રજાપતિને વર્ષ (Year) કહેલ છે, તથા (૨-૧૦-૩-૧૫ માં) અગ્નિહોત્રમાં એક વર્ષમાં ૫૭૬૦૦ અ-

જમત્રો ભણાય છે, એમ કહેલું છે. વળી એ જ બ્રાહ્મણમાં અગ્નિ વિષે તે સર્વ દેવમય હોવાનું પણ કહેલું છે.

અગ્નિને પ્રથમ સળગાવવામાં આવે અને હજી તે પ્રકટ ન થયો હોય પણ માત્ર ધૂમ નીસરવા માંડે છે, ત્યારે તે અગ્નિને रुद्र કહેવાય છે. (૨-૩-૨-૯).

પછી તેમાંથી જરા વિશેષ જ્વાલા નીસરવા માંડે છે, તેને वरुण કહેવાય છે. (૨-૩-૨-૧૦).

પછી જ્યારે સંપૂર્ણ પ્રકટ થઇને ભડકો બળવા માંડે છે, ત્યારે તેને इंद्र કહે છે. (૨-૩-૨-૧૧).

આટલે સુધી અગ્નિની વૃદ્ધિ છે. પછી ક્ષય થવા માંડે છે. એટલે કે તાપ ધીમો પડી જાણે બાજુએથી બળતો હોય તેવો થાય, ત્યારે તેને मित्र કહેવાય છે. (૨-૩-૨-૧૨).

પછી જ્યારે બળી રહી માત્ર રહેલા અંગારા જ અત્યંત પ્રકાશ કરતા રહે છે, તેને ब्रह्मा કહેવાય છે (૨-૩-૨-૧૩).

પ્રજાપતિ અગ્નિ છે પ્રજા એટલે ઉત્પત્તિ, સૃષ્ટિની ઉત્પત્તિ અગ્નિથી જ થાય છે. અગ્નિમાં વિસ્તારનો ગુણ છે તેથી કોઇપણ પદાર્થને તપાવવામાં આવે છે ત્યારે તે પદાર્થના પરમાણુઓ વૃદ્ધિ પામીને પદાર્થનું કદ મોટું થાય છે. આ નિયમાનુસાર સૃષ્ટિના પરમાણુઓ તપ્ત બની વૃદ્ધિ પામી સૃષ્ટિ બની છે. શાસ્ત્રમાં ઉત્પત્તિ વર્ણનમાં દેવો તપ કરી સૃષ્ટિ રચે છે, એમ કહેલું છે, તેનો અર્થ દેવો, એટલે તત્ત્વો, તપ કરે છે એટલે તપ્ત બને છે, તેમાં અગ્નિ વધે છે, એટલે તત્ત્વો વિશેષ સ્થૂલ બનતાં જાય છે અને સૃષ્ટિ બને છે. માટે અગ્નિથી સૃષ્ટિ રચાવાથી અગ્નિને પ્રજાપતિ કહેલ છે તે વાસ્તવિક જ છે.

અગ્નિ પ્રજાપતિ છે અને પ્રજાપતિ વર્ષ છે, એટલે અગ્નિ વર્ષ છે. વર્ષ શબ્દ વીર્ય, બલ કે ઉત્પત્તિ વાચક છે, અને ઉત્પત્તિ વાચકતાએ તે પ્રજાપતિ છે. वृष् ધાતુનો અર્થ "ઉત્પાદક શક્તિમાન્" થાય છે. આમ વર્ષ, પ્રજાપતિ અને અગ્નિની એકતા છે. વળી વીર્યરૂપી અગ્નિથી ઉત્પત્તિ સંભવતાં પણ ઉત્પાદક પ્રજાપતિ વીર્યાગ્નિ છે. એક વર્ષમાં ૫૭૬૦૦ મંત્ર જપ થાય ત્યારે એક દિવસના ૧૬૦ થાય છે.

અગ્નિને રુદ્ર, વરુણ, ઇંદ્ર તથા મિત્ર અને બ્રહ્મા કહેલ છે. આમાં પાંચ દેવો જે મુખ્ય છે તેજ અગ્નિને કહેલ છે. જેમ જેમ તપની વૃદ્ધિ થાય તેમ તેમ આ રૂપો થાય છે. પ્રથમ ધૂમ નીસરે તેને રુદનનું રૂપ આપી રુદ્ર નામ પાડયું, પછી વધુ સળગી દિશાઓમાં વ્યાપવા લાગ્યું તેને આવરણ વાચક વરુણ નામ આપ્યું, પછી અત્યંત પ્રકાશનો તાપ થતાં પ્રકાશવાચક ઇંદ્ર નામ આપ્યું. આ પ્રમાણે વૃદ્ધિ પામી રહ્યા પછી અગ્નિનું પુષ્ટ રૂપ થયું તેને પ્રકાશક મિત્રનું નામ આપ્યું અને છેવટે વિસ્તારવાચક બ્રહ્માનું નામ આપવામાં આવ્યું છે.

૧૦. જલ સ્ત્રી છે અને અગ્નિ તેનો પુરુષ છે, (શતપથ. ૨-૧-૧-૪) અને તેમના સંગમથી સુવર્ણની ઉત્પત્તિ છે. (શત. ૨-૧-૧-૫). યજ્ઞ ગાય છે અને ગાય અન્ન છે (શત. ૨-૨-૪-૧૩). ગાય અગ્નિની સ્ત્રી છે, તેમનાથી દૂધ ઉત્પન્ન થાય છે

( શત. ૨-૩-૧-૧૫ ). પ્રજાપતિએ અગ્નિને ઉત્પન્ન કરેલ છે, અને તે અગ્નિ સર્વ દેવોનું મૂળ તથા ઉત્પાદક છે. ( ૨-૫-૧-૮ ). અગ્નિ જ રૂપ છે ( ૨-૫-૪-૩ ) તથા તે જ અવિનાશી છે ( ૨-૨-૨-૧૦ ). અગ્નિ વૈશ્વાનર છે ( ૧-૪-૧-૧૦ ), અને વૈશ્વાનર પ્રાણ છે, અને પ્રાણ જીવન છે ( ૪-૨-૪-૪ ). પ્રાણ વહન કરનાર અગ્નિ છે તેથી તેને પવમાન કહે છે; પાવન કરનાર હોવાથી અગ્નિને પાવક કહે છે; અને પ્રકાશ કરે છે તેથી તે શુચિ કહેવાય છે ( શત. ૨-૨-૧-૬ થી ૮ ).

સ્ત્રી પુરૂષની પ્રકૃતિ કે સ્વભાવ બને છે. માણસ હમેશાં પ્રકૃતિ કે સ્વભાવને જ આધીન હોય છે. આધીનતા એટલે જેની પાસે મન નિર્બલ બની જાય છે, અને દ્રવી જાય છે. આવી રીતે મનને દ્રવરૂપ કરી નાખે છે તેથી અગ્નિને દ્રવરૂપ કરનાર જલ છે. જલ મળવાથી અગ્નિની દાહકાદિ શક્તિ ક્ષીણ બની જાય છે; કદાચ આવી ભાવનાથી જલને અગ્નિની સ્ત્રી કલ્પેલ લાગે છે. અગ્નિ અને જલના સંગમથી સુવર્ણની ઉત્પત્તિ કહેલી છે. અગ્નિમાં જલ મળવાથી તો કોયલો કાળો થાય છે, પરંતુ એવી રીતે જલતત્ત્વનું મિશ્રણ અગ્નિ તત્ત્વમા થાય કે જેથી અગ્નિનું અગ્નિત્વ કે વર્ણ બદલાય નહિ ત્યારે તે સુવર્ણ કહેવાય છે આમ કોઇ રસાયણી ક્રિયાથી બનતુ હોય તો અસંભવિત નથી જણાતું, કેમકે સુવર્ણનો વર્ણ અગ્નિ જેવો જ છે. સુવર્ણ તો જમીનમાંની ખાણોમાંથી મળે છે, પરંતુ જમીનની સપાટીની અંદરના કોઈ રસાયણી પ્રયોગોથી આમ બનતું હોય તો શક્ય જણાય છે।

યજ્ઞ ને ગાય અને ગાયને અન્ન કહેલ છે ઉત્પત્તિરૂપ યજ્ઞને ગાયનું રૂપ આપેલું છે. ગાય પૃથ્વીવાચક છે અને પૃથ્વીને સમગ્ર વિશ્વવાચક લેતાં વિશ્વરૂપ યજ્ઞ જ એ ગાય છે. વિશ્વનાં તત્ત્વોરૂપ ગાય જ અન્ન છે, કેમકે એ વિશ્વનાં તત્ત્વો એ તત્ત્વોથી જ વૃદ્ધિ પામે છે, માટે તત્ત્વો જ તત્ત્વનું અન્ન છે, અને તે અગ્નિથી તત્ત્વો તપ્ત બને ત્યારે તત્ત્વ પોષાય છે, માટે તત્ત્વોનું તપ્ત બનવુ, તે જ અન્નપ્રાશન છે આમ જોતાં અગ્નિ ગાયનો પતિ પણ હરી શકે છે. અગ્નિ અને ગાયરૂપ વિશ્વ તત્ત્વોમાંથી દૂધ ઉત્પન્ન થાય છે. એ દૂધ પુષ્ટિકારક અન્ન જ છે. પ્રજાપતિ (બ્રહ્મા) થી અગ્નિની ઉત્પત્તિ છે. બ્રહ્મા અંતઃકરણ વાચક છે અને અગ્નિ વાચ્ કે પ્રાણ વાચક છે. અંતઃકરણથી જ વાચ્ કે પ્રાણની પ્રવૃત્તિ છે, માટે પ્રજાપતિનો પુત્ર છે. અંગિરસ્ પણ પ્રજાપતિ હતા અને તેનો પુત્ર અગ્નિ છે, એમ પૂર્વે કહેવાઈ ગયું છે. આમ હોવાથી જ સર્વ દેવોનું મૂળ તથા ઉત્પાદક અગ્નિ જ છે, એ પણ ઉપર કહેવાઈ ગયું છે. વિશ્વના અનાદિ કારણરૂપ બ્રહ્મનું રૂપ અગ્નિ જ છે, એમ સૂર્યને પ્રત્યક્ષ બ્રહ્મ કહીને ઉપર બતાવેલું છે; અને તેટલા માટે જ અગ્નિ અવિનાશી છે, એ પણ કહેલું જ છે. અગ્નિ જ વિશ્વમાં આત્મારૂપ હોવાથી તેને વૈશ્વાનર કહેલો છે. વૈશ્વાનર ( સૂર્ય ) વિશ્વના આત્મારૂપ છે, ને એ પ્રાણ જ જીવનરૂપ છે. પંચમાંનાદિ ત્રણ અગ્નિ વિષે પ્રથમ કહેલું જ છે. આવી રીતે અગ્નિનું સર્વમયત્વ બતાવેલું છે.

# ઉલ્કાપાત અથવા ખરતા તારા.

(મળેલુ.)×

ઉલ્કા અથવા ખરતા તારા-શું છે શાના બનેલા છે અને શા કારણથી પડે છે એ વિષેનું કાંઈપણ જ્ઞાન અસલના લોકોને હોય એવું જણાતું નથી. જે પ્રજામાં જ્યોતિઃશાસ્ત્રનો અભ્યાસ ઘણો આગળ વધેલો હતો તેવા લોકોના શાસ્ત્રોમાં પણ એ વિષેનું કાંઇપણ વર્ણન જોવામાં આવતું નથી. આર્ય પ્રજામા જ્યોતિઃશાસ્ત્ર ઘણી ઉંચી સ્થિતિએ પ્હોંચ્યું હતું એ વાત નિર્વિવાદ છે કારણ કે એ બાબતની કેટલીક સૂચનાઓ દુનીઆના સહુથી જુનામાં જુના ધર્મપુસ્તક ઋગ્વેદમાં પણ જોવામાં આવે છે અને એવી સૂચના હોય એ કાંઇ નવાઇ જેવું નથી, કારણ-જ્યોતિષનો અભ્યાસ કરવો એ પણ એક ધર્મ સંબંધી કામ જેવું જ હતું. આપણા લોકોને જ્યારે જ્યારે કોઇપણ ધાર્મિક ક્રિયા-જેવી કે જાતિસંસ્કાર વિવાહવિધિ અથવા શ્રાદ્ધવિધિ-કરવી હોય છે ત્યારે દરેક વખતે ગ્રહ અને નક્ષત્રની સ્થિતિ જાણવી જોઇએ છે, અને એ સ્થિતિ જાણવાને જ્યોતિષનું જ્ઞાન આવશ્યક છે, અને આ આવશ્યકતાને લીધે જ જ્યોતિષ સંબંધી આર્ય પ્રજાનું જ્ઞાન ઘણી ઉંચી સ્થિતિએ પ્હોચેલું માલમ પડે છે. પણ તે લોકોએ જે કાંઇ એ બાબતનું જ્ઞાન મેળવ્યું છે તે માત્ર સૂર્ય ચંદ્ર, અને સૂર્યની આસપાસ ફરતા ગ્રહો સંબન્ધીનું છે કારણ તે લોકોનું એવું માનવું હતું (અને હજુ પણ કેટલાકનું એવુ માનવું છે) કે પૃથ્વી અને પૃથ્વી પર વસતા પ્રાણી અને વનસ્પતિની શારીરિક સ્થિતિ ઉપર સૂર્ય વીગેરે નવ ગ્રહોની સારી અથવા માઠી અસર થાય છે. બીજા ગ્રહ અને તારાઓ પૃથ્વીથી ઘણે અંતરે હોવાને લીધે કાંઈ ઝાઝી અસર કરી શકતા નથી અને આમ તેઓનું માનવું હોવાને લીધે તેઓએ માત્ર સૂર્ય, ચંદ્ર, બુધ, શુક્ર, મંગળ, ગુરુ, શનિશ્વર, રાહુ અને કેતુની ગતિ અને તે ગતિને લીધે થતા સ્થાન ક્રમ ઉપર વિશેષ લક્ષ આપ્યું હોય એમ માલમ પડે છે. અગર જો આ નવ 'જ્યોતિર્ગણ (heavenly bodies) ને ગ્રહની સાધારણ રીતે સંજ્ઞા અપાય છે તોપણ સૂર્યની દેખાતી ગતિનું ખરૂં કારણ પૃથ્વીનું ફરવું છે એમ લોકો જાણતા નહોતા એમ આપણે *કહી શકીએ નહીં. કારણ કે એ બાબતની કાંઇક સૂચના આર્યભટ્ટના જ્યોતિષના* ગ્રંથમાં કરેલી જોવામાં આવે છે. (મોનિયરવિલયમ્સ કૃત 'ઇન્ડિઅન વિઝ્ડમ' જુવો). વળી રાહુ અને કેતુ એવા બે ગ્રહના અસ્તિત્વ વિષે હજુ આપણે કાંઈ જાણતા નથી અને એવા કોઇ ગ્રહ નથી એમ પણ કહેવાને બાધ નથી તો એ બે ગ્રહો શી રીતે આવ્યા એ શંકા થાય. પણ તે થવાનું કાંઇ કારણ નથી, કારણ આપણા જ્યોતિષીઓ પણું એ બેને 'છાયાગ્રહ' એ નામથી જ ઓળખે છે.'અને તેથી સિદ્ધ થાય છે કે એ બે કોઇ અમુક આકાશમાં ફરતા ગ્રહ છે એમ તે લોકોનું પણ માનવું નહોતું. આપણા જ્યોતિષીઓ પ્રમાણે એ બે ગ્રહ હમેશ સામસામા હોય છે, અને એ બંનેની સરખી ગતિ છે, અને બન્ને એક રાશિમાં ફક્ત દોઢ વર્ષ જ રહે છે,, એટલે આશરે અઢાર વર્ષે પાછા પોતાને અસલ ઠેકાણે આવે છે. આટલી વાત જો ધ્યાનમાં રાખીશું તો માલમ પડશે કે આ બે ગ્રહ

× લખનાર—પ્રોફેસર બાળકૃષ્ણ પીતાંબરદાસ. દલાલ.

તે ક્રાંતિવૃત્ત-રવિમાર્ગ-જે બે બિંદુમાં ચંદ્રમાર્ગને છેદે છે તે બે બિંદુઓ છે જેને અંગ્રેજીમાં 'Nodes' કહે છે. આ નવ ગ્રહની ગતિ સિવાય પણ જ્યોતિષનું બીજું ઘણું જ્ઞાન મેળવ્યું હતું. પણ ધૂમ્રકેતુ અને ખરતા તારા વિષે કાંઇપણ તરેહનું શાસ્ત્રીય જ્ઞાન હોય એવું માલમ પડતું નથી. ધૂમ્રકેતુ અને ઉલ્કાપાતથી સાધારણ રીતે ધ્યાન ખેંચાય એમાં કાંઇ નવાઇ નથી પણ જેવી રીતે ગ્રહોના સબંધમાં જેટલું શાસ્ત્રીય જ્ઞાન મેળવ્યું તેટલું અથવા તેના દશમા ભાગ જેટલું પણ જ્ઞાન મેળવ્યું હોય અથવા મેળવવા પ્રયત્ન કર્યો હોય એ વિષે આપણી પાસે કાંઇ પુરાવો નથી. અને પ્રયત્ન નથી કર્યો તેનું કારણ દૂર શોધવા જવું પડે એમ નથી. ધૂમ્રકેતુ એક વાર દેખાય છે તે પાછો ફરીથી દેખાવો જ જોઇએ એવું નક્કી નથી. અને જો પાછો દેખાય છે તો તે ઘણે લાંબે વખતે દેખાય છે. આમ હોવાને લીધે તેની ગતિ નક્કી કરવી એ ઘણું મુશ્કેલ છે અને હાલમાં પણ જેનાં માર્ગ અને ગતિ નક્કી થએલા છે એવા ધૂમ્રકેતુ ઘણા જૂજ છે. ઇ. સ. ની શરૂઆતથી તે આજ સુધીમાં આશરે સાતસો ધૂમકેતુઓ જોવામા આવેલા છે પણ તેમાંના સોમા ભાગના પણ માર્ગ અને ગતિ નક્કી થઇ શક્યાં નથી. અને કેટલાકને વિષે તો હજુ એટલી પણ શંકા રહે છે કે તે પાછા દેખાશે કે નહીં, કારણ ધૂમ્રકેતુ બે પ્રકારના હોય છે. કેટલાકનો માર્ગ (Parabolic) હોય છે અને કેટલાકનો માર્ગ અંડવૃત્ત (Elliptical) હોય છે. પ્હેલા વર્ગના કેતુઓ માત્ર એક વાર સૂર્યની ઘણીજ નજીકમાં આવે છે અને પછી તે જાય છે તે પાછા આવી શકતા નથી. પણ એટલામા જો કોઇ મોટો ગ્રહ તેની પાસે આવી જાય છે તો તેથી તેની ગતિ બદલાઇ અંડવૃત્ત થઇ જાય છે અને પાછો આવેછે. બીજા પ્રકારમાં બે વર્ગ છે. કેટલાકનો માર્ગ હ્રસ્વ (Short Ellipse) અંડવૃત્ત હોય છે અને કેટલાકનો લંબ અંડવૃત્ત (Elongated Ellipse) હોય છે. આમાંના પ્હેલા વર્ગનાને ફરીને પાછા આવતાં વાર લાગતી નથી પણ બીજા વર્ગનાને પાછા આવતાં હજારો વર્ષ થાય છે. આવી જુદી જુદી તરેહની ગતિ હોવાને લીધે તેનો ધૂમ્રકેતુ જો ઘણો વખત જોવામાં આવ્યો નહીં હોય તો તેના માર્ગ અને ગતિ આપણે કાંઇપણ નિશ્ચયપણે કહી શકીએ નહીં જ્યારે આપણી આજે આવી સ્થિતિ છે તો તે વખતે કે જ્યારે તે લોકો પાસે કાંઇપણ તરેહનાં દુરબીન વિગેરે શોધ કરવાને સાધનો નહોતાં તે વખતે તે લોકોને એ વિષે કાંઇ પણ જ્ઞાન નહીં હોય એમાં કાંઇપણ આશ્ચર્ય જેવુ નથી. આશ્ચર્ય તો એ છે કે વગર યંત્રે આકાશમાંના કરોડો તારાઓમાથી આટલા ગ્રહો શોધી કાઢ્યા અને તેની ગતિ વિગેરે નક્કી કીધાં; અને એથી પણ વધારે આશ્ચર્યની વાત રાહુ કેતુની ગતિ (Nodes) નક્કી કરી એ છે. તે છતાં પણ આટલું તો કહેવું જોઇએ કે કેટલાક ધૂમ્રકેતુ (જેવા કે, Halley's Comet, Encke's Comet) કે જે ટુંકી ટુંકી મુદતે પાછા દેખાય છે તે વિષે પણ કાંઇ સૂચના નથી એ વિચિત્ર છે. ખરતા તારાનાં પણ માર્ગ અને ગતિ કેતુ જેવાં જ છે અને જે એકને લાગુ પડે છે તે બીજાને પણ તે જ પ્રમાણે લાગુ પડે છે.

ખરતા તારાને તારો એ નામ આપવું એ અસંગત છે કારણ ખરૂં જોતાં એ તારો નથી. તારો એ એક અતિશય સ્થૂલ પદાર્થ છે અને તેનું પ્રમાણ ઘણું જ મોટું હોય છે. સૂર્ય તે પણ એક તારો છે પણ તે સહુથી નાનામાં નાનો તારો છે અને એ ઉપરથી જ જણાય છે કે તારો એ કાંઇ ઘણી મ્હોટી વસ્તુ છે, ઘણાં તો તેના [illegible] ઘણા

લાંબા અંતરને લીધે ઘણા નાના દેખાય છે. કેટલાક તારાઓનું અંતર તો એટલું લાંબું છે કે અજવાળાનું એક કિરણ જે એક સેંકડે એક લાખને છ્યાશી હજાર માઇલ જેટલું અંતર કાપે છે તેને તે તારાથી નીકળી આપણી પૃથ્વીપર આવતાં વીશ હજાર વર્ષ જોઇએ છે! અને આવો એક પદાર્થ જો પડે તો પૃથ્વીની શી અવસ્થા થાય તે સ્હેજ કલ્પી શકાય. પણ તે કોઈ દહાડો પડતા નથી. પણ જે પડે છે અને જેને આપણે ખરતા તારા કહીએ છીએ તે તો ઘણા સૂક્ષ્મ હોય છે અને તેનું વજન એક ગ્રેનથી તે આસરે પચાશ હંડ્રેડવેટ જેટલું હોય છે. તે આવા સૂક્ષ્મ છે માટે જ તે પડે છે. હવે સવાલ એવો ઉઠશે કે જો તે આટલા નાના છે અને તે તારા નથી તો તે આટલા બધા પ્રકાશવાળા કેમ હોય છે? આ પ્રશ્નનો જવાબ ઉષ્ણતાના સ્વભાવ વિષેના હાલના સ્વીકારાયલા વાદ પરથી તરત મળી શકે છે. જ્યારે કોઇ પણ પદાર્થ ગતિમાન હોય છે ત્યારે તેનામાં ક્રિયા કરવાની શક્તિ ( Energy ) હોય છે અને જ્યારે એ ગતિમાન પદાર્થ સાથે અથડાય છે અને તેની ગતિ બંધ પડે છે ત્યારે તે શક્તિનું ઉષ્ણતારૂપે રૂપાન્તર થાય છે. આપણી પૃથ્વીની આસપાસ કેટલાક માઇલ સુધી ઉંચે વાતાવરણ છે અને જ્યારે ખરતા તારા એ વાતાવરણ જોડે અથડાય છે ત્યારે તેના વાતાવરણની સાથેના ઘર્ષણથી તેની ચલનશક્તિનું ઉષ્ણતામાં રૂપાંતર થાય છે. અને જ્યારે એ ઉષ્ણતા ઘણી વધી પડે છે ત્યારે તે પ્રકાશ આપવા માંડે છે. ખરતા તારાઓની ગતિ સાધારણ રીતે ઘણી વેગવાળી હોય છે અને તેમાંના કેટલાક તો **એક સેકંડે અઢાર માઇલના વેગવાળા હોય છે.** આપણી પૃથ્વી એક સેંકડે છવીશ માઇલ ચાલે છે અને જ્યારે એ બેની ગતિ સામસામી વિરોધી હોય છે ત્યારે પૃથ્વીની અપેક્ષાથી તારાની ગતિ ૪૪ માઇલની થાયછે એ આટલો બધો વેગ હોવાને લીધે વાતાવરણની સાથે ઘર્ષણ થવાથી એટલી બધી તો ઉષ્ણતા પેદા થાય છે કે લોર્ડકેલ્વીનની ગણત્રી પ્રમાણે એ **ખરતા તારાનું ઉષ્ણમાન ૩૦થી૪૦ લાખ ડીગ્રી (અંશ)** જેટલુ હોય છે. કે જે ઉષ્ણમાન આપણને તો હજી તદન અજ્ઞાત છે આટલી બધી ઉષ્ણતાને લીધે ખરતા તારા અત્યંત પ્રકાશિત હોય છે અને તેનું વજન અને પ્રમાણ ઘણું નાનું હોવાને લીધે પૃથ્વીપર પડે તે પ્હેલા તે વાયુરૂપે હવામાં મળી જાય છેઃ અને જો મોટા પ્રમાણવાળા હોય છે તો પ્રતિઘાત ( Resistance ) ને લીધે તે પદાર્થ ફાટીને ચૂરેચૂરા થઇ જાય છે અને ફાટતી વખતે કોઇવાર વીજળીના જેવો કડાકો પણ થાય છે. અને માત્ર જે ઘણા જ મોટા હોય છે તે જ પૃથ્વીપર પડે છે. આ ઉપરથી સહજ ધ્યાનમાં આવશે કે આપણું વાતાવરણ આપણને એક રીતે નહીં પણ ઘણી રીતે ઉપયોગી છે. જો એ નહી હોત તો આવા ખરતા તારાથી આપણને શું નુકસાન થાત એ કલ્પવું પણ મુશ્કેલ છે. કારણ યેલ વિદ્યાલય (University) ના મહાનપ્રોફેસર ન્યુટનની ગણત્રી પ્રમાણે એક **રાત્રિમાં લાખો ખરતા તારા આપણા વાતાવરણ સાથે અથડાય છે!**

આ ખરતા તારા બે પ્રકારના છે. એક સૂર્યની આસપાસ ફરે છે અને તેથી નિયમિત વખતે પૃથ્વીની પાસે આવે છે અને બીજા સૂર્યની આસપાસ ફરતા નથી પણ તેઓ વિશ્વમાં રખડતા રખડતા પૃથ્વીની છેક પાસે આવી જવાને લીધે આપણા વાતાવરણમાં પૃથ્વીના આકર્ષણથી ગુંચવાઇ જાય છે અને આખરે ઉપર કહ્યા પ્રમાણે નાશ પામે છે. જે સૂર્યની આસપાસ ફરે છે તેના પણ જુદા જુદા સમૂહ હોય છે અને એવાં ઝુમખાં હમેશાં

સાથે ફર્યાં કરે છે. એવાં ઘણાં ઝુમખાં છે પણ તેમાંનાં માત્ર ચાર સિવાય બાકીનાં ઘણાં અગત્યનાં નથી. જે અગત્યના ચાર સમૂહ છે તેઃ (૧) એન્ડ્રોમીડ, (૨) પરસીડ, (૩) લાઈરીડ, (૪) લીઓનીડ, એ નામથી ઓળખાય છે.

આ ચાર સમૂહ વિષે વિવેચન કરતાં પહેલાં એ ચાર સમૂહ શી રીતે ઉત્પન્ન થયા અને ક્યાંથી આવ્યા એ વિષે વિચાર કરવો અગત્યનો છે.

ઇ. સ. ૧૮૨૬ માં બેલા નામના એક આસ્ટ્રીઆ દેશના જ્યોતિષીએ એક ધૂમ્રકેતુ શોધી કાઢ્યો અને તેણે ગણત્રી કરી નક્કી કીધું કે એ કેતુનો પરિવર્તન કાળ (Time of Revolution) આશરે સાડા ૭ વર્ષનો છે, અર્થાત્ એ કેતુને સૂર્યની આસપાસ ફરતાં સાડા-૭ વર્ષ લાગે છે. આ ગણત્રી ઉપરથી એ કેતુ પાછો સને ૧૮૩૨ માં પાછો દેખાશે એમ આશા રાખવામાં આવતી હતી. પણ ઇ. સ. ૧૮૩૨ અને ૧૮૩૯ માં પૃથ્વીની સ્થિતિ એવી હતી કે જેથી કરીને એ કેતુ જોઇ શકાય નહીં અને તેથી ઇ. સ. ૧૮૪૫ માં એ કેતુ જોવાને સારૂ તૈયારી કરવામાં આવી. તે વર્ષમાં ધારવા પ્રમાણે તે ગણત્રી કરેલે વખતે દેખાયો અને જ્યારે તે પ્હેલો જોવામાં આવ્યો ત્યારે તે એક સાધારણ ધૂમ્રકેતુ જેવો જ હતો અને તે સિવાય કાંઇ પણ વિશેષતા જણાઇ નહીં. પણ થોડા દિવસ પછી એટલે ઇ. સ. ૧૮૪૬ ના જાનેવારી મહિનામાં જોયું તો તેના બે ભાગ પડેલા માલમ પડયા. તે બે ભાગના પ્રકાશમાં ઘણો જ ફેર હતો, અને તેની સાથે તે એક બીજા વચ્ચે ઘણું અંતર પડી ગયલું જણાયું. પ્હેલવ્હેલાં તો એ બે ભાગ ન્હાના મ્હોટા હતા પણ ધીમે ધીમે ન્હાનો ભાગ મ્હોટો થવા લાગ્યો અને આખરે તે પોતાના જોડીઆ જેવડો જણાયો. પાછો ક્રમ બદલાવા માંડયો, એટલે, કે જે પ્હેલાં ન્હાનો હતો તે પાછો ન્હાનો થવા માંડયો અને માર્ચ મહિનામાં તો તે તદ્દન અદૃશ્ય થઇ ગયો, અગર જો બીજો ભાગ પૃથ્વીના લોકોને એક મહિનો વધારે દેખાયો; અને પછી તે પણ અદૃશ્ય થઇ ગયો. આવા અદ્ભુત અને કોઇ દહાડો નહીં બનેલા બનાવને લીધે એ કેતુના પાછા આવવાની વાટ સઘળા જ્યોતિર્વિદો ઘણી આતુરતાથી જોતા હતા. તેનો પુનરાગમનનો કાળ ઇ. સ. ૧૮૫૨ હતો અને તે વખતે તે દેખાયો પણ ખરો, પણ આ વખતે પણ પાછું જોડકું દેખાયું, અને ૧૮૪૬ કરતાં આ વખતે તે બેનો અંતર ઘણો વધી ગયો હતો અને એક જ્યોતિર્વિદની ગણત્રી પ્રમાણે એ અંતર આશરે ૨૦૦૦૦૦૦ માઇલ જેટલું હતું. આ જોડકું પાછું તે વર્ષના સપ્ટેમ્બરમાં અદૃશ્ય થઇ ગયું અને ઈ. સ. ૧૮૫૯ માં તે પાછો જણાશે એ વાટ જોઇને ખગોળ વેત્તાઓ બેઠા. આ વખત પણ ઇ. સ. ૧૮૩૨ અને ઈ. સ. ૧૮૩૯ ની પેઠે પૃથ્વીની સ્થિતિ એવી હતી કે તે જોઇ શકાયો નહીં. ઈ. સ. ૧૮૬૫ માં પણ તે જણાયો નહીં અને આ વખતે એમ ધારવામાં આવ્યું કે પૃથ્વીથી તે ઘણે અંતરે હોવાથી આમ થયું. પણ ઈ. સ. ૧૮૭૨ ના સપ્ટેમ્બર માં તો સઘળી વાતે અનુકૂલતા હતી, અને તેથી તે દેખાશે એમ નક્કી હતું. પણ ઘણી આશ્ચર્યની વાત છે કે તે વર્ષમાં પણ તેનાં દર્શન કોઇને થયાં નહીં. જે નક્ષત્રમાં એ દેખાવાનો હતો તે જ નક્ષત્રમાં આપણી પૃથ્વી આશરે બે મહિના પછી પ્હોંચી અને જ્યારે ત્યાં પૃથ્વી આવી તે વખતે એટલે ઈ. સ. ૧૮૭૨ ના નવેમ્બર તા. ૧૭ મીએ એક ભારે ઉલ્કાપાત થયો; અને અગરજો એ ઉલ્કાપાતનો પ્રકાશ

બહુ તેજસ્વી મહોતો તો પણ તે એક પછી એક એટલી ઝડપથી અને એટલી મ્હોટી સંખ્યામાં પડયા હતા કે એક સાધારણ મનુષ્યનું પણ ધ્યાન ખેંચાયા વગર રહે નહીં. ત્યારપછી હજુ પણ એ કેતુ દેખાયો નથી પણ તેને બદલે દર વર્ષે નવેમ્બરની તા. ૨૭ મીએ થોડા ઘણા ઉલ્કાપાત થાયછે. બેલાના ધૂમ્રકેતુનો ઇતિહાસ આ પ્રમાણેનો છે. અને હવે એ ઉપરથી આપણે શો સિદ્ધાંત કાઢી શકીએ તેનો વિચાર કરવો જરૂરનો છે. ૧૮૨૬માં એક ધૂમ્રકેતુ દેખાય છે અને એનો એ જ પાછો ૧૮૪૫માં દેખાય છે.બે મહિના પછી તેના બે ભાગ થાય છે. ૧૮૫૨ માં પાછા બે ભાગ દેખાય છે, પણ આ વખતે તે ઘણે લાંબે અંતરે દેખાય છે. અને ૧૮૭૨ માં એ ધૂમ્રકેતુ અથવા તેનાં બે ભાગ દેખાવાને બદલે તેજ જગ્યેથી ઉલ્કાપાત થાય છે. આ ઉપરથી આપણે માત્ર એક જ નિર્ણયપર આવી શકીએ અને તે એ જ કે કાંઈ સ્વાભાવિક પણ અત્યાર સુધી અજ્ઞાત કારણને લીધે એ ધૂમ્રકેતુમાં કાંઇક અસાધારણ ક્ષોભ થયો. તે ક્ષોભના બળે તેના બે ટુકડા થયા અને તેજ બળને લીધે તે બે ટુકડાના પણ બીજા નાના નાના ટુકડાઓ થઇ જવાથી તે દેખાતો બંધ થયો. આ ટુકડાઓની ધૂમ્રકેતુ તરીકેની ગતિ અને આ બળથી પ્રાપ્ત થયલી ગતિ એ બે ગતિના યોગથી ફલિત થતી ગતિ ( resultant motion ) ને લીધે દરેક ટુકડો જુદા જુદા વેગથી ગતિમાન થયો, અને તેથી એ ટુકડા એક ઠેકાણે હોવાને બદલે અસલના ધૂમ્રકેતુના માર્ગના જુદા જુદા ભાગમાં વ્હેંચાઈ ગયા. આવા ટુકડાઓ જ્યારે સાડા ૭ વર્ષે ફરતા ફરતા પૃથ્વી પાસે આવે છે ત્યારે ભારે ઉલ્કાપાત થાય છે, તે છતાં પણ બીજા ટુકડાઓ ધુમ્રકેતુના માર્ગમાં બધે પથરાઇ ગયલા હોય છે તેથી દર વર્ષે પણ થોડા થોડા તા. ૨૭ મી નવેમ્બરે પડતા જોવામા આવે છે. જો બધા કકડા એક જ ગતિથી ચલન કરતા હોત તો આવો ઉલ્કાપાત હમેશાં દર સાડા ૭ વર્ષે જ થાત. પણ એક ઠેકાણે નહીં હોવાને લીધે જ્યારે જ્યારે પૃથ્વી એક વર્ષ પછી અમુક જગ્યાએ આવે છે તે વખતે અને તે જગ્યાએ આ ટુકડા થોડા ઘણા હોય છે અને તેથી દર વર્ષે તે જ તારીખે ઉલ્કાપાત થાય છે. જેમ વખત જાય છે તેમ એ ટુકડા વધારે વધારે પથરાતા જાય છે અને તેથી દર વખતે ઉલ્કાપાતનું જોર નરમ થતું જોવામાં આવે છે

આવી રીતે બેલાના ધૂમ્રકેતુનો નાશ થયો, અને નાશ થયા પછી આવી રીતે ઉલ્કાપાત થાય છે એ ઉપરથી એવુ માનવામાં આવે છે કે દરેક ઉલ્કાપાતનું આ જ કારણ હોવું જોઇએ. એટલે કે દરેક ખરતો તારો એ કોઇ મોટા ધૂમ્રકેતુનો ભાગ છે.

(૧) ઉપર કહેલા ચાર સમૂહમાંનો પહેલો જે **એન્ડ્રોમીડ** સમૂહ છે તે જ આ બેલાના ધૂમ્રકેતુના કટકાનો બનેલો છે. એને એન્ડ્રોમીડ એવી સંજ્ઞા આપવામાં આવી છે કારણ એ ખરતા તારાઓ એન્ડ્રોમીડા નામના નક્ષત્રમાંના એક અમુક બિંદુમાંથી પૃથ્વી તરફ આવતા હોય એમ જણાય છે અને એ બિંદુને નિર્ગમનબિંદુ ( Radiant ) એ નામ આપવામાં આવ્યું છે. ખરૂં જોતા એ બધા તારાઓ સમાંતર રેખામાં પડે છે પણ દૃગ્દોષ ધર્મ (Perspective) ને લીધે જ જાણે તે એક બિંદુમાંથી નિકળતા હોય એમ આપણને ભાસ થાય છે. આ તારાઓ બેલાના કેતુના માર્ગમાં સર્વ ઠેકાણે ઓછા વત્તા હોવાને લીધે દરવર્ષે તા. ૨૭ મી નવેમ્બરે ખરતા જોવામાં આવે છે.

(૨) બીજો સમૂહ જે પરસીડના નામથી ઓળખાય છે તેમાંથી ખરતા તારા પરસીઅસ નામના નક્ષત્રમાંના એક બિંદુમાંથી નીકળતા હોય એમ ભાસે છે અને એ તારાઓ દરેક વર્ષે તા. ૯-૧૦-૧૧ મી ઑગસ્ટની રાત્રિએ પડતા માલમ પડે છે. આ ખરતા તારાઓ એટલા બધા વીખરાઇ ગયલા છે કે એ ઉલ્કાપાત પણ દર વર્ષે જોવામાં આવે છે. આ ખરતા તારાઓનો માર્ગ નક્કી કરવામાં આવ્યો છે, અને તેપરથી એમ પણ નક્કી થયું છે કે એ તારાઓનો માર્ગ અને સને ૧૮૬૩ ના ત્રીજા ધૂમ્રકેતુનો માર્ગ એક જ છે. આથી કરીને આપણે ખરતા તારાના મૂળ વિષે જે અનુમાન કર્યું છે તેને પુષ્ટિ મળે છે અને આ ખરતા તારા એક વખતે આ કેતુના કોઇ ભાગના ટુકડા થઇ જવાથી જન્મ પામ્યા હોય એમ પણ માનવાને કારણ મળે છે

(૩) ત્રીજા સમૂહને લાઇરીડ કહે છે કારણ કે તેમાંના તારા લાયરા નામના નક્ષત્રમાંથી નીકળતા દેખાય છે. અને એમાંના તારા દર વર્ષે એપ્રિલ મહિનાની તા. ૧૯ મી અથવા ૨૦ મી એ પડતા જણાય છે. આ સમૂહનો માર્ગ અને સને ૧૮૬૧ ના પહેલા ધૂમ્રકેતુનો માર્ગ એક જ છે અને તેથી આ સમૂહ પણ એ કેતુનો ભાગ હોય એમ લાગે છે.

(૪) ચોથા સમૂહને લીઓનિડ એવુ નામ આપવામાં આવ્યું છે. અને આ ચારે સમૂહમાં આ સમૂહ જ ઘણો અગત્યનો છે, કારણ જ્યારે એમાથી તારા ખરે છે ત્યારે ખરેખર એક જોવા લાયક દેખાવ થઇ રહે છે. એમાથી ખરતા તારા ઘણા જ પ્રકાશવાળા હોયછે અને એવડી મોટી સંખ્યામાં એકીવખતે પડે છે કે જોનારને તે વખતે ત્રાસ ઉત્પન્ન થયા સિવાય રહેતો નથી. જ્યારે જ્યારે આ ઉલ્કાપાત લોકોના જોવામાં આવ્યા છે ત્યારે ત્યારે પૃથ્વીનો પ્રલયકાળ આવ્યો છે એવી જ લાગણી લોકોના મનમાં ઉત્પન્ન થઇ છે એમ ઐતિહાસિક વૃત્તાંત ઉપરથી માલમ પડે છે દૃષ્ટાંત તરીકે, ૫૯૯ ના વર્ષમાં અરબસ્તાનમાં આવો એક ઉલ્કાપાત થયો હતો અને તે કાળના ઇતિહાસમાં નીચે પ્રમાણે તેનું વર્ણન જોવામાં આવે છે.

" મોહરમને છેલ્લે દિવસે તારાઓ આમ તેમ દરેક દિશામા તીડના ટોળાંની પેઠે દોડવા લાગ્યા અને એવી રીતે છેક સવાર થતા સુધી એ ઉલ્કાપાત ચાલુ રહ્યો. લોકો બારે ગભરાટમાં પડી ગયા અને ઈશ્વરની પ્રાર્થના કરવા લાગ્યા. આવો દેખાવ ફક્ત ઈશ્વરના દૂત (Messenger of God) નો જન્મ થયો તે વખતે થયો હતો અને તે સિવાય કોઇ પણ દહાડો જોવામાં આવ્યો નહોતો. વિ. "

ઈ. સ. ૧૮૩૨માં જ્યારે આ જ સમૂહના તારા તા. ૧૧ મી નવેમ્બરે ખરવા માંડયા ત્યારે વીએન નદીના નવા પુલનો પાયો નાખવામાં રોકાયલા મજૂરોને તે જોઇને પહેલવહેલાં તો કાંઈ ગમ ન પડી. પણ થોડા વખત પછી એ રંગબેરંગી મોટા જથામાં પડવા માંડયા ત્યારે તો તે ગભરાયા અને પોતાનું કામ છોડી પોતાના ઘર તરફ દોડવા માંડયું અને દોડતા દોડતા બૂમ પાડવા લાગ્યા કે દુનીઆંનો અંત આવ્યો છે.

ઈ. સ. ૧૮૩૩ માં એટલે બીજે જ વર્ષે પાછા પડયા ત્યારે તે અમેરિકામાં દેખાયા અને જેવી રીતે આરબ લોકોને તથા ઉપલા મજૂરોને ગભરાટ ઉત્પન્ન થયો હતો તે જ પ્રમાણે ત્યાંના હબસીઓને પણ ભય ઉત્પન્ન થયો. આવો ભય ઉત્પન્ન કરનાર અને દબદબા ભરેલો તેનો દેખાવ જ તેની અગત્યતાનું મૂળ કારણ છે.

જેમ એન્ડ્રોમીડ, પરસીડ અને લાયરીડ, એન્ડ્રોમીડા, પર્સિઅસ અને લાયરા નક્ષત્રમાંથી પડતા દેખાય છે તેમ લીઓનિડ "લીઓ"માંથી પડતા દેખાય છે, અને તેથી તેઓ લીઓનિડ કહેવાય છે. ઉપલા ત્રણ નક્ષત્રના આપણામાં નામ નથી પણ "લીઓ" જેને આપણે સિંહરાશિ કહીએ છીએ તે છે. અને તેથી લીઓનિડને સિંહસ્થની સંજ્ઞા આપીશું. આ સિંહસ્થ તારા વિષે ખરેખરી શોધ સને ૧૮૩૩ થી શરૂ થઈ એમ કહીએ તો ચાલે, કારણ કે અગર જો પ્રો. હુમ્બોલ્ટે સને ૧૭૯૯ ની તા. ૧૩મી નવેમ્બરે એવો ઉલ્કાપાત જોયો હતો તોપણ એ વિષે તેણે પોતાની નિરીક્ષા વધારે વખત જારી નહીં રાખવાથી એ તેનું ખરૂં કારણ અને તેનો સૂર્યની આસપાસ ફરી રહેવાનો ખરો વખત નક્કી કરી શક્યો નહીં. પણ ઇ. સ. ૧૮૩૩ પ્રો. ઓલ્બર્સે એ વિષેની ગણત્રી કરી નક્કી કર્યું કે તે ૩૪ વર્ષમાં સૂર્યની આસપાસ એક વખત ફરી રહે છે અને તેથી તે પાછા ઈ. સ. ૧૮૬૭-માં દેખાશે એમ ભવિષ્ય ભાખ્યું. ત્યાર પછી એ બાબતમાં યેલ વિદ્યાલયના પ્રો. ન્યુટને એ વિષયપર ઘણું લક્ષ આપ્યુ અને તે એવા નિશ્ચયપર આવ્યો કે આ સમૂહ ૩૩⅓ વર્ષે પૃથ્વીની પાસે આવે છે, અને એ સમૂહનો માર્ગ પૃથ્વીના માર્ગને છેદેછે, અને એ છેદબિંદુ આગળ પૃથ્વી જ્યારે આવે છે ત્યારે જો એ સમૂહ ત્યાં હોય છે તો ઉલ્કાપાત થાય છે, અને એવો સંયોગ દર ૩૩–૩૪ વર્ષે બને છે. ત્યારપછી એ બાબતમાં જે શોધો થઈ છે તેમાંની મુખ્ય શોધ એ છે કે આ સમૂહ જે માર્ગમાં ગતિ કરે છે તે જ માર્ગમાં એક દૂરબીનદૃશ્ય (Telescopic) કેતુ ગતિ કરે છે. આપરથી સિદ્ધ થાય છે કે જેમ બેલાના ધૂમ્રકેતુના કટકાથી એન્ડ્રોમીડ જન્મ પામ્યા છે તેમ આ સિંહસ્થ પણ આ કેતુના એક મોટા ભાગના નાશ થવાથી ઉત્પન્ન થયા છે અને આથી આપણે ઉલ્કાપાતના મૂળ વિષે જે સિદ્ધાંત કહ્યો તેને વિશેષ પુષ્ટિ મળે છે.

ઉપર કહેલા ત્રણ સમૂહમાં અને આ સિંહસ્થ સમૂહમાં આટલો ભેદ છે કે ઉપલા ત્રણ સમૂહમાંથી ઉલ્કાપાત દરવર્ષે થાય છે પણ સિંહસ્થ ઉલ્કાપાત ૩૩ વર્ષે જ થાય છે અને તેનું કારણ એટલું જ છે કે બીજા સમૂહના કટકા સાથે ફરતા નથી પણ સઘળે ઠેકાણે વીખરાઈ ગયલા હોવાથી દરેક વખતે જ્યારે પૃથ્વી અમુક અમુક વખતે આકાશના તે ભાગમાં આવે છે ત્યારે એ સમૂહમાંથી કોઈ કોઈ પણ ત્યાં આવી પ્હોંચેલા હોય છે, પણ સિંહસ્થનો સમૂહ સાથે ફરતો હોવાથી તે સમગ્ર સમૂહ છેદના બિંદુ પાસે ૩૩ વર્ષે સાથે આવે છે અને તેથી એ ઉલ્કાપાત ૩૩ વર્ષે જ થઈ શકે છે, પણ જ્યારે તે ઉલ્કાપાત થાયછે, ત્યારે એકદમ સામટો મોટો જથ્થો પડવાથી દેખાવ અદ્ભુત થાયછે–ઘણી વખતે એ ઉલ્કાપાત બે ત્રણ વરસ સુધી પણ થાય છે અને તેનું પણ આ જ કારણ છે. સમૂહ ઘણો મોટો હોય છે અને ગતિ ઘણી ધીરી છે તેથી જ્યારે પૃથ્વી (ક) બિંદુ આગળ હોય છે ત્યારે એ સમૂહના અગ્ર ભાગ (ખ) આગળનો ભાગ પડીશકે છે. બીજે વર્ષે જ્યારે પૃથ્વી



ખુલાસો—ક્ષ. ( અંડાકાર આકૃતિ )=ઉ- લ્કાનો ગતિમાર્ગ.
ગ. ( ચક્રાકાર આકૃતિ )=પૃ- થ્વીનો પરિક્રમણમાર્ગ.
પૃ =પૃથ્વી.
ઉ. ( શાહીથી ભરેલો ભાગ )= ઉલ્કાસમૂહ.
ક ખ. }= ક્રમવાર, પૃથ્વીની ગતિના અને ઉલ્કાની ગતિના માર્ગમાં સ્હામસ્હામાં અને પાસેમાંપાસેના બિન્દુઓ.

(ક) આગળ આવે છે ત્યારે સમૂહનો મધ્ય ભાગ (ખ) આગળ આવેલો હોય છે અને તેથી ત્યાંથી ઉલ્કાપાત થાય છે અને ત્રીજે વર્ષે તેનો અંત ભાગ ( ખ ) આગળ હોય છે તેથી ને બાગમાંથી ઉલ્કાપાત થાય છે. આને લીધે કેટલીકવાર બે ત્રણ વર્ષ સુધી પણ ઉલ્કાપાત જારી રહે છે.

છેલ્લો સિંહસ્થ ઉલ્કાપાત ઈ. સ. ૧૮૬૬ માં યુરોપમાં જોવામાં આવ્યો હતો અને ઈ.સ ૧૮૬૭માં અમેરિકામાં થયો હતો. અને આપણે ઉપર કહી આવ્યા તે નિયમ પ્રમાણે એટલે દર તેત્રીશ વર્ષે અને તેની આસપાસના એક બે વર્ષમાં તે પડવાની ગણત્રી પ્રમાણે ગયે વર્ષે રહેજ ઉલ્કાપાત થયો હતો અને તે વખતે હુારવાર્ડ માં ૮૦૦ તારા પડયાની ગણત્રી કરવામાં આવી હતી. અને તેથી આ વર્ષે પણ તા.૧૩ મી નવેમ્બર અથવા તેની આસપાસના એક બે દિવસમા તે પડશે એવી આશા રખાતી અને તેને જોવા સારૂ ખગોળવેત્તાઓએ સર્વ ઠેકાણે ભારે તૈયારી કરી હતી. પણ કાંઈક કારણસર તે ઉલ્કાપાત હોણુ થયો નહીં. સઘળી તૈયારીઓ નિષ્ફળ ગઈ અને સર્વે નિરાશ થઈ ગયા. આવતે વર્ષે એ જ તારીખે પાછા દેખાશે એવી આશા રહે છે અને જો આવતે વર્ષે પણ ઉલ્કાપાત નહીં થાય તો હવે ફરીથી કોઇવાર પણ દેખાશે કે નહીં તે વિષે પણ ઘણો શક રહે છે.

(૧) આવા ઉલ્કાપાતની નિરીક્ષા કરવાથી બે બાબત નક્કી થાય છે. એક તો એ તારાઓનું નિર્ગમનબિંદુ અને બીજું. આપણા વાતાવરણની ઊંચાઈ. નિર્ગમનબિંદુ નક્કી કરવાને સારૂ ઉલ્કાપાતના ફોટોગ્રાફ લેવામાં આવે છે, અને વાતાવરણની ઉંચાઈ નક્કી કરવાને બે નિરીક્ષકો કેટલેક અંતરે રહી નિરીક્ષા કરે છે અને તે ઉપરથી 'પેરેલેક્સ' નક્કી કરી ઉંચાઈ નક્કી કરેછે. અત્યાર સુધી વાતાવરણની ઉંચાઈ ૪૫ માઇલ જેટલી મનાતી પણ ઉલ્કાપાતની નિરીક્ષાપરથી નક્કી થાય છે કે તે આશરે ૨૦૦ માઇલ સુધી છે, કારણ કે અગર જો ઘણાખરા તારા ૭૫ માઇલની ઊંચાઈએ જ પ્રકાશિત થાય છે તોપણ કેટલાક તારાઓ ૨૦૦ માઇલની ઉંચાઇએ પ્રકાશિત થયલા જોવામાં આવ્યા છે.

(૨) આ વર્ષે સિંહસ્થ સમૂહ કેમ ગુમ થઈ ગયો તેનું મુખ્ય કારણ એમ જણાવવામાં આવે છે કે ઈ. સ. ૧૮૭૦ માં તે સમૂહ શનિશ્ચરની અને ઈ. સ. ૧૮૯૮ માં બૃહસ્પતિની ઘણીજ નજદીકમાં આવી ગયો હતો અને તે બેના આકર્ષણથી એણે પોતાનો મૂળ માર્ગ બદલ્યો છે, અને તેને લીધે જે છેદનબિંદુપર દર ૩૩ વર્ષે એ સમૂહ આવતો તે બિંદુપર નહીં આવતાં તેની ગતિ કાંઈ જુદી તરેહની જ થઈ ગઈ છે. એ સિવાય બીજું કારણ એ છે કે હાલમાં એક નવો ગ્રહ શોધી કહાડ્યો છે જેને ઈરોસ કહે છે અને તેના આકર્ષણથી પણ એના માર્ગમાં કાંઈક ફેરફાર થયો હોય એમ મનાય છે. આ બે ફક્ત કલ્પનાઓ છે અને એ કલ્પના ખરી છે કે ખોટી તે નક્કી કરવાને આપણે એક વર્ષની વાટ જોઇશું.

ૐ

# મનુષ્ય એ જ દેવ.

અથવા

## માનવદિવ્યતાનું આનન્દપ્રભાત.

( મળેલુ )*

વર્ષાઋતુના એક ઉત્સાહવર્ષિ પ્રભાતે આનન્દસાગર અને કરુણાપ્રસાદનામક બે આર્ય ગૃહસ્થો ચરણવ્યાયામાર્થે રાજનગરના ઉપવનમાં જતા હતા.

ચરણક્રિયાશ્રાન્ત, શીતલવનપવનલુબ્ધ, તેઓ સાભ્રમતિતીરની ધવલ વાલુકાના સૌંદર્યે આકર્ષાઇને ભૂમિને પવિત્રાસન માની ત્યાં બેઠા

અનન્તર પ્રસન્નમાનસ એવા આનન્દસાગરની ભદ્રા મુદ્રાથી ઉત્તેજિત થઈ કરુણાપ્રસાદ તેમની પ્રતિ આ પ્રમાણે ધ્વાન્તનિવારક પ્રશ્નો કરવા લાગ્યા.

ક૦ આજે અહુણા મારી પ્રકૃતિ ઉત્સાહવતી વર્ત્તે છે તે કિમ્મૂલિકા હશે ?

આ૦ તે અજ્ઞાનમૂલિકા છે. અભિનવ વનપવને કરીને હૃદયયંત્રદ્વારા તમારા શરીરમાં રુધિરાભિસરણ સર્વાઙ્ગ સમ્યક્ પ્રકારે થાય છે. તમારાં તનુમન વિષે કોઇ પણ જાતિના ક્લેશનો અહુણા અભાવ છે. અને તમારી ત્રિવિધ સંતાપકારિણી ભાવનાઓ વિસ્મૃતિના પટમાં સક્રાન્તા થઇને અહુણા અનુદ્ભુતા જેવી છે તેનો એ પરિણામ છે. વળી તમારી નિત્ય પ્રલયરૂપા ગતરાત્રિની નિદ્રા એની જનની છે. પૂર્વાં જાગૃતિના દુઃખાનુભવથી શ્રાન્ત થયેલું તમારૂં અજ્ઞાન, નિદ્રારૂપા વિશ્રાન્તિને પામીને પુનઃ સજીવન થતાં, તમારે અર્થે ઉત્સાહને અર્પે છે.

સમષ્ટિઅજ્ઞાન, દીર્ઘકાલાવચ્છિન્ન પ્રલયે કરી વિશ્રાન્તિને પામીને પુનઃ સજીવન થાય છે; તદ્વત્.

ક૦ સમ્યક્. પણ અહુણા મારી વૃત્તિમાં આનન્દ પ્રવર્તે છે તે કિમ્મૂલક હશે ? મને લાગે છે જે ગુલૂ ગુલૂ શબ્દના મંજુલ રવે કરી શબ્દાયમાના એવી આ સરિતાના નિર્મળ અને ધવલ જલપ્રવાહને નિરીક્ષીને; નાનારંગિ પક્ષીઓના મધુર અને સંગીતમય કલ્લોલ શૃણીને; તેમજ અનન્ત રશ્મિવાન સૂર્યની ઉદયકળાનો વૈભવ વિલોકીને મને આહ્લાદ

---

* લખનાર—રા. આનન્દનન્દન. પ્રતિજ્ઞા આ અંકમાં ઉપર જણાવેલું ગદ્ય છે, તેમાં સંસ્કૃત કોષમાં ન દાખલ થયેલો એવો અન્ય કોઇ ફારસી–અરબી–શબ્દ જે કોઈ દેખાડશે તેમાંથી એ શબ્દ પ્રથમ દેખાડનાર ગૃહસ્થને એક શબ્દ માટે એક સુદર્શન એક વર્ષ પર્યંત અને અધિક શબ્દ માટે એક સુદર્શન બે વર્ષ પર્યન્ત ભેટ આપવામાં આવશે.

નો સ્વર મને અલ્પ સ્વલ્પ કર્ણે પડતો તે, જાણે, સરસ્વતી વીણા લેઇને ગાન કરતી હોય એમ જણાતું. સારાંશમાં સાક્ષાત્ કંદર્પપત્નીની ઉપમાવતી એ ઉચ્ચકુલાભિજાતા યુવતિની પ્રાપ્તિના નાદમાં હું નિજ સ્વરૂપને વિસ્મરતો. પણ હું રંકને એ રત્ન દુર્લભ, એમ જાણી, ભગ્નમનોરથ વિચરતો. એવામાં મારી માતામહી પંચત્વને પામ્યા અને અન્યાન્ય દૌહિત્રોની અપેક્ષાએ રૂપવાન તથા બુદ્ધિમાન ગણી મને જ પંચ લક્ષ રૌપ્ય મુદ્રાનો સ્વામી સ્થાપી ગયાં. એ સમાચાર શ્રવણતાં જ મને જે મહદ્ આનન્દ થયો છે તે વાણીથી વર્ણવવાને હું અશક્ત છું.

તદનન્તર, મને ધની અને સુંદર યુવાન માનીને એ કન્યાના માતપિતાએ તેનો મારી સંગે સંબંધ કરી અમારા લગ્નનો સમારંભ કર્યો. લગ્નમાં મંજુલ વાદ્ય વાગતાં તે સ્વર્ગના દુંદુભિ કરતાં હું અધિક મમજતો. લોકોનો સમાજ મળતો તે હું દેવો કરતાં અધિકતર માનતો. અને જે દિને હું એ મુગ્ધા કન્યાને પરણી પત્ની કરી મારે મંદિરે લાવ્યો, તે દિનના અનુપમ આનન્દ પણ વાણીએ કરી કહેવાને હું અશક્ત છું

આજે તે પ્રચુરધન અને મનોરમા પત્ની પણ વિદ્યમાન જ છે. પણ તે ઉભયે મને લેશ પણ આનન્દ અર્પતાં નથિ. પણ સારે તેઓ તદ્વિરુદ્ધ શું અર્પે છે તે, જેમને વિષે મેં પૂર્વે અતિ ઉચ્ચ અભિપ્રાય બાંધ્યો હતો અને જેનું તદનુસારિણી ભાષામાં મેં આપની પાસે વર્ણન કર્યું; માટે લજ્જા પામીને પ્રચ્છન્ન રાખુછું. વળી મારી વાસનાઓ અને વિષયાનંદના વર્તુલમાંથી નીકળી તેમણે વિદ્યાનંદવર્તુલમાં પ્રવેશ કર્યો છે પણ આપ મહાશયની કૃપાએ કરી આ તુચ્છ સૃષ્ટિમાં "जे जे मृषा ते ते दुःखरूप" માટે એકંદર સર્વ એવો અનુભવનો નિષ્કર્ષ પામીને તે જાલથી પણ હું મુક્ત થઇશ. હું મારા પૂર્વાનુભવોગી જાતનિશ્ચય થતો જાણુંછું અને મને લાગે છે જે પનર્થ શોકતંતુ છે, અને આત્મા જ આનંદરૂપ છે.

આ૦ સાધુ સાધુ અહો! દેવોને પ્રિય એવા નરપુંગવ! તમારો નિશ્ચય સમીચીન છે; અને તે કલ્યાણને અર્પનારો છે.

મૃષા એવી આ સૃષ્ટિમાં અજ્ઞાનપ્રયોદ્ભવ વિવિધ વાસનાઓનું જાળ અતીવ દુસ્તર છે. તદપિ તમારા એ નિશ્ચયથી અભ્યાસબળે તમે તે જાળને પણ ભેદશો.

सहस्रेभ्यः सहस्रेभ्यः । कश्चिदुत्थाय वीर्यवान् ॥
भिनत्ति वासनाजालं । केसरी पंजरं यथा ॥

કે૦ આપના અનુગ્રહથી તેમ થશે.

આ૦ અસ્તુ સારે આજની પ્રભાતચર્ચાથી તમને દુઃખનું સ્વરૂપ અને પદાર્થોની દુઃખરૂપતા તથા આનન્દનું સ્વરૂપ અને આત્માની આનન્દરૂપતા અનુભવગમ્ય થયાં.

કે૦ નિઃસંશય પણ ત્રણ અવસ્થાયુક્ત આ દેહત્રયાદિ સમસ્ત પ્રપચ શું છે? યદ્યપિ આપે 'આત્મા અને પરમાત્મા' વિષયક ગઈ વેળાના સંવાદમાં મને કહ્યું હતું જે તે આત્મા અને પરમાત્માની તુચ્છ એવી ઉપાધિનું કાર્ય છે, તદપિ પુનરપિ કૃપા કરી એ તદ્વિષયક વિશેષ અનુશાસન કરો.

આ૦ અસ્થિર, વિકારવત્ અને અસુંદર;'અનિત્ય, દશ્ય, અને અજ્ઞ એવા પ્રપંચના, પરથીજ જણાય છે જે તે મૃષા છે. એ પ્રપંચરૂપ નાનાત્વ નથિ પોતાને જાણતું.

અને નથિ તમને જાણતું. પણ તમે તેને જાણોછો. જે જેને જાણે તે તેથિ ભિન્ન. તેમ પ્રપંચથી ભિન્ન તમે આત્મા છો. સમસ્ત પ્રપંચ તમારી કલ્પના માત્ર છે. જો કલ્પાય છે ત્યારે ભાસે છે, અને પશ્ચાત્ શાંત થાય છે તે મૃષા છે; અસદ્રૂપ છે; વસ્તુતઃ નથિ જ. પણ તમે આત્મા સદ્રૂપ છો.

ક૦ સમ્યક્ પણ ત્યારે મને દુઃખ કેમ થાય છે (૧) કિમ થાય છે? અને અને (૨) તે ગમતુ કિમ્ નથિ?

આ૦ (૧) જે નથિ તમે, અને તમારાં એવા મિથ્યા દેહત્રયાદિને સત્ય માની તેમાં તમારૂં કલ્પિત તાદાત્મ્ય થાય છે.

(૨) તમને દુઃખ ગમતું કિમ્ નથિ તેનું કારણ તમે મૂળ પરમ સુખરૂપ છો. એ વિષે વિશેષ આજના પ્રસંગમાં અતઃપર વક્ષ્યમાણ છે.

ક૦ કૃપા, અને અને હું સમ્યક્ પ્રકારે સમજ્યો જે દેહત્રયાદિ જે જે કંઈ મને ભાસે છે તે સર્વ અસદ્રૂપ મૃષા છે, જેને કારણભૂતા મૃષા એવી મારી વ્યષ્ટિ ઉપાધિ છે. હું સ્વયં સત્ય સદ્રૂપ છુ.

આ૦ સાધુ વ્યષ્ટિ અને સમષ્ટિ ઉપાધિ જેને કારણભૂતા છે એવો આ સમસ્ત પ્રપંચ અસદ્રૂપ છે અને તમે જ કેવળ સદ્રૂપ છો એ સત્ય, વિશેષ દઢાવવા તમારા અંતશ્ચક્ષુનું અપૂર્વ ઉદ્ઘાટન કરુછું સાવધાન થઈને તેની સમીક્ષા કરો.

ક૦ કૃપા.

આ૦ બે કીડાકંદુકનો એક જ કાળે એક જ સ્થળેથી ન્યૂનાધિક વેગે પ્રક્ષેપ કરયો હોય; ત્યાં નિયત સ્થળે તેઓ ઉભયે સમકાળે વા એક બીજા પછી પૂર્વોત્તર આવશે?

ક૦ પૂર્વોત્તર જે ન્યૂન વેગવાન્ છે તે અધિક વેગવાન્ કરતાં ઉત્તરકાળે, વિલમ્બે, આવશે.

આ૦ એતદ્વિષયક વિમર્શના સૌગમ્યાર્થે એ ન્યૂન વેગવાનને "મંદ" સંજ્ઞા અર્પો, અને અધિક વેગવાનને "તીવ્ર" સંજ્ઞા અર્પો અને ધારો જે મંદ, "તીવ્ર" કરતાં નિયત સ્થળે પાંચ પળ વિલમ્બે આવ્યો. ત્યાં વિલમ્બ એ શાનો પરિણામ છે?

ક૦ ન્યૂન વેગનો

આ૦ સમ્યક્ પણ વેગના સ્વરૂપની વ્યાખ્યા કરો જો તેને કેવળ ગત્યાત્મક કહો તો તેને અંગે, ન્યૂન અને અધિક એવું વૈષમ્ય સંભવે નહિ અને જો તેને કેવળ સ્થિત્યાત્મક કહો તો કંદુકની ધાવનક્રિયા જ સભવે નહિ

ક૦ વેગ, સ્થિતિ-ગતિ ઉભયાત્મક છે.

આ૦ સમ્યક્ પણ વિલમ્બ એ વેગના કયા અંશને લીધે છે?

ક૦ સ્થિત્યાત્મક અંશને લીધે.

આ૦ યથાર્થ. પણ મંદની પાંચ પળ પર્યન્તની સ્થિતિ તેના ધાવનમાર્ગમાં કોઈ એક જ સ્થળે એકીવાર જ જોવામા આવે છે?

ક૦ ના તેની સ્થિતિ અખિલ માર્ગમાં સ્થળે સ્થળે ક્રમશઃ હશે.

આ૦ એમ જ. પણ એ અવલોકન અતિ સૂક્ષ્મ છે .એટલે મંદ આપણને માત્ર ધાવન કરતો જ જણાય છે. પરન્તુ મંદની ધાવનક્રિયાના વેગની અંદરજ તેની સ્થિરતા-અક્રિયતા-સ્થિતિ છે. પણ તે સ્થિતિ ગતિકાળે નથિ. અને ગતિ, સ્થિતિકાળે નથિ. કારણ જે સ્થિતિ અને ગતિ પરસ્પર વિરુદ્ધ ધર્મિણી છે.

ક૦ સમ્યક્.

અજ્ઞાન જંગલીઓ એકઠા મળી કેટલીક વખત પથરા માટી કાંકરાવાળો કરે છે, તેના બંદોબસ્ત માટે સરકારમાંથી અરજ કરી બે અરકાનીઓ ( પોલીસ સીપાઇઓ ) સાથે લઈજવા પડે છે. તો દરેક સખી હીંદુ સદ્‌ગૃહસ્થની ફરજ છે કે આ આફ્રિકામાં વસનારા પોતાના જાતી ભાઈઓએ, તન મન, અને ધનથી મદદ કરવી, અને આ બિના હીંદુસ્થાનમાં હીંદુ શેઠીઆઓને બરાબર સમજાવવામાં આવે તો એક જ માણસ ( સ્મશાન ) સોનાપુર બંધાવી આપે.

(૩) રીડીંગરૂમ અને લાઇબ્રેરી—( શરૂ કરવાને લગભગ રૂ. ૨૦૦ નો ખરચ.)

(૪) હીંદુ દેવાલય—( લગભગ રૂ ૨૦૦૦ ) નો ખરચ.) મીટીંગમાં એવો ઠરાવ થયો હતો કે જે કોઇ ગૃહસ્થ સદરહુ કાર્યોના ઉભા કરેલ ફંડમાં રૂ. ૧૦૦) ની રકમ ભરાવશે તેને યુનીઅનના " લાઈફ મેમ્બર " અને રૂ. ૨૦૦) ની રકમ ભરાવશે તેને "પેટ્રન" તરીકે લેખવામા આવશે. રૂ. ૩૦૦) તથા વધારે ભરનારનાં નામ પથ્થરપર કોતરાવી ધર્મશાળાના જાહેર ભાગમા રાખવામા આવશે. વધારે હકીકત આફ્રિકા હીંદુ યુનીઅનના સેક્રેટરીને પુછવાથી આપવામા આવશે.

મેનેજીંગ કમીટી ધર્મશાળા તથા સ્મશાન આ બે કામમાંથી પ્રથમ કયું કામ શુરૂ કરવું એ બાબતના ઠરાવપર હજી આવી નથી, કમીટી ફંડની રાહ જુએ છે.

દરેક હીંદુને આ કામમાં પોતાથી તથા લાગતા વળગતાથી બનીશકે તેમ વધારે મદદ કરી સારૂં કામ બજાવવાને વીનવવામાં આવે છે.

ફંડમાં ભરાએલી રકમ પોસ્ટલ મનીઓર્ડરથી શેઠ ત્રીકમદાસ કલ્યાણજી ( શેઠ રવજી વીશરામની પેઢીના મુખ્ય) તેનાપર મોકલાવી આપવી. બીજા કેટલાક ઠરાવો પાસ કરવામાં આવ્યા છે જેમાંનો મુખ્ય ફંડને વધારવા બાબતનો છે. અને જેમ બને તેમ જલદી કામ શરૂ કરવું.

મોમ્બાસામાં વસેલા હીંદુઓની પહેલી જ મીટીંગમા રૂ. ૭૩૫ સાતસો પાંત્રીશની રકમ ભરાઈ હતી અને હજી વધશે એવી આશા છે.

મેનેજીંગ કમીટીમાંથી કેટલાક મેમ્બરોને ફંડમાં પૈસા ભરાવવા તથા ભરાએલ પૈસા એકઠા કરવા કામ ઉપર નીમવામા આવ્યા છે. કલેક્ટરોને (ફંડમા પૈસા એકઠા કરનારને) જે પૈસા વસુલ કરે તે બદલ કાચી રીસીટ ( પહોંચ આપવાનું સુચવવામાં આવ્યું છે. અને જ્યારે ટ્રેઝરર સદરહુ રકમ "હીંદુ યુનીઅન" ના ચોપડામાં જમા કરશે ત્યારે પકી રીસીટ (પહોંચ) ટ્રેઝરરની સહી સાથેની આપવામાં આવશે.

લી.

સહી K. N. Dwivedi.

ઓનરરી સેક્રેટરી.

"આફ્રિકા હીંદુ યુનીઅન"

મોમ્બાસા

Gorishanker Manshanker ... of Surat. Chini Bangla Girgaum Bom

Reg. No B. 196

# સુદર્શન.

તન્ત્રી.
પ્રોફેસર આનંદશંકર
બાપુભાઈ ધ્રુવ. એમ. એ
એલ એલ. બી.

( આદ્ય દ્રષ્ટા—' એક અભેદમાર્ગપ્રવાસી ' બ્રહ્મનિષ્ઠ મણિલાલ નભુભાઈ )

( ધર્મ-ગૃહ-સાહિત્ય-ઇતિહાસાદિ વિદ્યા અને તત્સંબંધી વિચાર. )

" सत्यं परं धीमहि "—भागवतम्.

પુસ્તક ૧૫. અંક ૫. ] ( માસિક. ) [ ફેબ્રુઆરી, ૧૯૦૦.

## સનમને.

( રૂબેહ. )



### ગઝલ.

યારી ગુલામી–શું કરૂં તારી ? સનમ !
ગાલે ચુમું કે પ્હાનીએ તુને ? સનમ !
તું આવતા ચશ્મે ઝગર મ્હારૂં ભરે,
જાતાં મગર શું શું કરી રોકું ? સનમ !

તું ઇશ્ક છે યા મ્હેરબાની યા રહમ ?
હસતાં ઝરે મોતી લખે તે શું સનમ !
મેંદી કદમની જોઈ ત્યુ પૂરી કદી !
આવી ન આવી એમ શું યાતી ! સનમ !

તારી સવારી ફુલની ક્યાં ક્યાં ફરે !
તેનો બનું ભમરો બની શું શું ! સનમ !
જાણે વીંટાઈ ઝુલ્ફમાં છૂપી રહું !
તાકાત ના દીદારમાં રહેતી ! સમન !

છે દિલ્લગીનો શોખ કે તુંને નહીં !
તો 'આવ કાં ! કાં બોલ ના આવી ! સનમ !
જોઇ તને આંખો નકામી આ બધે,
ફોડી દઉં પૂરી તને આંખે ! સનમ !

આ ચશ્મથી તુને ચેહરે ખુંચે નહીં,
કોને બિછાને તું સદા પોઢે ? સનમ !
આપું જીગર તોએ ન તું ત્યાં શું તને ?
માલેક આલમના ઝગરની તું; સનમ !

તુંને કહું હું યાર તો ગુસ્સે નહીં !
તોએ હસે છે દૂરની દૂરે ! સનમ !
તુને કહું ખાવિંદ તો રીઝે નહીં !
ત્યાંએ હસે તું દૂરની દૂરે ! સનમ !

યારી કરૂં તારી ? કરૂં યા ના ? સનમ !
કોઇ ખુવારીથી ડરૂં યા ના ? સનમ !
છે મોઇ તુને કે નહીં દિલદારની ?
તુને નઝર આ દિલ કરૂં યા ના ? સનમ !

કોઇ દિવાનો મસ્ત હો લાચાર હો—
તેને રજા દરબારમાં યા ના ? સનમ !
મ્હારે ટકોરે દ્વાર ખુલે કે નહીં,
તારી પુકારૂ શેરિયે યા ના ? સનમ !

છે શોખ મિજમાનો ફકીરોનો ન યા ?
કે ઝિદ કરૂં દરવાનથી યા ના ? સનમ !
તકલીફની પરવા ન પીવા આવતાં,
હાથે મગર તું પાયછે યા ના ? સનમ !

લાખો ઝવાહીરો જહાં તુને ધરે,
રાની કરૂં ત્યાં ગુલ રઝુયા ના ? સનમ !
જ્યા લાખ ચશ્મો ચૂમતાં તારા કદમ
ત્યાં ભેટવા દોડું તેને યા ના ? સનમ !

બેલ્યાકતી ને બેવકૂફી યારની,
ત્યાં તું શરાબીમાં ભળે યા ના ? સનમ !
શાહી ફકીરીથી ભળી જાણી નહીં,
દિલ તોય ચાહે, ચાહવું યા ના ? સનમ !

જોઇ તને ચશ્મે ઝરેછે ખૂન તે,
તારી હિનામાં રેડવું યા ના ? સનમ !
તું છે બધું, હું કાંઇએ છું ના મગર
મારી કરૂં તારી ? કરૂં યા ના ? સનમ !

કલાપી.

# ઇંગ્લિશ કવિ આર્થર હ્યુ કલફની એક કવિતાનો તરજુમ્મો.

( મળેલુ )

## ( વિષમ હરિગીત છંદ. )

૧.

શાન બંદર વિષે બે સ્થિર નાવસાહેલી ઉભી,
પણ વાયુ જાગ્યો રાત્રિમાં, વાતો રહ્યો રાત્રી બધી,
તિમિરમાં પથે જતા સાહેલિયો એ મન લહે,
સાથે જ છીએ ઉભય, એક જ ઊર્મિ અમ નીચે વહે
પણ વિનોદય થાય જ્યા, નહિ એમ્મેક જણાય ત્યા,
કઈ યોજનો સાહેલિયોની મધ્યમા લગાવ ત્યા

૨.

એ જ માફક–પણ કથા સ્નેહી યુગલ આત્મા તણી
કથવી જ શાને, અતિ પુરાતન દિનોજની જેમની,
સ્વલ્પ કાલ તણા વિયોગ પછી મળ્યા એ જ્યાહરે,
બેયે ઉડી ગયલી જ જાણી સ્તબ્ધ હૃદયે ત્યાહરે ?
તિમિરમા રહડ વિરર્યા કઈ સિધુઓ તિમિરે તર્યા,
એ તિમિર ભેદાતા પ્રકારો નેત્ર વિષ પીતા કર્યા !

૩.

દોષ નહિં એક તણો એ, અમર ઇચ્છિત પણ નહીં,
રે કલ્પનામા પણ નહીં જે આવુ બની આવે સહી !
વગતુ પાછુ, વ્યર્થ કેવુ ! વધો, બેઉની સફર,
મરદાની નાવો ! જ્યોતિમા, વળિ જેહ દીસે છે તિમિર,
તે વિષે, ભવયાનમા, સુખશાંતિ, ઘોર તુફાનમાં,
છે ધ્રુવ અનન્ય જ રહ્યા નાવો, અડગ એના ધ્યાનમાં

૪.

રે મહુત ! રે સિધુઓ ! સયોગ એ જૂના તણી,
ફરિથી તમારે ઉર વિશાળે કદિ હવે નાવે ધડી
તદપિ એ બે આત્મનાવો એક બંદર વાછતાં,
વિચર ભલે જૂદી દિશા પણ એક લક્ષ્ય જ સાધતા
તરિ તરી ભવસાગરે, સકેલી રહડ જ્યા નાગરે,
રે મહુત મિધુશાયિ ! મેળવ ત્યા ઉભય તુ આખરે !

સેહેની.

## કવિનિશા વિષે કામદેવ પ્રતિ ઉક્તિ.

### દ્રુતવિલમ્બિત વૃત્ત.

( મળેલું )

હૃદય સુન્દર મન્દિર છે જહાં, સતત શમ્ભુ ઉમા નિવસે તહાં;
કથ તુ મન્મથ વાનર રે વડા! કિમ કરે તવ કન્દર ત્યાં કદા?
સ્મર ન કાં ચિર આપની આપદા, સ્મર અનઙગ થયો શિવથી સદા,
નહિ જ નન્દિત કો પર દ્વારમાં, પરમ નિન્દિત મૈ પરિહારમાં.

રજનિરઙગ વિમોહ વિદારણે, તવ કલઙ્કનિ રેખ નિવારને;
રતિ ધરે હરમા ચિરતારણે, રતિ વિના ભટકે રતિ ખારણે,
ઋતુ વસન્ત, નિજો દયકાળને, ગુણ સમુન્નતિથી ઝટ ભાલને,
સુખદ સુંદરી મંગ ન માનને, સુખદ આત્મિક સઙ્ગ વિજ્ઞાનને.

કમલ કોમળ પલ્લવ છડને, પતિત પાવન પલ્લવ વંદને;
પવનમદ સુગંધપિ મદને, નિભર શીલ મહા નિધિ મણ્ડને,
હિમદ ચન્દન ચન્દન ધારને, હિમદ ચન્દ્રનુ વાકય વિચારને;
મદન! મધ ન મઙ્ગલ માનને, પરમ આત્મિક મધ પ્રમાણને.

મકરવાહન મીન જ ક્ષુદ્રને, કર સુવાહન ભદ્ર મુકુન્દને;
પતિત પાર્થિવ પુષ્પ વિસારને, ધનુષ ચેતન મૃષ્પનુ ધારને,
શરણ શમ્ભુતણુ ગ્રહી હાલને, યદિ અનઙ્ગ વલી મન મારને;
મન અનન્ય તુ આત્મવિચારણે, જનમબંધન માર ન મારને.

*આનન્દનન્દન.

---

## ષટ્ પ્રશ્ન.

(મળેલું).

( અનુસધાન પૃષ્ઠ ૫૬ થી ).

કેમકે त्वं પદ વાચ્ય મુમુક્ષુ જીવને જ જિજ્ઞાસા સંભવે છે, અને મોક્ષ-ભાગી પણ તે જ છે એટલે ઉપદેશ પણ તેને જ સભવે. માટે જ મુમુક્ષુને ઉદ્દેશી त्वंકારથી ઉપદેશ છે કેઃ—

न त्वं विप्रादिको वर्णो नाश्रमी नाक्षगोचरः ।
असंगोसि निराकारो विश्वसाक्षी सुखी भव ॥

( તુ વિપ્રાદિક વર્ણ કે આશ્રમી નથી પણ અસંગ, નિરાકાર અને ઇન્દ્રિયાતીત છે, માટે હે વિશ્વસાક્ષી તારા એ રૂપને સ્મરી—તેના અનુભવથી સ્વરૂપસ્થ થઇ—સુખી થા. ) એ ઉપદેશમા સર્વ શ્રુતિ સ્મૃત્યાદિનું તાત્પર્ય. દેહાભિમાનનો ત્યાગ કરી બ્રહ્માભિમાન ગ્રહણ કરવું એ જ મુમુક્ષુનુ લક્ષણ.

---

*પ્રતિજ્ઞા—" સંસ્કૃત કોષમા ન દાખલ થએલો એવો કોઈ ફારસી અરબ્બી શબ્દ જે દેખાડશે તેમાંથી એ શબ્દ પ્રથમ દેખાડનાર ગૃહસ્થને એક શબ્દ માટે એક સુદર્શન એક વર્ષ પર્યન્ત અને એક કરતાં અધિક શબ્દ માટે એક સુદર્શન બે વર્ષ પર્યંત ભેટ આપવામાં આવશે —આનન્દનન્દન.

हंस मुमुछो जान, त्यागे नीर अनात्मा
आतम-दुग्ध करि पान, परम हंस नृपति तबे (१३)

મુમુક્ષુ હંસ અનાત્મનીર ત્યાગે છે, આત્મ દુગ્ધ પીએ છે.

हंस चुंच तुरसी बसे भेद करे पीए नीर
पंछी और अभेद करि पीवत रुचि रुचि नीर (१४)

હંસ પક્ષીની ચંચુમાં એક પ્રકારની ખટાશ હોય છે તે વડે ક્ષીર નીરને ભિન્ન કરે છે. અન્ય પક્ષીની ચંચુમાં તેવી ખટાશ નહિ હોવાથી ક્ષીર નીરને ભિન્ન કરી શકતાં નથી, તે એકઠાં મળેલાં જ પીએ છે, પરન્તુ હંસ પક્ષી અને અન્ય પક્ષીઓમાં તો ભેદ સ્પષ્ટ દેખાય છે. મુમુક્ષુ અને અન્ય માણસોમાં તેવો પ્રત્યક્ષ ભેદ નથી. મુમુક્ષુ અને મુમુક્ષુતા રહિત બન્ને નર દેહ જ છે. તેમના બાહ્ય સ્વરૂપમાં કંઈ અંતર નથી. અને એમ જ્યારે દેખીતો ભેદ નથી ત્યારે જિજ્ઞાસા-અજિજ્ઞાસાનો જે ભેદ તે શાથી જણાય? જો કોઈ કહે કે નર દેહમાં વર્ણાશ્રમ-ભેદ દેખીતો છે તો ઉત્તર કે એ વર્ણાશ્રમ ભેદ તે મુમુક્ષુ કે અમુમુક્ષુના ભેદરૂપ નથી. કેમકે મોક્ષ જિજ્ઞાસા વર્ણને લઇ સંભવતો હોય તો બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચાર વર્ણ છે તેમાંના બ્રાહ્મણાદિ વર્ણને જિજ્ઞાસા હોય તો તે તે વર્ણનાં બધાં જ માણસોને હોવી જોઇએ. પણ તેવો નિયમ નથી, તેમ જ બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ કે સંન્યાસીમાત્રને પણ જિજ્ઞાસા હોય એવો નિયમ નથી. માટે જિજ્ઞાસા અજિજ્ઞાસા એટલે મુમુક્ષુતાનો આધાર વર્ણ કે આશ્રમ પર તો નથી જ. શ્રીમુખે ભગવાન્ કૃષ્ણ પરમાત્મા ગીતાના સાતમા અધ્યાયમાં કહે છે કે—

"मनुष्याणां सहस्त्रेषु कश्चिद्यतति सिद्धये હજારો મનુષ્યમાંથી કોઇક જ સિદ્ધિને માટે યત્ન કરે છે" એમાં મોક્ષની ઇચ્છા તો મનુષ્ય માત્રને કહી પણ મુમુક્ષુતો પ્રયતનશીલ જિજ્ઞાસુ જ ગણાય. વળી ગીતામાંજ કહ્યું છે કેઃ—

"चातुर्वर्ण्यं मयासृष्टं गुणकर्म विभागशः

ગુણકર્મવિભાગશઃ ચાતુર્વર્ણ્ય મેં સર્જ્યું છે," અને વળી કહ્યું છે કેઃ—

"स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यांति परां गतिं"

વળી पापयोनय० આદિ વચન વડે પશુ-પક્ષી નાગાદિ સર્વ આવી જાય છે. એટલે વર્ણાશ્રમભેદ મોક્ષનો બાધક નથી. મોક્ષાધિકારી त्वं પદોપલક્ષિત જીવ જ છે. પૂર્વ સંસ્કારવશાત્ સાધનચતુષ્ટય સંપન્ન મનુષ્ય માત્ર, કે દેવતિર્યગ્દેહધારી કોઇપણ હો, પણ તેવા સાધન સંપન્નને જ મોક્ષની જિજ્ઞાસા હોય છે કે થાય છે.

પણ અત્ર આશંકા થશે કે સાધનચતુષ્ટય તે શું? અને તે સાધન સંપન્નતા ક્યાંથી (શાથી) પ્રાપ્ત થય?

ઉત્તરઃ—પોતાના વર્ણાશ્રમના નિષ્કામ ધર્મો વડે, નિષ્કામ તપાદિ ઇન્દ્રિયનિગ્રહ વડે, અને હરિની નિષ્કામ ઉપાસના વડે એ સાધન-ચતુષ્ટયની પ્રાપ્તિ સંસ્કારવશાત્ થાય છે. તે માટે ગીતાગત ભગવદ્વચનનું પ્રમાણ કે—

अनेकजन्मसंसिद्धः ततो याति परां गतिम् ।
बहूनां जन्मनामन्ते ज्ञानवान्मां प्रपद्यते ॥

અનેક જન્મની સંસિદ્ધિથી પરાગતિને પામે છે. જ્ઞાનવાન્ મને બહુ જન્માન્તે પ્રપન્ન થાય છે.

હવે ચાર સાધનનાં નામ. (૧) વૈરાગ્ય, (૨) વિવેક, (૩) ષટ્સંપત્તિ (શમ, દમ, ઉપરમ, તિતિક્ષા, શ્રદ્ધા, સમાધાન), (૪) મુમુક્ષુતા અર્થાત્ મોક્ષની ઇચ્છા.

વૈરાગ્ય નામક પ્રથમ સાધનનું કારણ, સ્વરૂપ, અને ફલ જણાવે છે—વૈરાગ્યનું કારણ દોષદૃષ્ટિ. દોષ ત્રણ પ્રકારના—(૧) અતિશયિતા, (૨) અનિત્યતા, (૩) નશ્વરતા.

મનુષ્યાનંદથી માંડી ઉત્તરોત્તર બ્રહ્મલોક પર્યન્ત વિષયાનન્દની શતગુણ શતગુણ અતિશયિતા, એ પુણ્યના તારતમ્યથી છે. એટલે પુણ્યભોગ થઈ રહેતાં ક્ષીણતા આવે છે. અને તેથી કોઈ પણ ભોગ કોઇપણ વિષયાનન્દ નિત્ય રહેતો નથી, અસ્થિર અને અનિત્ય છે, પુણ્યભોગ થતાં કર્મક્ષયે તે નાશ પામે છે એટલે નાશવંત છે. ભોગ્યપદાર્થ માત્ર આ ત્રણ દોષોવાળા છે એવી દૃષ્ટિનો હૃદયમાં ઉદય થતા વૈરાગ્ય ઉપજે કે સર્વનો ત્યાગ કરે. ત્યાગ એ વૈરાગ્યનું સ્વરૂપ છે. ત્યાગવૃત્તિ કરે ત્યારે જ મુમુક્ષુ વૈરાગ્યનું ફલ પામે એટલે ભોગની પ્રાપ્તિ અપ્રાપ્તિની દીનતા મટી જાય એ પ્રમાણે પ્રથમ સાધન વૈરાગ્ય સમજાવી પછી-વિવેક નામક દ્વિતીય સાધન સમજાવે છે કે:—જે આત્માના આનન્દવડે બ્રહ્મલોક પર્યન્તનો આનન્દ દેખાય છે બ્રહ્મલોક પર્યન્તના આનન્દનો જે ભોક્તા અને સાધક છે. તે આત્મા જ સત્ય છે એ આત્મા શિવાય બીજું સર્વ અસત્ય છે મુમુક્ષુને એવા પ્રકારનો જે નિશ્ચય ઉપજે છે તેને વિવેક કહે છે.

હવે તૃતીયસાધન શમાદિષટ્સંપત્તિ સમજાવે છે કે મુમુક્ષુને વૈરાગ્યવિવેક સંયુક્ત ઉપજેલી જે મોક્ષવાસના તે જ જ્યારે અંતઃકરણમા સર્વદા જાગ્રત્ રહે; બીજી વાસનામાત્રનું શમન થઈ જાય; એ મોક્ષવાસનાનું પ્રાબલ્ય વધી બીજી બધી વાસનાઓનો જ્યારે લીનભાવ કરી નાખે; જેમ દિવસે નક્ષત્રાદિ છતા તેનો રશ્મિ રવિના પ્રકાશમાં તેમનો પ્રકાશ લીન થઈ રહે છે તેમ મોક્ષવાસનાના પ્રકાશમા વાસના-માત્ર લીન થઈ જાય ત્યારે તેને શમ કહે છે. દમ અર્થાત્ ઇંદ્રિયદમન, ઇંદ્રિય દશ છે. પાંચ જ્ઞાનેંદ્રિય અને પાંચકર્મેન્દ્રિય. મુમુક્ષુને શમ અંતઃકરણ પ્રાપ્ત થયો છે અથવા મુમુક્ષુનું અંતઃકરણ શમ પ્રાપ્ત થયું છે એટલે જ્ઞાનેન્દ્રિયોની વિષયવાસના શાન્ત થઈ છે, શમી ગઈ છે, અને એમ વિષયવાસના નહિ રહેવાથી અભિલાષ રહ્યો નહિ એટલે કર્મેન્દ્રિય કે જે ચંચલ છે તે પણ અચંચલ થઈ. એમ સર્વદા કર્મેન્દ્રિયો અચંચલ રહે અને જ્ઞાનેન્દ્રિયો વિષયાસક્ત ન થતા અંતઃકરણની મોક્ષવૃત્તિને અધીન રહે તેને દમ કહે છે. ઉપરમ અથવા ઉપરતિ,—ઇંદ્રિયોની મોક્ષભાવનામાં દૃઢ સંકલ્પવૃત્તિ રહે તે ઉપરતિ. મન અને ઇંદ્રિય બન્ને પોતપોતાના વિષયોને ત્યજી-તેનાથી ઉલટી, મોક્ષવિષયમાં દૃઢ રહે. સંકલ્પમાત્ર મોક્ષવિષયક જ થાય, તેને ઉપરતિ કહેછે.

તિતિક્ષાઃ—મુમુક્ષુ મોક્ષપ્રાપ્તિના પ્રયત્નમાં રત હોય પણ તેમાં અન્તરાય આવતા હોય, કોઈ તેનું માનાપમાન કરતું હોય, કોઈ કોઈ વખત શીતોષ્ણાદિ વેઠવાં પડે, કંઈ કંઈ શત્રુમિત્ર મળી આવે, એવાં એવાં અનેક સુખ દુઃખાદિ દ્વંદ્વ ઉપજી આવે, તોપણ તેને આગમાપાયી જાણી નિર્મોહથી, નિર્મત્સરથી, ઉપેક્ષાથી, શાન્તચિત્તે, અકલુષિત હૃદયે, યથાકાલ નિર્વેદવિરહિત સહી લે તેને તિતિક્ષા કહે છે.

શ્રદ્ધાઃ—જીવ-ઈશ્વરની એકતા એ જ મહાવાક્યનો અખંડ અર્થ છે તે મહાવાક્યના અર્થ ઉપર તથા વેદાન્ત શાસ્ત્રના જે યથાર્થ અનુભવી વક્તા હોય તે વક્તા ઉપર અતિ

વિશ્વાસ કરે કે વાકય અને આ વકતા તે જ સત્ય છે. બીજા બધા પંચશાસ્ત્રના વકતા અને પંચશાસ્ત્ર સર્વ અસત્ય છે એમ માને અને વળી મહાવાકયને જેઓ ભેદમાં લગાડેછે અર્થાત્ મહાવાકયથી ભેદ સિદ્ધ થનો કહે છે તેમને પણ જૂઠા જાણે અને તેઓ મિથ્યા બકે છે એ નિશ્ચય કરે તથા મહાવાકય, અવાન્તરવાકય, સવિકલ્પવાકય, પ્રકૃતિવાકયને નિર્વિકલ્પવાકય એટલાં વેદાન્ત વાકયો પર વિશ્વાસ અર્થાત્ અભ્રાન્તતા અનુભવે તેને શ્રદ્ધા કહે છે.

**સમાધાનઃ**—મુમુક્ષુનું સમાધાન માત્ર એક મોક્ષ–પ્રાપ્તિમાં જ છે, અન્ય કંઈ વસ્તુ-પદાર્થમાં તેનું સમાધાન નથી

શંકાઃ—મુમુક્ષુનું સમાધાન મોક્ષમાં, મોક્ષ સર્વ શાસ્ત્રને મતે માનવાનો, તે મોક્ષમાં મુમુક્ષુનું સમાધાન (થાય) છે કિંવા નહિ તે શું સમજાય?

ઉત્તરઃ—બીજાં શાસ્ત્રોનું મત મોક્ષમાં સમાધાન માનવાનું નથી. એક વેદાન્ત શાસ્ત્રના મતે જ મોક્ષ માન્ય છે અને તેમાં જ સમાધાન છે કેમકે આત્મા અને બ્રહ્મની એકતા, એ વેદાન્ત મતનો મોક્ષ છે. અને બીજા મતવાળાઓનો મોક્ષ તો અનાત્મ વિષે છે માટે ત્યાજ્ય છે. હવે બીજાં શાસ્ત્રોનો મોક્ષ બતાવવો જોઇએ

**नैय्यायिकः**—એકવીશ પ્રકારના દુઃખની નિવૃત્તિ થાય ત્યારે મોક્ષ થાય. એ એકવીશ દુઃખની ગણના આ પ્રકારે—૭ ઇંદ્રિયનાં ૭, ૭ વિષયના ૭, ૭ બુદ્ધિનાં ૭, દેહનું એક, અને બે સુખ દુઃખ એ એકવીશ દુઃખ આત્માને ન વ્યાપે ત્યારે આત્મોમોક્ષ પામે પણ એ મત માનવા યોગ્ય નથી. કેમકે આત્મા એક જ્ઞાનગુણને લઇને જ્યારે પૂર્વકર્મ મનને પ્રેરે ત્યારે મન અને આત્માનો સંયોગ થાય. ત્યારે જ્ઞાન ઉપજે. એ જ્ઞાન ગુણી આત્મા–કર્મ અને મનના મળ્યાવિના આત્માજડ. અને આત્મા ઇચ્છાદિક નવગુણને લીધે છે. (બુદ્ધિ, સુખ, દુઃખ, ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન, ધર્મ, અધર્મ અને સંસ્કાર એ નવ ગુણ ગણાય છે.) માટે પાપપુણ્યનો કર્તા અને સુખ દુઃખનો ભોકતા **વિભુ પરિણામી સાવયવી** એટલે **कर्त्ता भोक्ता जडो विभुः** એ ચાર વિશેષણ યુકત આત્મા મોક્ષ કાલે જડ, માટે એ વેદાન્તને મતે અપ્રમાણ.

માટે મુમુક્ષુએ વેદાન્તશ્રવણ કરવું, તેનું મનન કરવુ, નિદિધ્યાસન કરવું પણ નૈય્યાયિક મતની પ્રમા કરવી નહિ. તેમજ વૈશેષિક ને પણ પ્રમાણવો નહિ. કેમકે તે પણ આત્માને "**कर्त्ता भोक्ता जडोविभुः**" એમજ માને છે. નૈય્યાયિક અને વૈશેષિક મળતા છે એ બન્ને મતનું મોક્ષ સિદ્ધાન્ત ઐકય વાળું છે.

મીમાંસક મતમાં પ્રભાકર નૈય્યાયિક અને વૈશેષિક સાથે આત્માના વિશેષણોમાં મળતો છે. પણ તેના મતે મોક્ષમાં ભેદ છે, પ્રભાકર કર્મદ્વારા જીવનો મોક્ષ માને છે. પ્રભાકરનું મત એમ છે કે જીવને બ્રહ્મતા (ઘટતી) નથી. ઉપચારમાત્ર બ્રહ્મતા છે. જેમ અજાગલ સ્તનને અર્થાત્ બકરીના ગળાના આંચળને સ્તન કહીએ છીએ તે ઉપચારમાત્ર છે.તેમ જીવની બ્રહ્મતાઉપચારમાત્રછે. મોક્ષસંબંધી તેનું મતએમછેકે જીવ કર્મોકર્યાકરે અનેદેવતા જ્યારે પ્રસન્નથાય ત્યારે તે જીવને સુખ આપે છે. અનેક સુખ–ભોગની સામગ્રી આપે છે. જ્યારે પુણ્ય ક્ષીણ થાય ત્યારે જીવ મૃત્યુ લોકમા પાછો આવે. માટે તે કહે છે કે કર્મ કરિએ તો પુણ્ય પ્રાપ્તિ થાયઃ અને તેથી સ્વર્ગ સુખથી વિયોગ થવા પામે નહિ, કેમકે પહેલાં ત્યાં દુઃખનો તો અભાવ જ છે અને એ સુખ પ્રાપ્તિ વિષે તો જાણીએ છીએ. દુઃખ આવરી

તો સુખ જતું રહેશે માટે તેના ઉપાયરૂપ કર્મ કર્યા કરવાં કે દુઃખ આવવા પામે જ નહિ. અને પ્રભાકર એને જ મોક્ષ માને છે. આમા વિષે મોક્ષ કર્મજન્ય માને છે માટે એ અપ્રમાણ.

હવે સાંખ્ય અને પાતંજલના મતનો મોક્ષઃ—સાંખ્ય શાસ્ત્ર કહે છે કે ચોવીશ તત્વ માયાનાં જાણવાં અને પચ્ચીશમું તત્વ પુરૂષ, તે પુરૂષ એ ચોવીશે તત્વથી અસંગ છે. એ જ્ઞાન જેને થાય તે મુક્ત

અને પાતંજલ જે પુરૂષના પંચક્લેશની નિવૃત્તિ થાય તેને મુક્ત કહે છે. જ્યારે નિરાધભૂમિકા વિષે ચિત્ત લીન થાય ત્યારે આત્માની મુક્તિ માને છે.

चार्वाक मतः—શરીરનો પાત થયે મુક્ત

આગમ મતઃ—મોક્ષ ચાર પ્રકારનો. ૧ સાલોક્ય, ૨ સારૂપ્ય, ૩ સામીપ્યને, ૪ સાર્ષ્ટિ. સાલોક્ય તે વિષ્ણુ લોકમા ગમન સારૂપ્ય તે ચતુર્ભુજ રૂપ, સામિપ્ય તે નિકટવર્તિત્વ, અને સાર્ષ્ટિ તે ઐશ્વર્ય પ્રાપ્તિ પણ ત્રણ વસ્તુ રહિત. એ ત્રણ વસ્તુ આ પ્રમાણેઃ એક તો માયાપતિ ન કહેવાય. બીજું કૌસ્તુભમણિ નહિ, અને ત્રીજી ભૃગુલાચ્છન નહિ.

ઉપર જણાવી ગયેલા સર્વ મતોમા મોક્ષની ભ્રાંતિ છે એ અભિપ્રાયવડે મુમુક્ષુએ વિવેક, વૈરાગ્ય, શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા, શ્રદ્ધા, સમાધાન અને મુમુક્ષુતાવડે વેદાન્તના મતનો મોક્ષ જે સમારદુઃખની નિવૃત્તિ અને પરમાનન્દની પ્રાપ્તિરૂપ છે એજ મોક્ષ વિષય છે એવા અંતિમ નિશ્ચયરૂપ તીવ્ર અને દૃઢ બુદ્ધિનો ગ્રહ, બુદ્ધિનું સ્થૈર્ય, બુદ્ધિમાં સારી રીતે અવધારણ, તેને સમાધાન કહે છે.

વિવેક, વૈરાગ્ય અને ષટ્સંપત્તિરૂપ ત્રણ સાધન વડે મોક્ષની દૃઢ થયેલી ઈચ્છા તેજ ચોથું સાધન દૃઢીભૂત મુમુક્ષુતા, એ સાધન ચાતુષ્ટય યુક્ત અર્થાત્ સાધન સંપન્ન હોય તેજ જિજ્ઞાસુ હોઈ શકે કારણ કે એ સાધનો જિજ્ઞાસાનું કારણ છે. માટે સાધન સંપન્ન હોય તેજ અધિકારી, એમાના એકપણ સાધનની ન્યૂનતાવાળા તે અનધિકારી આ અધિકારી અનધિકારી એ ભેદ જ નર દેહમા છે બીજો કંઈ ભેદ નથી. તેજ કહે છે. આ શુદ્ધ મુમુક્ષુતાની દશા કહી

जे साधन करि सिद्ध हे चित्त स्थिर हे जास
मोक्षही कारण पुनी इहे करें विचार प्रकाश (१५)
विचार करेसें मुक्ति है विन विचार नहि कोइ
सो विचार क्यों पाइए सत समागम होइ (१६)
मोक्षकाज संतही मिले तिहुं इच्छाकों छोरि
शुद्ध मुमुछी जानसो विधि मरजादातोरि (१७)

કર્મ વિધિમર્યાદાવિહિત કરવું જોઈએ પણ નિષ્કામ કર્મો કરી પ્રથમથી જ શુદ્ધ હૃદય થઈ આવ્યો છે, વર્ણાશ્રમ (ધર્મ), ધન તૃષ્ણા (અર્થ), જગતમાંના ભોગોની અભિલાષા (કામ); અર્થાત્ ચતુર પુરૂષાર્થનાંના આદિમ ત્રણ પદાર્થો તેનાથી એ નિરાશ થયો છે અર્થાત્ એને તેમાં કંઈ આશા-પ્રાપ્તવ્યતા રહી નથી. માટે હવે એ મુમુક્ષુને કાંઈ કર્તવ્યતા રહી નથી. માત્ર જાણવુંજ બાકી રહ્યું. અર્થાત્ જ્ઞાન પ્રાપ્તિ—સચ્ચિદાનંદ સ્વરૂપ સ્થિતિ-તેજ કર્તવ્ય થયું. એટલે તેને વિધિ મર્યાદા કાંઈ રહ્યું નહિ. હવે જે જ્ઞાનીના સંગી થઈને આત્મતત્વ સમજાય તેવા જ્ઞાનીનું સ્વરૂપ દેખાડે છે. અને સાથે મુમુક્ષુનું સ્વરૂપ પણ દેખાડે છે. તથા અનધિકારીનું સ્વરૂપ પણ દેખાડે છે. (અપૂર્ણ.)

# ગુજરાતી ભાષા.

(મળેલું)*

(અનુસંધાન પૃષ્ઠ ૭૧ થી.)

૩૧. દુખિયાં—(શાળાપત્ર, પુ ૩૭, અં ૭, પૃષ્ઠ ૨૦૨–૨૦૩)—આ શબ્દને 'દુખિઆં,' એમ પણ વિકલ્પે લખવો ઇષ્ટ ગણવામાં આવે છે, પરંતુ આ શબ્દમાં ભાર (accent) ઈ ઉપર ન હોવાને લીધે ઉચ્ચાર ઇઆં, એમ નહિં પણ ઇયાં, એમ થાયછે. સામાન્ય રીતે હાવી બાબતમાં કસોટી એ જ વાપરવાની છે કે ઈઆં, ઈઓ, ઈઉં, એ ઈ કાર ઉપર ભાર આવીને ઉચ્ચાર થતો હોય, તો જ એ રૂપ લખાય, નહિં તો ઇયાં, ઇયો ઇયું, એમ લખવું જોઇયે; જેમકે 'ઓઓ,' પણ 'ચોપડિયો.'

૩૨. ए—(શાળાપત્ર. પુ ૩૭, અં. ૭, પૃ ૨૦૩–૨૦૪)—

ए (=પણ) આ અવ્યય સંસ્કૃત हि ઉપરથી ह કારનો લોપ થતાં પ્રાચીન ગુજરાતીમા इ થયેલા ઉપરથી આવ્યો છે, એ શાળાપત્રે સિદ્ધ કરી આપ્યું છે. આમ ह કારનો લોપ થવો અસાધારણ નથી. ઉદાહરણ—ગુજરાતીમાજ—'કાંઈ ચિન્તા નહિં,' એ અર્થમા 'અશે,' એમ શબ્દ વપરાય છે, તે 'હશે,' એ હો ધાતુના ભવિષ્યકાળના રૂપ ઉપરથી કાંઈક અર્થાન્તર પામી થયેલો જણાય છે અને ત્હેમાં ह કારનો લોપ થયો છે

| સંસ્કૃત. | પ્રાકૃત. | ગુજરાતી. |
|---|---|---|
| तीक्ष्णं. | तिण्हं. | તીણું. |
| विव्हलं. | विहलं | વીલુ. |
| नाथः | नाहुलो.+ | નાવલો. |
| यूथिका. | जुहिआ. | જૂઈ. |

વગેરેમાં ह કારનો લોપ થયો છે. 'બ્હીશો,' એમ પણ વિકલ્પે કેટલાક જિલ્લાઓમા બોલાય છે.

આ ए અવ્યય અકારાન્ત શબ્દ પછી આવતા આગલા શબ્દ ભેગો મેળવી દેવો, એ ભૂલ્ય છે, એમ શાળાપત્ર કહે છે. 'નોકરે નાઠો,' 'ચારે માણસ આવ્યાં,' એ ખોટુ છે અને 'નોકર એ નાઠો,' 'ચાર એ માણસ આવ્યાં,' એમ લખવું જોઇયે, એમ શાળાપત્ર આગ્રહ રાખે છે, પરંતુ સહજ અવલોકન કર્યાથી જણાશે કે હાવે ઠેકાણે ए કાર છૂટો બોલાતો જ નથી—બોલી સકાતો જ નથી. છૂટો બોલવો, એ ભૌતિક નિયમોથી અશક્ય (Physically impossible) છે. ए—અવ્યય છે માટે જૂદો શબ્દ છે અને પ્રત્યય નથી, તે કારણથી ભળી ન જાય, એમ શાળાપત્ર માને છે. પરંતુ, જો કે ગુજરાતીમાં સામાન્યરીતે શબ્દ અને શબ્દ વચ્ચે સન્ધિ થતો નથી, તોપણ વિરલ પ્રસંગે હેવો સન્ધિ થાય છે, અને ઉપરનું ઉદાહરણ, તે હેવો જ એક પ્રસંગ છે. પદમાં 'ન+આવ્યો'—ને ઠે-

---

* લખનાર—રા. રા. નરસિંહરાવ ભોળાનાથ.

+ ल પ્રત્યય લાગીને આ રૂપ થયું છે.

ઠાણે 'નાણ્યો,' 'ન+આણી' ને ઠેકાણે 'નાણી,' એમ સન્ધિવાળા પ્રયોગ ઘણીવાર થાય છે. 'ચારેક,' 'પાંચેક' વગેરે શબ્દોમાં પણ 'ચાર'+'એક,' 'પાંચ'+'એક', એમ મૂળ શબ્દો હોઈ આ પ્રકારનો સન્ધિ થાય છે. દલપતકાવ્ય પૃષ્ઠ ૨૧૫, કૉલમ ૨, પંક્તિ ૧૧ માં 'એકાદ' (= આશરે એક), જે સંસ્કૃત एकादि (= एक+आदि) એ બહુવ્રીહિ ઉપરથી બન્યો છે ત્હેને બદલે 'એક આદ' એમ ઉચ્ચારણમાં અશક્ય રૂપ લખાયું છે. કદી એમ કહેવામાં આવે કે ઉપરનાં ઉદાહરણોમાં શબ્દના છેડાનો अ કાર શાન્ત હોવાને લીધે ए કાર ભળી ગયા જેવો સંભળાવાનો ભ્રમ માત્ર થાય છે, તો ઉત્તર એ છે કે વસ્તુતઃ अ કાર શાન્ત છે જ નહિં અને શાન્ત અકાર સ્વીકાર્યો તો તો શાન્ત અકાર એટલે અર્થાત્ જ લુપ્ત અ-કાર અને તેથી કરીને ए કારનો ભળી જવારૂપ સન્ધિ, એ પ્રસક્તિ આવશે, અને ખરૂં જોતાં શાન્ત અકાર છે જ નહિ 'મગન આવ્યો', એ વાક્યનો ઉચ્ચાર કરતાં 'આવ્યો'-નો 'આ' પૂર્વના નકારમાંના અકારથી જુદો જ બોલી સકાય છે, અને ભળી જતો નથી. આ ઉદાહરણ ઉપરથી ફલિત થતું અનુમાન સ્પષ્ટ જ છે

ए, આ સર્વનામ—સંસ્કૃત एतत्, एष; પ્રાકૃત एसो, एस, પ્રાચીન ગુજરાતી एह, આ ક્રમથી ઉત્પન્ન થયેલું શાળાપત્રે બતાવ્યું છે. શબ્દના સ્વરૂપ જોતાં આ વ્યુત્પત્તિમાં કાંઈ વાંધો જણાતો નથી, પરન્તુ અર્થ તપાસતાં મ્હોટી મુશ્કેલી નડે છે. ગુજરાતીમાં एनो અર્થ 'પેલું' એમ દૂરસ્થ પદાર્થને ઉદ્દેશીને છે, અને સંસ્કૃત एतत्નો અર્થ 'આ' એમ સમીપસ્થ પદાર્થને ઉદ્દેશનારો છે હાવો અર્થવિપર્યય થવો અશક્ય નથી,* છતાં એકદમ આ મુશ્કેલીને નજીવી ગણી કાઢીને માત્ર બાહ્યસ્વરૂપાભાસે વ્યુત્પત્તિ સ્વીકારતાં કાંઈક વિચાર કરવાની જરૂર છે, વિશેષે કરીને સર્વનામો ગુજરાતીમાં આવતાં વિલક્ષણ ઉથલપાથલને વશ થયેલાં જણાય છે 'જે', 'તે', એ સર્વનામનાં રૂપ ગુજરાતીમાં એકવચન અને બહુવચન—બન્નેમાં વપરાય છે, તે સંસ્કૃત यत् तत् ઉપરથી આવતાં, પ્રાકૃતમાં જે, તે, એ રૂપ, માત્ર પ્રથમાનાં બહુવચનમાં જ ધારણ કરે છે एतद्-નું અપભ્રંશમાં एह રૂપ થાય છે, તે માત્ર પ્રથમા અને દ્વિતીયાના એકવચનમાં સ્ત્રીલિંગમાં જ, પુલિંગમાં તો एहो. અને હેનો અર્થ સમીપસ્થદર્શી (આ), દૂરસ્થદર્શી (એ, તે) નહિં. વળી अदस् (=તે) એ સર્વનામનું પ્રાકૃતમાં ओइ રૂપ થાય છે, પરંતુ માત્ર પ્રથમા અને દ્વિતીયાના બહુવચનમાં આ ઉપરથી હિન્દી ओ (=તે), એ સર્વનામ બન્યું હશે, અને આ ઠેકાણે અર્થનો પણ વાંધો આવતો નથી. સિદ્ધ હેમચન્દ્રના ૮–૪–૩૬૫ મા સૂત્રમાં इदम् (=આ) એ સર્વનામનો आय, એમ આદેશ થતો જણાવ્યો છે, તે ઉપરથી તો વખતે 'આ', એ સર્વનામ ગુજરાતીમાં નહિં આવ્યું હોય ?

૩૩. પેટું—(શાળાપત્ર, પુ. ૩૭, અં. ૮, પૃ. ૨૩૫–૩૬) આ શબ્દની વ્યુત્પત્તિ स्फुट ઉપરથી શાળાપત્રે કાઢે છે, પરન્તુ કાંઈક સન્દેહની સાથે स्तोक ઉપરથી પણ

---

* ઉદાહરણ તરીકે સંસ્કૃત कटुનો અર્થ 'તીખું' છે અને तिक्तનો અર્થ 'કડવું', છતાં ગુજરાતીમાં એ શબ્દો ઉપરથી ઉત્પન્ન થયેલા 'કડવું' અને 'તીખું,' એ શબ્દોના અર્થ અરસપરસ ઉલટા છે.

'થોડું' શબ્દ બન્યો હોય, એ સંભવ પણ શાળાપત્રે બતાવ્યો છે. આ બંને શબ્દો સરખાવતા સંભવ અને પ્રમાણનો વધારે ઝોક स्तोकના લાભમાં જ જાય છે. स्थपुटનો અર્થ—સંકોચાયલું,' 'વાંકું,' 'વગેરે,' એમ છે, તો તે ઉપરથી 'થોડા' નો અર્થ બદલાઈ જઇને બનવો અસંભવિત છે. અને स्तोक, હેનો અર્થ તો 'થોડું,' એ જ છે વગી स्थपुट ઉપરથી પ્રાકૃતમાં थउड, એમ થયેલું છે, તો ગુજરાતીમાં આવતા, अउ હોવાને લીધે, थोમાં તો ઓકાર પ્હોળા ઉચ્ચારનો થાય, સાંકડા ઉચ્ચારનો નહિં, અર્થાત્ 'થોડું,' એમ ન થાય અને स्तोक ઉપરથી પ્રાકૃત थोअ (स्तोककंनुं थोअडं) થવાને લીધે थोમાં પ્રાકૃતમાંજ ઓકાર છે તેથી 'થોડું'માંનો ઓકાર પ્હોળો ન રૂહેતાં સાકડો રૂહેછે. (ओ કારના બે ઉચ્ચારનું આ બીજ જોડણીના મ્હારા પુસ્તકના પૃષ્ઠ ૩૫થી ૩૯માં બતાવ્યુંછે), આ કારણથી પણ स्थपुट કરતાં स्तोक ઉપરથી 'થોડું' બન્યો હોવાનો સંભવ વધારેછે. સિદ્ધ હેમચન્દ્રના ૮–૨–૪૫ તથા ૮—૨—૧૨૫, એ બે સૂત્રો તથા ત્હેની વૃત્તિયો જોવાથી स्तोकનું थोअ થાય છે, એ સાબીત થશે.

૩૪. ઝીણું—(શાળાપત્ર, પુ. ૩૭, અં. ૮, પૃ. ૨૩૬)—આ શબ્દની વ્યુત્પત્તિ क्षीण ઉપરથી શાળાપત્રે વિક્રમોર્વશીય નાટકમાંના ઉદાહરણ ઉપરથી અટકળી છે, ત્હેને સિદ્ધ હેમચન્દ્રના ૮—૨—૩ના સૂત્રથી ટેકો મળે છે એ સૂત્રમાં કહ્યું છે કે-क्षનો ख થાય છે અને ક્વચિત્ छ અથવા झ થાય છે. હેનાં ઉદાહરણોમા झीणं, એમ ઉદાહરણ આપેલું છે. દેશી નામમાલા (કારિકા ૧૧૨) માં પણ क्षीण શબ્દ આપ્યો છે અને ટીકામા ત્હેને માટે સંસ્કૃત શબ્દ क्षीण આપેલો છે

૩૫ બળવું—ઝાળ. (શાળાપત્ર, પુ. ૩૭, અં. ૮, પૃ. ૨૩૬—૨૩૭) આ શબ્દોની વ્યુત્પત્તિ શાળાપત્રે બતાવી છે, ત્હેમાં એક બે વિશેષ ચર્ચા ઉમેરૂં છું. ज्वाला ઉપરથી 'ઝાળ' શબ્દ બનતાં जમાં હકાર ઉમેરાઇ મળી જઈ झकार થયો છે, ને ફક્ત એ જ ઉદાહરણ નથી. પ્રાકૃતમાંથી ગુજરાતીમા આવતાં કેટલાએક શબ્દોમાં હકાર ઉમેરાય છે (અને તે સમીપના વ્યંજન જોડે સંકીર્ણ થઇ જાય છે) ત્હેનાં ઉદાહરણોઃ—

| સંસ્કૃત. | પ્રાકૃત. | અપભ્રંશ. | ગુજરાતી. |
|---|---|---|---|
| सकलं | ...... | सगलं | સઘળું. |
| कीलः | कीलो | ...... | ખીલો. |
| अद्यापि | अज्जावि | ...... | હજી. |
| प्राप्तं | पत्तं | ...... | પ્હોત્યું, પ્હોચ્યું.* |

વગેરે. 'ઝાળ,' હેમાં તો झ થવાનું વિશેષ પ્રયોજન છે. 'જાળ,' એમ રૂહેત, તો 'માછલાં પકડવાની જાળ,' એ અર્થના શબ્દ સાથે ભ્રમ થાત.

ગુજરાતીમાં આવતાં ज्वल्માંના जनो લોપ થાય છે અને મરાઠી તથા હિન્દીમાં આવતાં वનો લોપ થાય છે (જેથી ગુજરાતીમાં 'બળવું' અને મરાઠી जळणें તથા હિન્દી 'જલનાં' થાય છે). ત્હેનું મૂળ સિદ્ધ હેમચન્દ્રના ૮—૨—૭૯મા સૂત્રમાં घनारनो

* માત્ર આ ઠેકાણે હકાર સંકીર્ણ ન થતાં સંશ્લિષ્ટ રહ્યો છે, અર્થાત્ फ નહિ થતાં प, ह, જોડેલ રહેલ છે.

લોપ કહ્યો છે, ને લોપના વિલક્ષણ સ્વરૂપમાં છે, અને ત્હેને સમાન ઉદાહરણ આ નવો અર્વાચીન ભાષાઓમાં द्वार અને द्वि, એ શબ્દોના પ્રતિરૂપ મળે છે હેમચન્દ્રે કહ્યું છે કે द्वि વગેરે સંયુક્તાક્ષરને પ્રસંગે વકાર અથવા ત્હેની સાથે જોડાયલા બીજા અક્ષરનો લોપ, એમ બનેનો પ્રસંગ આવે, ત્હારે ભાષામાં યથાદર્શન, અર્થાત્ જેવો શબ્દ પ્રચલિત હોય ત્હેવો લોપ જોઇ લેવો, ત્હેમાં કવચિત્ પર્યાયથી એટલે વારાફરતી પણ લોપ થાય છે, જેમકે द्वारं નું वार, તેમજ दारं ज्ञकारનો લોપ (સંયુક્તમાંનો પ્રથમ હોય ત્હારે) કોઇ સૂત્રમાં બતાવ્યો નથી, તેથી જણાય છે કે ज्वलનું 'બલ' પાછળના વખતમાં થયું હશે આ શબ્દને સમાન ઉદાહરણો સાથે સાથે જણાવવા માટે નીચે ટાંકયા છે:—

| સંસ્કૃત. | પ્રાકૃત | ગુજરાતી. | મરાઠી | હિન્દી |
|---|---|---|---|---|
| ज्वाल् | जल | બળવું | जळणे | જલના. |
| द्वि | ... .. | બે | दोन | દો. |
| द्वार | {यार / दार} | બાર(ણું) | दार | ...... |

(અપૂર્ણ)

---

## "મૈત્ર્યાદિ ભાવના."

["श्लोकार्धेन प्रवक्ष्यामि यदुक्तं ग्रन्थकोटिभिः ।
परोपकारः पुण्याय पापाय परपीडनम् ॥"]

યોગવાસિષ્ઠ રામાયણમાં વસિષ્ઠ મુનિ ઉપદેશે છે —

बन्धो हि वासनाबन्धो मोक्षः स्याद्वासनाक्षयः ।
वासनास्त्व परित्यज्य मोक्षार्थित्वमपि त्यज ॥
मानसीर्वासना' पूर्वं त्यक्त्वा विषयवासनाः ।
मैत्र्यादिभावनानाम्नीर्गृहाणामलवासनाः ॥
ता अप्यन्तः परित्यज्य ताभिर्व्यवहरन्नपि ।
अन्तः शान्ततमस्नेहो भव चिन्मात्रवासनः ॥
तामप्यन्तः परित्यज्य मनोबुद्धिसमन्विताम् ।
शेषे स्थिरसमाधानो येन त्यजसि तं त्यज ॥

જેનો સ્પષ્ટાર્થ આ પ્રકારે છે —

"વાસનાથી થએલો બન્ધ તે બન્ધ, અને વાસનાનો ક્ષય તે મોક્ષ તું વાસનાને તજી દે, અને એ ત્યાગમાં સાધનભૂત જે મોક્ષની ઇચ્છા તેને પણ પાછળથી તજી દે. પ્રથમ *વિષયવાસના તજ, અને પછી *માનસવાસના તજ. આ મલિન વાસનાઓનો ત્યાગ કરી, **મૈત્ર્યાદિ ભાવના** નામની જે નિર્મળ-પવિત્ર-વાસનાઓ છે એનું ગ્રહણ કર. પણ એટલેથી અટકવાનું નથી. એ કરતાં આગળ જઇ, એ નિર્મળ વાસનાનો પણ અંતરમાંથી ત્યાગ કરી,—અંતરમાંથી, બહારથી નહિ, કેમકે બહાર તો મૈત્ર્યાદિ ભાવનાથી થતો વ્યવહાર કાયમ રાખવો ઉચિત છે—આસક્તિરહિત થઈ, +ચિન્માત્રવાસનાનું ગ્રહણ કરવું. પરંતુ આ દશા પણ પૂર્ણતાની નથી. એને પણ અંતરમાંથી તજી, એ કરતાં પણ એક ભૂમિકા આગળ વધવાની જરૂર છે. એમ વધતાં પરમાત્મરૂપી જે **અવશેષ—પર** વસ્તુ—તે આવી ઉભી રહે છે, અને એની સમતામાં સ્થિર થઇ જવું એ પરમ દશા છે એ દશા પ્રાપ્ત થતા, એ દશાનું જે સાધન તે હવે નિરર્થક હોવાથી તજી દેવાનું છે. તજી દેવાનો યત્ન કરવાની પણ જરૂર રહેશે નહિ; પરમ દશા ખરેખર પ્રાપ્ત થઇ હશે તો એ સ્વયં ખરી પડશે"

ઉપરના ઉપદેશમાં દર્શાવેલો સાધનક્રમ આ રીતનો છે:—

(૧) **બાહ્ય** મલિનવાસનાનો ત્યાગ.
(૨) **આન્તર** મલિનવાસનાનો ત્યાગ.
(૩) નિર્મળ વાસનાનું-**મૈત્ર્યાદિ ભાવનાઓનું**—ગ્રહણ.
(૪) વિચાર અને વિવેકરૂપી **જ્ઞાનદશામા** એનો લય.
(૫) વિવેક-જ્ઞાન-નો પરમાત્મસાક્ષાત્કારમા એટલે 'સમ' અને 'શેષ' (પર) પદાર્થના **વિજ્ઞાનમાં** લય—**સ્થિર સમાધિ.**

હવે આ પાંચ ભૂમિકાઓમાં મધ્ય ભૂમિકા "**મૈત્ર્યાદિ ભાવના**" ની છે, જેની એક બાજુએ બાહ્ય અને આન્તર વૈરાગ્ય, અને બીજી બાજુએ અપર અને પર જ્ઞાન રહેલા છે. આ પાંચેનું સ્પષ્ટીકરણ કરવા જતાં બહુ વિસ્તાર થઈ જાય, માટે એમાંથી માત્ર એક જ ભૂમિકા આજના વ્યાખ્યાન માટે લઇશું, અને તે ત્રીજી ભૂમિકા; કારણ કે એ સર્વનું નાભિસ્થાન છે, અને દેહલીદીપક×ન્યાયે બંને તરફ પ્રકાશ પાડી શકે છે; એક

---

* લોક-શાસ્ત્ર-અને દેહ-વાસના તે વિષયવાસના; દંભદર્પાદિ શ્રીમદ્ભગવદ્ગીતામાં વર્ણવેલી 'આસુરી સંપત્' તે માનસવાસના. અથવા, બીજી રીતે—શબ્દસ્પર્શરૂપરસગન્ધ રૂપી વિષયોના ભોગકાલમાં ઉત્પન્ન થતા સંસ્કાર તે વિષયવાસના; અને એ વિષયો પ્રતિ કામનાના કાલમાં ઉત્પન્ન થતા સંસ્કાર તે માનસવાસના. સામાન્ય રીતે એકને બાહ્ય વાસના અને બીજીને આન્તરવાસના કહી શકાય

+ ચિન્માત્ર વાસના એટલે મનબુદ્ધિરૂપી ચૈતન્યના વિચાર વિવેક ઇત્યાદિ જ્ઞાનાત્મક વ્યાપાર,—જેવડે અમુક કાર્ય ઉચિત છે, અમુક નથી, એવી વિવેકદૃષ્ટિ પ્રાપ્ત થાય છે, અને મૈત્ર્યાદિ ભાવનાનો આધાર અન્ધ પ્રેરણા, અન્ધ આવેશ (Blind impulses) મટી જ્ઞાનસ્વરૂપ (Rational Insight) બને છે.

× ઉમરા ઉપર મૂકેલા દીવાની માફક.

પહેલાં તો તાકદ જોવી જોઇએ. અને એ ધંધો સારી રીતે શીખવા માટે અને પછીથી ચલાવવા માટે જોઇતાં ગુણો અને સાહિસ એનામાં છે કે નહિ એની ખાતરી કરવી જોઇએ. પરદેશ જઇને એ બગડનાર નથી, અને સર્વ જ્ઞાન સંપાદન કરી લાવી સારી રીતે ઘેર આવશે એવી તજવીજ કરવી જોઇએ. આ અને આવી બીજી તપાસ પણ કરવી જોઇએ—જેમકે છોકરાઓને જે ઠેકાણે શિક્ષણ લેવા મોકલવાના છે ત્યાં શિક્ષણ કેટલું અને કેવા પ્રકારનું મળે છે, કયાં શાસ્ત્ર વા ધંધા સારા શીખવાય છે, એમાંથી કિયો ધંધો આપણે જોઇએ છે વા આપણા છોકરાને આવડે એવો છે, એમાં કાળ તથા દ્રવ્યવ્યય કેટલો છે ઇત્યાદિ. તાત્પર્ય કે વ્યવસ્થિત રીતિએ આરંભ થવો જોઇએ. જાપાની લોકોએ પચીસ વર્ષ પહેલાં યુરોપથી અર્વાચીન કલાકૌશલ્યનું જ્ઞાન પોતાના દેશમાં આણ્યું, તે આ રીતિએ જ. પહેલાં કયો ધંધો કઢાવવો છે તે નક્કી કરી ભંડોળ તૈયાર કરવું; પછી યોગ્ય માણસો તૈયાર કરી એમને ખર્ચ આપી એ ધંધો શીખવા માટે જર્મની કિંવા ફ્રાન્સ મોકલવાં, અને તેમણે એ ત્રણ વર્ષમા સર્વ જ્ઞાન સપાદન કરી યંત્ર વગેરે સામગ્રી સુદ્ધાં પાછા આવવું અને તાબડતોબ કારખાનાનું કામ શરુ કરવું—આ પ્રમાણે પા શતકમાં દીવાશળીની પેટીથી માંડી દારૂગોળો બનાવવો અને મોટા લઢાઇના ઝાઝ બાંધવાં ત્યાં સુધીની સેંકડો કળાઓ જાપાની લોકોએ શીખી લીધી.

અહીંથી વિદ્યાર્જન માટે જાપાન જનારા વિદ્યાર્થીઓને ઉપયોગી ત્યાં બે સંસ્થાઓ છેઃ—એક ટોકિઓ શહેરની રૅાયલ યુનિવર્સિટિ ('બાદશાહી વિશ્વવિદ્યાલય'*) અને બીજી એથી ઉતરતા દરજ્જાની ટોકિઓની 'હાયર કમર્સ્યલ સ્કૂલ' એટલે વરિષ્ઠ પ્રતિની વ્યાપારી શિક્ષણની શાળા. બને ઠેકાણે શીખવવાના વિષય લગભગ એના એ જ છે, પરંતુ શિક્ષણપદ્ધતિ જૂદી છે. વિશ્વવિદ્યાલયમાં સર્વ વિષયનું પૂરેપૂરૂં અને સોપપત્તિક-'થિઅરિ'સહવર્તમાન—એટલે ચોખ્ખું તાત્વિક અને શાસ્ત્રીય જ્ઞાન આપવામાં આવે છે. તેમ શિક્ષણ પણ ઇંગ્રેજી કિંવા ફ્રેંચ ભાષામાં આપવામાં આવે છે. તેથી ત્યા આપણા જેવા પરદેશીઓને ઠીક પડે છે. બીજી શાળામાં, શિક્ષણ પૂરેપૂરૂં સાદ્યન્ત હોતું નથી, પણ વધારે ઉપયુક્ત (પ્રૅક્ટિકલ) હોય છે—અર્થાત્ પ્રત્યેક શાસ્ત્ર વા કલાની જરૂર જેટલી ઉપપત્તિ—'થિઅરિ'—સમજાવી, હસ્તકૌશલ્ય વધારવા ઉપર વિશેષ લક્ષ આપવામાં આવે છે. શિક્ષણ જાપાની ભાષામાં અપાય છે તેથી પરદેશીઓને પ્રથમ અડચણ પડે છે, પણ તે ત્રણ ચાર મહિનામાં દૂર થઇ શકે છે. વિશિષ્ટ—અમુક—ધંધો શીખવા ઇચ્છનારને આ બીજી શાળા જ વધારે ઉપયોગી પડે એ ઉઘાડું છે. વિશ્વવિદ્યાલયમાં પ્રવેશ થવા માટે ઘણી શરતો છે. એક પ્રવેશ પરીક્ષા છે, અને શિવાય સર્ટિફિકેટો અને બે જામીન જોઇએ છે. પણ આપણેલાંના સાધારણ પ્રતિના ગ્રેજ્યુએટને અડચણ પડવાની નહિ એમ લાગે છે. વ્યાપારી શાળામાટે મૅટ્રિકયુલેશન કિંવા સ્કૂલ ફાઇનલ બસ છે. વિશ્વવિદ્યાલયમાં જનારાઓને પ્રવેશપરીક્ષાના બે 'એન,' અને દર મહિનાના અઢી 'એન' ફી પડે છે. એક 'એન' એટલે સુમારે રૂપીઆ નવ આના. શિવાય, યુનિવર્સિટિના 'રેસિડન્સિ કવૉર્ટર્સ' (યુનિવર્સિટિના આ-

* યુનિવર્સિટિ માટે આ શબ્દ બરાબર નથી એમાં 'વિશ્વ'નો નહિ પણ 'એકત્રતા'નો વિચાર રહેલો છે પરંતુ આ શબ્દ રૂઢ થઇ ગએલો હોવાથી અત્રે રાખ્યો છે.

શ્રમમાં વસતિ ) માટે દર મહિને ખર્ચ પ્રત્યેકને આશરે 'તેર એન' એટલે સાડાવીસ રૂપીઆ આવે છે. વર્ષારંભ ૧૧મી સપ્ટેંબરે થઇ, ૧૦મી જુલાઇએ વાર્ષિક પરીક્ષા થઇ, પાઠશાળા બંધ થાય છે. ગરીબ વિદ્યાર્થીઓ માટે સ્કૉલરશિપો પુષ્કળ છે, અને વળી જો યોગ્ય શિફારસ હોય તો કરજાઉ રકમ દર મહિને આપી છેવટે એ વિદ્યાર્થી નોકરીએ વળગ્યો એટલે એના પગારમાંથી તે રકમ વ્યાજ માથે, હફતાઓ કરી, ભરી લેવાની ચમત્કારી ગોઠવણ છે. ટોકિઓ વિશ્વવિદ્યાલયની રચના જર્મનપદ્ધતિને અનુસારે છે; એટલે કે, અહીંઆં પ્રમાણે એ એક માત્ર પરીક્ષા લેવાની જ સ્વતંત્ર સંસ્થા નથી, પણ પાંચ છ પાઠશાળાઓનો સમૂહ છે. એ પાઠશાળાઓ, કાયદાની ( Law ), વૈદક ( Medicine )-ની, શિલ્પશાસ્ત્ર ( Engineering ) ની, સાહિત્ય શાસ્ત્ર ( Literature ) ની, ભૌતિક શાસ્ત્ર ( Science ) ની, અને કૃષિશાસ્ત્ર ( Agriculture ) ની એમ છ છે. શિવાય યુનિવર્સિટિ હૉલ, એટલે કૉલેજમાં શિક્ષણ પૂરૂં થયા પછી કોઈપણ એકાદ વિષયમાં નવીન શોધ કરવા ઇચ્છનારાઓ માટે એક જૂદી શાખા, કાઢેલી છે. ઉપરની પાઠશાળામાંથી પાસ થનારાઓને અન્વર્થક ( વિષયસૂચક ) પદવી ( ડિગ્રી ) આપવામા આવેછે. પ્રત્યેક શાળામાં એક અધ્યક્ષ ( પ્રિન્સિપાલ ), દસ પંદર પ્રોફેસર, અને શિવાય પાંચ છ એથી ઉતરતા વર્ગના શિક્ષકો નીમેલા હોય છે. તેઓ ઘણુખરા જાપાની હોય છે; કવચિત્ યુરોપિયન પણ હોય છે; છ પાઠશાળા મળીને ૧૮૬ પ્રોફેસર અને શિક્ષકો છે, તેમાંના પંદરેક યુરોપિયન છે પ્રત્યેક પાઠશાળામાં શિક્ષણક્રમ ત્રણ વર્ષનો છે, માત્ર વૈદકમાં ચાર વર્ષ લાગે છે કાયદાના શિક્ષણક્રમમાં બે પેટાભેદ છે, એક શુદ્ધ કાયદો અને બીજો પૉલિટિક્સ અથવા રાજ્યનીતિ; એમાંથી ગમે તે શાખા વિદ્યાર્થીએ લેવી. શુદ્ધ કાયદાની શાખામાં સ્વદેશના કાયદા ઉપરાંત રોમ, ઈંગ્લંડ, ફ્રાન્સ અને જર્મનીના કાયદાનું જ્ઞાન આપવામાં આવે છે. પૉલિટિક્સ ઉર્ફે રાજ્યનીતિની શાખામાં રાજ્યવ્યવસ્થા, અર્થશાસ્ત્ર, જમાબંદી, આંકડાશાસ્ત્ર, રાજ્યનીતિ અને તેનો ઇતિહાસ, સમાજશાસ્ત્ર અને શિવાય કાયદો એટલાનું જ્ઞાન અપાય છે. વૈદ્યકની પાઠશાળાની બે શાખા છે; 'મેડિસિન' અથવા ઔષધોપચાર શાસ્ત્ર અને 'ફાર્મસી' અથવા ઔષધ તૈયાર કરવાની ક્રિયા, જેમાંની બીજીનો તો હિંદુસ્થાનમાં સમૂળગો અભાવ જ છે, કારણ કે સર્વ ઔષધો વિલાયતથી તૈયાર થઇનેજ અત્રે આવે છે. પહેલી શાખામાં અહીંઆંના કરતા કેટલાક અધિક વિષય છે; પરંતુ એનો અત્રે નિર્દેશ કરવાની જરૂર નથી વૈદકી પાઠશાળા સાથે કેટલીક લૅબોરેટરિ-યંત્રશાળા અને બે ઇસ્પિતાળો જોડેલી છે, અને તે શિવાય સોયણ અને દાઈ તૈયાર કરવા માટે બે વર્ષ છે. ત્રીજી એટલે શિલ્પશાસ્ત્રની પાઠશાળામાં નવ શાખાઓ છે, અને તે પ્રત્યેકમાં શિક્ષણ ક્રમ ત્રણ વર્ષનો છે. આ નવ શાખાઓ અનુક્રમે આ પ્રમાણેઃ (૧) સાદું શિલ્પશાસ્ત્ર ( Civil Engineering ), (૨) યાંત્રિક શિલ્પશાસ્ત્ર (Mechanical Engineering), (૩)નૌકાબંધન(Naval Engineering), (૪)શસ્ત્રનિષ્પત્તિ (Tecnology of Arms), (૫)વિદ્યુત્-શિલ્પ (Electrical Engineering), (૬) પ્રાસાદરચના (Architecture) (૭) ધંધોપયોગી રસાયનશાસ્ત્ર ( Applied Chemistry ), (૮) અસ્ત્રશાસ્ત્ર ( Technology of Explosives ), અને ખનિજ શાસ્ત્ર ( Mining and Minerology ). આ પ્રમાણે છે. આ પ્રત્યેક શાખાનો સવિસ્તર વિષયક્રમ આ સ્થળે

આપવો અશક્ય છે. પ્રત્યેક વિષયની કોઈ પણ મહત્ત્વની બાજુ રહી નથી એટલું કહેવું બસ છે આ નવ શાખાના અને પુનાની સાયન્સ કૉલેજના શિક્ષણક્રમની તુલના કરી જોતાં એ બે વચ્ચેનું અંતર સહજ કલ્પનામાં આવી શકે એવુ છે. આમાની પહેલી બે શાખાનું જ કાંઈક જ્ઞાન, પણ તે બહુ જ અપૂર્ણ, હિંદુસ્થાનમા મળી શકે છે પાચમી અને સાતમી શાખાની જરૂર સર્વને લાગે છે, પણ સામગ્રી નથી એટલે શિક્ષણની સોઈ પણ નથી. નવમીની આપણને હજી પણ જરૂર લાગતી નથી, અને ત્રીજી ચોથી અને આઠમી વિષે તો વાત જ નથી. આ પાઠશાળાની સાથે કેટલીક યન્ત્રશાળા (લૅબોરેટરિ) અને સાત પદાર્થસંગ્રહાલય (મ્યુઝિયમ) છે. તેમા જૂદા જૂદા વિષયમાં ઉપયોગી સર્વ યન્ત્રો, નમુના નકશા વગેરે વસ્તુ મૂકેલી હોય છે શિવાય, દેશમાં ફાવે ત્યા જઈ શિક્ષકની દેખરેખ નીચે એકાદ શોધ કિંવા કામ કરવાની વિદ્યાર્થીઓ માટે ગોઠવણ કરેલી છે ચોથી એટલે સાહિત્યશાસ્ત્રની પાઠશાળામાં નવ શાખા છે. તેમા (૧) તત્વજ્ઞાન, (૨) જાપાની ભાષા વિષય, (૩) ચીની ભાષા વિષય, (૪) જાપાની ઇતિહાસ, (૫) સામાન્ય ઇતિહાસ, (૬) તુલનાત્મક શબ્દશાસ્ત્ર, (૭) ઈંગ્રેજી ભાષા વિષય (૮) ફ્રેંચ ભાષા વિષય, અને (૯) જર્મન ભાષાવિષય—એ પ્રમાણે છે. એ બધા વિષયોનો આપણે વિશેષ ઉપયોગ નથી એટલે વધારે ખુલાસો કરવાનું કારણ નથી. પાચમી શાસ્ત્રપાઠશાળામાં સાત શાખા છે તેમા (૧) ગણિત, (૨) જ્યોતિષ, (૩) પદાર્થવિજ્ઞાન, (૪) રસાયનશાસ્ત્ર, (૫) પ્રાણિશાસ્ત્ર, (૬) વનસ્પતિશાસ્ત્ર, અને (૭) ભૂગર્ભશાસ્ત્ર છે એ પ્રત્યેકના શિક્ષણક્રમ ત્રણ વર્ષનો છે આપણે ત્યા આ સર્વ શાસ્ત્રનો સમુચ્ચય 'B. Sc'ની પરીક્ષામા કરવામા આવ્યો છે. એટલે અહીંઆના પદવીધરોનું જ્ઞાન ઉપરઉપરનુ હોય એમા નવાઈ નથી આ પાઠશાળાની સાથે કેટલાક સંગ્રહાલયો, (મ્યુઝિઅમ), યંત્રશાળા (લૅબોરેટરિ), બે વેધશાળા (ઑબ્ઝરવેટરિ), અને એક બાગ જોડેલાં છે. કૃષિશાસ્ત્રની પાઠશાળામા ચાર શાખા છે (૧) કૃષિકર્મ, (૨) રસાયન, (૩) વનસંરક્ષણ અને (૪) પશુવૈદ્યક. આ પ્રત્યેકમા ઉપપત્તિ (થિઅરિ)નુ પૂર્ણ જ્ઞાન આપી, પ્રત્યક્ષ કલા શીખવવાની ગોઠવણ કરેલી છે આ ઉપરાત, જેમને બહુ ઉપપત્તિ જોઈતી નથી અને કૃષિકલાની જ વિશેષ જરૂર છે, તેમને માટે બીજી નિરાળી ત્રણ શાખાઓ જોડેલી છે આ પાઠશાળા સાથે કેટલાક સંગ્રહાલય, યન્ત્રશાળા, ઇસ્પિતાલ અને બાગ જોડેલાં છે. પાઠશાળામાં શિક્ષણ પૂરૂ થયા પછી, કોઇને એકાદ વિષયમા વિશેષ પ્રાવીણ્ય મેળવવુ હોય કિંવા નવીન શોધ કરવો હોય તો તેમને માટે 'યુનિવર્સિટિ હૉલ' નામની સ્વતન્ત્રશાળા છે. ત્યા પ્રમુખની પરવાનગીથી પાચ વર્ષ, કાંઈ પણ ફી આપ્યા વગર, રહેવા દેવામાં આવે છે, અને એ પાઠશાળાના ઉપકરણોનો ઉપયોગ કરવા છૂટ છે. અત્રે વિદ્યાર્થી જે કામ કરે તેના ઉપર પ્રોફેસરોની સખ્ત દેખરેખ રહે છે, અને છેવટની પરીક્ષા લઈ સર્ટિફિકેટ આપવામા આવે છે, આ પ્રમાણે ટોકિઓ વિશ્વવિદ્યાલયની રચના છે. લાયબ્રેરી વાચનાલયની (રીડિંગરૂમ), સભા, અંગ કસરત, બોટિંગ ક્લબ વગેરે ઉપાંગો પણ છે જ અને વર્ષમાં બે વખત સર્વ પ્રકારની રમતોનો મોટો મેળાવડો થાય છે. તાત્પર્ય, ટોકિઓ યુનિવર્સિટિ ઘણા અલ્પવયની છે, પણ સર્વ અંગમાં એવી તો પરિપૂર્ણ છે કે એનું વર્ણન પણ મનોહર લાગે છે. હિન્દુસ્થાનમા પાંચ યુનિવર્સિટિઓ છે, પરંતુ તેમને વિશ્વવિદ્યાલય કહેવા કરતા, એ પરીક્ષાયન્ત્ર કિંવા છોકરાઓને ભણેલામૂર્ખ અને નિઃસત્ત્વ બનાવવાના ચરખા

છે એમ કહેવુ વધારે શોભશે. અત્રે ભણનારાઓનુ લક્ષ 'વિદ્યાર્જનના કરતા' ગમે તેમ કરી એકાદ છાપ મેળવી લઈ પાંચ પચાસ રૂપીઆ મેળવવા ઉપર વધારે રહે છે.

આ શાળાની સ્થાપના ૧૮૭૫ ની સાલમા વાઇકાઉન્ટ મોરી નામના ગૃહસ્થે કરી, ત્યાર પછી દસ વર્ષે એ સરકારના તાબામાં ગઈ અને એની શાખા વધતી ચાલી. શાળાની વ્યવસ્થા આઠ અનુભવી વ્યાપારી લોકની કૌંસિલ કરી તેમના હાથમાં મૂકવામાં આવી છે. એક ડાયરેક્ટર, ૧૮ પ્રોફેસર અને બીજા ૨૬ શિક્ષકો શાળામાં છે તેઓ ઘણાખરા જાપાની જ છે પ્રધાનક્રમ ત્રણ વર્ષ, ધંધાશિક્ષણ એક વર્ષ અને પૂર્વક્રમ એક વર્ષ–મળી પાંચ વર્ષનો શિક્ષણક્રમ છે. પરતુ એમાથી એક દોઢ વર્ષ કમી થઈ શકે છે. અને કોઇને એકાદ બીજો જ ધધો શીખવાનો હોય તો તેને તેટલો જ શીખવાની પરવાનગી મળે છે. માત્ર સ્કૅાલરશિપો વગેરે મળવાની નહિ. પૂર્વક્રમમાં વ્યાપારીનીતિ, જાપાની લેખનવાચન, સાધારણ ગણિત હિસાબ, ધંધા માટે જોઇતું પદાર્થવિજ્ઞાન અને રસાયનશાસ્ત્ર, ઈંગ્રેજી ભાષા અને ફ્રેંચ વગેરે બીજી એકાદ ભાષા, અને કસરત, એટલા વિષયો છે. પ્રવેશપરીક્ષા લઇને નામ દાખલ કરે છે, તેમા બે જામીન આપવા પડે છે. વાર્ષિક ફી પૂર્વક્રમમા વીસ 'એન' એટલે સુમારે પચીસ રૂપીઆ અને પછી પચીસ 'એન' એટલે આડત્રીશ રૂપીઆ પડે છે. પૂર્વક્રમમાં ધંધાશિક્ષણ માટે જોઈતું પદાર્થવિજ્ઞાન અને રસાયનશાસ્ત્ર એ બે વિષયનો જ અહીંઆંથી જનાર વિદ્યાર્થીઓને વિશેષ ઉપયોગ છે. મુખ્ય ત્રણ વર્ષના ક્રમમાં વ્યાપારી પત્રવ્યવહાર, વ્યાપારી ગણિત સાંગોપાંગ, ઈંગ્રેજી ભાષા અને વક્તૃત્વ, ફ્રેંચ, જર્મન, ઇટાલિયન, સ્પૅનિશ, ચાઈનીઝ, અને કોરિયન, એમાંની એક ભાષા, યન્ત્રશાસ્ત્ર, વ્યાપારના પદાર્થની ઉત્પત્તિ તથા તેમના ઉપયોગ ગુણ ધર્મ કૃતિ વર્ગીકરણ વગેરેની પૂર્ણ માહિતી, વ્યાપારી અને ઔદ્યોગિક ભૂવર્ણન, સ્વદેશ અને પરદેશનો વ્યાપારી અને ઔદ્યોગિક ઇતિહાસ, અર્થશાસ્ત્ર, આંકડાશાસ્ત્ર, નાણાવ્યવસ્થા વ્યાપારી અને ઇતર કાયદા, તથા વ્યાપારશાસ્ત્ર–એ વિષયો શીખવવામા આવે છે. તે ઘણુંખરૂં પહેલાં બે વર્ષમાં શીખવાઈ જઈ, ત્રીજા વર્ષમા છોકરાઓને વ્યાપારનુ પ્રત્યક્ષ શિક્ષણ આપવામાં આવે છે, એટલે કે એક મ્હોટા ઓરડામા નાના પ્રકારની દુકાનો, પેઢી, આડતી, બંદર વગેરે વ્યાપારના કાલ્પનિક સ્થાન કરીને તેમા બાળકો પાસે મનમનના સર્વ વ્યવહાર કરાવી લેવામાં આવે છે. આ રીતે વિદ્યાર્થી તૈયાર થયો એટલે એને તરત જ કોઇક પણ ઠેકાણે સરકારી કિંવા શાહુકારી નોકરી મળે છે; અને જોઇએ તો સ્વતન્ત્ર ધંધો કરવાને પણ એ લાયક થાય છે. ધંધાશિક્ષણનો એટલે બીજો એક વર્ષનો ક્રમ કહ્યો તેમાં ઉપરના બધા વિષયો અધિક શીખવામાં આવે છે; સિવાય, બૅંકિંગ (શરાફી કામ), રેલવે, શિપિંગ (વહાણ) અને વીમાકામ એની માહિતી આપવામાં આવે છે, આ શાળાની સાથે પરદેશી ભાષા શીખવવાની એક શાળા જોડાએલી છે, તેમા ઉપર કહેલી ભાષા શીખવવાની સોઈ કરેલી છે. શાળાની સાથે જોડાએલું એક મ્હોટું પદાર્થસંગ્રહાલય છે. તેમાં અનેક પ્રકારના વ્યાપારી અને ખેતીસંબન્ધી ચીજોના નમુના વગેરે મૂકેલા છે.

આવી શાળા આપણે ત્યાં સ્થપાવાથી એ કેટલી ઉપયોગી થઈ પડશે એ કહેવાની જરૂર જ નથી. પણ એ સારો દહાડો આવતાં સુધી, આપણા છોકરાઓ જાપાન જઈ ત્યાંની વ્યાપારીશાળાઓમાં રહી અત્રે ન મળી શકે એવી વિદ્યા પોતાને દેશ લઈ આવે તો બહુ ફાયદો થાય. શુક્રાચાર્ય પાસે વિદ્યા સંપાદન કરવા માટે કચે કેટલી મુશ્કેલી વેઠી

સહન કરી હવી એ મનમાં લાવીને અહીંથી પરદેશ જઈ ત્યાંની નવી વિદ્યા અને કલા શીખી આવવાની જરૂર છે અને આપણી તરુણ મંડળી આદિથી જ નિર્બુદ્ધ અને નિઃસત્વ ન થઈ ગઈ હોત તો તો એ અશક્ય છે એમ પણ નથી. ઔદ્યોગિક ઉન્નતિ કરવા માટે કેવળ કાગળ ઉપર સભાઓ સ્થાપવી, અથવા તો કોરાં ભાષણો આપવાં એ કામનું નથી. આરંભમાં કહ્યું છે તે પ્રમાણે સવિસ્તર અને વિશ્વસનીય માહિતી મેળવી પદ્ધતિવાર પ્રયત્ન થશે તો જ આપણો કાંઈક પણ તરવાનો ઉપાય છે **હિન્દુસ્થાનની પ્રજાનું દારિદ્રય એટલા ઝપાટાથી વધતુ આવે છે કે આપણા પછીનાઓ માટે ધનોત્પાદનનો નવીન માર્ગ ઝટ શોધી કાઢવામાં નહિ આવે તો થોડાંક વર્ષોમાં લોકોની શી સ્થિતિ થશે એની કલ્પના પણ કરી શકાતી નથી.** આપણો તરવાનો ઉપાય આપણે જ શોધી કાઢવાનો છે. 'સ્વાવલંબન' એ મંત્રનો પાઠ કર્યા વિના આપણી કોઈ પણ પ્રકારે ઉન્નતિ થનાર નથી. આટલી અમારી લોકના અગ્રણીઓ આગળ સૂચના છે.

[ કેસરી-પત્ર ઉપરથી. ]

---

## મનુષ્ય એ જ દેવ

અથવા

### માનવદિવ્યતાનું આનન્દપ્રભાત.

( મળેલુ )*

( અનુસંધાન ગત અંક પૃષ્ઠ ૧૧૮ થી )

કo સમ્યક્, પણ શબ્દસ્પર્શરૂપરસાત્મિકા અથવા સાંભળવાની, સ્પર્શવાની, જોવાની સ્વાદ લેવાની અને સુંઘવાની ક્રિયાઓ, જે પંચજ્ઞાનેંદ્રિયદ્વારા થાય છે તેને ભવિષ્યભૂતરૂપા કેમ કહો છો ?

આo એનો તમને નિગૂઢપણે અહર્નિશ અનુભવ છે જ. પણ તે સ્પષ્ટ સમજાવીને દૃઢાવવા, આપણે તેનો સાંભળવાની ક્રિયાથી આરંભ કરિયે "અહો દેવોને પ્રિય એવા નરપુંગવ ! તમે તે સાવધાન શૃણો"—એ વાક્યમા " અહો ! દેવોને પ્રિય એવા નરપુંગવ" એ વચનો, ભવિષ્યમા થઈને ભૂતકાળમા ગયા અને "તમે તે સાવધાન શૃણો " એ વચનો અજી સાંભળવાનાં રહે છે તેની મધ્યસંધિમા ચૈતન્ય આત્મા એવા તમે એકાકી નિર્વિકલ્પ, સત્ય, વર્તમાનરૂપે વિરાજો છો એ પ્રમાણે શ્રવણાત્મિકાદિ પ્રત્યેકા ક્રિયા ભવિષ્યભૂતરૂપા છે. અને તમે તેના જ્ઞાતા સત્ય વર્તમાન છો. જે વર્તમાન હોય તેને જ અસ્તિત્વ છે. અને તેને જ સદ્રૂપતા છે અર્થાત્ તેને જ " છે " એમ કહેવુ ઉચિત છે બીજા કશાને " છે" એમ કહેવું ઉચિત નથિ. ભવિષ્યભૂતરૂપ એવા તે સર્વને અસ્તિત્વ જ નથિ.

કo જય ! જય ! કૃપાળુ મહાશય ! મંગળપ્રદ એવો આપનો અપૂર્વ જ્ઞાનોદ્‌ગાર શૃણીને મને અતીવ આહ્લાદ થયો.

આo—જેમ સાંભળવાની ક્રિયા વિષે કહ્યું તેમ જ સ્પર્શવાની જોવાની સ્વાદ લેવાની ને સુંઘવાની એ ચારે ક્રિયાઓ વિષે સમજવું. એટલું જ નહિ પણ આ અખિલ વિશ્વ કંઈ જ નહિ પણ ભવિષ્યભૂતરૂપ એવું તમારૂં કલ્પન માત્ર છે તેને વિષે પણ એમ જ

---

* લખનાર. રા. રા. આનન્દનન્દન. પ્રતિજ્ઞા—ગયા અંકમાં જુવો.

સમજવું. મેં તમને અહુણા કલ્પન માત્ર "છે" એમ કહ્યું તે કેવળ આપણા પરસ્પરના ભાષણના નિર્વાહ અર્થે કહ્યું. ખરું જોતાં ભવિષ્યભૂત એવા આ અખિલ વિશ્વને અને તેમા કશાને "છે" એમ કહેવાય જ નહિ વર્તમાનને જ માત્ર "છે" કહેવાય તે તમારા વિના બીજું કશુ નથિ અષ્ટાધ્યાયીવ્યાકરણમહાભાષ્યના કર્ત્તા ભગવાન પતંજલિ મુનિને આ અખિલ વિશ્વમાં આત્મા વિના બીજું કશું વર્ત્તમાન જોવામા આવ્યુ નહિ. તેથી વર્ત્તમાનકાળની વ્યાખ્યા, માત્ર નિર્વાહઅર્થ તેમણે એવી કરી જે ભોજનના આરભકાળથી તેની સમાપ્તિ પર્યન્તનો જે કાળ તેને વર્ત્તમાનકાળ કહેવો

ક૦ યથાર્થ. અવે રૂપ અથવા જોવાની ક્રિયા વિષે હુ આપના મુખારવિન્દથી શ્રવણ કરવા ઇચ્છું છું.

આ૦ સાધુ ઘટપટાદિ જે જે પદાર્થ તમે જુઓ છો, અર્થાત્ જે જે પદાર્થની કલ્પના તમે કરોછો તે ભવિષ્યમા થઇને ભૂતકાળમા જાય છે. તેના જ્ઞાતા એવા તમે વર્ત્તમાનમાં એકાકી, સદ્રૂપ, અક્રિય—સ્થિતિરૂપ—નિર્વિકલ્પ શાન્તિરૂપ-છો જે સમયે નથિ તે પદાર્થો જોવાની ક્રિયા એટલે કલ્પના, અને નથિ તે પદાર્થ પોતે પણ

ક૦ હું વર્ત્તમાન, સ્થિતરૂપ, અક્રિય છુ વર્ત્તમાન સમયે પદાર્થોને જોવાની ક્રિયા-કલ્પના-હુ નથિ કરતો. પણ શુ તેથી પદાર્થ પણ નાશી જાય છે ખરા ?

આ૦ મેં પૂર્વે તમને કહ્યુ તેમ પદાર્થો કેવળ તમારી ભવિષ્યભૂતરૂપા કલ્પના માત્ર છે. વસ્તુત. તેઓ નથિ જ. ત્યારે નાશી જાય કોણ ?

ક૦ એમ કેમ ? મને તો જણાય છે જે તેઓ જે સ્થળે આપણે જોઇયે છિયે ત્યા એના એ સ્થિર છે અને પછી પણ ત્યાં પડ્યા જ રહે છે

આ૦ નહિ પદાર્થને તમે સ્થિર જુઓ છો તે ભવિષ્યભૂતરૂપ તેમને કલ્પીને, તમારી તેમને જોવાની અનેકા આવૃત્તિ માત્ર છે વળી તેઓ પડ્યા રહે છે એમ કલ્પીને તમે તેમને અહુણાથી જ જોવા લાગો છો એટલે પડ્યા રહેશે એવો વિચાર આવે છે

જો તમે પદાર્થને કલ્પવાની આવૃત્તિ બધ કરી શકો તો પદાર્થો અત.પર તમને ભાસે નહિ, પણ તમે તેમને કલ્પવાની આવૃત્તિ બધ કરી શકવાની પ્રકૃતિવાળા નથી તેથી અત પર ભવિષ્યભૂતરૂપે તે ત્યાં તમને નવીન ભાસશે

ક૦ અતઃપર જે ભાસશે તે મૂળ કલ્પનાની નવી આવૃત્તિ કેમ ગણાય ? હું એક ઘટ ઉપરિ ચિન્હ કરું. પછી તેને એજ સ્થળે સચિન્હ જોઉં ત્યારે મને સમજાય જ જે તે મારી કલ્પનાની નવી આવૃત્તિ નથિ

આ૦ તમે ઘટ ઉપરિ જે ચિન્હ કરશો તે પણ તમારી કલ્પના જ છે તેથી અ.ત.પર જે ઘટ તમને દેખાશે તે નવી આવૃત્તિવાળો, તે ચિન્હની પણ નવી આવૃત્તિ સાથે દેખાશે

ક૦ સમ્યક્, પણ બીજો કોઇ પુરૂષ મારા જાણ્યા વિના એક ઘટ બનાવે અને તે અકસ્માત્ મારા જોવામા આવે તે પ્રસઙ્ગમા તો એ ઘટ કંઈ મારી કલ્પના ગણાય નહિ

આ૦ શા માટે નહિ ? જેમ એક વટવૃક્ષના બીજમાં તે અખિલ વટવૃક્ષ સંપૂર્ણપણે સંક્રાન્ત છે. તદ્વત્ તમારી પ્રકૃતિમા, તમારા સકળ વિશ્વની સંપૂર્ણ રસરૂપતા. સૂક્ષ્મપણે સક્રાન્ત છે. એ રસરૂપતાના સંસ્કાર દ્વિવિધ છે-એક વિસ્મૃતફલિત, અને બીજા અવિસ્મૃત ફલાભિમુખ. કોઈ પુરુષે તમારા જાણ્યા વિના ઘટની કૃતિ કરી છે અને તે તમે જુઓ

છો એવો જ્યાં તમને ભાસ થાય, ત્યાં વિસ્મૃતસ્ખલિત સંસ્કારે કરીને તેમ થાય છે. પણ કલ્પના તમારી જ છે. અંતઃકરણપંચક, જ્ઞાનેંદ્રિયપંચક અને કર્મેંદ્રિયપંચકદ્વારા જે જગદાભાસ તમે જુઓ છો અને જાણો છો તે અનુક્રમે કહેલા તમારા દ્વિવિધ સંસ્કારે કરીને થાય છે. અને તે તમારું આત્મચિત્ર—આત્મપ્રતિરૂપતા માત્ર—છે પણ અવે આપણે એ દર્શનાનુશાસનવિધાના, કઠિનતર ભાગમાં આવિયે છિયે. પ્રસ્તુતમાં આપણને એટલું જ કામ છે જે આ જગત્ તમારું કલ્પિત છે, મૃષા છે. અને તમે સ્વયં સત્ય સદ્રૂપ છો એ વાત તમને દૃઢ હૃદયારૂઢ થાય.

શિ૦ આ જગત્ મારું કલ્પિત છે, મૃષા છે. અને હું સ્વયં સત્ય, સદ્રૂપ છું, એ વાત આપની કૃપાથી મને સમ્યક્ પ્રકારે અનુભવગમ્યા થઈ.

આ૦ જેમ તમે સદ્રૂપ છો તેમ જ ચિદ્રૂપ પણ છો એ વાર્તા યદ્યપિ તમારી સદ્રૂપતા અને આનન્દરૂપતાને અંગે વિના કહે તમે સમ્યક્ પ્રકારે જાણી જ. તથાપિ તમારા તદ્વિષયક આહ્લાદજનક વિજ્ઞાનાર્થે તેનું વિશેષ કથન કરું છું. પંચકર્મેન્દ્રિય, પંચજ્ઞાનેન્દ્રિય, પંચપ્રાણ અને મન બુદ્ધિ મળી જે આ શરીરમાં સત્તર તત્ત્વ છે, તેમને તમે જાણો છો તેઓ, જડ હોઇને પરસ્પરને કિંવા તમને જાણતા નથિ. તેઓ તમારાં કલ્પિત—ભવિષ્ય ભૂતરૂપથી મૃષા છે તમે તેમના સ્વામિ તથા ચૈતન્ય વર્તમાન ચિદ્રૂપ છો. દૃશ્ય એવા એ સમાજ તથા મનના તમે દ્રષ્ટા સાક્ષી—અથવા મનઃસાક્ષી—છો.

શિ૦ સમ્યક્ અવે હું જાતનિશ્ચય થયો જે હું સદ્રૂપ ચિદ્રૂપ અને આનન્દરૂપ છું એ કલ્યાણરૂપ પ્રબોધ મારા પરમ તારણનું કારણ છે.

આ૦ ચાલુ તમારા એતદ્વિષયક પ્રબોધની વૃદ્ધિને અર્થે કેટલાક પદ્યોનું ઉચ્ચારણ કરું છું. તમે અવધાનપૂર્વક સૃણીને તમારા અંતશ્ચક્ષુઓને વિશાળ કરો

* माया मायाकार्यं सर्वं महदादि देहपर्यन्तम् ।
असदिदमनात्मकंत्वं विद्धि मरुमरीचिकाकल्पम् ॥ १ ॥

* (૧) મહત્તત્ત્વથી આરંભી દેહપર્યન્ત સર્વ માયાનું કાર્ય છે, માયા છે, અસત્ છે, અનાત્મભૂત છે અને તેથી મરુભૂમિની મૃગતૃષ્ણા જેવી છે (૨) જે પોતે સર્વ પદાર્થોને જાણે છે, જેને કોઈ પદાર્થ જાણતો નથી જે બુદ્ધ્યાદિને ચેતના અર્પે છે, જેને બુદ્ધ્યાદિ ચેતના અર્પી શકતાં નથી. (૩) એ અન્તરાત્મા પુરાણ પુરુષ છે, નિરન્તર તથા અખંડ આનન્દના અનુભવ રૂપ છે, સત્ એકરૂપ છે, અને જ્ઞાનમાત્ર છે. વાણી, ઇન્દ્રિયો, પ્રાણ એ એની પ્રેરણાથીજ ચાલે છે. (૪) સત્ત્વગુણમય આ બુદ્ધિરૂપ ગુહામાં અવ્યાકૃત પ્રકાશમાન આકાશ છે અને તે આકાશમાં પોતાના પ્રકાશથી આ સકલ વિશ્વને પ્રકાશતો એવો આત્મા સૂર્યવત્ બહુ જ પ્રકાશે છે. (૫) મન તથા અહંકારના વિકારોને અને દેહ ઇન્દ્રિય તથા પ્રાણોએ કરેલી ક્રિયાઓને જાણનાર અને જેમ લોઢાને અગ્નિ અનુસરે છે તેમ તેઓને અનુસરતો આત્મા પોતે કાંઈ ક્રિયા કરતો નથી અને કાંઈ વિકાર પણ પામતો નથી. (૬) પ્રકૃતિ વિકૃતિથી ભિન્ન, શુદ્ધબોધસ્વભાવ, આ સદસત્ અશેષ જગતને પ્રકાશ આપતો, નિર્વિશેષ એ પરમાત્મા 'હું હું' એવી રીતે બુદ્ધિના સાક્ષીરૂપે જાગ્રદાદિ અવસ્થામાં સાક્ષાત્ પ્રકાશે છે. (૭) પાંચ હોતા જેવી પાંચ ઇન્દ્રિયોએ વિષયરૂપી ઘૃતની ધારાથી પ્રદીપ્ત કરાતો, અને વળી વાસનારૂપી કાષ્ઠોથી પ્રજ્વલિત થતો મનરૂપી અગ્નિ આ પ્રપંચ ચલાવે છે (૮) અત્યન્ત વૈરાગ્યવાળાનેજ સમાધિ પ્રાપ્ત થાય છે. સમાધિવાળાનેજ દૃઢ બોધ થાય છે. દૃઢબોધ વાળાનેજ બન્ધનમાંથી મુક્તિ થાય છે. અને મુક્તનેજ નિત્ય સુખનો અનુભવ થાય છે (૯) હે શિષ્ય! તું નિયમિત કરેલા મનથી બુદ્ધિનું સ્વચ્છપણું પ્રાપ્ત કરીને એ આત્મા હું છું એમ સાક્ષાત્ તારા અંતઃકરણમાં જાણ, જન્મ તથા મરણરૂપી તરંગોવાળા અપાર સંસારરૂપ સમુદ્રને તર અને બ્રહ્મરૂપે રહીને કૃતાર્થ થા (૧૦) વાણીનો મનમાં, મનનો બુદ્ધિમાં, બુદ્ધિનો બુદ્ધિના સાક્ષીમાં, અને તે સાક્ષીનો નિર્વિકલ્પ પૂર્ણાત્મામાં લય કરીને પરમ શાંતિ પામ.

यः पश्यति स्वयं सर्वं यं न पश्यति कश्चन ।
यश्चेतयति बुद्ध्यादि न तद्यं चेतयत्ययम् ॥ २ ॥

एषोन्तरात्मा पुरुषः पुराणो निरन्तराखण्डसुखानुभूतिः ।
सदैकरूपः प्रतिबोधमात्रो येनेषिता वागसवश्चरन्ति ॥ ३ ॥

अत्रैव सत्त्वात्मनि धीगुहायामव्याकृताकाश उपत्प्रकाशः ।
आकाश उच्चै रविवत्प्रकाशते स्वतेजसा विश्वमिदं प्रकाशयन् ॥४॥

ज्ञाता मनोऽहंकृतिविक्रियाणां देहेन्द्रियप्राणकृतक्रियाणाम् ।
अयोग्निवत्ताननुवर्तमानो न चेष्टते नो विकरोति किंचन ॥ ५ ॥

प्रकृतिविकृतिभिन्नः शुद्धबोधस्वभावः
सदसदिदमशेषं भासयन्निर्विशेषः ।
विलसति परमात्मा जाग्रदादिष्ववस्था-
स्वहमहमिति साक्षात्साक्षिरूपेण बुद्धेः ॥ ६ ॥

पञ्चेन्द्रियैः पञ्चभिरेव होतृभिः प्रचीयमानो विषयाज्यधारया ।
जाज्वल्यमानो बहुवासनेन्धनैर्मनोमयाग्निर्दहति प्रपञ्चम् ॥ ७ ॥

अत्यन्तवैराग्यवत समाधिः समाहितस्यैव दृढःप्रबोधः ।
प्रबुद्धतत्त्वस्य हि बन्धमुक्तिर्मुक्तात्मनो नित्यसुखानुभूतिः ॥ ८ ॥

नियमितमनसामुं त्वं स्वमात्मानमात्म-
न्ययमहमिति साक्षाद्विद्धि बुद्धिप्रसादात् ।
जनिमरणतरङ्गापारसंसारसिन्धु
प्रतर भव कृतार्थो ब्रह्मरूपेण संस्थः ॥ ९ ॥

वाचं नियच्छात्मनि तं नियच्छ बुद्धौ धियं यच्छ च बुद्धिसाक्षिणि ।
तं चापि पूर्णात्मनि निर्विकल्पे विलाप्य शान्तिं परमां भजस्व ॥१०॥

કુ૦ જય ! જય ! મહાશય ! એ સંગીતરત્નાકરરૂપ પદ્યો શ્રુણીને અને તેનો અર્થ જાણીને મને અતીવ આહ્લાદ થયો.

આ૦ આત્મોન્નતિ-સ્વરૂપોન્નતિ—ની આ નાની સરખી વાર્તા નથિ. અને એ પ્રબોધ નિરન્તરમનનપૂર્વક તમને હૃદયાઙ્કિત-સ્વકીય-થાય તો તે કંઈ અલ્પ સહાઅની પ્રાપ્તિ નહિ કેમ જે તમારી સર્વ મહતી કામનાઓમા-અને સંક્ષેપમાં કહિયે તો તમારા સર્વાર્થમાં આનન્દ વિના બીજો કોઈ અર્થ છે ખરો ?

કુ૦ ના પણ હું સ્વર્ગાધિપતિ દેવ હોઉં તો મારે !

આ૦ અને તેમાં પણ આનન્દ વિના બીજા કયા અર્થની આશા છે ?

ક૦ એની જ.

આ૦ ત્યારે તમારા સર્વ ગૌણ ગૌણ અર્થોમાં આનન્દ એ જ મુખ્યાર્થ-અર્થાર્થ-છે; એ સત્યને હૃદયારૂઢ કરી, પછી જુઓ પણ તાત ! તમે કહ્યું કે હુ દેવ હોઊં તો સારું, તે દેવ એટલે શું ?

ક૦ દેવ, સદ્રૂપ ચિદ્રૂપ આનન્દરૂપ પરમાત્મા છે

આ૦ અને તમારુ સ્વરૂપ કેવુ છે ?

ક૦ તે સદ્રૂપ, ચિદ્રૂપ અને આનન્દરૂપ આત્મા છે.

આ૦ જે સદ્રૂપ, ચિદ્રૂપ, આનન્દરૂપ હોય તે વસ્તુતઃ અજ, અજર, અમર, અવિનાશી પણ હોય જ ને । ના સદ્રૂપતા, ચિદ્રપતા, અને આનન્દરૂપતા બને નહિ.

ક૦ યથાર્થ

આ૦ પણ તમે દેવસ્વરૂપનુ પૂર્ણ નિરૂપણ કરો

ક૦ તે અજ, અજર, અમર, અવિનાશિ-આનન્દરૂપ પરમાત્મા છે

આ૦ અને તમારા આત્મા-સ્વસ્વરૂપનુ-પૂર્ણ નિરૂપણ કરો

ક૦ તે અજ, અજર, અમર, અવિનાશિ-આનન્દરૂપ આત્મા છે.

આ૦ સાધુ અવે સ્વરૂપલક્ષણે સાદૃશ્યવાળા એ પરમાત્મા અને આત્મા તે એક જ છે વા ભિન્ન ભિન્ન ? જો ભિન્ન કહે તો તેમને ભિન્ન કરનારું કયુ તત્ત્વ છે ?

ક૦ તેમને ભિન્ન કરનારુ કોઇએ તત્ત્વ જણાતુ નથિ તેમનુ વૈસાદૃશ્ય નથિ જ.

આ૦ ત્યારે તેઓ એક જ અને તમે પણ દેવ જ છો.

ક૦ નિસન્દેહ મહાશય ! આપની કૃપાજલાંજલિએ સજીવન થઇને હું જાણે કોઈ સ્વર્ગમાં બેઠો હોઊં એમ જણાય છે

આ૦ પણ અવે નવ વાગવાનો સમય થયો અને અવે તમને ક્ષુધા લાગી હશે

ક૦ નહિ મહાશય, આપના વાગમૃતપાન પાસે મને બીજા કશાની રુચિ નથિ તથાપિ અહુણા જે શ્રવણ કર્યું તેનું વિશેષ મનન કરવા આપણે ઘેર જઇશું. અને સંધ્યાકાળે પાંચ વાગતે પુન આ જ સ્થળે આવિશુ

---

## રા. રા. આનન્દનન્દનની પ્રતિજ્ઞા.

રા. રા. સુદર્શનના તંત્રી યોગ્ય,— નિ રાજનગર.

મહાશય !

માસિકમુકુટમણિ શ્રી સુદર્શનના પુસ્તક ૧૫ અંક ૩ જામાં રા. રા નરસિંહરાવ ભોળાનાથને નામે જે ચર્ચાપત્ર આવ્યુ છે તે ઉપરિ અમારૂ ઉત્તર, તેઓની તથા તમારા વાગ્યુદ્ધની જાણને અર્થ સાવકાશ પ્રકટ કરવા કૃપા કરશો.

અમારા પદ્ય વિષે ( અને અવેથી ગદ્ય વિષે પણ ) જે પ્રતિજ્ઞા આપે પ્રસિદ્ધ કરી છે તેમાં "પરભાષાનો અન્ય કોઈ ફારસી અરબ્બી શબ્દ જે દેખાડશે તેને એક શબ્દ માટે એક 'સુદર્શન' એક વર્ષ પર્યન્ત ભેટ આપવામા આવશે ઇત્યાદિ લખ્યું છે તેટલા પરથી રા રા નરસિંહરાવ ભોળાનાથ ફારસી, અંગ્રેજી, પોર્ટુગિઝ ફ્રેન્ચાદિનો તેમાં સમા-

વેશ કરે તે સમીચીન નથિ. તથાપિ તે વિષે અમે વિવાદ કરવા માગતા નથિ. કેમકે અમારે તે પણ ઇષ્ટ છે. તદપિ તે કંઇ અમારી પ્રતિજ્ઞાનો ભાગ ન સમજવો.

સાણુઃ—આવો શબ્દ અમારી કૃતિમાં છે જ નહિ. मूलं नास्ति कुतः शाखाः। એટલે તેને અર્થે કંઈ વિવાદ ન જ હોય. પણ તેઓએ લેશ પણ વિશેષ વિચાર કર્યો હોત કે જ્યાં અન્ત્યાનુપ્રાસમાં 'સુતરાણુ' શબ્દ છે ત્યાં 'સાણુ' શબ્દ જ ન સંભવે, તો તેઓ વ્યર્થ શ્રમથી વંચી જાત. એ સમગ્ર કાવ્ય વાંચી જતા જ જણાશે કે કોઈપણ સ્થળે અમે અન્ત્યાનુપ્રાસનો અનાદર નથિ કર્યો. તો આ એક પ્રસંગમાં શા માટે કર્યો હોય ! પણ 'સાલું'માનો 'લુ' વાચન પ્રમાદથી ઝટ 'ણુ' જેવો ભાસે એવો સંભવ છે. અને તેથી લેખકની ભૂલ થઇ છે

લાલઃ—આ શબ્દ તેઓ અરબ્બીમાંથી ફારસીમાં આવ્યો એમ કહે છે. પણ મૂળ અરબ્બીમાં પણ તે ક્યાંથી આવ્યો એ જ્યારે સુનિશ્ચિત થશે ત્યારે મોટું આશ્ચર્ય થશે!! તદપિ પ્રકૃતમાં તો અમે તેને ફારસી ગણી, તેના દેખાડનાર આકાશીને ભેટ અર્પવા તત્રી આપપ્રતિ વિનતિ લખી મોકલી છે. લાલ શબ્દ વિષે સૂચવતા તેઓ કંઇક પ્રસંગોપાત્ત પણ બીજુ વિષયાન્તરમા પડી લખે છે. એ પંક્તિઓ નીચે પ્રમાણે છેઃ—

"એ યાદ રાખવું કે પરભાષાનો શબ્દ હોઈને સંસ્કૃતમાં પણ પછીના વખતમાં દાખલ થયો હોય તો તે સંસ્કૃત ગણાય નહિ, નહિતો એ રીતે તો પછી કલેક્ટર, ઈનસાફ, મુસાફરી–એ શબ્દો અંગ્રેજી ફારસી નહિ પણ ગુજરાતી છે એમ કહેવાને પણ બાધ નથી. આનન્દનન્દનની પ્રતિજ્ઞામાં કંઇપણ સાર હોય તો પરભાષામાંથી સ્વીકારાયલા શબ્દ પણ ત્યાજ્ય હોવા જોઇયે. હેમને મતે."

અત્ર આ પ્રસંગોપાત છે જે પરભાષાનો શબ્દ હોઇને પાછળના સમયમાં તે સંસ્કૃતમાં પ્રવિષ્ટ થયો હોય તે અમારે મતે ત્યાજ્ય હોવો જોઇયે

પણ એવા કયા શબ્દો છે જે મૂળ પરભાષાના હોઇને પાછળથી સંસ્કૃતમાં પ્રવિષ્ટ થઇ સંસ્કૃત ગણાયા છે તે કૃપા કરી તેઓ સંખ્યાબંધ દેખાડશે ? અમારૂં માનવું તો આમ છે જે નિયમરૂપે એટલે મોટી સંખ્યામાં તેવા કોઈ શબ્દો સંસ્કૃતમાં ગયા જ નથિ. પણ અમારા એ અભિપ્રાયને તેઓ યથાવત્ ખણ્ડી શકશે તો તેઓ પ્રસન્ન થાય એ પ્રમાણે અમારી પ્રતિજ્ઞાનુ સ્વરૂપ ઘડીશું.

અમારી પ્રતિજ્ઞામાં કંઇ સાર હોય તો, એમ લખીને તેઓ વિષયાન્તરમાં પડે છે તે અકાંડ તાંડવ અને નિરુપયોગી છે.

અમારી પ્રતિજ્ઞામાં કંઇ તો શું પણ બહુજ સાર છે; અથવા કંઇએ નથિ; તે વાર્તા અહુણા અમે ચર્ચાનો વિષય કરવા માગતા નથિ. જે હશે તે આગળ જણાશે. કાચાં ફળ ખાવાની અભિરુચિ રોગી કિંવા બાળક વિના બીજાને નથિ હોતી.

આટલું લખ્યાથી રા. રા. જીવાભાઈ ભીમાભાઇના સાહાય્યથી લખેલું તેમનું બીજું ચર્ચાપત્ર પણ ઉત્તરિત થશે. પણ તેમની નિમ્નલિખિતા પંક્તિઓ * એક સ્વદેશવત્સલ કુલીન અને ગંભીર ગૃહસ્થે લખવી ન છાજે તેવી છે. ત્યાં એમનો પ્રમાદ કેમ થયો હશે તે સમજાતું નથિ.

* "આ ઉપરથી દુરાગ્રહહીન સુજ્ઞ વાચકની ખાતરી થશે કે બંને શબ્દો ફારસી વગેરે સંસ્કૃત પૂજકોને અભડાવનારી ભાષામાંથી આવ્યા છે."

શું શ્રીમતી આર્યભાષા અને આર્યરક્તનું વર્ણસાંકર્ય અનિષ્ટ નથિ ?

એ ગમેતેમ હો, પણ વાચકવર્ગની સેવાર્થે જે ઉત્સાહ તેમણે દર્શાવ્યો છે તે ધન્યવાદને પાત્ર છે અને જો તેઓ વાગ્યુદ્ધનો શોખ રાખ્યા વિના કેવળ શબ્દશાસ્ત્રનેજ વળગી રહી સ્થાયિ ઉત્સાહ રાખશે તો વિશેષ ધન્યવાદને પાત્ર થશે અને અમે પણ તેમનો આભાર માનીશું

રાજનગર, સંવત્ ૧૯૫૫ માર્ગશિર્ષ વદિ ૨.

**આનન્દનન્દન.**

[1] આ સબન્ધમા આપણા પ્રસિદ્ધ વિદ્વાન રા રા કૃષ્ણલાલ ઝવેરી—જેમનો ફારસી અભ્યાસ અતિ ઉત્તમ છે—એમનો અભિપ્રાય અમે મગાવ્યો હતો તે નીચે પ્રકટ કરીએ છિએ —

તન્ત્રી.

રા. રા. સુદર્શનના તન્ત્રી જોગ,—

"આનન્દનન્દન" ની દુરાગ્રહી પ્રતિજ્ઞાવાળા પત્ર તથા તે વિશેના ચર્ચાપત્રો સબંધે આપે મ્હારા અભિપ્રાય પૂછાવતાં તેના જવાબમા લખવાનુ કે એ પ્રતિજ્ઞાની સારાસારતા વિશે બે મત હોઇ શકે જ નહિ જો સૌજ એવી પ્રતિજ્ઞા લે તો તો ભાષાની વૃદ્ધિ થાય જ નહિ હુ ધારૂછુ કે આવી ગમ્મતો તો રા આનન્દનન્દન" માત્ર પોતાના મગજને કસરત આપવા ખાતર જ કરતા હશે

એમના પત્રમા એમની પ્રતિજ્ઞાને બાધકતા માત્ર એક જ શબ્દ છે, અને તે લાલ છે લાલ અસલ ફારસી ભાષાનો શબ્દ છે અને ફારસી મારફતે તે અરબ્બીમાં પણ ગયો છે, તેમજ હિંદુસ્તાની એટલે ઉર્દૂ ભાષામા પણ તેજ દ્વારા આવ્યો છે માત્ર અરબ્બી ભાષામા ત્હેની જોડણીમા સ્હેજ ફેરફાર થયો છે અરબ્બી ભાષા જાણનારા ઇરાનીઓને પણ હાલમા જેમ સસ્કૃત જાણનારા ગુજરાતીઓને થઇ ગયુ છે તેમ થઇ ગએલું હતુ. તનમ।—ખરેખરા—ફારસી શબ્દોને વર્જ્ય ગણી જેમ બને તેમ ત્હેને શાસ્ત્રીય એટલે અરબ્બીનુ રૂપ આપવા તેઓ ઘણા ઉત્સુક હતા, અને તેથી અમલ ફારસી અક્ષર "અલેફ" ની જગાએ તેઓએ એ શબ્દને અરબ્બીનુ રૂપ આપવા "અયન", અક્ષર દાખલ કરી દીધેલો 'લાલ" નો અર્થ રાતુ થાય છે માણેક, ઓઠ, વગેરે અર્થો મૂળ અર્થ નથી

આ સિવાય બીજો એક મ્લેચ્છ ભાષાનો શબ્દ એમની કૃતિમા દેખાતો નથી, એ જાણી "આનન્દનન્દન" ને સતોષ થશે "સાબૂ" અરબ્બી શબ્દ છે, પણ "સાતુ" ને બદલે "સાબુ" છપાયુ છે, માટે એ છાપનારની ભૂલ છે "દીવાળી," "પણ," 'કુજ," "આવ,' વગેરેને પરભાષાના શબ્દો ભાગ્યેજ કહેવાય. હિંદુસ્તાનીમા વપરાતા કેટલાક શબ્દો આપના એક ચર્ચાપત્રીએ આપી ત્હેનુ ફારસી મૂળ શોધવા માગ્યુ છે પણ તેઓ જેટલો સસ્કૃત જોડે સબધ રાખે છે, તેટલો જ ફારસી જોડે રાખે છે, માટે તેમના વાપરથી "આનન્દનન્દન" નું કાવ્ય અભડાઈ ગએલું ગણાય નહિ.

મુબઇ, તા ૧૦ ડીસેબર,૧૮૯૮ } લિ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી

જીવે તે, ત્હેમાં શું ? વિશદ યશ તો દૂર મૂકીને
જીવી, પામે મૃત્યુ જગમહિ વળી એવડું ખરેઃ— ૪

જશે તે નિશ્ચે આ ધુળ મહિ ભળી જ્યાંથી ઉપજ્યો,
અને સત્કારીને નહિં કદી રુવે પૂર્વાપર કો,
અને ત્હેને કોઈ નહિ નહિં દિયે માન કદીયે,
સ્તુતિગાનો કોઈ નહિ નહિ કદી ગાય હરખે ૫

(ઋણાડ)

('મ્હારી ઝૂમા ત્હારે ઓઢણે............'એ ચાલ)

મ્હારી ગરવી ઓ ગુજરાત રે,
શોભે રુડેરી રસાળ !

રમ્ય લીલા તરુ કેરી ભૂમિ હે
મધુરી ચારુ વિશાળ,
જનુનિ ! કોડે લાડ કરીને
ઊછરે તું કવિ-બાળ,
મ્હારી ગરવી ઓ ગુજરાત ૬

નદી તળાવોથી પૂર્ણ ભૂમિ રે,
દીનની લેતી સંભાળ,
વ્હાલી મ્હારી તું પિતૃ-ભૂમિ હે
સુખ દેતી સહુ કાળ,
મ્હારી ગરવી ઓ ગુજરાત ૭

વત્સલભાવે ગુથાયા પ્રેમે,
હું, તું, ભૂમિ રસાળ !
તે દૃઢબંધ નહિં છોડી શકે રે,
મનુજનો હસ્ત કો કાળ,
મ્હારી ગરવી ઓ ગુજરાત ૮

ભ્રમર.

---

## આનન્દરૂપ હરિ.

(મળેલ.)

હરિગીત છંદ.

આનંદદર્શન તણું જ ઉરમાં વ્યાપી રહ્યું છે રગરગે
આશા, ઘન છાયી રહ્યો છે નેહ નભના મંડળે,
મનમયુર દેખીને ઊછળી સુધા વર્ષા મ્હાય છે,
સંયોગ ઘનનો જ્યાં થયો ત્યાં મયુરનૃત્ય સુહાય છે.

સુલતાન માન મેં માનમાં નવ ખાનપાનેમેં ઇચ્છતો,
માધુરી મુર્તિ ગુણગાને નેહરસમાં વહીં જતો;
સ્નેહોદધિથી પ્રગટિયા આનંદરૂપ ઘનસ્યામ તો,
મનહર છબી દર્શન થતાં આ જગતમોહને ભુલતો. ૨

કહેણી રેહેણી એક નથી ત્યાં પ્રેમની વાતો કશી?
પ્રેમ નહીં પણ વ્હેમમાં સર્વે રહ્યા છે એ ફસી.
પોતાતણું વળગ્યું અતિ ત્યા નેહ તો નવ રૂહે વસી,
ધિઃકાર છૂટયો જગતનો ત્યહાં આધિ વ્યાધિ સહુ ખસી. ૩

ઉપાધિ પળ ત્યહાં નવ ટકે, જ્યહાં પ્રેમ ઉર પ્રકટાયછે,
શત્રુ મિત્રનું ભાન ખસતાં પ્રેમાં જગ દર્શાય છે.
સ્થૂળ સૂક્ષ્મ કારણ વિષે, હરિરસ ઘણો છલકાય છે,
મિત્ર અરિ હરિને પરી કરી હરિતણા ગુણ ગાય છે. ૪

લૌકિક અલૌકિક સર્વમાં હરિના વિના સુખ કો કરે,
પ્રત્યક્ષ દર્શન પળે પળમાં અનુભવ કરે ને વિચરે;
જ્ઞાનઅંધ બની હવે કાં ભ્રમણમાં ભટકયા કરે,
લગીં લાગી લાલ ગિરિધર ત્યહાં સાકળ નવ કરે. ૫

સાંકળ ?

---

## ખતા નહીં જાતી.

( મળેલ )

ગઝલ.

પૈદા થયો ખતા મહીં ખતા નહીં જાતી,
પૈદા કરી તકદીર ના તતબીરથી જાતી —પૈદા થયો૦

મગર ખતા તકદીરથી—સનમ—સદા તું દૂર.
આશકતણી તુંથી ન ખતા શું ખસી જાતી !—પૈદા થયો૦

હિના ફરે તુજ કદમની—સનમ—ચમનમાં રોજ,
હુથી ગુલે ન ખારની હારો મગર જાતી —પૈદા થયો૦

તું ફુલથી કાંટા—સનમ—ચાહે તો કર દૂર,
તુંને મગર તકલીફ એ આપી નહીં જાતી.— પૈદા થયો૦

કાફર દિલ આનો કરે—સનમ—લાખ તકસીર,
તારી મગર યાદી વગર ઘડી નહીં જાતી.—પૈદા થયો૦

એ યાદીપર તું—સનમ—કરી રહી છે મ્હેર,
તું આવતી પણ ખુદખુદે ગભરાઇને જાતી,—પૈદા થયો૦

તું ચાહે તો શોર એ કરે ઇશારે.ચૂપ,
તુંથી મગર રહમ અને શરમ નહીં જાતી.—પેદા થયો૦

મ્હારી નાદાની અને તારી લ્યાકત-યાર—
તેમાં દિદારની ઘડી લૂટાઇને જાતી.—પેદા થયો૦

પ્યાર અને આ શોર લાં તું સુરખામાં આવ,
સાંયી મગર એ શિકલે ગુલ જોઇ નહીં જાતી.—પેદા થયો૦

આશક આલમમા ભર્યું-સનમ-એ તે ઝ્હેર,
ચૂમે ન તું ત્યાં ઝ્હેરની તાસીર ના જાતી.—પેદા થયો૦

લખો-સનમ-તુજ ફરકતા પલ પલ ઓસાફજ,
આ બેરઝૂ પણ શિકલ ના ધરી તને જાતી.—પેદા થયો૦

ખતા કરી ભૂલું ખતાં-સનમ-હાઝરો વાર,
ભેટતાં તુને મગર ના એ ખટક જાતી—પેદા થયો૦

તું તો યારીનો સદા-સનમ-ધરી રહીં હાથ,
આ હાથની રેખા મગર ભુરી નહીં જાતી.—પેદા થયો૦
કેમ કહુ તુજને ખતા કરવાને મુજ સાફ ?
આ હાથની એ હાથથી ધોઇ નહીં જાતી.—પેદા થયો૦

કિસ્મત જામ શરાબનું ભરી શાહીં લા મેંજ—
કે ચિલ્વનો માશુકની ચીરી નહીં જાતી.—પેદા થયો૦

ના તાકાત મઝે-સનમ—ના કિસ્મત પલટાય,
કમબખ્ત આ જુદાઇ તો ન કયામતે જાતી.—પેદા થયો૦

કલાપી.

---

## શાને રોવાનું ?

( ગઝલ. )

જે ખપતું ના તે ખોવાનું,
ખોવાનાં શાને રોવાનું ?
લેનારાને જે જેવાનું—
વ્હાલાં ! શાને રોવાનું ?
માગો ને માગો તે લેતા,
તો એ કાં આંસુમાં રૂહેતા ?
દેનારાને જેવા કહેતાં—
વ્હાલાં ! કાં રોતાં !

કલાપી.

# કવિતા અને સંગીત.

( મળેલું. ) *

( અનુસંધાન પૃષ્ઠ ૧૦૦ થી ).

કવિતા અને સંગીત એ બે વચ્ચેના સંબન્ધનું સ્વરૂપ, ઇતિહાસ, તથા મૂળ આપણે તપાસી ગયા. હવે એ સંબન્ધનાં પરિણામ સાહિત્ય ઉપર કેવાં થયાં છે, તે જરાક જોઇયે. કવિતાની સંગીતક્ષમતાને સંબન્ધે બે વર્ગમાં ભાગ પાડીને મૂકીશું; (૧) ગુંજ્ય અથવા ગુંજનક્ષમ ( Chantable ), અને (૨) ગેય અથવા સંગીતક્ષમ ( Singable ). આપણે જોયું છે કે અંગ્રેજી સાહિત્યમાં સંગીત અને કવિતાનો વિચ્છેદ થયા છતાં કાંઈક અંશે સંબન્ધ ટકી રહ્યો છે, ત્હેને પરિણામે એ સાહિત્યમાં કવિતાના બે પરસ્પરથી છૂટા વિભાગ પડી ગયા છે, એક ભાગ શુદ્ધ કાવ્ય ( Poetry proper ) અને બીજો ભાગ ગેયપદ્ય ( Songs ). આ બેમાંથી શુદ્ધ કાવ્ય બહુ તો ગુંજ્ય કાવ્યના વર્ગમાં આવી શકશે, જો કે જે પ્રકારે આપણા સાહિત્યનાં પદ્યો ગુંજ્ય હોય છે તે પ્રકારે તો નહિં જ; આપણું ગુંજન સંગીતની વધારે પાસે જાય છે અને પાશ્ચાત્ય કાવ્યનું ગુંજન માત્ર મધુર સ્વરનિકૃતિને પગથિયે જ અટકે છે પરંતુ અંગ્રેજી સાહિત્યમાંનાં ગુંજ્ય કાવ્ય કદી પણ ગેય બની શકવાનાં નહિં. એ ગેયતા તો Songs-ગેય પદ્ય–ના વિભાગમાં જ નિયન્ત્રિત છે. આ સ્થિતિ એક રીતે અંગ્રેજી કવિતાને નડતર ઉત્પન્ન કરે છે, અને તે નડતર દૂર થવાનો સંભવ જણાતો નથી. એ સ્થિતિને પરિણામે ગેયપદ્યો ગમે એવાં કવિત્વમય હોય છતાં ત્હેના રચનારા Composers ના નામથી પ્રસિદ્ધ રહી સંગીતકલાના આચાર્ય તરીકે ગણાય છે, પણ કદી પણ કવિ તરીકે નહિં; તેમ જ કવિ ગમે એવી સંગીતક્ષમ કવિતા રચે તો પણ ત્હેની કૃતિ કવિતાના વર્ગમાં જ રહી કવિને Composer ની પદવી મળતી નથી. આથી કરીને કવિતા અને સંગીત વચ્ચે અયોગ્ય વિચ્છેદ રહે છે.

આપણા દેશની કવિતામાં સ્થિતિ જૂદી રીતની છે; શુદ્ધ કાવ્યનો વર્ગ ગેયતાથી વિમુક્ત નથી.† આ સ્થિતિ પાશ્ચાત્ય કવિતા કરતાં આપણી કવિતાને એક પ્રકારનો લાભ આપે છે, અને કાંઈક તે કારણથી જ આપણી કવિતાનું પૂર્ણ રૂપે ભાષાન્તર થઈ શકતું નથી. આ લાભનો ઉપયોગ કરનાર કોઈ શેલી કે કીટ્સ કે શેક્સપીઅર આપણામાં ઉત્પન્ન થાય, તો આપણી કવિતામાં વિરલ અને અદ્ભુત ભાવિ શક્તિયો ભરેલી છે. પરંતુ જેમ આ સ્થિતિમાં લાભ છે તેમ જ તે લાભના પરિણામે જ સંગીતક્ષમતા આપણી કવિતાની એક રીતે નડતર પણ બને છે. એક દૃષ્ટાન્ત આપ્યાથી સમજાશે. રા. મણિશંકર રત્નજી ભટ્ટે પોતાનું એક સંગીતકાવ્ય કેટલાંક વર્ષ ઉપર મ્હારા ઉપર પત્રદ્વારા વાંચવા માટે મોકલ્યું હતું. મથાળે 'અંજનીગીત' એમ લખ્યું હતું. અંજનીગીત તે શું, એ

---

* લખનાર—રા રા. નરસિંહરાવ ભોળાનાથ.

† આ વચન નીચે એક ખાસ લક્ષણ બતાવીશું તેથી વિશિષ્ટ ગણવાનું છે. સંસ્કૃત વૃત્તો ઘણે ભાગે ગેય નથી હોતાં, માત્ર ગુંજ્ય હોય છે, એ વિશિષ્ટતા અહિં મૂકવાની છે. પરંતુ ઉપર કહી ગયા છિયે તેમ આપણી ગુંજ્યતા તે ગેયતાની વધારે સમીપ છે.

હું જાણતો નહોતો, તેથી મ્હેં લખીને પૂછ્યું. ઉત્તરમાં મ્હને હેમણે સમઝાવ્યું કે કિલૅાસ-કરના સંગીત શાકુન્તલમાંના એક ગીતની ચાલનું એ નામ છે; પણ તે સાથે હેમણે ઉમેર્યું કેઃ—હું ન્હોતો જાણતો કે અંજનીગીતની ચાલ ત્હમને ખબર નહિં હોય. જાણતો હોત તો મ્હારૂં સંગીત કાવ્ય ત્હમને મોકલત જ નહિં. મ્હારા કાવ્યની લગભગ બધી ખૂબી એ પ્રકારની ગેયતામાં સમાયલી છે.

આ હેમનું કહેવું ઘણે અંશે ખરૂં હતું હેમનું સંગીતકાવ્ય મ્હને વાંચ્યાથી સુન્દર લાગ્યું ખરૂં, પરંતુ એ ગીતની ચાલ હું જો જાણતો હોત તો હેનું સૌન્દર્ય વધારે પૂર્ણ સ્વરૂપે પ્રગટ થાત. આ ઉદાહરણ શું સૂચવે છે? કહેવાની જરૂર નથી કે સંગીતક્ષમ કાવ્યની ખૂબી ત્હેની ગેયતા ઉપર મુખ્ય આધાર રાખવાને લીધે ગીતની ચાલ જાણ્યા વગર કાવ્યની ખૂબી પણ પૂર્ણ રીતે પ્રગટ થતી નથી. આ સ્થિતિ દૂર કરવાને માટે મુખ્ય ઉપાય બે છે. એક તો એ કે કવિયે પોતાનાં સંગીતકાવ્યો રચવામા જનસમુદાયમાં પરિચિત હોય, હેવા બાંધા પસંદ કરવા. આ ઉપાયની સફળતાનુ પરિણામ આપણા હાલના સાહિત્યમાં ઠેરઠેર જોવામા આવે છે દયારામભાઈ વગેરેની ગરબીઓ તથા પદોની પરિચિત ચાલોમાં જે જે આધુનિક કવિયે પોતાના સંગીતકાવ્યો રચ્યા છે, ત્હેમના તે કાવ્યો જનસમુદાયમાં પ્રવેશ પામી શક્યાં છે. અને એથી ઉલટું પરિણામ એ થયું છે કે નવી તરેહના બાંધામાં સંગીત-કાવ્યો રચવાના પ્રયત્ન લોકમા કાવ્યનો પ્રચાર થવાને સમ્બન્ધે નિષ્ફળ જ ઘણે ભાગે ની-વડ્યા છે. હાનો અપવાદ વિરલ પ્રસંગે જ જોવામાં આવે છે અને તે બીજા ઉપાયમાં જણાશે. એ બીજો ઉપાય એ છે કે લોકમાં પ્રચાર પામી સકે અને પરિચિત થઈ સકે હેવા બાંધા-જો નવા બાંધા ઉત્પન્ન કરવા હોય તો—પસંદ કરવા હાવા બાંધા સફળ રીતે બનાવવાનું સામર્થ્ય ફક્ત નૈસર્ગિક શક્તિવાળા અને મિત્ર, શિષ્ય, વગેરેના વર્ગથી અનુકૂળ રીતે વીંટાયલા પુરુષોમાં સંભવે છે. આ બંને સયોગની આવશ્યકતા છે; કેમકે જે કોઈ બાંધા લોકપ્રચારમા આવ્યા તે કોક કાળે તો, આરમ્ભમાં દાખલ થયા ત્યારે તો, લોકને અપરિચિત જ હશે. આ સામર્થ્યનું પ્રસિદ્ધ દૃષ્ટાન્ત આપણા રસિક કવિ દયારામભાઈનું છે. પોતે રચેલા બાંધાનું લોકપ્રચારમા ચલણ એ કવિ સફળ રીતે પ્રવર્તાવી શક્યા તે પોતાની નૈસર્ગિક રસિકતાની શક્તિને બળે, તેમ જ પોતાના શિષ્યસંપ્રદાયદ્વારા પોતાનાં ગીતોની ચાલ ચોતરફ લોકોના શ્રવણમાં આણવાને લીધે.*

ઉપર કહ્યું કે આપણી કવિતા સર્વ પ્રસગે સંગીતક્ષમ છે, પરંતુ એ સામાન્ય વચનને કેટલીક મર્યાદા છે. આપણી કવિતામાં પણ ગુંજ્ય અને ગેય એમ વિભાગ છે. ગેય કાવ્યોમાં પિંગળના છન્દ અને વૃત્ત શિવાય સર્વ કોઈ બાધાના ગીતોનો સમાવેશ થાય છે. ( છન્દોની ગેયતા વિષે નીચે હમણાં જ બોલવાનો પ્રસંગ આવશે.) ગુંજ્ય કાવ્યોમાં પ્રધાન રીતે પિં-ગળમાં સ્વીકારાયલાં અને તે પ્રકારનાં અક્ષરમેળ વૃત્તોમાં રચાયલાં પદ્યો, તેમ જ 'બીજે

* આ વિભાગમાં બે ઉપાય બતાવ્યા તે ઉપરાંત એક ત્રીજો ઉપાય પણ છે, અને તે ઓછા મહત્ત્વનો નથી. ગીતની સુરોની રચના મા- કંકરસંપ્રદાયથી આપણામાં ચાલી આવે છે, ત્હેને ભવિષ્યની પ્રજા ને ગાયન શિવાય જો- સકવા માટે સુરોની ચિહ્નાવળીની પદ્ધતિ ( Notation ) પાશ્ચાત્ય સંગીતમાં છે તે આપ વાપરવી.

અંગે માત્રામેળ છન્દો આવે છે. આ ગુંજ્યતાને ગેયતાના રૂપમાં પલટાવી સકાય નહિં. એમ કેરવા જતા હાસ્યજનક પરિણામ થાય છે. એક ઉદાહરણ આપ્યાથી જણાશે.

"अस्त्युत्तरस्यां दिशि देवतात्मा
हिमालयो नाम नगाधिराजः।"

આ કુમારસંભવના પ્રથમ શ્લોકનું પૂર્વાર્દ્ધ ઉપજાતિવૃત્તમાં છે તે ગુંજનનો જ વિષય બની સકે, છતાં એક ગૃહસ્થ એને આ પ્રમાણે બેસાડવા જતા હતા.—

"સજન મુખરા બતલા જા રે ",એ ગીતની ઢબમાં હમણાં ગાઈ બતાવ્યા પ્રમાણે એ ઉપજાતિ પણ ગાવાથી કેવું હસનીય પરિણામ રસિક શ્રવણ ઉપર થાય છે તે અત્યારે પ્રત્યક્ષ થયું હશે આ પ્રયત્નમાં ક્ષતિ થવાનું મુખ્ય કારણ શબ્દરસનો ભંગ છે.

"अंस्त्युत्तरंस्यां दिंशि देवतांत्मा"

આ ચરણમા ચિહ્ન મૂકેલા સ્વરો ઉપર તાલ વૃત્તના ગુંજનમાં સરલ રીતે આવી સકે છે, તે મચડી નાખીને ગેયતામા મૂકતા નીચે પ્રમાણે છિન્નભિન્નતા થાય છે.—

* " अस्त्युत्तरंस्यांदिशिदेंवतात्मा "

હામાં જણાશે કે તાલ स्त्यु, स्यां અને त्मा ઉપર આવતાં ખોટે સ્થળે અર્થાત્ accent બગડે હેવે સ્થળે આવે છે, એટલુ જ નહિ પણ श તથા दे ગુરુ છતાં ટૂંકાવવો પડે છે. આ ઉદાહરણના અભિનયથી શ્રોતાઓને સ્પષ્ટ જણાયું હશે કે આ પ્રકારનો પ્રયત્ન કરનાર ગૃહસ્થનામાં સંગીત વિશે તેમ જ કવિતા વિશે સરખું અજ્ઞાન હોવું જોઇયે.

ખરું જોતાં અક્ષરમેળ વૃત્તો ઘણું કરીને સર્વદા ગુંજ્ય રહી સકે છે અને ગેયતાનો વિષય બની સકતાં નથી શિખરિણીવૃત્ત મ્હાડ વગેરે રાગમા ગાઈ સકાય છે છતાં રુચિભંગ થતો નથી. અત્યારે એ પ્રમાણે ગાઈ બતાવેલ દૃષ્ટાન્ત ઉપરથી એ વાત સમઝાઈ હશે. તેમ જ એ જ ઉપજાતિવૃત્ત પીલુ રાગમા ગાઈ સકાય છે અને રુચિમા ક્ષતિ થતી નથી, તે " स्वप्नो नु माया नु मतिभ्रमो नु " ઇત્યાદિક શ્લોક હમણા ગાઈ બતાવ્યાથી સ્પષ્ટ થયું હશે. તેમ જ તોટકવૃત્ત તો સોરઠ, ખમાયચ જિલ્લો, વગેરેમાં સરલતાથી બેસાડી સકાય છે, તે પણ પ્રત્યક્ષ થયું હશે, છતા, તોટકનું દૃષ્ટાન્ત બાદ કરતાં, બીજાં વૃત્તોનું

---

* જે ચીજને આધારે આ ગાન બેસાડયું છે હેમાં ત્રિતાલ હોવા છતાં આ ઠેકાણે તાલનાં ચિહ્ન એકતાલની પેઠે સમાન્તર મૂકયા છે, હેમાં કાંઈ બાધ ગણવાનો નથી. કેમકે, ઝંપા જેવા તાલના વિશેષ સ્વરૂપની વાત દૂર રાખતાં, એ સિદ્ધ છે કે સર્વ તાલનો લય એકતાલમાં થાય છે. હેમાં ત્રિતાલમા ખાલી તાલ રાખવાનો રીવાજ સ્વૈચ્છિકસંકેતને આધારે હોઈ, તે ન ગણિયે તો એકતાલ જેવી જ ,સમાન્તરતા આવે છે ઝંપામાં જોઇશું તો તે પણ એકતાલમાં લય પામી સકશે. હરિગીત છન્દનો તાલ પિંગળમાં એક તાલના અન્તરથી જ સ્વીકારાયો છે; પણ હેનું બન્ધારણ જોતાં હેમાં ઝંપાનો તાલ સમાયલો જણાશે આ ઉદાહરણ સચક છે

ગાન ગેયતા અને ગુંજ્યતાની વચમાં, અને ગુંજ્યતા કરતાં ગેયતા તરફ વધારે સમીપ રહે છે. તોટકને જોવા જઈશું તો હેમાં પણ સંગીતની સામગ્રી-તાન, વગેરે-ઉમેરવા જતાં વૃત્તનું વૃત્તમય સ્વરૂપ લુપ્ત થવાનો ભય રહે છે. ગુંજન (Chant) અને ગાન (Singing) એ બેમાં સ્વરૂપનો જ ભેદ હોવો છે. એ ભેદ સમજવા માટે એ બેના સ્થૂળ લક્ષણ તપાસીશું.

(અપૂર્ણ)

## આર્યબાલબોધપત્રિકા.

( મળેલું )*

### પ્રસ્તાવના.

પ્રિય બાલકો,

આજે કેટલાક મહીના થયા હું તમારા દેશમાં ફરૂંછું. મ્હારા એ પ્રવાસમાં, તમોમાંથી કેટલાક સાથે, તમારા અભ્યાસ અને ધર્મ સંબંધે વાતચિત કરવાના ઘણા પ્રસંગ મને મળ્યા છે. હું ધારૂં છું કે, તમારામાના ઘણા જણ તો જાણો છો કે, મને તમારાપર કેટલો પ્રેમ છે, અને તમારા ધર્મપર મને કેટલી અભિરૂચિ છે. તેમા વિશેષે કરી તમારી ધાર્મિક અને આધ્યાત્મિક ઉન્નતિ થએલી જોવા મને બહુ હોંશ છે આ થોડા માસના આપણા સહવાસથી આપણી વચ્ચે બહુ ગાઢા સ્નેહની ગાંઠ બંધાઈ છે. કોઈ પણ એ સ્નેહગ્રંથિ તૂટવાનો પ્રસંગ આવે, એ મને તો ગમતુ નથી થોડા જ સમયમાં હું મ્હારે સ્વદેશ જઈશ ત્યાંથી પાછાં આવતાં પહેલાં તમારામાંના ઘણા ખરા તો, વિદ્યાભ્યાસ પૂરો કરી સંસારવ્યવહારમા ગૂંથાયા હશો, સંસારરૂપી અનુભવની શાલામાં દાખલ થયા હશો, અને તમારે સ્થાને બીજા બાલકોએ પોતાનો અભ્યાસ શરૂ કર્યો હશે વળી એમ પણ બની શકે કે આપણને આ લોકમા, ફરી મળવાનો પ્રસંગ પણ ન આવે. પણ જે વાત મેં તમને ઘણે પ્રસંગે કહી છે તે તમને યાદ તો હશે કે, આ લોક ઉપરાંત બીજા લોક પણ છે; અને તે વળી એવા છે કે જ્યાં અહીંના જેટલા અંતરાય નડતા નથી; દેશકાલના બાધ ત્યાં અહીં જેટલા નથી આપણા વિચારો એવા છે કે તેઓ એક પલમાં આખી પૃથ્વીની પ્રદક્ષિણા કરી શકે હું જ્યારે તમારાથી હજારો માઈલ દૂર હોઈશ ત્યારે ત્યાં પણ મને તમારા વિચાર આવશે. અને ત્યાંથી એ વિચારો તમારી પ્રત્યે પ્રેરાશે પણ મને લાગે છે કે આવો કેવલ માનસિક સંબંધ જ રાખવા કરતા, તે ઉપરાંત બીજા પ્રકારનો સંબંધ પણ રાખ્યો હોય તો ઠીક. આ તમારા †માસિકદ્વારા તમને યથાશક્તિ સહાય કરવા, તથા તે દ્વારા તમને મળવાની ઈચ્છા થાય છે; તેથી દરમહિને એ માસિકમાં હું એક પત્ર લખીશ. એ પત્રોમા તમારા ધર્મના વિચારોમાં શું શું ખુબી છે, અને એ વિચાર પ્રમાણે આચાર કેવા રાખવા જોઇએ, કેવી રીતે ચાલવું જોઇએ, તે બતાવીશ. ધર્મ સંબંધી વિચારોમા જે ગૂઢ મનાય છે, અને બીજા વળી જે અતિ પ્રશ્ન-મનુષ્યબુદ્ધિને અગમ્ય-મનાય છે, અને જે પ્રશ્નો તમે મને ઘણીવાર પૂછ્યા છે તેમનો તો હું અહીં વિચાર જ નહિ કરૂં. તેમ જ જ્યાં ન જ ચાલે એવા પ્રસંગ વિના, બીજી કોઈ રીતે, કોઈ અમુક માર્ગ કે સંપ્રદાયનો વિચાર પણ અહીં નહિ આવવા દઈશ.

---

* ભાષાન્તર કર્તા.—પાન્થ

† 'આર્યબાલબોધિની' નામના ઇંગ્રેજી માસિકમાં આ પત્રો છપાયા છે.

' આમ કરવાનાં બે કારણ છે. એક તો એ કે, એ પ્રશ્નનું સમાધાન કરવા જેટલા ઊંડા ઊતરવાની જરૂર છે તે મારે જોઇએ તેટલો સમય પણ નથી, તેમ જ પ્રસંગ પણ અનુકૂલ નથી. વળી એ વિષે તમારા જ પંડિતો અને શાસ્ત્રીઓ તરફથી તમને જેટલી સહાય મળી શકે તેટલી' મહારાથી આપી શકાય નહિ આવા ગૂઢ વિચારો અને અતિપ્રશ્નો એક બાજુપર રહેવા દઇએ તો, તે સિવાયના પણ બીજા કેટલાક વિચારો એટલા બધા વ્યવહારોપયોગી છે કે, અગર જો હાલમાં તેમનાપર જોઇએ તેટલું ધ્યાન અપાતું નથી, છતાં જો તેપર જોઇએ તેટલું ધ્યાન આપીએ તો સમજાયા વિના રહેશે નહિ કે તેઓ નિત્ય વ્યવહારમાં બહુ જ ઉપયોગના છે. એક પાશ્ચાત્યદેશસ્થ અને પાશ્ચાત્ય કેળવણી લીધેલી બાઇના એ સંબધી શું વિચારો છે તે જાણવાથી તમને કાંઇક લાભ થશે એમ જાણી એવાજ વિષયોનો વિચાર હું આ પત્રોમાં કરીશ. મહારા એ વિચાર જાણી લઈ, એ જ સંબધી તમારા ગુરુઓ અને શાસ્ત્રીઓના વિચાર કેવા છે ને જાણી, એ બેને સરખાવી જોતાં એ વિષયો વધારે સ્પષ્ટ રીતે સમજાશે. આમ થવાથી તમારા ધર્મની ટીકા કરનાર પાશ્ચાત્ય અને અત્રસ્થ ટીકાકારોની ટીકા સમજી તેના રદીઆ આપવાનુ તમને સુગમ પડશે.

વળી ગૂઢ પ્રશ્નોનો વિચાર અહીં ન કરવાનું જે બીજું કારણ છે તે બરાબર સમજાય એટલા માટે આ નીચેની જે વાર્તા મેં તમને ઘણીવાર કહી છે તે ધ્યાનમાં રાખશો.

એક સમયે કેટલાક યાત્રાળુઓ યાત્રા કરવા નીકળ્યા. જે પવિત્ર ક્ષેત્રની યાત્રાએ તેઓ જતા હતા તે એક પહાડના શિખર ઊપર હતુ ત્યા જવાનો માર્ગ જેમ લાંબો હતો તેમ વિકટ પણ હતો. એ માર્ગનો પહેલો ભાગ તો સપાટ અને સરળ હતો. વળી તેઓએ પોતાની સાથે સારા ભોમિયાઓને રાખ્યા હતા એટલે પોતાના પ્રવાસનો એ પેહેલો ભાગ તો તેમણે બહુ સહેલથી કાપ્યો. રસ્તે જો કાંઈ અડચણ પડતી તો પેલા ભોમિયાઓ તેમને સહાય કરી રસ્તે પાડી આપતા. આ પ્રમાણે કેટલોક માર્ગ કાપ્યા પછી તેઓ પેલા પહાડની તળેટીમા આવી પહોચ્યા. ત્યા આવ્યા પછી પેલા ભોમિયાઓએ તે પર્વત તરફ આંગળી કરી કહ્યુ, " જુઓ, આ પર્વતની કોરે થઇને જે રસ્તો જાય છે તે રસ્તે થઇ શિખરપર પહોચાશે; અને પેલું એ પર્વતની ટોચપર જે ઝાંખું ઝાખું દેખાય છે તે એ મદિર છે. એ રસ્તે જતાં જોજો કે કેટલાક આડા રસ્તા એવા આવે છે કે તે રસ્તે પડશો તો પાછા અહીંજ આવી રહેશો વળી બીજા કેટલાક રસ્તાઓ એવા પણ છે કે જે રસ્તે જતાં ટોચપર પહોંચાશે તો ખરૂં પણ તે બહુ લાંબા અને આડા અવળા છે. પણ જરા ધ્યાન રાખશો તો તમારે જે રસ્તે જવાનું છે તે રસ્તો ભૂલવાનો કાંઈ ભો રહેશે નહિ. કારણ કે એ રસ્તો તરત પરખાઈ આવે એવો છે. એ શિવાયના જે બીજા રસ્તા છે તે કેટલીકવાર નીચા ઊતરતા દેખાય છે અને થોડુંક ચાલ્યા પછી એ રસ્તા સપાટ અને સુગમ પડે ' એવા પણ ભાસે છે. પણ આ દેખિતી સુગમતાથી તમારે છેતરાવું નહિ; કારણ કે તે માર્ગે જતાં પાછા નીચા આવી રહેવાશે. અને અહીં આવ્યા પછી તમને સમજાશે કે એ માર્ગ લેવાથી જે વખત ગયો અને જે શ્રમ લેવો પડ્યો તે બધો મિથ્યા ગયો. જે માર્ગે તમારે જવાનું છે તેનું ચિન્હ એ છે કે ઊપર જ ચઢતો ચાલ્યો જાય છે. તેથી જ્યારે તમને લાગે કે ઉપર ચઢવાને બદલે નીચાં ઊતરાય છે ત્યારે પાછા અસલ રસ્તાપર પડી જજો. આટલું ધ્યાનમાં રાખજો. હવે તમને રામરામ છે. કારણ કે હમારે પણ બીજું કાર્ય આટોપવાનું

છે છતાં હમે તમારી તરફ દૃષ્ટિ રાખીશું અને જરૂર જેટલી મદદ મોકલ્યા કરીશું." આ સાંભળી જાત્રાળુઓનાં હૃદય ભરાઇ આવ્યાં, કેમકે, તેમને આ ભોમિયાઓપર બહુ મમતા હતી અને તેમનાપર તેઓ બહુ ભરોસો રાખતા હતા આથી કરી જેઓ તેમની સાથે અહીં સુધી રહ્યા હતા તેમનાથી જૂદા પડવાનું આવ્યું જાણી તેમને બહુ દુઃખ થયું છતાં જે માંકડો. પણ ઉપર જ ચઢતો ચાલ્યો જતો, માર્ગ એ ભોમિઆઓએ તેમને બતાવ્યો હતો તે જ માર્ગ પકડી રાખી, આડે અવળે રસ્તે ન પડતાં એ જ માર્ગે રહી ધીમે ધીમે ઉપર ચડીને જ મંદિરે પહોંચવાનો નિશ્ચય કરીને જ, એ ભોમિયાઓ પરનો પોતાનો પ્રેમ, અને પોતાનાપર થએલો તેમનો ઉપકાર બતાવ્યો. આગળ ચાલતાં થોડે સુધી તો કાંઈ અડચણ પડી નહિ પણ પછી તો તેમના પગ દુખવા લાગ્યા, પગનાં તળીઆ સૂજી આવ્યા, અને તેમને થાક લાગ્યો તેમનામાના કેટલાક તો જરા વિસામો ખાવા રસ્તાની એક બાજુપર બેઠા, પણ કેટલાકે તો એવો મત બતાવ્યો કે આના કરતાં તો જરા લાંબો પણ વધારે સુગમ માગ લેવો એ ઠીક પડશે એમ કહી તેમનામાના કેટલાક તો આડે માર્ગે ઉતર્યા આમાના કેટલાક પાછા તળેટીમા જ આવી રહ્યા, અને કેટલાક અનુભવથી ડાહ્યા થઈ પાછા અસલ રસ્તે આવ્યા તે કાંઈ જાણ્યામા નથી ઘણી મુશ્કેલીઓ વેઠવા છતાં અંતે મંદિર તરફ લઈ જતા માર્ગપર પણ કેટલાક ગયા તે પણ આપણે જાણતા નથી. પણ એટલું તો નિશ્ચય માનવુ કે, એ બધાને જોઇતી સહાય મળ્યા વિના રહેશે નહિ, અને અંતે એ બધા એ પર્વતના શિખરપરના મંદિરમા એકઠા થશે જેઓ આગળ ચાલ્યા તેઓએ થાકી ગએલા જાત્રાળુઓને કહ્યુ, "અરેરા ભાઈ! જુઓ, અહીંથી હવે એ મંદિરનું બધા તેજ કાંઈક વિશેષ પ્રકાશતું જણાય છે, અને એ મંદિર પોતે પણ વધારે વધારે સ્પષ્ટ જણાતુ જાય છે." આવો અનુભવ થવાથી તેઓ તો હોંશમાને હોંશમા આગળ ચાલ્યા, એવી આશાએ કે ત્યાં પહોંચતા જે શ્રમ પડશે તેનો બદલો ત્યાં પહોંચ્યા પછી જે શાંતિ, જે આનન્દ અને જે જ્ઞાન અનુભવાશે તેથી વળી રહેશે ચાલતા ચાલતાં તેઓમાથી એક કહ્યુ કે "જુઓ એને સાત ગોપુર છે. આકાશમા એ મંદિરની છાયા પડે છે તેમાથી મને એ દેખાય છે. અહો! શુ એની ભવ્યતા અને સુંદરતા!" બીજો એક બોલ્યો "ના ના, ભાઈ, મને તો છ જ ગોપુર હોય એમ દેખાય છે, તુ સાત કહે છે, પણ તું કાંઇ ભૂલતો હોઇશ પણ વારુ, જો તો ખરો, પેલું એ મંદિરના ગર્ભગૃહનુ શિખર! સૂર્યના તાપમાં એ કેવું ચકચકે છે! એ કાંઈ સોને રસેલુ હોવું જોઇએ"

ત્રીજો એક જણ બોલ્યો, "અરેરા ભાઈ! તુ પણ ભૂલ્યો મને તો એ શિખર રૂપેરી હોય એમ લાગે છે. વળી હું ધારૂંછું કે ગોપુર તો માત્ર પાંચ જ છે." ક્યાં સુધી તો તેઓ આવી આવી વાતો કરતા આગળ ચાલ્યા. વળી માણસોનો સ્વભાવ છે તેમ તેઓ કેટલીકવાર એ વિષે વાદે પણ ચઢતા. તેમાં દરેક જણ પોતાનું કહેવુ સાચુ અને બીજાનું ખોટું એમ જ કહે. એમાંથી કેટલાક તો એટલા બધા ઉકળી ગયા કે આગળ ચાલવાનું ભૂલી ગયા, મંદિરનું લક્ષ ખસી ગયું, અને માર્ગની એક બાજુપર જ ઉભા રહ્યા, અને વાદ વિવાદ કરવા લાગ્યા; તે એટલે સુધી કે મારામારીપર પણ આવ્યા. પણ આમાં તેઓએ મ્હોટી ભૂલ કરી, કારણ કે રસ્તો ખુલ્લો હતો. મંદિર બહુ સુંદર અને પવિત્ર છે, એટલાથી જ સંતોષાઈ જો તેઓ મુંગે મ્હોડે આગળ ચાલ્યા હોત તો થોડીવાર આગળ ચાલ્યા

પછી તેઓથી એ મંદિર વધારે સ્પષ્ટ દેખી શકાત. પણ માણસ કેટલીકવાર બહુ બેવકુફાઈ કરે છે, અને નિરુપયોગી વાતપર તકરાર કરી પોતાનો અમુલ્ય વખત અને શક્તિનો નાહમો વ્યય કરે છે.

હવે એમાંના કેટલાક એવા પણ હતા કે જેઓ બધાના કરતાં ઉતાવળથી અને શ્રદ્ધા રાખી આગળ ચાલતા હતા તેઓ એ બધાથી બહુ આંગળ ચાલી ગયા હતા. પાછું ફરી જોયું તો તેમણે દીઠું, કે તેમના કેટલાક સાથીઓ રસ્તે અટકી પડ્યા છે. એ જોઇ તેમને જોઇ તેમને બહુ દયા આવી. તેથી તેઓમાંનો એક, તે પાછળ રહી ગએલા સાથીઓ તરફ જવાને પાછો ફર્યો, એવા વિચારથી કે તેમને શું થયું છે તે જોવું, અને બની શકે તો તેમને મદદ કરવી. ત્યાં આવ્યા પછી જ્યારે તેણે જાણ્યું કે તેઓ વાદ શો કરે છે, ત્યારે તે બોલ્યો, "અરે ભાઈઓ હમે જે તમારાથી આટલા બધા આગળ ગયા છીએ તેઓ પણ જેનો નિશ્ચય કરી શક્યા નથી તે વિષે તમે શા માટે લડી મરો છો.? એ આપણને દેખાય છે તે જુદું જ છે એમ કહ્યું છે એટલું જ નહિ પણ તે કેવુંછે એ આપણી કલ્પનાની પણ બહાર છે. એ મંદિરનું સ્વરૂપ કલ્પનાથી વર્ણવી શકાય એમ નથી, તેમને વિચારથી પણ સમજાય એવુ નથી. એ તો કેવળ અવર્ણ્ય અને અચિન્ત્ય છે." આ સાંભળી તેમને કાંઈક ધીરજ આવી. પણ મંદિરનું જે વર્ણન પેલાએ આપ્યું હતું તે તેમનાથી કાંઈ બરાબર સમજાયું નહિ. એટલામા વળી આગળ ગએલામાંના બીજા બે જણ પણ ત્યાં આવી પહોંચ્યા. પણ એથી પણ કાંઈ તેમનો ખુલાસો થયો નહિ. કારણ કે એ ત્રણે જણે તેનું જે વર્ણન આપ્યું તે પણ એક સરખું ન હતું. એ ત્રણ જણ એક જ વાતમાં એકમત થયા, અને તે એકે મંદિરે પહોંચ્યા વિના તેના સ્વરૂપનો બરાબર નિર્ણય થઈ શકે નહિ. અતે આ અજ્ઞ જાત્રાળુઓના ત્રણ પક્ષ બધાઈ ગયા, અને તેઓ દરેકે આ ત્રણમાંનો એક એક પક્ષ સ્વીકાર્યો. જેને જે ફાવ્યો તેમ તે તેણે સ્વીકાર્યો. અને એટલેથી જ સંતોષ ન પામતાં, અને અહીં જ તે વાત પડતી ન મૂકતાં તેમનો વાદ ઉલટો વધ્યો, અને તેઓ બહુ ઉશ્કેરાઇ ગયા. આ જોઇ તેમના એ ત્રણે ગુરુઓ નિરાશ થઈ પાછા ચાલ્યા ગયા. આ જ વાદનો નિર્ણય કરવાનાં ફાંફાં મારવામાં રોકાઇ ઘણા જાત્રાળુઓ હજી અડધે રસ્તે જ રખડ્યાં કરે છે. પણ બીજા કેટલાક, મારા ધાર્યા પ્રમાણે ખરો રસ્તો પકડી આગળ ચાલ્યા ગયા છે. તેમને એટલી શ્રદ્ધા છે કે મંદિરે પહોંચ્યા પછી એ સર્વ નિર્ણય થઈ રહેશે, અને ત્યાં સુધી આગળ ચાલતાં તે મંદિરની ભવ્યતા જે ધીમે ધીમે વિશેષ સ્પષ્ટ થતી જાય છે તેથી તેઓ સંતોષ પામે છે."

આ વાત તમે સમજ્યા? એમાં જે ત્રણ પક્ષો કહ્યા છે જેને તમે દ્વૈત, અદ્વૈત, અને વિશિષ્ટાદ્વૈત વાદ કહોછો તે છે. જગત્ અને પરબ્રહ્મને શો સંબંધ છે, એ અને એના જેવા બીજા ગૂઢ પ્રશ્નોના નિશ્ચય જ્યારે શ્રી શંકરાચાર્ય, શ્રી રામાનુજાચાર્ય, અને શ્રી મધ્વાચાર્ય જેવા મહા સમર્થ વિદ્વાનો કરી શક્યા નથી, ત્યારે શું આપણે એવા પ્રશ્નોના નિશ્ચય આજ કરી શકીશું? નહિ જ. આમ છે તો એ પ્રશ્નોને એક બાજુપર રહેવા દઈ, બીજી જે સમજી શકાય એવી વાત છે તે સમજી, તેને અનુસરીને રહેવું એ શું વધારે ડાહ્યું કામ નથી? મને તો એમાં જ ડહાપણ હોય એમ લાગે છે. આપણા હાલના ઉપયોગને માટે જોઇએ તેટલું જ્ઞાન આપણને મળી ચૂક્યું છે, અને આગળ પણ ખપ લાગે એટલું છે, તો તેને જ સમજી તેનો જ વ્યવહારમાં ઉપયોગ કરવા માંડવો એ જ આપણું

કામ છે. આવો નિશ્ચય કરી આપણે પણ એ આગળને આગળ જતા માર્ગે ધીરજ રાખીને ચાલ્યા જવું જોઇએ. જેટલું જ્ઞાન આજ મળ્યું છે તેટલાનો ઉપયોગ થઈ રહેશે, અને વિશેષની જરૂર પડશે એટલે જે ગુરુઓ એ પહાડની ટોચપરથી આપણી સંભાળ રાખેછે તેઓ તેટલું આપશે જ, અને એમ કરતાં કરતાં આપણે જાતે જ એ પર્વતના શિખરપર પહોચીશું એટલે પછી બધું અનુભવસિદ્ધ થશે. આ પત્રોમાં તો આ માર્ગના પ્રથમ પગથિયાં શું છે તે જ વિષે લખવા ધાર્યું છે.

તમે સર્વ એ માર્ગે ધીરજ રાખી આગળ વધ્યા જાઓ એવી પ્રાર્થના કરનાર

તમારી સ્નેહાધીન

લિલિઅન એડગર.

---

## વિચારમાલા.

### ( ચર્ચાપત્ર. )

( મળેલું ).

**રા. રા. શ્રી સુદર્શનના તંત્રીની સેવામાં:—**

વિનતિ કે—સુદર્શન પત્રમાં વિચારમાળાનુ ધોરણ તેના આદ્યદ્રષ્ટાએ જ દાખલ કર્યું હતુ; અને તે ધોરણને આપ આગ્રહપૂર્વક વિકસિત કરવાનો પ્રયત્ન કરો છો, તેથી સુદર્શનના ગ્રાહકગણને ઓછો લાભ થશે નહિ, પરંતુ તે વિચારમાળાના વિષય નીચે જે જે પ્રશ્નો આવે છે, અને તે તે પ્રશ્નોની જે જે રીતિએ ચર્ચા થાય છે, તે ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે—આપણા ગુર્જર વિદ્વાનો તેનો વાસ્તવિક ઉપયોગ સમજતા નથી; અને કદાચ સમજે છે, તો તેને વિકાસવામાં અને વિસ્તારવામાં અસત પ્રમાદ રાખે છે, તે પણ ઓછું ખેદકારક નથી. અને તે જ કારણથી સ્વ૦ મણિભાઇ તે ધોરણ દાખલ કરીને જ વિરામ પામ્યા હોય, એમ જણાય છે. તો પણ જેવા આગ્રહ અને સહૃદયતાથી આપ તે ધોરણ ખિલવવા પ્રયત્ન કરો છો, તેવા જ આગ્રહ અને સહૃદયતાથી મંડ્યા રહેશો, તો તેથી વ્હેલે અથવા મોડે તેનો સદુપયોગ થયા વિના રહેશે નહિ, એમ આશા રાખવામાં આવે છે.

અહુણાં તો બહુધા પ્રશ્નોનો ઉદ્ભવ આપ તરફથી અથવા કોઇએક વ્યક્તિ તરફથી થાય છે, અને તેનુ વિવરણપૂર્વક સમાધાન માત્ર આપને જ કરવુ પડે છે, એમ સમજાય છે. તેથી સુદર્શનને શ્રદ્ધાપૂર્વક અનુસરનારાઓના સર્વ સશયોનું છેદન થઈ, તેઓની હૃદયગ્રંથિ ભેદાઈ જાય છે કે નહિ, એવો પ્રશ્ન આપના હૃદયમાં પણ સ્ફુર્યા વિના રહેતો નહિ હોય. એવા પ્રસંગમાં જ્યારે કોઇ અતિ ગંભીર પ્રશ્નને થોડાએક શબ્દોથી પતાવી દેવામાં આવે, ત્યારે તો તેમાંથી કેટલા અનર્થો થતા હશે, તે પણ કલ્પી શકાય તેવું નથી.

ગયા ડિસેમ્બર માસના સુદર્શનમાં આપે હિંદુઓની ધર્મસંબંધી અને સાંસારિક સ્થિતિના સાંપ્રત વલણ વિષે ચર્ચા કરતાં, બ્રાહ્મણ વર્ગ વિષે જે પ્રશ્ન ચર્ચ્યો છે, તે ચર્ચાના શબ્દોમાં ઉદ્દેશ એટલો જ ભાવ રહી શક્યો હોત તો, તેમાં કંઈ હાનિકારક નહોતું

પરંતુ ઘણા થોડા શબ્દોમાં આપે આપનો મનોભાવ દર્શાવવા પ્રયત્ન કર્યા છતાં, હિંદુસ્થાનના ભવિષ્ય સંબંધી આર્ય અને અનાર્ય-બન્ને વર્ગના વિદ્વાનોને જે ચિંતા થાય છે, તે જ ચિંતાની ઉંડી છાપ તે જ શબ્દોમાં તાદશ દીઠામાં આવે છે; અને તેથી તે ચર્ચાનું સ્પષ્ટીકરણ થવા વિસ્તારપૂર્વક વિવરણની આવશ્યકતા છે, એમ ધારી આપને જે પરિશ્રમ આપું છું તે ક્ષંતવ્ય છે, એમ આપ સ્વીકારશો જ.

આપ એવો પક્ષ ગ્રહણ કરો છો કે-બ્રાહ્મણવર્ગનું "સ્થાન ધાર્મિકતાથી યુક્ત 'અને કોલેજ આદિ સાધનોવડે વિદ્યાસંપન્ન થએલા પુરુષોથી પૂરાશે;' કારણ કે એ જ 'ભવિષ્યના બ્રાહ્મણો છે." અને એવી સ્થિતિ લાભકારક છે, એવો આપનો સ્પષ્ટ સિદ્ધાન્ત છે. એ પક્ષમાંથી નીચે પ્રમાણે પ્રશ્નો ઉત્પન્ન થાય છે:—

૧ હિંદુઓની વર્ણવ્યવસ્થા જાતિભેદથી યોજાએલ છે, તે ઈષ્ટ છે કે અનિષ્ટ છે? અનિષ્ટ છે તો પ્રાચીન આર્ય મહર્ષિઓએ તેમ કરવામાં ભુલ કરી છે કે શી રીતે?

૨ હિંદુ શિવાયની પ્રજાઓમાં વર્ણવ્યવસ્થા જેવો કંઈ પણ સામાજિક ભેદ છે કે નહિ? અને એવો ભેદ રાખવાનું ધોરણ જાતિ-એટલે જન્મયોગ વિના અન્ય પ્રકારે ઘડી શકાય તેવું છે કે નહિ?

૩ વર્ણવ્યવસ્થા તુટતાં હિંદુ પ્રજાના પ્રજાત્વનો નાશ થવાનો સંભવ છે કે નહિ?

આ પ્રશ્નોનું સમાધાન કરતાં, એક દૃષ્ટિબિંદુ નહિ, પણ અનેક દૃષ્ટિબિંદુઓ લક્ષ્ય થઈ શકે છે શાસ્ત્ર પ્રમાણથી હરકોઈ પ્રશ્નનું નિરાકરણ કરનારાઓ સંસ્કૃત એટલું શાસ્ત્ર સમજતા નથી; પરંતુ શ્રુતિ, સ્મૃતિ અને પુરાણની જ્યાં એકવાક્યતા હોય, તેને જ પ્રમાણ ગણે છે તે સર્વમા પણ શ્રુતિને જ પ્રધાનપદ આપે છે. અને તેમ કરતાં બન્ને પક્ષવાદીઓ શ્રીમદ્ ભગવદ્‌ગીતાનું "चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्मविभागशः ॥"—એ વચનને સ્વપક્ષને પુષ્ટિકારક ધારે છે. તેથી તે વચનનું પણ યાથાર્થ્ય સમજાવવાની સંપૂર્ણ આવશ્યકતા છે, જન્મના યોગથી વર્ણભેદને સ્વીકારનારાઓ ગુણ કર્મ પ્રમાણે જ કૃત કર્મનું ફળ ભોગવવા પુનર્જન્મ થાય છે, અને તેથી તે સર્વ પ્રસંગને અનુરૂપ યોનિમાં જ જન્મ પ્રાપ્ત થાય છે, એમ જ સમજી જાતિભેદ સ્વાભાવિક અને આવશ્યક હોય, એમ માને છે; આરે વિકાસક્રમવાદ (Evolution theory) નો હેતુ પણ તેથી વિરુદ્ધ ન જ હોવો જોઇએ, એમ કહેવુ યુક્તિયુક્ત છે. કેમકે વિકાસવાદમા પણ પૂર્વજ ગુણોની સંક્રાંતિ (Law of Heredity) ના નિયમને અગત્યનું તત્ત્વ માનેલું છે. વળી આપે પણ "સર્વનો ઉપક્રમ સત્સ્વરૂપ તરફજ હોય છે," "જે સ્વાભાવિક છે, જે થવું જોઇએ, તેજ થાયછે;" ઇત્યાદિ શબ્દોથી એ વિચારનું સમર્થન કર્યું છે.

વળી જન્મના યોગ વિના હિંદુઓના વર્ણભેદ જેવો ભેદ સર્વત્ર જોવામાં આવે છે. માત્ર એટલોજ તફાવત છે કે—તેવી પ્રજાઓમાં સામાજિક ઉત્કૃષ્ટતા અથવા નિકૃષ્ટતાનું વિભાજક સૂત્ર વિત્ત થઈ પડે છે; વિત્તથી નિકૃષ્ટ તે ઉત્કૃષ્ટ થઇ શકે છે, અને તેના અભાવથી ઉત્કૃષ્ટ નિકૃષ્ટ થઇ શકે છે. એ તો સામાજિક ભેદ થયો. પરંતુ જેને આપણે સુધરેલી પ્રજાઓ કહીએ છીએ—તેઓમાં વર્ણભેદ કેટલો દૃઢ અને બળવાન છે, તે જરા પણ ગુપ્ત રહ્યું નથી. મનુષ્યના ગુણોની કસોટી કદિપણ કાઢી શકાતી નથી. કર્મ પ્રકૃતિજન્ય છે.

અને મુનિવસિષ્ઠ જેની કસોટી કાઢવા પ્રયત્ન કરે છે, તેનાથી સામાજિક ભેદની વ્યવસ્થા કરવામાં આવે તો કેટલા બધા પાનેશોને આપણે બ્રાહ્મણવર્ગમાં મૂકવા પડે ! તેમ જ ધનધરાના લોભને વશ થઈ, મનુષ્ય રક્તસ્રાવમાં બુદ્ધિબળ દર્શાવનાર બિસ્માર્કોને માટે કંઇક નવીન વર્ગ જ સ્થાપવો પડે.

એ વિગેરે અનેક દૃષ્ટિઓએ અવલોકન કરી, આવા ગંભીર પ્રશ્નોનું વિસ્તાર પૂર્વક સ્પષ્ટીકરણ, જે આપ જેવા વિદ્વાન્ તેમ જ આર્ય ધર્મના તત્ત્વને યથાર્થ સમજનાર તરફથી થશે તો અજ્ઞાનીઓનો બુદ્ધિભેદ ઉત્પન્ન થતો અટકશે, એમ આશા રહે છે.

જિજ્ઞાસુ.

( ઉત્તર. )

*** ૧. પ્રથમ તો રા. જિજ્ઞાસુને અમારી 'વિચારમાલા'નો ઉદ્દેશ સમજાવવો પડશે. અમારે કહેવું જોઇએ કે 'સુદર્શનને શ્રદ્ધાપૂર્વક અનુસરનારા' એ શબ્દો વાંચી અમને અત્યન્ત ખેદ થાય છે. અમે અમારા પત્ર માટે શ્રદ્ધા માગતા નથી, વિચાર માગીએ છીએ, અને અમારૂં સર્વને એટલું જ કહેવું છે કે જે જલાશયે આ પત્રના આદ્ય તન્ત્રીએ પાન કર્યું હતું, અને જ્યાં વર્તમાન તન્ત્રીએ યથાશક્તિ કર્યું છે અને કરે છે ત્યાં સ્વયં ચાલીને જઈ તૃષા નિવૃત્ત કરવાથી જ લાભ છે. ખરેખર સ્વ. મણિલાલના તેર વર્ષ પર્યન્તના ઉદ્દામ શ્રમ પછી પણ ગુજરાતમાં સ્વતંત્ર વિચાર કરવા તરફ લોકની પ્રવૃત્તિ થઈ ન હોય તો એ બહુ શોકજનક વાર્તા છે. વળી, "સર્વે સંશયોનુ છેદન થઈ...હૃદયગ્રન્થિ ભેદાઈ જાય" ત્યારે જ 'વિચારમાલા' ચરિતાર્થ થઈ ગણાય!—એ દૃષ્ટિબિન્દુ પણ અમને અભિમત નથી. અમે તો મનુષ્યનું મનુષ્યત્વ વિચારી એમ જ માનીએ છીએ કે, શ્રુતિ કહે છે તેમ, "परावर" નું દર્શન થાય ત્યારે જ 'હૃદયગ્રન્થિ ભેદાઈ જાય, અને સર્વ સંશયોનું છેદન થાય.' અમે પોતે વિચારહીન જડવત્ પડી રહી સંશયાતીત દશા પ્રાપ્ત કર્યાનો દંભ કરવા કરતાં અનેક હૃદયગ્રન્થિ અને સંશયજાલથી ભરેલું મનુષ્યત્વ સ્વીકારવુ જ વધારે પસંદ કરીએ છીએ, અને અમારા વાચકોમાં પણ એ જ માગીએ છીએ. સુદર્શનના તન્ત્રીએ કાંઈ જગતના સંશયનિવારકનું આચાર્યપદ લીધુ નથી: એ માત્ર પોતાનો અનુભવ અન્ય આગળ મૂકે છે,* એનો અનુભવ બીજાના અનુભવ સાથે મળે છે કે નહિ એ શાન્તિથી વિચારી જોવા કહે છે, યથાપ્રસંગ કારણો બતાવે છે, અને એ જ રીતે જાણવા માગે છે.

સામાન્ય નિબંધમાં જે ઊંચા પ્રકારની શૈલી, વિચારપદ્ધતિ અને સુશ્લિષ્ટતા સાચવવી પડેછે તેને બદલે કોઈકોઈવાર વધારે સરલ, વધારે વાતચિતને મળતી, અને જૂદા જૂદા અનેક વિષયોને કાંઇક કાંઇક છેડતી એવી તરેહની પદ્ધતિ 'વિચારમાલા' દ્વારા સુદર્શનમાં દાખલ કરવા ઇચ્છા થઈ છે. કારણ એ પદ્ધતિના લાભ પણ જૂદા જ પ્રકારના અને અનેક છે. આમ

* ઉદાહરણ તરીકે—"સંસ્કૃત એટલું શાસ્ત્ર" સમજનારા જનોનો આપણામાં બહુ મોટો વર્ગ છે એવો અમારો અનુભવ છે. રા. જિજ્ઞાસુનો અનુભવ એવો ન હોય તો એનો ઉત્તર એટલો જ છે કે—આપણો અનુભવ મળતો નથી. આ કરતાં અધિક દલીલ અત્રે સંભવતી નથી. પ્રત્યેક વાચકે પોતાની આસપાસ દૃષ્ટિ ફેરવી સત્ય નક્કી કરી લીધુ હશે જ.

હોવાથી સ્વાભાવિક રીતે દીર્ઘકાળના મનનને પરિણામે સિદ્ધ એવાં સત્યો થોડાક શબ્દોમાં દર્શાવવાં પડે છે, કારણપ્રદર્શન કાંઇક એક સ્થળે કાંઇક અન્યસ્થળે કરવામાં આવે છે, અને જ્યાં માત્ર હિસાબનો જવાબ જ વાચક આગળ મૂકવામાં આવે છે ત્યાં એની રીત સ્વયં કલ્પી લેવા વાચકને ગર્ભિત રીતે વિનંતી થાય છે, જેથી નવીન અભ્યાસકની વિચારશક્તિ—સ્વયં શ્રમ કરવાથી—કેળવાય છે, અને આ રીતે 'ગંભીર પ્રશ્નોને થોડાએક શબ્દોમાં પતાવી દેવામાં' પણ મહત્ત્વનો હેતુ રહેલો હોય છે. એમ અમારે કહેવું જોઇએ કે સ્વ. મણિલાલની 'અધ્યાત્મ પ્રશ્નમાલા'ના ધોરણથી આ ધોરણ કાંઇક જૂદું જ છે. માત્ર બાહ્યાકાર ઉપરથી સામ્ય માની લેવું એ ભૂલ છે.

૨. બીજું—ઉપરના પત્રમાં રા 'જિજ્ઞાસુ'એ જે સભ્યતાપુરઃસર અને જિજ્ઞાસાના આકારમાં ચર્ચા કરી છે તે માટે એમનો ઉપકાર માની, એમાં ચર્ચેલા વિષયસંબંધે અમે એટલું કહીશું તો બસ થશે કેઃ—

વર્ણવ્યવસ્થા સર્વથા અનિષ્ટ છે એવો સિદ્ધાન્ત અમને આરોપતાં પહેલાં અમારો લેખ એક કરતાં વધારે વાર વિલોકવા રા.'જિજ્ઞાસુ'એ કૃપા કરવી જોઇતી હતી.વળી વર્તમાન સમયના નિર્જીવ 'વાડાઓ'ના બચાવમાં પણ 'ઇવોલ્યૂશન થિઅરિ' ('=વિકાસક્રમવાદ')ના ભવ્ય નામનો આશ્રય લેનાર ગૃહસ્થને એ વાદના વિશાળ સાહિત્યનો અભ્યાસ કરવા, અભ્યાસ કર્યો હોય તો મનન કરવા, અને મનન કર્યું હોય તો શાંતિથી પુનરાવર્તન કરવા અમારી નમ્ર વિનંતિ છે.* અમે માનીએ છીએ કે આવા શાન્ત વિચાર માટે રા. 'જિજ્ઞાસુ'એ તસ્દી લીધી નથી—લીધી હોત તો અમારે એમને સ્મરણ કરાવવું ન પડત કે 'ઇવોલ્યૂશન થિઅરિ' "પૂર્વજ ગુણોની સંક્રાન્તિ (Law of Heredity)"ના નિયમમાં જ સમાપ્ત થતી નથી.કોઇપણ અંગ સ્વકાર્ય કર્યા વિના લાંબો વખત પડી રહે તો તે નિર્જીવ થઈ વિનાશ પામે છે અને પછી "પૂર્વજ ગુણોની સંક્રાન્તિ"ને પ્રસંગ જ રહેતો નથી એ નિયમ પણ 'ઇવોલ્યૂશન થિઅરિ'નો જ ભાગ છે, અને એને આધારે અમે અમારા બ્રાહ્મણબન્ધુઓને સ્વકાર્ય કરવા તરફ પ્રવૃત્ત થવાને ઉદ્બોધન કરીએ છીએ. બીજી રીતે બોલીએ તો, "પૂર્વજ ગુણોની સંક્રાન્તિ"માં રા. 'જિજ્ઞાસુ'ના કરતાં વસ્તુતઃ અમને અધિક શ્રદ્ધા છે માટે જ અમારૂં કહેવું છે કે વર્તમાન બ્રાહ્મણોમાં વિદ્યા હશે તો ભવિષ્યના બ્રાહ્મણોમા એ સહજ રીતે આવશે, નહિ હોય તો નહિ આવે. વળી રા. 'જિજ્ઞાસુ'ને એ પણ સ્મરણમાં હોવું જોઇએ કે જેમ સહજ (inherited) ગુણો સંતતિમાં સંક્રાન્ત થાય છે, તેમજ પ્રાપ્ત (acquired) ગુણો પણ થાય છે, અને તેમ થતાં જ્યાં વિદ્યા લાંબો કાળ વસશે ત્યાં જ ભવિષ્યમાં ખરૂં બ્રાહ્મણત્વ આવશે એ અમારૂં વાક્ય 'ઇવોલ્યુશનથિઅરિ'થી દલીલ કરનાર ગૃહસ્થને અગ્રાહ્ય ન જ હોવું જોઇએ. વળી ગુણોની સહજતા ઉપર ભાર મૂકતાં પહેલાં એક વાત એ પણ લક્ષમાં લેવા જેવી છે કે જેમ જેમ વિકાસક્રમમાં ઊંચે ચડતા જઇએ છીએ તેમ તેમ સ્વભાવ કરતાં અનુકરણ અને કેળવણીની અસર અધિક દીઠામાં આવે છે અને તેમાં પણ દેહ કરતાં આત્માના ગુણોમાં તો એનો બહુ મોટો ભાગ રહે છે.+ અમે દિલગીર છીએ કે આ સર્વ સત્ય

+ "The lower down we go in the scale of animal intelligence the more seems due to inherited instincts : the higher we go the more is due to imitation and to the training rendered possible by the greater size and complexity of the brain and necessary by the prolongaton of infancy."—*Darwinism and Politics*'

રા " જિજ્ઞાસુ 'ને વિસ્મરણ થઇ ગયું છે. પણ આમાં બહુ આશ્ચર્ય જેવું નથી, કારણ સારાસારા લેખકો પણ અર્ધાસમજાએલાં+ 'સાયન્સ 'નાં સત્યોનો વ્યવહારમાં કેવો દુરુપયોગ કરેછે એ સુવિદિત છે.)

એક બીજી, પૂર્વના જેવી જ સુપ્રસિદ્ધ દલીલ એ છે કે " જન્મના યોગ વિના હિન્દુઓના વર્ણભેદ જેવો ભેદ સર્વત્ર જોવામાં આવે છે.' ખરી વાત છે પણ એ અન્યત્ર જોવામાં આવતો વર્ણભેદ ખોટો છે કે સારો છે? ખોટો છે તો એના અનુકરણથી શો લાભ છે? સારો છે તો દલીલ ખાતર એમ પણ કેમ ન કહી શકાય કે સાનો વર્ણભેદ, ' જન્મના યોગ વિના 'નો છે માટે જ સારો છે? અમારો પોતાનો અભિપ્રાય તો એવો છે કે અન્ય પ્રજાઓને જોઇએ તેવું ન પ્રતીત થએલું એવું શાસ્ત્રીય સત્ય પ્રાચીન હિન્દુસ્થાનને જડયું હતું-જે સત્ય વર્તમાન હિન્દુસ્થાન વાસ્તવિક રીતે જોતાં ખોઇ બેઠું છે. " હિન્દુઓની વર્ણવ્યવસ્થા જાતિભેદથી યોજાએલ છે " એમાં સ્વતઃ કાંઈ જ અનિષ્ટ નથી, પણ અર્થયુક્ત જાતિભેદ એજ લાભકારક છે, અર્થહીન જાતિભેદથી કાંઇ જ ફાયદો નથી, ઉલટી હાનિ છે ગમે તેવા મનોહર દેહમા પણ ચૈતન્ય ઉડી ગયા પછી તો દુર્ગન્ધ જ પેદા થાય છે એ સત્ય અત્રે સ્મરણમા લાવવા જેવુ છે. વર્તમાન દશા એવી છે કે નહિ એ વિષે બે મત થવાનો તો સંભવજ નથી; તથાપિ ' કારણ આપ્યા વિના એક ગંભીર પ્રશ્નને થોડાએક શબ્દોથી પતાવી દેવામાં આવે છે' એવા આરોપથી મુક્ત રહેવા માટે અમે મિસિસ એનિ બિસેન્ટનો અનુભવ પ્રમાણ તરીકે અત્રે ટાંકીએ છીએ. એ કહે છે—

"It is clear and we all know it, however devoted our belief in the Hindu faith may be, that the four castes of the old time are not really amongst us to-day. If we test them by the test of the Shastras, if we test them by the test of the Lawgiver, we shall find that they are shams to a very large extent, as much a sham and a farce in the East as the titles of the nobility are a sham and a farce in the West."*

કોઈ કહી શકશે કે આ બાઇ હિન્દુધર્મ વિરુદ્ધ એક ક્ષણ વાર પણ ભૂલ કરે એમ છે? પ્રસંગોપાત અત્રે એ પણ ઉમેરીશુ કે જે વર્ગ ઉપરનો અમારો આક્ષેપ આ

+ આ શબ્દ માટે રા. ' જિજ્ઞાસુ ' ની અમે ક્ષમા ઇચ્છીએ છીએ. અમે આ આખું વાક્ય 'ડાર્વિનિઝમ્ એન્ડ પોલિટિક્સ્ નામના લેખમાંથી લીધું છે—જે મૂળમાં આ પ્રમાણે છે—"It is instructive to notice the way in which half-understood scientific theories are misapplied to practical matters."

* "હિંદુધર્મમા આપણી ગમે તેવી દૃઢ શ્રદ્ધા હોય તોપણ એટલું તો ખુલ્લું છે અને એ આપણે સર્વ જાણીએ છીએ કે પ્રાચીન સમયનું ચાતુર્વર્ણ્ય આજ આપણામાં ખરેખરૂં જોતાં નથી જ. આપણે એને શાસ્ત્રોની કસોટીથી તપાસીએ, શાસ્ત્રકાર ( મનુ ) ની કસોટીથી તપાસીએ, તો જણાશે કે તે ઘણે ઘણે ભાગે ઢોંગ જ છે, પશ્ચિમમાં જેમ અમીરાઇના ખિતાબો ઢોંગ અને ફારસ જ છે તેમ અત્રે વર્ણવ્યવસ્થા પણ ઢોંગ અને ફારસ જ છે."

ચર્ચાનો વિષય થઈ પડ્યો છે તે વર્ગ ઉપર જ એ આ અધોગતિના આરંભની જવાબદારી મૂકે છે. એ કહે છેઃ—

* "ભાઇઓ ! હું તમને કહુંછું—અને મારો તમને મ્હોંએમ્હોં સ્પષ્ટ કહેવાનો હક છે, કારણ પશ્ચિમ દેશમાં જ્યાં તમારા ઉપર આક્ષેપ થાય છે ત્યાં હું તમારો બચાવ કરૂંછું—કે આ અધઃપાતની શરૂઆત, જે વર્ણ સર્વથી ઉચ્ચ હોવી જોઇએ, પવિત્ર હોવી જોઇએ, જે સર્વથી ઉમદામાં ઉમદા હોવી જોઇએ, ત્યાંથી જ થાય છે"
હવે અમે પૂછીશું કે જો આ પ્રમાણે સ્પષ્ટ ખરેખરૂં બોલી દેવાનો હક એક પરદેશી બાઇનો છે, તો આ દેશને પોતાની માતૃભૂમિ કહી શકનાર એક હૃદયને નથી ?

એક ત્રીજી શંકા એવી છે કે "વર્ણવ્યવસ્થા તૂટતાં હિન્દુપ્રજાના પ્રજાત્વનો નાશ પામવા સંભવ છે કે નહિ?" હિન્દુપ્રજાનું પ્રજાત્વ જો વર્તમાન સમયની નિર્જીવ દશામાં જ આવી રહેતું હોય તો ખરેખર બહુ દુર્ભાગ્યની વાત છે. અને અમને તો લાગે છે કે હિન્દુપ્રજા વખતસર સ્વકર્તવ્ય સમજશે નહિ તો એ સ્થિતિ બહુ દૂર પણ નથી. એના પ્રજાત્વની આશા ત્યાં સુધી જ છે કે જ્યા સુધી એના અદ્‌ભુત ભૂતકાલ માટે એને મમત્વ છે, જ્યા સુધી સીતા રામ પાડવ દ્રૌપદી કૃષ્ણ અર્જુન આદિ નામો સાંભળી હિન્દુરુધિર હિન્દને એક છેડેથી બીજે છેડે સુધી સરખી રીતે ઉછળે છે. પરન્તુ આ ભૂતકાલને વર્તમાન જોવા ખરેખરી તીવ્ર ઇચ્છાપૂર્વક પ્રવૃત્તિ જો નહિ થાય, ચાલતી વર્ણદશાથી સંતુષ્ટ રહેવામાં કર્તવ્યભંગનું જો એને ભાન નહિ થાય, તો વિશ્વનિયમાનુસાર અસત્પ્રવૃત્તિનું જે પરિણામ થવું જોઇએ તે થશે જ—કાંઈક થઈ પણ ચૂક્યું છે, પણ હજી થતું અટકાવી શકાય એમ છે, અને એ આપણા હાથમા છે.

વળી, સામાન્ય રીતે પ્રાચીન મહર્ષિઓને ચાલતી દશા ઇષ્ટ હોય એમ માનવું એ તો એમની પવિત્ર કીર્તિને કલંક આરોપવા જેવું છે તેઓમાના સર્વેના+ વિચારોની 'એકવાક્યતા' કરવાનું કામ તો જેમને માથે લેવા ઇચ્છા હોય તેઓ ભલે લે. અમે તો માત્ર એમાંના એક મૂર્ધાભિષિક્ત વાક્યનો જ અત્રે ઉપયોગ કરીશું. મનુનો શ્લોક સુપ્રસિદ્ધ જ છે કે

---

* "I say to you, my brothers—and I have the right to speak to you plainly face to face, for I defend you in the West and there speak in defence of you where I find you attacked—I have a right to say, to you face to face that the beginning of the degradation lies on the caste that ought to be the noblest, that ought to be tho highest, that ought to be the purest.".

+ રા. 'જિજ્ઞાસુ' ઇચ્છેછે તેવી 'એકવાક્યતા' અમે ચાર શબ્દોમા જ કરી દઇશું સુભાગ્યે અસંખ્ય શ્લોકો ટાંકવાની જરૂર રહેતી નથી. મૂળમાં મનુનો શ્લોક અમે મૂકીએ જ છે, અને એની સાથે "यद्वै किं च मनुरवदत् तद्भेषजम्" એ શ્રુતિ મૂકી લેશો એટલે રા 'જિજ્ઞાસુ' ની ઇચ્છાનુસાર અમારા સિદ્ધાન્તને અનુકૂલ "એકવાક્યતા" થઇ જશે—જો કે અમારે આ સ્થળે કહેવું જોઇએ કે 'શાસ્ત્ર'ના સંબન્ધમાં રા. જિજ્ઞાસુએ બતાવેલા વિચાર અમને સંમત નથી.

"यथा दारुमयो हस्ती यथा चर्ममयो मृगः ।
यश्च विप्रोनधीयानस्त्रयस्ते नाम बिभ्रति ॥"

"જેવો ચામડાનો હાથી,
જેવો લાકડાનો મૃગ,
તેવો વિદ્યા વિનાનો બ્રાહ્મણ—"

અર્થાત્ બ્રાહ્મણ નહિ પણ બ્રાહ્મણાકાર રમકડું,-બ્રાહ્મણાભાસ.

જાતિ ઉપરથી ગુણકર્મનું અનુમાન કરવું રા. 'જિજ્ઞાસુ' વાજબી ગણે છે. પરંતુ આ અનુમાનનું યાથાર્થ્ય જાતિમાં સત્ત્વ હોય ત્યાં સુધી જ સંભવે છે એ ભૂલવાનું નથી. *એનિબિસેંટનું કહેવું માન આપવા જેવું છે કે જાતિ ઉપરથી ગુણકર્મનું અનુમાન કરવું તે કરતાં ગુણકર્મ ઉપરથી જાતિનું અનુમાન કરવુ વધારે યોગ્ય છે. ઉપનિષદ્‌માંનું સત્યકામ જાબાલનું પ્રખ્યાત આખ્યાન પણ આ પ્રસંગે સ્મરણમાં લેવા જેવું છે.

આ સિદ્ધાન્તો હવે વિચારદશામાંથી આગળ લઈ જઈ આચારદશામાં ઉતારવાનો સમય આવ્યો છે એટલે આ વિષે અધિક વિસ્તાર કરવો અમને અરુચિકર લાગે છે. અને અમારે કહેવું જોઇએ કે હજી સુધી પણ વર્તમાન જાતિભેદ નિર્જીવ અને અનિષ્ટ છે એ સત્યના સમર્થન માટે "અનેક દૃષ્ટિએ અવલોકન" કરવાની જરૂર રહેતી હોય તો એ ખરેખર બહુ આશ્ચર્ય અને ખેદની વાત છે. આશા છે કે આટલા જ ટુંકા પણ કાંઇક દિગ્દર્શક ઉત્તરથી રા. 'જિજ્ઞાસુ'ને સારી રીતે સંતોષ થશે કે ઉપર બતાવ્યા પ્રમાણે (૧) અમારા પક્ષમાં જ 'ઇવોલ્યૂશનથિઅરિ'નો વાસ્તવિક અને સંપૂર્ણ સ્વીકાર છે, (૨) અન્ય પ્રજાને અગોચર એવું શાસ્ત્રીય તત્ત્વ માત્ર હિન્દુઓને-પણ તે પ્રાચીન હિન્દુઓને જ-વિદિત હતું, અને વર્તમાન 'નાતજાત' તો લગભગ દુર્ગન્ધમય મૃતશરીર સમાન છે, (૩) હિન્દુપ્રજાનું પ્રજાત્વ જો આના ઉપર જ આધાર રાખતું હોય તો આવી નિર્જીવ સ્થિતિ મટાડી એમાં જીવન લાવવાની જરૂર છે, (૪) મનુવાક્ય પણ અમારી તરફ છે, અને તેથી રા. જિજ્ઞાસુએ બતાવેલા 'એકવાક્યતા'ના ન્યાયે શ્રુતિ પણ અમારી તરફ છે, કારણ શ્રુતિ કહે છે કે "यद्वै किं च मनुरवदत्तद्भेषजम्"="જે કાંઇ મનુએ કહ્યું છે તે હિતકારી છે."

* "Suppose a Brahman Soul—I mean a highly developed, a spiritual Soul is seeking incarnation, and comes to India and searches for a Brahman's family, and finds the Brahmans ignorant of Sanskrit, of the Vedas and of the real meaning of the Shastras, and finds with them the outer appearance and not the inner reality; and suppose that it finds the inner reality in some other caste or even in some other race? Suppose in a Shudra family it finds men and women who are pious, religious, who lead noble, pure and useful lives, it may well be that the Brahman Soul takes on the outer degradation of the body, preferring the degradation of the physical to the degradation of the spiritual. For what is a real Brahman? A Brahman Soul or a Brahman body?"— સારાંશ—એમ ધારો કે એક બ્રાહ્મણજીવ અવતરવાનો છે; હિન્દુસ્થાનમાં સર્વત્ર બ્રાહ્મણોમાં અજ્ઞાન છે, અને શૂદ્ર વર્ણમાં વા અન્ય પ્રજામાં વિદ્યા છે; હવે કહો કે એ જીવ ક્યાં અવતરશે? એ બ્રાહ્મણદેહ પસંદ કરશે કે બ્રાહ્મણજીવ? ખરો બ્રાહ્મણ કોણ? બ્રાહ્મણદેહ કે બ્રાહ્મણજીવ?

# રાજ્યનું મૂળ.

( મળેલું. * )

[1]પ્રોફેસર સીલી કહે છે કે "રાજ્યનીતિજ્ઞાન વિનાનો ઇતિહાસ નિષ્ફળ છે, ને ઇતિહાસ વિનાનું રાજ્યનીતિજ્ઞાન નિર્મૂળ છે.[2]" આપણે જુદા જુદા દેશના ઇતિહાસ વાંચીએ છીએ છતાં આપણને ખબર નથી કે રાજ્યનું મૂળ શું ? આનું શું કારણ ? જવાબમાં આપણે કહેવું પડે છે કે ઇતિહાસકારો તવારીખ નોંધી જાય છે પણ રાજ્યનીતિનો વિચાર કરતા નથી. અમુક દેશનો ઇતિહાસ શરૂ કરતાં પહેલાં તે દેશમાં રાજ્યનો જન્મ કેવી સાંસારિક સ્થિતિમાંથી થયો ને તે કેવી રીતે થયો, રાજ્ય તથા તે અગાઉની સાંસારિક સ્થિતિ વચ્ચે શું તફાવત હતો તેનો ઇતિહાસકારો ઘણીવાર વિચાર કરતા નથી. હકીકતનું રહસ્ય સમજવા માટે કલ્પનાશક્તિ તથા બુદ્ધિ કામે લગાડવાની જરૂર છે. પૂરતી હકીકત મળવા છતાં ઇતિહાસકારો આપણને આ વિષય મદદ કરતા નથી એનું કારણ પ્રોફેસર સીલીએ જણાવ્યું તેમ ઇતિહાસ તથા રાજ્યનીતિજ્ઞાન વચ્ચે વિયોગ હોવાથી કેવળ ઐતિહાસિક તવારીખ નિષ્ફળ નીવડે છે એજ છે. ત્યારે શું આપણે રાજ્યનીતિશાસ્ત્રજ્ઞોની મદદ લેવી ? પણ કેટલાએક રાજ્યનીતિશાસ્ત્રો એવા છે કે ઇતિહાસની દરકાર રાખ્યા વગર પોતાનું શાસ્ત્ર પોતાની કલ્પનાશક્તિમાંથી જ ઉપજાવી કાઢે છે, અને આવા રાજ્યનીતિશાસ્ત્રજ્ઞોની આપણે મદદ લેઇશું તો જરૂર પ્રસ્તુત વિષય ઉપર આપણા વિચારો ઇતિહાસના વિયોગને લીધે નિર્મૂળ નીવડ્યા વિના રહેશે નહિ. માટે જે તત્ત્વવેત્તાઓએ ઇતિહાસ અને રાજ્યનીતિજ્ઞાનનો સંયોગ કર્યો હોય તેમને જ આપણે માન્ય લેખવા, અને તેમનોજ માર્ગ ગ્રહણ કરવો.

રાજ્યનીતિશાસ્ત્રના ખોટા મતોને ખોટા સિદ્ધ કરવા એ કામ થોડું ઉપયોગી નથી. આ વાત સિદ્ધ કરવા માટે પ્રસ્તુત વિષય પ્રથમ પદવી ધરાવે છે. રાજ્ય કેવીરીતે જન્મ પામ્યું તે સવાલના જવાબ ઉપરથી, કેટલાએક રાજ્યનીતિશાસ્ત્રજ્ઞોએ, રાજ્ય કેવા પ્રકારનું હોવું જોઇએ, રાજ્યસત્તા કેના હાથમાં રહેલી છે, રાજ્યકારોબાર કેવી રીતે ચલાવવો જોઇએ, વિગેરે સવાલોનો નિર્ણય કર્યો છે.

પ્રસ્તુત વિષય ઉપરના ખોટા મતોમાં સામાજિક કરારના મતથી રાજ્યો તથા રાજ્યનીતિશાસ્ત્ર ઉપર જેટલી અસર થઈ છે તેટલી બીજા કોઈ પણ મતથી નહિ થઈ હોય. આ

---

* લખનાર—રા. રા. હરજીવન ભગવાનજી શુક્લ. બી. એ. એલએલ. બી

૧. જોન રોબર્ટ સીલી ( ઇ. સ. ૧૮૩૪–૧૮૯૫ ) કેંબ્રિજ યુનિવર્સિટીમાં ઇ. સ. ૧૮૬૯થી તે પોતાના મૃત્યુ સુધી અર્વાચીન ઇતિહાસનો અધ્યાપક હતો.

૨. Introduction to Political Science, p 4. "History without political science has no fruit; Political science without history has no root."

મતનો પ્રથમ [1]પ્રવર્તનાર અંગ્રેજી વિદ્વાન્ [2]હૉબ્સ હતો. કોઈ માણસ રાજ્યની સત્તા વિષે સવાલ ઉઠાવી ન શકે તે માટે રાજ્યના અંગીભૂતો વચ્ચે કરાર થઈ રાજ્ય કેવી રીતે ઉત્પન્ન થયું તેનો તે હેવાલ નીચે મુજબ આપે છેઃ—કુદરતી રીતે માણસો સરખાં છે; શરીર અગર બુદ્ધિમાં કોઇ એવું બળવાન નથી કે તેને બીજાની બીક ન લાગે; અગર એટલું નબળું નથી કે તે બીજાને ભયનું કારણ ન થાય. માણસોના ઉપર જો સામાન્ય સત્તા ન મૂકેલી હોય તો તેઓ એક બીજાથી ડરે ને એક બીજાને ડરાવે, એટલે કે તેઓ યુદ્ધની સ્થિતિ ભોગવે. પણ આવી સ્થિતિ લાંબા વખત સુધી ટકી રહે તો અસહ્ય થઇ પડે. તે સ્થિતિમાં મિલકત, કાયદો તથા ઇનસાફ હોઇ શકે નહિ. દરેક જણ પોતાની જ સહીસલામતી જાળવવાનું કરે, અને તે માટે તેને જે મળે તે લેઈ લે, કેમકે પોતાના બચાવ માટે તેને ગમે તે ઉપાય લેવાનો હક છે. સલાહસંપ માટે રસ્તો એટલો જ છે કે તે માટે જેટલા કુદરતી હકો છોડી દેવા જોઇએ એટલા સૌએ છોડી આપવા. પણ આ ગોઠવણ અંદર અંદરની સમજણથી જ થઇ શકે. પણ સલાહસંપમાં રહેવા માટે માત્ર સમજણ બસ નથી, કેમકે પોતાની મનોવૃત્તિઓ અને લોભને વશ થઈ માણસો એ સમજણ પ્રમાણે વર્તે નહિ ને સમાજને તોડી પાડે. તેમને ભયમાં રાખવા માટે તથા સામાન્ય હિત તરફ તેમનાં કૃત્યોને પ્રેરવા માટે સામાન્ય સત્તાની જરૂર છે. આ કામ પાર પાડવા માટે સમાજના સર્વ અંગીભૂતો પોતાના કુદરતી હકો અમુક માણસ અથવા માણસોના સમૂહને સોંપી આપે છે ને તે માણસમાં અથવા સમૂહમાં તેમની એકઠી કરેલી સત્તા ત્યારબાદ રહે છે, ને તેથી તે રાજ્યાધીશ કહેવાય છે, અને બીજા સર્વ તેની પ્રજા કહેવાય છે. આ પ્રમાણે રાજ્યાધીશની સત્તા પ્રજાની સંમતિથી જ પેદા થાય છે, પણ તે સત્તા તે કેટલે દરજ્જે વાપરી શકે તેની હદ નથી. પ્રજાને રાજ્યના સ્વરૂપમાં ફેરફાર કરવાની સત્તા નથી, કેમકે તેથી રાજ્યાધીશ તથા એક બીજા સાથેનો મૂળ કરાર તૂટી જાય. રાજ્યાધીશની સત્તા કોઈ રીતે જતી રહેતી નથી, કેમકે તેણે કાંઇ કરાર કર્યો નથી. રાજ્યાધીશની વ્યવસ્થા જો કોઇ પ્રજા નાપસંદ કરે તો તે સમાજનો અંગીભૂત મટી જાય છે અને અસલની યુદ્ધ-સ્થિતિમાં પાછો પ્રવેશ કરે છે, અને તે સ્થિતિમાં તેને હરકોઇ માણસ કોઇ પણ હકનુ ખંડન કર્યા વિના અને તો મારી નાંખી શકે છે. તેવાજ કારણોને લીધે રાજ્યાધીશ જવાબદારી અને સજાથી મુક્ત છે. પોતાનો ગુમાસ્તો, તેને આપેલી સત્તાની હદમાં ગમે તે કરે તેની કોઈ માણસથી ફરીઆદ થઇ શકતી નથી. રાજ્યાધીશની રાજ્યસત્તાનાં તમામ કૃત્યો આખી પ્રજાએ અગાઉથી જ મંજુર કરેલાં છે. રાજ્યસત્તા અભાજ્ય તથા અત્યાજ્ય છે. રાજ્યાધીશ પોતાની સત્તા પ્રતિનિધિઓને સોંપી શકે પણ તેનો ત્યાગ કરી શકે નહિ. હૉબ્સ સારી રીતે જાણે છે કે રાજ્યસત્તા એક જ માણસના હાથમાં હોવાની જરૂર નથી. છતાં ઇંગ્લંડમાં રાજા એજ રાજ્યાધીશ છે એમ બતાવવા તે ઓછો આતુર નથી. તોપણ પોતાના

૧. તે મતનાં બીજ આપણે ગ્રીક ફીલસુફ પ્લેટોના રીપબ્લિક નામના સંવાદમાં આવેલા થ્રેસિમેકસના ભાષણમાં તથા બીજા ગ્રીક ફીલસુફ એપિકુરસના મતમાં જોઇએ છીએ. હુકર (ઈ. સ. ૧૫૫૩–૧૬૦૦) પણ પોતાના ગ્રંથમાં સદરહુ મત અસ્ફુટ રીતે પ્રકટ કરેછે.

૨ હૉબ્સ (ઈ. સ. ૧૫૮૮–૧૬૭૯) ચાર્લ્સ ૧લાના વખતમાં તેના મોટા દીકરા ચાર્લ્સનો શિક્ષક હતો. તે પ્રજાશાસનની વિરુદ્ધ હતો. જ્યારે ચાર્લ્સ ૧ લાના વધ પછી ઇંગ્લંડમાં પ્રજાશાસન થયું ત્યારે તેણે નિડરપણે પોતાના વિચાર પ્રસિદ્ધ કરેલા.

મુખ્ય ગ્રંથમાં તેનો આશય રાજ્યસત્તાની વહેંચણુ ન કરી શકાય એમ બતાવવાનો છે, અને તેથી જ તે મિશ્રિત અથવા નિયમિત એકશાસનના મત (mixed or limited monarchy)નું ખંડન કરે છે.

હૉબ્સની માફક [1]લૉક પણ સામાજિક કરાર ઉપર પોતાના રાજ્યકીય વિચારોનું અવલંબન કરે છે; પણ તેનો ઉદ્દેશ ઇ. સ. ૧૬૮૮ ની ઇંગ્લંડની રાજ્યપરિવૃત્તિ (Revolution)ને યોગ્ય તથા ઇષ્ટ બતાવવાનો હોવાથી તે હોબ્સથી જુદી રીતે કુદરતી અગર પ્રાથમિક સ્થિતિ ઉપજાવી કાઢે છે; ને તે નીચે મુજબઃ–સત્તાવાળા સામાન્ય ન્યાયાધીશનો અભાવ એ જ કુદરતી સ્થિતિનું લક્ષણ છે; પણ તે સ્થિતિમાં માણુસો છેક નિયમરહિત નથી. તેઓ બુદ્ધિના નિયમને તાબે હોયછે તે નિયમ આખી મનુષ્યજાતને સૂચવે છે કે તમે સૌ સમાન અને સ્વતંત્ર છો, માટે કોઇએ બીજાની જીંદગી, તંનદુરસ્તી, સ્વતંત્રતા, અગર મિલકતને નુકસાન પહોંચાડવું નહિ જોઇએ. બુદ્ધિનો નિયમ પોતાની દૃષ્ટિ આગળ નહિ રાખવાથી કોઈ માણુસ બીજાઓ ઉપર બલાત્કાર કરે ને તે નિયમનું રક્ષણ છોડી આપે ત્યારે યુદ્ધની સ્થિતિ પ્રાપ્ત થાયછે. કુદરતી સ્થિતિમાં દરેકને કુદરતના નિયમને અમલમાં મૂકવાની એક સરખી સત્તા છે. દરેક માણુસને કુદરતી રીતે પોતાનું સ્વત્વ એટલે કે પોતાની જીંદગી, સ્વતંત્રતા તથા મિલકત બીજાઓના હુમલાથી બચાવવાની સત્તા છે એટલું જ નહિ, પણ બીજાઓએ કુદરતના નિયમનો ભંગ કર્યો માટે તેમનો ઇનસાફ કરવાની તથા તેમને સજા કરવાની સત્તા છે. પણ જ્યારે કુદરતી સત્તા દરેક જણુ છોડી આપે અને સમાજના હાથમાં સોંપે ત્યારે જ રાજ્ય જન્મ પામે, કેમકે સ્વત્વનું રક્ષણ કરવાની અને તે માટે સમાજનાં તમામ માણુસોના ગુન્હાની સજા કરવાની સત્તા વિના રાજ્ય હોઈ શકે નહિ તેમજ ટકી શકે નહિ. આ પ્રમાણે, દરેક જણુ પોતાને હાથે પોતાનો ઇનસાફ કરતો બંધ પડવાથી સમાજ પંચ તરીકે સ્થાપિત થાય છે, અને તેના નિયમો સર્વને સરખી રીતે લાગુ પડેછે ઉપર મુજબ વ્યક્તિઓ વચ્ચેના કરારથી જ રાજ્ય બંધાય છે. રાજ્ય હયાતીમાં આવ્યા બાદ પાછળથી જે કોઈ તેમાં દાખલ થાય તે મૂળ કરારનો પક્ષકાર થાય છે, કેમકે તેનો તે લાભ સ્વીકારે છે. સ્વતંત્ર એકશાસન રાજ્યકીય સમાજ જ નથી કેમકે સ્વતંત્ર રાજા પોતાની અને પ્રજાની વચ્ચે ફેંસલો આપવા માટે "સત્તાવાળો સામાન્ય ન્યાયાધીશ" નથી, અને તેટલા માટે પ્રજા સંબંધે તે ખરી રીતે કુદરતી સ્થિતિમાં છે. જ્યારે રાજ્યકીય સમાજ બંધાય છે ત્યારે વ્યાવહારિક જરૂરીઆતને લીધે વધુ મતમાં છેવટની સત્તા રાખવી પડેછે. રાજ્યથી પોતાની સત્તા જે હેતુ માટે તેને સ્થાપવામાં આવ્યું છે તે પૂરો પાડવાના કાર્યની બહાર વાપરી શકાય નહિ. માણુસોએ પોતાનું તમામ જીવન રાજ્યના તાબામાં મૂક્યું નથી. તેઓએ માત્ર પોતાનાં જાન, માલ તથા સ્વતંત્રતાના રક્ષણ માટે રાજ્ય સ્થાપ્યું છે

આપણે જોયું કે હૉબ્સ મૂળ કરારના મતથી સ્વતંત્ર એક શાસનનો મત સાબીત કરે છે, પણ તે જ કરાર ઉપરથી લૉક એમ સાબીત કરેછે કે પરિમિત તથા નિયમિત

---

૧. જૉન લૉક (ઈ. સ. ૧૬૩૨—૧૭૦૪) ઇંગ્લંડનો એક અગ્રણી ફીલસુફ છે. તેનું વલણ પ્રજાશાસન તરફ હતું. જેમ્સ રાજાના ગાદીએ આવ્યા પહેલાં લૉક હૉલાંડમાં હતો. ત્યાંથી તે ઈ. સ. ૧૬૮૮ માં ઇંગ્લંડની રાજ્યપરિવૃત્તિ સમયે વિલ્યમના કાફલા સાથે સ્વદેશ પાછો આવ્યો.

રાજ્યવ્યવસ્થા એજ કુદરતના નિયમથી યોગ્ય છે. [1]રૂસોના હાથમાં આ કરારનો મત એવું પરિણામ પામેછે કે હોબ્સ અને લોક બંને જો જીવતા હોત-તો હેરત પામ્યા વિના રહેત નહિ, અને "આ રૂસો શું ગાંડું લવે છે?" એમ બોલ્યા વિના રહેત નહિ. સામાજિક કરાર ઉપરની રૂસોની ઈમારત જાણે તર્કથી તે મતની અસત્યતા પ્રતિપાદન કરતી હોય એમ આપણને હાલ લાગ્યા વિના રહે તેમ નથી. રૂસો લૉક કરતાં વધારે લોકપ્રિય લેખક છે. અને હોબ્સ કરતાં વધારે સ્વમતાભિમાની છે. પરિણામ એ આવ્યું કે સામાજિક કરારનો મત સૌથી ફતેહમંદ અને નાશવંત રાજ્યકીય કપટરૂપ થઈ પડયો.

રૂસોનો મત નીચે મુજબ છે:—માણસો પ્રથમ કુદરતી સ્થિતિમાં હતાં. જ્યાં સુધી તેઓ આ સ્થિતિમાં રહ્યાં ત્યાં સુધી તેઓ સ્વતંત્ર હતાં. પણ કુદરતી હાલતમાં કાયમ રહેવું તેમને મહાભારત મુશ્કેલીવાળું થઈ પડયું. માણસોએ તેટલા માટે સામાજિક કરાર કર્યો અને તેની રૂહે રાજ્ય અથવા સમાજની ઉત્પત્તિ થઇ. આ કરાર સર્વાનુમતે મંજુર થાય ત્યારે જ સાચો કહેવાય. કરાર પૂર્ણ થતાં વેંત દરેક વ્યક્તિ પોતાનું શરીર તથા હક સમાજના હાથમાં સોંપે છે, અને તેથી સમાજ પ્રાથમિક રાજ્યાધીશ પ્રજા તથા સ્વતંત્ર રાજ્યાધીશ થાય છે. આ રાજ્યાધીશે લોકોમાં સ્વતંત્રતા તથા સમાનતા જાળવી રાખવી જોઇએ, કારણ એટલું જ કે એક વ્યક્તિ બીજીને અધીન હોવાથી રાજ્યનું તેટલે અંશે જોર કમી થાય છે, અને સમાનતા વિના સ્વતંત્રતા ટકી શકતી નથી. સામાજિક અધીશ્વર પોતાની સત્તા વહેંચી કે છોડી શકે નહિ, તેમ કોઇ પ્રતિનિધિને સોંપી શકે નહિ. કારોબાર તેના ચાકરો ચલાવે છે. કારોબારમંડળને નિયમમાં રાખવા માટે આખા સમાજની પ્રસંગોપાત્ત સભાઓ ભરવી, અને તેમાં બે સવાલો મુકવા, (૧) હાલના કારોબારખાતાનું સ્વરૂપ ચાલુ રાખવા તમારી મરજી છે? (૨) હાલ જે માણસો કારોબાર ચલાવે છે તેઓના હાથમાં કારોબાર રાખવા તમારી મરજી છે? આ નિયમો નાના રાજ્યોને લાગુ પડે છે ખરા, પણ મોટું રાજ્ય હોય તો તેનાં નાનાં નાનાં સ્વતંત્ર સ્વસ્થાનો કરી નાંખવાં, ને તેમને તે નિયમો લાગુ પાડવા.

રૂસોનો કરાર સમાન માણસો વચ્ચે થાય છે. તે માણસો સમાજરૂપે એકત્ર થયા પછી પણ સમાન રહે છે. હૉબ્સનો કરાર એક તરફ ઘણાં માણસો અને બીજી તરફ એક અગર અમુક સમૂહ વચ્ચે થાય છે. રૂસોના કરારથી માણસો આખા સમાજને પોતાના હકો સોંપી આપે છે, ને તે જ મત લૉકનો છે; પણ હૉબ્સના કરારથી એક અથવા સમૂહને સોંપી આપે છે. હોબ્સ કારોબારી મંડળને અથવા કારોબારકર્તા પુરુષને રાજ્ય તરીકે સ્થાપે છે. રૂસો સમાજને રાજ્ય તરીકે સ્થાપે છે. તેના મત પ્રમાણે કારોબારી મંડળ કરારથી ઉદ્ભવતું નથી, પણ તે તો રાજ્યાધીશ સમાજનું દાસમંડળ છે, ને રાજ્યાધીશ તરીકે સમગ્ર સમાજની તથા પ્રજા તરીકે તેની વ્યક્તિઓની વચ્ચે મધ્યસ્થાધિકાર ભોગવે છે.

———

(અપૂર્ણ).

---

૧. જીન જેક રૂસો (ઇ. સ. ૧૭૧૨–૧૭૭૮) ફ્રાંસ દેશના એક જુસ્સાદાર લેખક તરીકે પ્રસિદ્ધ છે. ઈ. સ. ૧૭૪૯ માં તેણે "સુધારાની વૃદ્ધિની નીતિ ઉપર અસર" એ વિષય ઉપર ડિજોનની પાઠશાળા તરફથી ઈનામ મેળવવા માટે નિબંધ લખ્યો. તેમાં તેણે જંગલી સ્થિતિ સુધરેલી સ્થિતિ કરતાં ઉચ્ચતર છે એ પક્ષ લીધો, ઈનામ મેળવ્યું ને તેની સાથે પ્રખ્યાતિ પણ મેળવી. તેનાં લખાણોએ ફ્રાંસ દેશ-અથવા કહીએ તો આખા યુરોપ-ઉપર બહુ અસર કરી છે.



# શ્રી ચર્ચાપત્ર

(મળેલું.)

માસિક મુકુટમણિ શ્રી સુદર્શનના તંત્રિયોગ્ય,

નિ. રાજનગર.

મહાશય !

'કૃષ્ણઆરી' માસના અઙ્કમાં રા રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી લખે છે કે "એમનાં (આનન્દનન્દનનાં) પદ્યોમાં એમની પ્રતિજ્ઞાને બાધકર્ત્તા માત્ર એક જ શબ્દ છે અને તે 'લાલ' છે. એ સિવાય બીજો એકે મ્લેચ્છ ભાષાનો શબ્દ એમની કૃતિમાં નથી એ જાણી આનન્દનન્દન ને સંતોષ થશે"

એ ખરેખર જ સંતોષપ્રદ છે પણ આપે એમને જે પૂછાવ્યું હશે તેનું એ સમ્યગુત્તર નથિ દેખાતું. એ પ્રાય ઉત્તરાભાસ છે. કેમજે આપના પ્રશ્નમાંથી એક લવ લઇને પછી અમારી પ્રતિજ્ઞા દુરાગ્રહી કિંવા વીરાગ્રહી છે તેનો વિવેક કરી તેનું વિશેષણ ઘડવા તેઓ લાગી ગયા છે, જે કાર્ય અપ્રાસંગિક, અને લેખકનો આશય જાણ્યા વિનાનુ હોઇને તેમની કિંવા કોઇનીએ સીમા બહિર્નુ છે.

અમારા લેખમાં અમુક શબ્દ ફારસી અરબી છે એમ કેટલાએક આરોપે છે. પણ એ શબ્દ ખરેખર તેવો છે વા નહિ, તેનું નિરાકરણ જ્યાં ઇચ્છિત હોય ત્યા. રા. રા કૃષ્ણલાલનું સરલ અને સ્પષ્ટ કાર્ય એટલુ જ છે જે તે શબ્દના સંપૂર્ણ વિજ્ઞાન અર્થે અભિપ્રાય આપવો એના કરતાં જેટલુ અધિક તેમણે લખ્યું છે તે સર્વ અસંગત અને ખંડનીય છે.

રા રા. કૃષ્ણલાલ વિષે અમને મોટું માન સતે આટલું કહેવું આવશ્યક છે જે તેઓ પોતાની માતામહી સંસ્કૃત ભાષાના કરતા ફારસીના અતિ અધિકતર સંસ્કારવાળા છે. માટે સંસ્કૃતનો સંસ્કાર સારી રીતે યથાથીજ અભડાતુ શું અને નહિ અભડાવું શું એ મર્મ તેઓ સમ્યગ્ રીતે જાણશે.

વળી તેઓ લખે છે જે "(આનન્દનન્દનની) પ્રતિજ્ઞાની સારાસારતા વિષે બે મત હોઇ શકે જ નહિ. જો સૌ એવી જ પ્રતિજ્ઞા લે તો તો ભાષાની વૃદ્ધિ થાય જ નહિ. હુ ધારૂં છું કે આવી ગમતો રા. આનન્દનન્દન માત્ર પોતાના મગજને કસરત આપવા ખાતરજ કરતા હશે" ત્યા અમે આટલું જ કહીશુ જે જો આ અર્થવિનાનો માત્ર મસ્તિષ્કખેલ છે એવુ તેઓ માનતા હોય તો જેમ અમે ફારસી અરબી અને તન્મૂલક શબ્દો વર્જીને પદ્ય ગદ્યાત્મક લેખ કરિયે છિયે તેમ સંસ્કૃત અને તન્મૂલક શબ્દો વર્જીને તેઓ એવી કૃતિ કરી જોય; પછી જણાશે જે તેમની ગુજરાતી ભાષા કેટલી પરિહાસ્યકરા થાય છે. પણ અમારે એ સંબંધે બોલતાં અત્રથી જ અટકવું પડે છે, કેમજે એ વાતોને અહુણા ચર્ચાનો વિષય નકરવો; એ પણ અમારો પ્રબધ જ છે. જેનાં કારણો અમને સંજ્ઞાત છે જ તદપિ તે એક ગુપ્ત છે.

શેષમા એમનો ઉપકાર માનીને તન્ત્રિમહાશય! આપને તથા એમને મારી એટલી વિનતિ છે જે કોઈપણ વાર્ત્તાના સબંધમા અકાંડવિવાદ ઊઠાવી, તેના શ્રેયની પરિગણનાને એક પાર્શ્વે મૂકીને કેવળ મમત્વથી મચવું અને વિષયાંતરમાં પડવું તે અચતુર છે એ બન્ધુવાત્સલ્ય નહિ; ન તે દેશવાત્સલ્ય. અને જો કોઈની એવી અભિરુચિ હોય ત્યા અમારો તૂષ્ણીંભાવ છે.

इत्यलम् ! किम् बहुना इंगितज्ञेषु।

આનન્દનન્દન.

ટીકાકાર રામકૃષ્ણપંડિતનો મત ટાંકી એ સંબન્ધે શાસ્ત્રીજીએ સારો વિચાર ચલાવ્યો છે. ભાષાન્તર શુદ્ધ અને સમજાય એવું છે, તથા ટીકા "नामूलं लिख्यते किंचिन्नानपेक्षित-मुच्यते એ મલ્લિનાથની પ્રતિજ્ઞા સ્મરણમાં રાખીને જાણે રચી હોય એવી છે પ્રત્યેક પ્રકરણને અન્તે "મનન" આપેલું છે એ આ ગ્રન્થની અમે ખાસ ખૂબી ગણીએ છીએ. અને અમારા વેદાન્તપ્રિય વાચકોને આ સમગ્ર ગ્રન્થને બહુ આદરપૂર્વક સત્કાર આપવા ભલામણ કરીએ છીએ. રા. પ્રલ્હાદજીભાઇની પારિતોષિકકમિટિના એક મેમ્બર તરીકે અમે અમારો અભિપ્રાય આ ભાષાન્તર રચાઇ આવ્યું તેજ વખતે આ પત્રના આદ્ય તન્ત્રીને દર્શાવ્યો હતો, અને આ સ્થળે અધિક લખવાની જરૂર નથી.

આ ભાષાન્તરની રચનાનો મૂળ પ્રસંગ વાચકને યાદ કરાવી, છેવટે અમે સ્વ. મણિલાલના શબ્દોજ અત્રે ઉતારીએ છીએઃ—

"રા. પ્રહ્લાદજીભાઇનું દૃષ્ટાંત શ્રીમાનગૃહસ્થોને અનુકરણ કરવા યોગ્ય છે. એ રીતે જ દેશની અને ભાષાની સેવા થઇ શકે છે."

---

## અગ્નિ.

( મળેલું )*

( અનુસંધાન પૃષ્ઠ ૧૦૪ થી ).

૧૧. જેમ વાયુનો ધર્મ અનુખાદ (સંકોચન) છે, તેમ અગ્નિનો ધર્મ પર્યાસ (પ્રસારણ) છે. પર્યાસ અને અનુખાદ શબ્દોને બદલે ક્રમસર ઓતુ અને પ્રાચીનતાન શબ્દો કૃષ્ણ યજુર્વેદમા વાપરેલા છે. આમ અગ્નિનો ધર્મ વિસ્તારવાચક હોવાનું તો ઉપર કહેવાઇ ગયું છે.

૧૨. દેવતાઓ ઇંદ્રિયવાચક છે, એમ માનવાના પ્રમાણમાં શતપથ બ્રાહ્મણમાં કહ્યું છે કે અગ્નિ આદિ દેવોજ ઇંદ્રિયો રૂપ છેઃ—

| | |
|---|---|
| અગ્નિ=વાયૂ. | મિત્ર=શ્વાસ. |
| વરુણ=પ્રશ્વાસ. | આદિત્ય=ચક્ષુ. |

અગ્નિ વાયૂ છે તથા પ્રાણ પણ અગ્નિ છે એમ ઉપર પ્રથમ કહેવાઇ ગયું છે. પ્રાણ, એજ શ્વાસ, પ્રશ્વાસ છે, તેમજ મિત્ર, વરુણ અને આદિત્યાદિ દેવો પણ અગ્નિજ છે, એમ કહેવાઇ ગયું છે.

૧૩. પાંચ દિશાઓના પતિ પાંચ દેવો છે, તે નીચે પ્રમાણે છેઃ—

(अ)—ઉત્તર દેશનો પતિ પથ્યાસ્વસ્તિ છે, તેનો અર્થ વાચ્ થાય છે, તેથી કુરુ પાંચાલો ઉત્તમ વાણી વદે છે. ( શત. ૩–૨–૩–૧૫ ).

(ब)—પૂર્વ દેશનો પતિ અગ્નિ છે, તેથી યજ્ઞની વેદિમાં ગાર્હપત્યાગ્નિને પૂર્વ ભણી રાખવામાં આવે છે. ( શત. ૩–૨–૩–૧૬ ).

(क)—દક્ષિણ દેશનો પતિ સોમ છે; સોમની પ્રાપ્તિ થયા પછી તેને દક્ષિણમાં મોકલાય છે, ને તેથીજ સોમ પિતૃઓને પવિત્ર ગણાય છે. ( શત. ૩–૨–૩–૧૭ ).

(ड)—પશ્ચિમ દેશનો પતિ સવિતા છે; સવિતાજ સૂર્ય છે, તેથી સૂર્ય પશ્ચિમમાં જાય છે. ( શત. ૩–૨–૩–૧૮ ).

---

* લખનાર-ચમનરામ શિવશંકર.

(फं)—ઉપરના દેશનું આધિપત્ય અદિતિને છે. તે પૃથ્વી છે, તેથી તેના ઉપર વનસ્પતિ અને વૃક્ષો ઉગે છે (શત. ૩-૨-૩-૧૯)

પથ્યા-માર્ગ, અને સ્વસ્તિ-કલ્યાણ. કલ્યાણનો માર્ગ પથ્યાસ્વસ્તિ છે. એ માર્ગ યોગનો છે. સુષુમ્ણા માર્ગમાં વાયુની ઉર્દ્ધગતિ થાય, તેને જ યોગ કહેવાય છે. એ સુષુમ્ણા માર્ગજ પથ્યાસ્વસ્તિ છે, અને તે વાયુનો માર્ગ હોવાથી ઉત્તર દેશોના લોકોની વાણી સરસ હોય છે ઉત્તર દેશમા કુરુ, પાંચાલ કહેલ છે. સ્થાનેશ્વરની દક્ષિણે આવેલા કુરુ નામના પવિત્ર સરોવરની સમીપમાની જમીન દૃશદ્વતીની ઉત્તરે સરસ્વતીની દક્ષિણેથી વિસ્તરેલ છે. આ દેશ દિલ્હીની પાસે છે. પંચાલદેશ પણ ગંગા યમુનાની વચ્ચેના દુઆબને રાજશેખર માને છે. દ્રુપદ રાજાના સમયમા એ દેશ ચર્મણ્વતી (ચીનાબ)ના કિનારાથી ઉત્તરમાં ગંગાદ્વાર સુધી હતો. ભગીરથીથી ઉત્તરના ભાગને ઉત્તર પાંચાલ કે અહિચ્છત્ર કહે છે. અને દક્ષિણ ભાગને દક્ષિણ પાંચાલ કહે છે. આવી રીતે આ બંને દેશો ભરતખંડમાં ઉત્તરે છે, પરંતુ એતો સ્થૂલાર્થ થયો. સૂક્ષ્માર્થ જુદોજ થશે. કુરુ દેશ હૃદય (heart) છે, તેમાં વાયુની પ્રવૃત્તિ રહેલી છે એ હૃદય છાતીમાં હોવાથી ઉત્તરમાંજ છે. પાંચાલ દેશ હૃદયથી મસ્તક પર્યંતનો સુષુમ્ણા માર્ગ છે. એ સુષુમ્ણા માર્ગજ સરસ્વતી નદી છે અને તેની આસપાસ ઈડા, પિંગલા રૂપ ગંગા, યમુના છે.

પૂર્વ દિશાનો પતિ અગ્નિ છે, એમતો ઉપર બહુવાર કહેવાઈ ગયું છે. દક્ષિણ દેશમાં પતિ સોમને કહેલ છે. સોમરસનુ વહન બંને ભ્રૂની વચ્ચે નાસિકામૂલમાંના આજ્ઞા ચક્રમાંથી થાય છે. તે નીચે સુષુમ્ણા માર્ગમાં વહે છે અને એ જ સરસ્વતીનું જલછે આમ સોમરસનું વહન ઉપરથી નીચેના પિતૃલોકમાં જાય છે, ને તે પીને.પિતૃઓ અમૃત બનેછે. વળી એમ, પણ અર્થ છે કે સૂર્ય પ્રાણમાં મૃત્યુ પામનાર સૂર્ય લોકમાં અને ચંદ્ર પ્રાણમાં મૃત્યુ પામનાર ચંદ્ર લોકમાં જાય છે. સૂર્યલોકમાં જનાર જીવ પાછો પડતો નથી પણ ચંદ્ર લોકમાંથી પાછો પડે છે. આ પ્રમાણે સોમ વા ચંદ્રની ગતિ નીચી બતાવી છે ને તે પિતૃ અવસ્થાથી મુક્ત કરી અવતાર આપનાર પણ છે.

પશ્ચિમનો પતિ સવિતા કે સૂર્યને કહેલ છે. સૂર્યનુંજ રૂપ અગ્નિ પૂર્વનો દેવ કહેલછે, આ ઊપરથી ઉગતો સૂર્ય પૂર્વનો અને આથમતો સૂર્ય પશ્ચિમનો દેવ છે. જગતને ઉત્પન્ન કર્તા હોવાથી સૂર્યને सू ઉત્પન્ન કરવુ-ધાતુ વાચક સવિતા નામ આપેલું છે.

આમ ચાર દિશાઓ કહીને પછી ઉપર આકાશની દેવી અદિતિને કહેલીછે. અદિતિ સર્વ દેવોની માતા છે. न दीयते खंड्यते बध्यते बृहत्त्वात् (વિસ્તારથી દેવાતી નથી,ખંડાતી નથી બંધાતી નથી). આ ઉપરથી સ્વતંત્ર અને વિસ્તાર વાચક એ શબ્દ છે. વિસ્તૃત આકાશમાં આ બધા દેવો-ગ્રહો-રહેલા છે, તેથી તે તેમની માતા છે. બૃહદારણ્યકમાં વળી કહેલુંછેકે:-

[illegible]વા सृजत तत्तदत्तुमध्रियत, सर्वं वा अत्तीति तददितेरदितित्वं ॥ (જે જતી થકી તેને ખાવા માટે રહેલીછે, અથવા સર્વને ખાય છે તે અદિતિનુ અ- ) આ સર્વ દિશામાંજ આ સર્વ જગત ઉત્પન્ન તથા લય પામે છે, તે દિશાજ અ- . શ્રી શંકરાચાર્યનો વળી કહે છે કે—शब्दादीनामदनाददितिः। (શબ્દાદિને [illegible]નાર અદિતિ). વાણીની પ્રવૃત્તિ કરાવનાર, અથવા શબ્દની ઉત્પત્તિ આકાશમાં છે, માટે પણ અનંત વિસ્તારવાચક આકાશ જ અદિતિ છે.

૧૪. શતપથ બ્રાહ્મણ ( [illegible] થી ૨૧) માં નીચેના ૧૧ દેવોને બલિદેવો

કહેલા છે, તેમને બલિ અર્પણ કરવાથી બલની પ્રાપ્તિ થાય છે, એમ કહેલું છે.

( ૧ ) અગ્નિ-મસ્તક-દેવોનો ઉત્પાદક-પશુપતિ. ( ૩-૯-૧-૬ )

( ૨ ) સરસ્વતી-વાચ્. ( ૩-૯-૧-૭ ).

( ૩ ) સોમ-અન્ન ( ૩-૯-૧-૧૦ ).

( ૪ ) પૂષા-ગાય. ( ૨-૯-૧-૧૦ ).

( ૫ ) બૃહસ્પતિ-બ્રહ્મ-ઋત્વિજ. ( ૩-૯-૧-૧૧ ).

( ૬ ) વિશ્વેદેવા-સર્વ. ( ૩-૯-૧-૧૩ ).

( ૭ ) ઇંદ્ર-ઇંદ્રિય-શક્તિ. ( ૩-૯-૧-૧૫ ).

( ૮ ) મરુત્-ગણ-સમૂહ. ( ૩-૯-૧-૧૭ ).

( ૯ ) ઇંદ્રાગ્નિ-ઇંદ્ર ( ઇંદ્રિય ) અને અગ્નિ ( બલ ). ( ૩-૯-૧-૧૯ ).

( ૧૦ ) સવિતા-દેવોનો ઉત્તેજક. ( ૩-૯-૧-૨૦ ).

( ૧૧ ) વરુણ-સર્વપાપમોચક. ( ૩-૯-૧-૨૧ )

અગ્નિ સર્વ દેવોનો દેવ હોવાથી મસ્તકરૂપ તથા ઉત્પાદક અને પશુપતિ છે, એ સર્વ ઉપર કહેવાઇ ગયું છે. સરસ્વતી વાચ્ છે એ પણ સ્પષ્ટ જ છે. સોમ પુષ્ટિકારક અન્ન છે, એ પણ કહેવાઈ ગયું છે. પૂષા પોષણ કરનાર અને દૂધ આપનાર ગાય છે. બૃહસ્પતિ બુદ્ધિવાચક હોવાથી બ્રહ્મ-ગુરુ છે. સર્વ દેવોનો સમૂહ વિશ્વેદેવા છે. ઇંદ્રિય ઇંદ્ર અને તેનું બળ અગ્નિ છે, એ પણ સ્પષ્ટ છે મરુત વાયુ દેવ છે, તે પણ અગ્નિની પેઠે ૪૯ છે તેથી તેનો ગણ કે સમૂહ કહેવાય છે. દેવ માત્રને તેજ આપનાર સવિતા છે, અને વરુણ આવરણ રૂપ હોવાથી આવરણ રહિત કરનાર હોઈ પાપમુક્ત કરનાર કહેલ છે.

૧૫. ચોમાસામાં જે મેઘધનુષ્ય દેખાય છે, તે અગ્નિ, સોમ અને વિષ્ણુ બનાવે છે. ( શત. ૩-૪-૪-૧૪ ). તેમાં અણિ અગ્નિ બનાવે છે, શલ્ય સોમ બનાવે છે અને કુમલ ( બાથું ) વિષ્ણુ બનાવે છે. એ ધનુષ્ય વર્ષ છે, અગ્નિ દિવસ છે અને સોમ રાત્રી છે, તથા વિષ્ણુ રાત્રી દિવસ વચ્ચેની સંધ્યા છે આવી રીતે તેઓ વર્ષની ગતિ ફેરવે છે. ( શત. ૩-૪-૪-૧૫ ).

અગ્નિ ( ઉષ્ણતા ), સોમ ( શીતલતા ) અને વિષ્ણુ ( સમશીતોષ્ણતા ), આ ત્રણ શક્તિના સંયોગથી વૃષ્ટિ થાય છે, માટે તેનું ચિન્હ આ મેઘધનુષ્ય એ ત્રણ શક્તિવાળું કહેલું છે. અગ્નિ ઉગ્ર હોવાથી ધનુષ્યનો ઉગ્રભાગ અણિ બનાવે છે, અને અગ્નિવાળુ શલ્ય સોમ બનાવે છે, તથા તે બેને ધારણ કરનાર બાથું પોષક વિષ્ણુ બનાવે છે

એ ધનુષ્યને વર્ષ ( વૃષ્ટિ ) કહેલ છે. પુરુષ વાચક અગ્નિને દિવસ અને સ્ત્રી વાચક સોમને રાત્રી કહી છે આ દિવસ અને રાત્રી તે પોઝીટીવ નેગેટીવશક્તિઓ વર્ષનાછે અને વીજળીને સાથે સત્ રૂપ વિષ્ણુ છે, માટે તેને સંધ્યા કહેલ છે. આમ કાલરૂપે વર્ણન કરેલું છે.

૧૬. ગાર્હપત્ય, આહવનીય અને દક્ષિણાગ્નિ, એ ત્રણ પ્રકારના અગ્નિવિષે મનુસ્મૃતિ ( ૨-૨૩૧ ) માં લખેલું છે, કેઃ—

पितावैगार्हपत्योऽग्निर्माताग्निर्दक्षिणःस्मृतः ।

गुरुराहवनीयस्तुसाग्नित्रेतागरीयसी ॥

( ગાર્હપત્ય અગ્નિ પિતા છે, દક્ષિણાગ્નિ માતા છે; આહવનીય અગ્નિ ગુરુ છે; એ ત્રણ અગ્નિ છે ). આ અગ્નિની દશ જ્વાલા કહેલી છેઃ—

(૧) ધૂમ્રા. (૨) અર્ચિસ્ (૩) ઉષ્મા. (૪) જ્વલિની. (૫) જ્વાલિની. (૬) વિસ્ફુલિંગિની (૭) સુશ્રી. (૮) સુરૂપા. (૧૦) કપિલા. (૧૦) હવ્ય કવ્યહા.

અગ્નિનું બીજ ( વીર્ય ) સુવર્ણ છે. ( रुद्रतेजः समुद्भूतं हेमबीजं विभावसोः).

આમાં અગ્નિને પિતા, માતા અને ગુરુ કહેલ છે. શરીરમાં રહીને ગૃહપાલન કરનાર ગૃહસ્થનો પિતા કહેવાય, પાચન કરનાર તથા દુઃખ ન થવા દેનાર શુભેચ્છક માતા કહેવાય અને દેવતાઓનો સંબંધ કરાવી આ લોક પરલોકનું સુધારી આપનાર ગુરુ કહેવાય. આમ અગ્નિનું મહત્ત્વ છે.

પ્રથમ ધૂમ નીસરે તે ધૂમ્રા, પછી તેજ નીસરે તે અર્ચિસ્, પછી ઉષ્ણતા થાય તે ઉષ્મા, બળવા માંડે તે જ્વલિની, વધારે બળે તે જ્વાલિની, તણખા નીકળે તે વિસ્ફુલિંગિની, લક્ષ્મી જેવું તેજ મારે તે સુશ્રી, પ્રકાશથી તેજ મારે તે સુરૂપા, પછી પીંગળો રંગ થાય તે કપિલા, અને હવ્યકવ્યખાનાર તે હવ્યકવ્યહા છે.

અગ્નિનું વીર્ય સુવર્ણ છે તે પ્રથમ કહેલું છે.

૧૭. અગ્નિનો વર્ણ ( Symbol ) र છે. ગાયત્રીનું નામ અગ્નિમુખીછે. ગોભિલ કહે છે કે— गायत्र्यग्निमुखीयस्मात्तस्मादुत्थायतां जपेत्. ( ગાયત્રી અગ્નિમુખી છે તેથી ઉઠીને તે જપવી ).

૧૮. તૈત્તિરીય સંહિતા ( ૭-૧-૧-૪, ૫ ) માં બ્રાહ્મણ, ક્ષત્રિય, અને વૈશ્યરૂપ અગ્નિ, ઈંદ્ર અને વિશ્વેદેવાને ક્રમસર કહેલા છે. આના સંબંધમાં "સૅક્રેડ બુક્સ ઑફ્ ધી ઈસ્ટ" નામની માલામાં પ્રસિદ્ધ થએલ શતપથ બ્રાહ્મણના ઉપોદ્‌ઘાતમાં પૃષ્ટ ૧૬ મે લખેલું છે કેઃ—

" Agni, the sacrificial fire, and bearer of oblations and caller of the gods, is, like, the priest, the legitimate mediator between God and man. Penetrating brilliance ( तेजस् )and holy lustre (वर्चस्)are the common attributes of the Brahman; Again Indra, the valiant hero, for ever battling with the dark powers of the sky, is a not less appropriate representative of the knightly order...........The identification of the (विश्) with the Vishve-Devāh, which ultimately obtained, was probably determined chiefly by etymological considerations "

( અગ્નિ, યજ્ઞવન્હિ, બલિવાહક અને દેવોનો આવાહક, ઋત્વિજની પેઠે દેવ અને મનુષ્ય વચ્ચેનો યોગ્ય મધ્યસ્થ છે. તેજ અને વર્ચસ્ બ્રાહ્મણના સામાન્ય ગુણો છે, વળી ઈંદ્ર પરાક્રમી વીર આકાશની દુઃસત્તા સામે નિત્ય લડ્યા કરતો, તે ક્ષાત્રવર્ગનો ઓછો વાસ્તવિક પ્રતિનિધિ નથી......... વિશ્વેદેવાની સાથેની વિશની તુલના, જે છેવટે સિદ્ધ થઇ છે, તે ખરેખર વ્યુત્પત્તિઅનુસાર મુખ્ય કરીને ઠરી છે. )

આ પરમ વાસ્તવિક જ છે. અગ્નિ સંબંધી સંપૂર્ણ હકીકત એ નામના પુરાણમાંછે.

'હું આવા (ત્વાષ્ટ્રવધાદિ) કર્મવાળો છું માટે મને જ જાણ' એમ ત્વાષ્ટ્રવધાદિનો વિધેય-(બ્રહ્મ)-સ્તુત્યર્થે ઉપન્યાસ નથી, પણ ત્વાષ્ટ્રવધાદિ કર્મ કર્યા છતાં હું (પરમાત્મારૂપે) નિર્લેપ છું, અને તેથી મને જે જાણે છે તે પણ કર્મ કર્યા છતા નિર્લિપ્ત રહે છે એમ વિજ્ઞાનસ્તુત્યર્થે આ ઉપન્યાસ છે અર્થાત્ આ શરીર-ધર્મોવાળી સ્તુતિ વિધેય બ્રહ્મને લાગુ પડતી નથી, પણ 'કર્મ કર્યા છતા બ્રહ્મને લેપ નથી' ઇત્યાદિ વચનોવડે વિજ્ઞાનની મહત્તા પ્રતિપાદન થાય છે. (વિજ્ઞાનનું આ માહાત્મ્ય દર્શાવવામાં એ પણ તાત્પર્ય સ્પષ્ટ છે કે કર્મરૂપી શરીર-ધર્મ વાસ્તવિક રીતે લેવાના નથી, પણ મિથ્યા ગણવાના છે.) ]

---

जीवमुख्यप्राणलिङ्गान्नेति चेन्नोपासात्रैविध्यादाश्रितत्वादिह तद्योगात्
॥ १ । १ । ३१ ॥ (११)

જીવ અને મુખ્ય પ્રાણનાં લિંગ છે માટે ('प्राण' એટલે બ્રહ્મ) નહિ એમ ન કહેવું; કારણ—ઉપાસનાનું ત્રૈવિધ્ય થાય છે, (બ્રહ્મ જ) આશ્રિત છે, અત્રે એનો જ યોગ છે.

જો કે અધ્યાત્મ (પ્રત્યગાત્મ-) સંબન્ધનું બાહુલ્ય જોવામાં આવે છે માટે પરાચીન એવા દેવતાત્માનો ઉપદેશ નથી. તથાપિ એ બ્રહ્મવાક્ય* ઠરતું નથી કેમ? ('जीवमुख्यप्राणलिंगात्') જીવલિંગ છે, અને મુખ્યપ્રાણલિંગ છે માટે. આ વાક્યમાં જીવનું તો અત્યન્ત સ્પષ્ટ લિંગ મળે છે: 'न वाचं विजिज्ञासीत वक्तारं विद्यात् (=વાણીની વિજિજ્ઞાસા ન કરવી, વક્તાની કરવી)" ઇત્યાદિ. અત્રે વાગાદિ કરણથી વ્યાપૃત અને કાર્યકરણનો અધ્યક્ષ એવો જે જીવ તેનું વિધેયત્વ પ્રતિપાદન થાય છે તેમ જ મુખ્યપ્રાણનું લિંગ પણ છે: "अथ खलु प्राण एव प्रज्ञात्मेदं शरीरं परिगृह्योत्थापयति (=અને પ્રજ્ઞાત્મા પ્રાણ જ આ શરીરને પકડીને ઉભું કરે છે.)" અને શરીરધારણ એ મુખ્યપ્રાણનો ધર્મ છે, કારણ કે પ્રાણસંવાદમાં વાગાદિ પ્રાણનું પ્રકરણ કરીને શ્રુતિ છે કે "तान्वरिष्ठः प्राण उवाच मा मोहमापद्यथाहमेवैतत्पञ्चधात्मानं प्रविभज्यैतद्बाणमवष्टभ्य विधारयामि (=એમને વરિષ્ઠ પ્રાણે કહ્યું-'મોહમાં પડશો નહિ. હું મારી પોતાની જ જાતને પંચધા પ્રવિભક્ત કરી, આ શરીરને સ્તંભવી ધારણ કરું છું')" જેઓનો 'इदं शरीरं' ને બદલે 'इमं शरीरं' એવો (इदम्-શબ્દના પુંલિંગ દ્વિતીયા વિભક્તિનો) પાઠ છે તેઓએ 'इमम्' એટલે આ જીવને વા ઇન્દ્રિયગ્રામને પકડી રાખીને શરીર ઉભું કરે છે" એમ વ્યાખ્યાન કરવું પ્રજ્ઞાત્મત્વ પણ જીવમાં તો ચેતનત્વને લીધે ઉપપન્ન છે, મુખ્યપ્રાણમાં પણ ઉપપન્ન છે જ, કારણ કે મુખ્યપ્રાણ પ્રજ્ઞાનાં સાધનભૂત પ્રાણાન્તરો (ઇન્દ્રિયો)નો આશ્રય છે વળી જીવ અને મુખ્ય પ્રાણ એમ प्राण-શબ્દનો અર્થ લેતા, પ્રાણ અને પ્રજ્ઞાત્માની સહવૃત્તિતાએકરીને અભેદનિર્દેશ, અને સ્વરૂપેકરીને ભેદનિર્દેશ

---

* વાચસ્પતિમિશ્ર કહેછે કે 'બ્રહ્મવાક્ય' જ ઠરતુ નથી' એમ તાત્પર્ય છે. અર્થાત્, પૂર્વપક્ષ પ્રમાણે યથાયોગ્ય કેટલુંક જીવવાક્ય કેટલુંક મુખ્યપ્રાણવાક્ય અને કેટલુંક બ્રહ્મવાક્ય છે.

એમ ઉભય રીતે બની શકે છે: "यो वै प्राणः स प्रज्ञा या वै प्रज्ञा स प्राणः सह ह्येताव स्मिञ्शरीरे वसतः सहोत्क्रमतः ( = જે પ્રાણ છે તે પ્રજ્ઞા છે; જે પ્રજ્ઞા છે તે પ્રાણ છે. આ બે—પ્રાણ અને પ્રજ્ઞા-સાથે જ આ શરીરમાં વસે છે, સાથે જ ઉત્ક્રમણ કરે છે )" એમ વચન છે. બ્રહ્મ ( એમ પ્રાણ-શબ્દનો અર્થ ) લેતાં તો, કેનો કેનાંથી ભેદ સંભવે? માટે અત્રે ( પ્રાણ-શબ્દના અર્થરૂપે ) જીવ અને મુખ્ય પ્રાણ એ બેમાંથી એકનો* વા બન્નેનો બોધ થઈ શકે બ્રહ્મનો નહિ એમ પૂર્વપક્ષ થાય તો ઉત્તર કે-એમ નહિઃ કારણ, उपासात्रैविध्यात्-ઉપાસનાનું ત્રૈવિધ્ય માટે એમ હોય તો ત્રણ પ્રકારની ઉપાસનાનો પ્રસંગ આવેઃ જીવોપાસના, મુખ્ય-પ્રાણોપાસના, અને બ્રહ્મોપાસના. અને આ એક વાક્યમાં સ્વીકારવું ઉચિત નથી. ઉપક્રમ અને ઉપસંહારે કરીને વાક્યની એકતા સમજાય છે. "मामेव विजानीहि ( = મને જ જાણ )" એમ ઉપક્રમ કરીને, "प्राणोऽस्मि प्रज्ञात्मा तं मामायुरमृतमित्युपास्स्व ( = હું પ્રજ્ઞાત્મા એવો પ્રાણ છુ. એ હું તેની જ 'આયુષ્ય અમૃતરૂપે ઉપાસન કર )" એમ કહીને, અન્તે "स एष प्राण एव प्रज्ञात्माऽऽनन्दो ऽजरोऽमृतः ( = તે આ પ્રાણ જ પ્રજ્ઞાત્મા. આનન્દ, અજર, અમર છે. )" એમ એકરૂપ ઉક્રમ અને ઉપસંહાર નજરે પડે છે ત્યાં એકાર્થત્વનો આશ્રય કરવો યોગ્ય છે. અને બ્રહ્મલિંગને અન્યપરતયા પરિણામ પમાડી શકાતુ નથી, કારણ કે દશ ભૂતમાત્રાઓનું અને દશ પ્રજ્ઞા માત્રાઓનું બ્રહ્મ સિવાય અન્યત્ર અર્પણ બની શકતું નથી. વળી आश्रितत्वात्-આશ્રય થયો છે માટે: અર્થાત્—અન્ય સ્થળે પણ બ્રહ્મલિંગવશાત્ પ્રાણ-શબ્દની બ્રહ્મમાં પ્રવૃત્તિ છે માટે વળી इहतद्योगात्—અત્રે એનો યોગ છે માટે: અર્થાત્ અત્રે પણ હિતતમના ઉપન્યાસરૂપ બ્રહ્મલિંગનો યોગ છે માટે. આ બ્રહ્મનો જ ઉપદેશ છે એમ સમજાય છે. 'આ શરીરને પકડીને ઉભુ કરે છે' એમ જે મુખ્ય પ્રાણનું લિંગ બતાવ્યું એ ખોટું છે. કેમકે, પ્રાણ-વ્યાપાર પણ પરમાત્માને અધીન હોવાથી પરમાત્મામાં એનો ઉપચાર થઈ શકે છે શ્રુતિ છે કે "न प्राणेन नापानेन मर्त्यो जीवति कश्चन। इतरेण तु जीवन्ति यस्मिन्नेतावुपाश्रितौ ( = પ્રાણે કરીને કે અપાને કરીને કોઇપણ મર્ત્ય જીવતો નથી; અન્ય થકી જ જીવે છે-જેમાં આ બન્ને આશ્રય કરી રહ્યા છે. )" વળી, "વાણીની વિજિજ્ઞાસા ન કરવી, પણ વક્તાને જાણવો" ઇત્યાદિ જે જીવલિંગ દર્શાવ્યું તે પણ બ્રહ્મપક્ષનું નિવારણ કરતુ નથી. જીવ કાંઈ બ્રહ્મ થકી અત્યન્ત ભિન્ન નથી, કારણ, "तत्त्वमसि ( તે તું છે )" "अहं ब्रह्मास्मि ( = હું બ્રહ્મ છું )" ઇત્યાદિ શ્રુતિઓ છે બુદ્ધ્યાદિકૃતોપાધિકૃત વિશેષને લઇને, એ બ્રહ્મ હોવા છતાં, જીવ કર્તા અને ભોક્તા કહેવાય છે એના ઉપાધિકૃત વિશેષનો પરિત્યાગ કરતા સ્વરૂપભૂત એવું જે બ્રહ્મ તે દર્શાવવા માટે, "વાણીની વિજિજ્ઞાસા ન કરવી, વક્તાને જાણવો" ઇત્યાદિ વાક્યવડે પ્રત્યગાત્માપ્રતિ અભિમુખીકરણાર્થે કરેલો ઉપદેશ વિરુદ્ધ આવતો નથી. અને "यद्वाचानभ्युदितं येन वागभ्युद्यते। तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते ( = જે વાણીથી બોલાયું નથી, જેનાવડે વાણી બોલાય છે તે જ બ્રહ્મ તું જાણ, લોકો આ જે ઉપાસે છે તે નહિ)" ઇત્યાદિ શ્રુત્યન્તર પણ વચનાદિ ક્રિયામાં વ્યાપૃત આત્માનું બ્રહ્મત્વ દર્શાવે છે. વળી જે એમ કહ્યું કે "આ બે-પ્રાણ અને (પ્રજ્ઞાત્મા)-આ શરીરમા સાથે વસે છે, અને સાથે ઉત્ક્રમણ કરે છે" એમ પ્રાણ અને પ્રજ્ઞાત્માનું ('બે' શબ્દે કરીને) જે ભેદદર્શન છે તે બ્રહ્મવાદમાં (બ્રહ્મ અર્થ લેતા) ઘટતું નથી—એ દોષ આવતો નથી. કારણ, જ્ઞાન અને ક્રિયા એ બે શક્તિઓનાં આ-

---

* "બેમાંથી એક" એ કહેવું ઉપક્રમ માત્ર છે, અને "બન્નેનો બોધ થઈ શકે, બ્રહ્મનો જ નહિ" એમ પૂર્વપક્ષનું તત્ત્વ છે—વાચસ્પતિમિશ્ર.

પ્રમભૂત (ક્રમે કરી) બુદ્ધિ અને પ્રાણ—જે આત્માના ઉપાધિઓ છે—તે વચ્ચે ભેદનિર્દેશ ઘટી શકે છે. તેમ આ ઉપાધિદ્વયથી ઉપહિત એવા પ્રજ્ઞાત્માનો સ્વરૂપે કરીને અભેદ છે, માટે "પ્રાણ એ જ પ્રજ્ઞાત્મા છે" એવું એકીકરણ (અભેદ-વચન) પણ અવિરુદ્ધ છે.

અથવાઃ—नोपासात्रैविध्यादाश्रितत्वादिह तद्योगात् એ (સૂત્રાંશ) નો આ અન્ય અર્થ છેઃ—બ્રહ્મવાક્ય હોવા છતાં, 'જીવલિંગ' અને 'મુખ્યપ્રાણલિંગ' ને વિરોધ આવતો નથી, કેમ ? उपासात्रैविध्यात्—ત્રણ પ્રકારની ઉપાસના છે માટે, અત્રે ત્રણ પ્રકારની બ્રહ્મોપાસના વિવક્ષિત છેઃ પ્રાણધર્મદ્વારા, પ્રજ્ઞાધર્મદ્વારા, સ્વધર્મદ્વારા. ત્યાં आयुरमृतमुपास्स्वाऽऽयुः प्राण. (= આયુ એ તો અમૃતરૂપે ઉપાસના કર. આયુઃ પ્રાણ છે), " "इदं शरीरं परिगृह्योत्थापयति (= આ શરીરને પકડી ઉભું કરે છે)," "तस्मादेतदेवोक्थमुपासीत (=માટે આની જ ઉકથરૂપે ઉપાસના કરવી)" એ પ્રમાણે પ્રાણધર્મ છે. "अथ यथास्यै प्रज्ञायै सर्वाणि भूतान्येकीभवन्ति तद्व्याख्यास्यामः (હવે આ પ્રજ્ઞા માટે-આ પ્રજ્ઞાના—સર્વ ભૂતો કેવા રીતે એક થાય છે તેનું વ્યાખ્યાન કરીશું)" એમ ઉપક્રમ કરીને "वागेवास्या एकमङ्गमदूदुहत् तस्यै नाम परस्तात् प्रतिविहिता भूतमात्रा. (= વાણીએ આ—પ્રજ્ઞા—ના એક અંગનું દોહન કર્યું છે. એ—પ્રજ્ઞા—ના અપરભાગમાં સ્વામી કરેલી ભૂતમાત્રા પ્રજ્ઞાદ્વારા વાણીઉપર ચઢી વાણીદ્વારા સર્વ નામોને ખરેખર વ્યાપે છે)" ઇત્યાદિ પ્રજ્ઞાધર્મ છે. 'ता वा एता दशैव भूतमात्रा अधिप्रज्ञं दश प्रज्ञामात्रा अधिभूतम्। यद्धि भूतमात्रा न स्युर्न प्रज्ञामात्राः स्युः। यद्धि प्रज्ञामात्रा न स्युर्न भूतमात्राः स्युः। न ह्यन्यतरेण रूपं किंचन सिध्येत्। नो एतन्नाना। तद्यथा रथस्यारेषु नेमिरर्पिता नाभावरा अर्पिता एवमेवैता भूतमात्राः प्रज्ञामात्रास्वर्पिताः प्रज्ञामात्राः प्राणेऽर्पिताः स एष प्राण एव प्रज्ञात्मा (= આ *ભૂતમાત્રા અધિપ્રજ્ઞ—પ્રજ્ઞામાં—છે; દશ પ્રજ્ઞામાત્રા અધિભૂત—ભૂતમાં છે જો ભૂતમાત્રા ન હોય તો પ્રજ્ઞામાત્રા ન હોય, જો પ્રજ્ઞામાત્રા ન હોય તો ભૂતમાત્રા ન હોય એમાંથી માત્ર એક જ વડે કોઇપણ રૂપ સિદ્ધ થઇ શકે નહિ. આ નાના—ભિન્ન ભિન્ન—નથી તે આ રીતે કે જેમ રથના આરામાં નેમિ અર્પાએલી છે, અને નાભિમાં આરા અર્પાએલા છે તેવી જ રીતે ભૂતમાત્રા પ્રજ્ઞામાત્રામાં અર્પાએલી છે અને પ્રજ્ઞામાત્રા પ્રાણમાં અર્પાએલી છે. તે આ પ્રાણ તે જ પ્રજ્ઞાત્મા )" ઇત્યાદિ બ્રહ્મધર્મ છે માટે બ્રહ્મની જ ઉપાધિદ્વયે કરીને (એટલે પ્રાણધર્મ અને પ્રજ્ઞાધર્મે કરીને) તથા સ્વધર્મે કરીને (એટલે બ્રહ્મધર્મે કરીને) એક ઉપાસના ત્રણ પ્રકારની વિવક્ષિત છે અન્યસ્થળે "मनोमयः प्राणशरीरः (મનોમય, પ્રાણશરીર)" ઇત્યાદિમાં પણ ઉપાધિધર્મે કરીને બ્રહ્મની ઉપાસનાનો આશ્રય છે. અહીંઆં પણ એ જ યોગ્ય છેઃ કારણ, ઉપક્રમ અને ઉપસંહારવડે વાક્યનું એકાર્થત્વ સમજાય છે તથા પ્રાણમાં પ્રજ્ઞા અને બ્રહ્મના લિંગ સમજાય છે. માટે આ બ્રહ્મવાક્ય છે એમ સિદ્ધ થયું.

## સારસંગ્રહ.

પૂર્વપક્ષઃ—પૂર્વસૂત્રમાં બતાવ્યું તેમ ભલે 'પ્રાણ' શબ્દ ઇન્દ્ર-(દેવતાત્મા)-પ્રતિપાદક ન હોય. પણ જ્યાંસુધી અત્રે 'જીવ' અને 'મુખ્યપ્રાણ વાયુ' અર્થસૂચક ચિહ્નો—લિંગો છે ત્યાં સુધી 'પ્રાણ' એટલે 'બ્રહ્મ' એમ સિદ્ધ થતું નથી. તે ચિહ્નો આ પ્રમાણેઃ—

(૧) જીવ—અર્થસૂચક ચિહ્નઃ—"વક્તાની જિજ્ઞાસા કરવી."

---

* પાંચ શબ્દાદિ. અને પાંચ પૃથિવ્યાદિ—ભામતી.

( ૨ ) મુખ્યપ્રાણ(વાયુ)—અર્થસૂચક ચિહ્ન —" ..શરીરને પકડીને ઉભુ કરે છે."

( ૩ ) ઉભય – અર્થસૂચક ચિહ્ન —પ્રજ્ઞાત્મત્વ જીવઅર્થસૂચકતા તો આની સ્પષ્ટ છે મુખ્યપ્રાણ—અર્થસૂચકતા આ રીતે કે પ્રજ્ઞાના સાધનભૂત ઇન્દ્રિયાદિ પ્રાણાન્તરોનો મુખ્ય પ્રાણ આશ્રય છે જીવ (પ્રજ્ઞાત્મા) અને મુખ્ય પ્રાણ મને એક પણ છે, અને જૂદા પણ છે એક સહવૃત્તિએકરીને જૂદા સ્વરૂપે કરીને, એટલે ઉભય અર્થ સગત છે 'બ્રહ્મ' અર્થ લેતા આ ભેદઅભેદઉભયનિર્દેશ બધ બેસે નહિ.

ઉત્તરપક્ષ—૧ એક રીતે

કારણ —

( ૧ ) ત્રણ પ્રકારની ઉપાસનાનો પ્રસગ આવે.
પૂર્વપક્ષીએ બતાવેલા બે અર્થ ઉપરાત ત્રીજો બ્રહ્મઅર્થ પણ લીધા વિના ચાલે નહિ એમ "આનન્દ અજર અમર" શબ્દો જોતાં લાગે છે અને આમ થાય તો જીવોપાસના, મુખ્યપ્રાણોપાસના, અને બ્રહ્મોપાસના, એમ ત્રણે પ્રકારે ઉપાસના કરવાની પ્રાપ્ત થાય—જે એક જ વાક્યમા અસગત છે

( ૨ ) અન્ય સ્થળે પણ પ્રાણ-શબ્દથી 'બ્રહ્મ'-અર્થનો આશ્રય થાય છે

( ૩ ) અત્રે—'બ્રહ્મ' અર્થસૂચક ચિહ્નનો યોગ છે. જેમકે હિતતમ તરીકે વર્ણન છે, જે બ્રહ્મ વિના અન્યત્ર ઘટતું નથી

પૂર્વપક્ષના દૂષણોનો ક્રમવાર પરિહાર —

( ૧ ) જીવ—બ્રહ્મનો અત્યન્ત ભેદ નથી. માત્ર જીવાભિમુખ (પ્રત્યગાત્મા તરફ) દોરી શ્રુતિ બ્રહ્મજ્ઞાન કરાવે છે.

( ૨ ) મુખ્યપ્રાણવ્યાપાર પણ બ્રહ્મને જ અધીન છે

( ૩ ) 'પ્રાણ એ જ પ્રજ્ઞાત્મા છે' આ ઉપાધિદ્વારા ભેદ અને સ્વરૂપત અભેદ નિર્દિષ્ટ છે એટલે 'બ્રહ્મ' અર્થ લેતા, ભેદઅભેદઉભય નિર્દેશ બધ બેસે નહિ, એ કહેવુ વાસ્તવિક નથી

૨. બીજીરીતે—

કારણ —

( ૧ ) અત્રે બ્રહ્મની ત્રિવિધ ઉપાસના વિવક્ષિત છે
(૧) પ્રાણધર્મે, (૨) પ્રજ્ઞાધર્મે, અને (૩) સ્વધર્મે કરીને

( ૨ ) અન્યસ્થળે પણ બ્રહ્મની ઉપાસનાનો આશ્રય કરવો પડે છે.

( ૩ ) અત્રે પણ એ જ યોગ્ય છે

[ બીજો સૂત્રાર્થ વૃત્તિકારનો છે અને એમા ભાષ્યકારનું અસ્વારસ્ય છે એમ વાચસ્પતિમિશ્ર કહે છે ]

ઇતિ શ્રી શંકરભગવત્પાદવિરચિત શ્રીમત્ શારીરકમીમાંસાભાષ્યમાં—
પ્રથમાધ્યાય, પ્રથમ પાદ.

સમાપ્ત



Reg. No B 196

# સુદર્શન.

તન્ત્રી.
પ્રોફેસર આનંદશંકર
બાપુભાઇ. ધ્રુવ એમ. એ.
એલએલ. બી.

( ધર્મ-ગૃહ-સાહિત્ય-ઇતિહાસાદિ વિદ્યા અને તત્સંબંધી વિચાર. )

( આદ્ય દ્રષ્ટા—' એક અભેદમાર્ગપ્રવાસી ' બ્રહ્મનિષ્ઠ મણિલાલ નભુભાઈ ).

"सत्यं परं धीमहि"—भागवतम्.

પુસ્તક ૧૫. અંક ૭. ] ( માસિક ) [ એપ્રિલ ૧૯૦૭.

વિષયાનુક્રમ. પૃષ્ઠ.



અમદાવાદ.
ધી અમદાવાદ યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ, કંપની લીમીટેડ

## કાવ્ય—પારિતોષિક.

કાવ્યો આવી ગયાં છે. કર્તાઓનો અમે ઉપકાર માનીએ છીએ. અમારો અભિપ્રાય આવતા માસમાં પ્રકટ કરી શું.

આનન્દનન્દન.



Reg. No. B. 196

# સુદર્શન.

તન્ત્રી.
પ્રોફેસર આનંદશંકર
બાપુભાઈ ધ્રુવ એમ. એ.
એલએલ. બી.

( ધર્મ-ગૃહ-સાહિત્ય-ઇતિહાસાદિ વિદ્યા અને તત્સંબંધી વિચાર. )

( આદ્ય દ્રષ્ટા—' એક અભેદમાર્ગપ્રવાસી ' બ્રહ્મનિષ્ઠ મણિલાલ નભુભાઈ ).

" सत्यं परं धीमहि "—भागवतम्

પુસ્તક ૧૫. અંક ૭. ] ( માસિક. ) [ એપ્રિલ ૧૯૦૦.

## મિત્રસંભાષણ.

( મળેલું. )

### ગઝલ.

હશે શું ત્યાં કહો મુજને થશે ત્યાં શું કરો મુજને,
જશું ક્યાં તે કહો મુજને અરેરે હું ન જાણું કાંઈ;

હશે એ કોણ લેનારો સમાવે ક્યાં કહો ભાઈ,
ન સૂજે કાંઈ આ શું છે? કહો વ્હાલા શું છે આ સૌ

ગયેલા જ્યાં હશે ત્યાં શું રહેલાને પળાવાનું,
જશું ક્યાં હું તમે સૌકો અરેરે જગતમાં છે શું;

હૃદયમાં ધૂન એ લાગી ખરે શું શું શું ખોટું છે,
જગત છોડી જશું જ્યારે થશે સૌ સ્પષ્ટતા આની.

(પણ) સરી પડશે છુટી જ્યારે, અકેકી પ્રેમની મણીઓ;
થશે ભેળી અરેરે ક્યાં! ખુલાસા પૂર્વના ગાવાં.

### ગીતિ.

થન ગન થને ગન નાચે જગનાટકનાં પાત્ર રૂપી એવો,
નચાવનારો ન્યારો નથી? હશે? છે કોણ કહો કેવો?

" મુકુન્દ. "

## રાગ—ઓખાહરણનો.

સર્વે ગયા સો આપણ જાશું સાચું હશે તો ભેળા રે થશું.
જહાં વસે ત્રિલોકનો નાથ ઉભારે'શું જોડી બે હાથ.
પાપ પુણ્યના ન્યાય છણાશે, ગુન્હા પ્રમાણે શિક્ષા થાશે;
જગત છોડી જશું આ જ્યારે, થશે સ્પષ્ટતા આની ત્યારે.
આતો જગરૂપી મેળો ભરાએ, કોઈ આવે અને કોઈ જાએ;
મિથ્યા મમત્વને મેલી ધોને, પુણ્ય પેટલા બાંધી લ્યોને.
તારૂં મારૂં ન મનમાં ધારો, એક સારંગીના સર્વ તારો.

"લાલતનય."

---

## ગૌગુણાનુવાદ.

( મળેલું. ) *

( સુંદરમુખ તુંદિલતનુ નંદિકેશ્વરા—એ ચાલ. )

ધીમંત તું શ્રીમંત છે, દીન ધેનુ એ,
ગંભીર ગણી ગા ગોગુણ, વ્રજની વેણુ એ;

ધ્રુવ૦

સુંદર મુખ, મંગળ પુછ, નામ જેનું છે,
મંજુલ સ્વર, વંજુલ સ્તર, કામધેનુ એ,
શ્રેયસ્કર ને સુખકર, કામ તેનું રે
ભદ્રા! સુભ્રા! ગૌરી!
પાલન કર, ખંડન હર, મંડન કરી, માન એનું રે;

ધીમંત૦

પોષક પય, અમૃતમય, દે જ નિર્મળા,
ભોજન શુધ, સજ્જ તું બુધ, ખીલવી કળા;
મોદતી મન, પોષતી તન, તત્ત્વ વિરલા,
ધાતા! માતા! પાતા!
ઉત્તમઘૃત, ગોરસવત્, અનતુંકપ નામ કોનું રે,

ધીમંત૦

---

* 'અમા। ગદ્ય અથવા પદ્યમાં પણ ફારસી અરબી ઇત્યાદિ ભાષાનો એકપણ શબ્દ પ્રથમ કાઢી આપનાર ગૃહસ્થને એક વર્ષ પર્યન્ત અને અધિક કાઢી આપનારને બે વર્ષ પર્યન્ત સુદર્શન-પત્ર ભેટ આપવામાં આવશે,' એમ રા. આનન્દનન્દનની પ્રતિજ્ઞા છે.

ભારતીવર, ઉત્તમ નર ચિત્ત કોમળા,
ઉજ્જવલ કુલ કોળ કર, કામ નિર્મળાં,
મંગળાયશ, ભગવદ્‌રશ, દત્તનિમળા,
જૂઓ ! જૂઓ ! રૂઓ !
જોય શુ વીર, ગોવધ ધર આગણુપર, કામ કીધુ રે
ધીમંત૦

મંદિર તવ, ગૌ અશરણ, આવી મા'રથી !
ભક્ષણ થકીં, રક્ષણ થકીં, વારીં સ્વારથી,
અંતર્બલ પ્રેરિત કરી ટાળ આરતિ,
વારો ! ધારો ! તીરો !
હિંસક હર, કરુણા ધર, ગંભીર કરી, ગ્રાન તેનું રે,
ધીમંત૦

પંડિત જન, મડિત બનીં, સ્નેહસાગરા !
પૂજિતપદ, સંકટવદ, ક્રૂરતા ભર્યાં,
ચંદનવત્ રજિત કરી રાણીજી વડા,
યત્ને ! મંડી ! જંપે,
જય જય કરી, ત્રાસ જ હરોં, તારણ કરોં, કામધેનુરે;
ધીમંત૦
આનન્દનન્દન.

---

## વિચારમાલા

### ( એક અજવાળી રાત્રિ. )

[ O Moon ! the oldest shades 'mong oldest trees
Feel palpitations when thou lookest in
O Moon ! old boughs lisp forth a holier din
The while they feel thine airy fellowship
Thou dost bless everywhere, with silver lip
Kissing dead things to life The sleeping kine,
Couched in thy brightness, dream of fields divine
Innumerable mountains rise, and rise,
Ambitious for the hallowing of thine eyes
And yet thy benediction passeth not
One obscure hiding place, one little spot
Where pleasure may be sent the nested wren
Has thy fair face within its tranquil ken,
And from beneath a sheltering ivy leaf
Takes glimpses of thee, thou art a relief
To the poor patient oyster, where it sleeps
Within its pearly house

Keats

વ્યંગ્યાર્થ—રે પ્રભો !–જેના રસને વેદ 'સોમ' 'ઇન્દુ' આદિ નામે સ્તવે છે–તારી દૃષ્ટિ અંદર પડતાં, આ જન્મના અનેક સાંસારિક અનુભવો અને લાલસાઓથી ખવાઈ ગએલાં, અરે ! અસંખ્ય જન્મોની માયાજાળથી છવાએલાં જર્જરિત, આત્માઓનાં હૃદયો પણ ઉછળે છે રે પ્રભો ! તારો દિવ્ય સમાગમ થતાં, અસત શુષ્ક અને જીર્ણ થઇ ગએલી આત્મવૃક્ષની શુભવૃત્તિરૂપી ડાળીઓ પણ પુનઃ ધીમે ધીમે પવિત્ર ધ્વનિ ઉચ્ચારે છે મૃત વસ્તુઓમાં–ખરો ચિત્પ્રકાશ ખોઇ બેઠેલા જીવોમાં–પણ તારો શ્વેત સત્ત્વગુણમય શુદ્ધ પ્રકાશ અને પ્રેમમય સુંદર અલૌકિક ચૈતન્ય પ્રેરે છે આ ઇન્દ્રિયરૂપી ગાયો તારા પ્રેમની ચન્દ્રિકામાં વીંટાએલી ઉંઘમાં પણ—આ સંસાર નિદ્રામાં પણ–દિવ્ય ક્ષેત્રોનાં સ્વપ્નાં અનુભવે છે અસંખ્ય મહાત્માઓરૂપી ગિરિવરો તારા દૃષ્ટિપાતથી પવિત્ર થવા મ્હોટી મ્હોટી આકાંક્ષા ભર્યા ઉભા રહે છે અને તે છતાં, એક અલ્પમાં અલ્પ માનસગુહા, તારો આનંદ સીંચી શકાય એવી એક ન્હાનામાં ન્હાની જગ્યા, પણ તારી પ્રેમચન્દ્રિકા વિના રહી જતી નથી આ શરીરરૂપી માળામાં રહી પ્રવૃત્તિનિવૃત્તિરૂપ પાંખો ફફડાવતું આ આત્મપક્ષી પણ એની શાન્ત દૃષ્ટિવડે તારા મુખનું અવલોકન કરી શકે છે, અને એકાદ પવિત્ર આશ્રયરૂપી લતાપત્રોના આશ્રય નીચે રહીને તારી ઝાંખી લઇ શકે છે ભક્તિરૂપી મોતીની છીપમાં ન્હાની આ બીચારી શાન્ત થઇ પડી રહેલી મનરૂપી માછલી પણ તારી શાન્તિ પામે છે]

ગઈ કાલે સંધ્યાસમયે હું મ્હારા એક મિત્ર સાથે ખેતરોમાં ફરતો હતો પ્રથમ તો, પશ્ચિમ દિઙ્મંડળમાં જે ચિત્રવિચિત્ર અને ઉમદા ઉમદા રંગોની સમૃદ્ધિ ઉભરાઇ રહી હતી તેના અવલોકનમાં અમારો વખત ગયો

"પેલી જો ! પશ્ચિમ આકાશ પ્રગટી જ્વાળા રે !
ફેલાઈ છે સહુપાસ ધુનિની માળા રે !
અભ્ર અભ્ર સળગિયાં સર્વ દિસે રંગરાતા રે !
દામણે દાડિમકુસુમ સરીખાં સુહાતા રે !'
(કુસુમમાલા)

એ પંક્તિઓ યાદ લાવતા લાવતા અમે ચાલીએ છીએ, એટલામાં એ રંગો ધીમે ધીમે ઝાંખા થઇ વિલુપ્ત થતા ગયા, અને તેને બદલે કેટલાક તારાઓ અને ગ્રહો એક પછી એક ઉગવા લાગ્યા છેવટે આખું આકાશ જ્યોતિર્ગણના તેજથી છવાઇ ગયું શરદ્‌ઋતુ હતો એટલે આકાશ ચોખ્ખું હતું અને તારાઓના તેજથી અતિશય ચળકતું હતું આકાશગંગા પણ ચાલી, દૂધના પ્રવાહ જેવી, વિસ્તરી રહી હતી અને એ સર્વની રમણીયતા પરિપૂર્ણ કરવાને

થોડાક વખતમાં ચન્દ્ર પણ, વાદળાંથી આસપાસ ઘેરાએલો—સૌન્દર્યના પ્રભાવમાં વીંટળાએલો—આકાશનિસરણીએ ચઢ્યો. સમસ્ત સૃષ્ટિએ કાંઇક અલૌકિક જ સ્વરૂપ ધારણ કર્યું.

"ને ચંદા કેરી વિશ્વ વ્યાપી વિભૂતિ રે"

ચન્દ્ર, સફેદ તેજોમય, આકાશસમુદ્રમાં એક નાવડા જેવો તરતો, નક્ષત્રમંડળોમાં થઇને ચાલ્યો જાય છે; હું પણ એની સામું એકી નજરે જોઇ રહ્યો છું: એટલામાં મ્હારા મિત્રે, જાણે મ્હારા હૃદયનો ભાવ સમજી જઇ એ વિરુદ્ધ કાંઇક કહેવા માટે એમની પાસે એક પુસ્તક હતું તેમાંથી નીચેના શબ્દો વાંચ્યા. (વચમાં મારે કહી લેવું જોઇએ કે મારા એ મિત્રને વાંચવાનો શોખ બહુ હતો, અને પુસ્તક વગર એ ભાગ્યે જ બહાર નીકળતા. વળી ચન્દ્રના અજવાળાથી વાંચી શકે એવી એમની નેત્રશક્તિ હતી.) પેલા શબ્દો આ પ્રમાણે હતા:—

" The heavens declare no other glory than that of Hipparchus, Kepler, Newton and the other illustrious astronomers who have interpreted the causal language that is uttered by the masses of matter that occupy space. "

(આ ખગોલ જે કોઇનો પણ મહિમા ગાય છે તો તે 'પરમેશ્વર' કહેવાતા કલ્પિત પદાર્થનો નહિ; પણ હિપર્કસ, કેપ્લર, ન્યૂટન ભાસ્કરાચાર્ય વગેરે પ્રખ્યાત ખગોલશાસ્ત્રીઓનો—કે જેઓ આકાશમાં વિસ્તરી રહેલા જડ પદાર્થોની કાર્યકારણભાર સંબન્ધી ભાષા સમજી શક્યા) જે ક્ષણે મારૂં હૃદય ભક્તિ અને ધ્યાનના રસમાં ડુબેલું હતું તે ક્ષણે આવો તર્ક મને પ્રથમ તો અત્યન્ત દુઃખકર લાગ્યો. પણ તર્ક અને હૃદય બેમાંથી એકનો પણ અનાદર કરવો મને પસંદ ન હતો, અને બન્નેની એકવાક્યતા થવી જોઇએ એવો મ્હારો સિદ્ધાન્ત હોવાથી થોડા જ વખતમાં હું સ્વસ્થ થઇ શક્યો, અને પછી મારા મિત્રને મેં કહ્યું: " ભાઇ, આ દલીલનો શો અર્થ થયો એ જોયું ? આ રીતે તો ત્યારે 'પ્રિન્સિપિઆ*'.એ ન્યૂટનનો મહિમા ન દર્શાવતાં, મ્હારો તમારો—'પ્રિન્સિપિઆ' વાંચનારાઓનો—મહિમા દર્શાવે છે !! માટે નિશ્ચય રાખો કે પ્રકૃતિલેખ એના લેખકનો—પરમાત્માનો—મહિમા દર્શાવે છે, ન્યૂટનનો નહિ જ. વળી જેમ ન્યૂટને, પોતે આપણા કરતાં ચઢીઆતો હોઇ, આપણને અગમ્ય એવાં સત્યો શોધી કાઢ્યાં, તેમ જગતના મહાત્માઓ—ઋષિજનો, જેઓ પરમાત્માની વિભૂતિના ઉત્પન્ન કરનારા નથી પણ માત્ર વાંચનારા છે અને તેથી 'ઋષિ' એટલે દ્રષ્ટા કહેવાય છે—તેઓએ પ્રકૃતિલેખમાં એ પરમ સત્નો વેદ લખેલો જોયો. આ પરમાત્માથી અનુસ્યૂત બ્રહ્માંડ એ પુરાણોમાં વર્ણવેલા " બ્રહ્મા " છે. એના ચારે મુખમાંથી-ચારે દિશાએ, ચોતરફ-વેદના ધ્વનિ નીકળી રહ્યા છે, જેનું શ્રવણ કરવું એ આપણું પરમ સુખ કર્તવ્ય અને ભાગ્ય છે."
આ ઉત્તરથી મારા મિત્રને તો સંતોષ થયો. પણ તુરત જ પરમાત્માના દર્શન અર્થે ધ્યાનયોગમાંથી ખસી તર્કને એકવાર છૂટ આપવાથી કેવી તર્કપરંપરા ચાલે છે એમ સૂચવતો—મારા મનમાં બીજો પ્રશ્ન ઉભો થયો; " આ બ્રહ્માંડ પરમાત્માનો મહિમા સૂચવે છે એ તો ખરૂં. પણ આ વિશાળ બ્રહ્માંડમાં મનુજની શી ગણત્રી ? 'અજવાળાનું એક કિરણ જે એક

* મહાન ખગોલશાસ્ત્રી ન્યૂટનનો રચેલો ગ્રન્થ

સેકંડે એક લાખ છયાશી હજાર માઇલ જેટલું અંતર કાપેછે તેને કેટલાક તારાથી નીકળી આપણી પૃથ્વીપર આવતાં વીશ હજાર વર્ષ જોઇએ છે! અને લુટ્ઝિનિઅસ નામનો ખગોળવેત્તા કહે છે તે ખરૂં હોય તો કેટલાક તારાનું અજવાળું તો હજી આપણા સુધી પ્હોંચ્યું પણ નથી!! તારાઓ અન્ય ખગોળોમાં સૂર્ય-સ્થાને છે, અને આપણું આ આખું સૂર્યચક્ર નાશ પામે તો પણ વિશ્વના સત્‌માંથી સમુદ્રના તટની રેતીનો એક કણ ઓછો થયો એમ સમજવું!!! ત્યાં મનુજ તે કોણ? પરમાત્માને એની શી દરકાર?" આ વિચાર ખરેખર મને બહુજ દુઃખદ થઇ પડત—પણ સુભાગ્યે તે જ ક્ષણે મને અંગ્રેજી કવિઓની કેટલીક પંક્તિઓ યાદ આવી.

"Look up to heaven! the industrious sun,
Already half his race hath run
He *cannot* halt, nor go astray,
But our immortal spirits *may.*"

" I am, besides, the only one,
Who can be bright *without* the sun."

"જુઓ! સૂર્ય ચાલ્યા કરે છેઃ ન એનાથી ઉભા રહેવાય, ન એના માર્ગમાંથી આડા જવાય, પણ આપણો અમર આત્મા બન્ને કરી શકે!" વળી, "ફક્ત હું જ એવો છું કે જેનામાં સૂર્યવિના પણ પ્રકાશમય થવાની શક્તિ છે." અહો! કેવા ભવ્ય વિચારો! આથી એક તરફ મને જેમ મારી મહત્તા અનુભવાઇ તેમ બીજી તરફ મારી 'જવાબદારી'નું મને તીવ્ર ભાન થયું. આ વૃત્તિએ મારા હૃદયને આકુળવ્યાકુળ કર્યું: એમાં મને બહુ ગભીર અર્થ લાગ્યોઃ વિશ્વતંત્રીમાંથી છુટા પડી ગએલા એક તારના જેવી, વા હરિણના ટોળામાંથી વિખુટા પડેલા એક બાલહરિણના જેવી, મને મારી સ્થિતિ લાગી. છેવટે, પ્રભુકૃપા વિના ક્ષણવાર પણ હું મારૂં કર્તવ્ય કરવાને સમર્થ નથી એમ મેં નિર્ણય કર્યો. આત્માના સ્વાતન્ત્ર્ય વિના પાપપુણ્યની જવાબદારી, અને જવાબદારી વિના આસ્તિકતા સંભવતી નથી એમ કેટલાકનું માનવું છે, પણ આ સિદ્ધાન્ત મને અત્યન્ત શુષ્ક અને અહંતાના અભિમાનથી ભરેલો લાગે છે. હું જે જે કરૂં છું તે પરમાત્માની પ્રેરણાથી જ કરૂં છું. હું કરતો નથી પણ પરમાત્મા જ કરે છે, એમ જો શુદ્ધ ભાવે માનવામાં આવે તો મનુષ્યહૃદયમાંથી પાપ સમૂળ નાશ પામી પુણ્યવૃત્તિ સ્વાભાવિક અને સરળ રીતે-પુષ્પમાંથી સુગન્ધ પ્રસરે છે તેમ-પ્રસરે એમાં સંદેહ નથી. પણ આ રીતે એક વખત સમાધાન થયા છતાં "પ્રભુને તારી શી દરકાર કે તારા ઉપર કૃપા કરી તને સન્માર્ગે પ્રેરે?" એ પ્રશ્ન પાછો-કાંઇક વિનાહદે-આવી ઉભો રહ્યો પણ જાણે આટલા શુભ વિચાર કરવાથી સશક્ત બન્યો હોય એમ મારે આત્મા વેગના ધસારે બોલી ઉઠ્યો, "શા માટે નહિં? એ સર્વવ્યાપક પ્રેમ ક્યાં નથી?...પ્રભો! હું તારો છું." છેવટનું વાક્ય મારા આત્માની ઊંડામાં ઊંડી ખીણમાંથી નીકળ્યું, અને મારા પ્રયત્ન વિના જ મારે મુખેથી નીકળી ગયું. મારા મિત્રે એ સાંભળ્યું અને મને પ્રશ્ન કર્યો: "આ તમારૂં શાંકર-અદ્વૈત-વેદાન્ત કે?" હું આ વાક્યમાં

રહેલો ગર્ભિત ઉપાલંભ સમજી ગયો. મેં પણ દઢતાથી ઉત્તર આપ્યો:–" હા. અમારા શંકરાચાર્યે કહ્યું છે:—

"सत्यापि भेदापगमे नाथ तवाहं न मामकीनस्त्वम्।
सामुद्रो हि तरङ्गः क्वचन समुद्रो न तारङ्गः"

(હે પ્રભો ! હું તારો છું; તું મારો–આવિર્ભાવ–નથી. તરંગ સમુ નો–વિકાર–આવિર્ભાવ, છે. સમુદ્ર તરંગનો–વિકાર, આવિર્ભાવ–નથી. )

આ ઉત્તરે અમને સગુણ નિર્ગુણના મંથનના વિચાર અગાળ લઈ મૂક્યા. એમાં ઉતરવા જેટલો વખત ન હોવાથી એ ચર્ચા મેં ભવિષ્ય માટે રાખી

આ વખતે ચન્દ્ર આકાશના મધ્ય ભાગે આવ્યો હતો સમસ્ત વિશ્વ એના શ્વેત ઉજ્જવળ પૂરમાં એકરસ બની રેલાતું હતું; પણ મારા અંતરાત્માની ચન્દ્રિકા આગળ આ ચન્દ્રિકા પ્રાતઃકાલની ચાન્દ્રકા જેવી જ ઝાંખી અને શુષ્ક પડતી હતી.

[ ઉપરની વિચારમાલા પ્રકૃતિમાં અને પુરુષમાં પરમાત્મદર્શન શી રીતે થઈ શકે છે અને તે કેવા સ્વરૂપમા થઈ શકે છે એ સૂચવે છે. વાચકે ધ્યાનમાં લીધું જ હશે કે અત્રે સૂચવ્યા પ્રમાણે:—

(૧) પરમાત્મા છે; અને તે પ્રકૃતિ–સૃષ્ટિ–રચીને પછી દૂર જઈ બેઠેલો નથી તેમજ વખતો વખત પ્રકૃતિના કાર્યમાં યથેચ્છ ફેરફાર કરવા વચ્ચે પડે છે એમ પણ નથી. સમસ્ત બ્રહ્માંડ પરમાત્માનું કાવ્ય છે, એમાં એનું પ્રતિક્ષણે સ્વરૂપ પ્રકટ થાય છે, અને જેમ જેમ એ કાવ્યના અર્થો અનુભવગોચર થતા જાય છે તેમ તેમ એનો દિવ્ય મહિમા પ્રત્યક્ષ થતો આવે છે.

(૨) સ્મરણમાં રાખવાનું છે કે–પ્રકૃતિ–જડપ્રકૃતિ–એ પરમાત્માની " અપર " પ્રકૃતિ છે અને જીવાત્મા એ એની "પર" કહેતાં ચઢીઆતી પ્રકૃતિ છે. પણ એ ઉત્કૃષ્ટતાની સાથે જ જવાબદારી પણ આવે છે—જે ભાર એ પોતે પોતાની મેળે સહન કરી શકે એમ નથી. ત્યાં પરમાત્માના આશ્રયની જરૂર પડે છે. એ આશ્રય પરમાત્મા બહાર રહીને આપી શકે નહિ. બહાર (વિષયભૂત હોવું એ તો જડ (દશ્ય) નો ધર્મ છે. ( હુ તમારા આત્માને વિષય કરતો નથી કારણ કે વિષયતા તે એ આત્મતત્ત્વથી વિરુદ્ધ છે. હુ તો માત્ર તમારા આત્માની બહાર ।। છાયાને જ જ્ઞાનગોચર કરૂં છું; એટલે બહ ,–વિષયભૂત–હોવું એ જડનો ધર્મ છે એ (સિદ્ધાન્ત અબાધિત છે.) ત્યારે એ આશ્રય પરમાત્મા આન્તર રહીને જ આપે. અને આન્તર હોવું એ ખરૂં જોતાં આત્મભૂત હોવુ એમ છે. જે આત્મભૂત નથી

તે બહાર જ છે આ અર્થમાં પરમાત્મા જીવાત્માનો આત્મા છે, કે ઘણીવાર માની લેવાય છે તેમ જીવાત્માતે જ પરમાત્મા.

(૩) આ રીતે સમસ્ત વિશ્વ પ્રકૃતિ અને પુરુષ ઉભયાત્મક પરમાત્માનું-પરમાત્મરૂપ-સિદ્ધ થઈ શકે છે. "પરમાત્માનુ" એનો સ્તવિક અર્થ જ "પરમાત્મા-રૂપ" થાય છે. કારણ કે એનું તે એનાથી ભિન્ન રમકડા જેવુ નથી આ રીતે સગુણમાથી નિર્ગુ સમજી લેવાનુ છે. વિશેષ અન્ય પ્રસગે ]

---

## રાજ્યનું મૂળ.

( મળેલું * )

( અનુસન્ધાન પૃ૯ ૧૭૪થી )

આ સામાજિક કરારના મતની શી અસર થઈ તે અહીં ટુકામા દર્શાવવુ જોઇએ કુદરતી હકો એ વાક્ય મહુ જુનુ છે રોમન ધર્મશાસ્ત્રો ( Jurisconsults ) ને વાસ્તે ધર્મશાસ્ત્રમા કમે લગાડના તેઓએ પણ ગ્રીક દેશના સ્ટોઈક ફીલસુફો પાસેથી કુદરતી નિયત વિગેરેના વિચારો ગ્રહણ કરેલા ફ્રાંસ દેશના વકીલોએ આ વિચારોને પોતાના ધંધામાં પ્રચલિત કર્યા પણ ધર્મશાસ્ત્રને તેથી લાભ જ થયો કાયદાઓની મૂર્ખાઇભરેલી બારીકાઓ તેથી દૂર થઈ, ને કાયદા સાદા થયા ને સુધર્યા. વળી પરસ્પર-પ્રજા-ધર્મશાસ્ત્ર ( Inter-National Law ) પણ તેથીજ જન્મ પામ્યુ પણ ધર્મશાસ્ત્રને બદલે જ્યારે તે વિચારો રાજનીતિને લગુ પાડવામા આવ્યા ત્યારે એકદમ વિપરીત પરિણામ આવ્યું. તે વિચારોએ મનુષ્યબુદ્ધિને કુંઠિત કરી નાખી, ને તેમને જ લીધે ફ્રાંસ દેશની ઈ. સ. ૧૭૮૯ ની રાજ્યપારવાત સમયે મર્યાદાભંગો થયા છે. બ્રીસોટ કરીને એક ગિરોંડિન પક્ષનો અગ્રણી પુરુષ કુદરતી હકની પ્રતિમાથી દોરવાઈ જઈ કેવી મૂર્ખાઇભરેલી દલીલો કરે છે એ મારે અહીં બતાવવુ જોઇએ તે કહે છે કે મિલ્કત ચોરી છે, તેની ગેરવ્યવસ્થાનો દોષ મટાડવા માટે ચોરવાનો કુદરતી હક છે વળી તે કહે છે કે સ્વજાતિભક્ષણ સ્વાભાવિક ને યોગ્ય છે, કેમકે જ્યારે કુદરતના રાજ્ય નીચે ઘેટાં ઘાસનાં જંતુઓને છોડી દેતા નથી, અને વરુ નથા માણસો ઘેટાંનું ભક્ષણ કરે છે ત્યારે આ બધાં પ્રાણીઓને પોતાની જાતિનાં પ્રાણીઓનું ભક્ષણ કરવાનો શા માટે કુદરતી હક હોવો નહિ જોઇએ? ફ્રાંસ દેશની રાજ્યપરિવર્તનની શરૂવાતમાં જ મનુષ્યના હકોનો જે ખરડો ઘડવામાં આવ્યો હતો તેના રૂસોના મતની ઘણી અસર જોવામાં આવે છે. તમામ માણસો જન્મથી સ્વતંત્ર ને સમાન હકદાર છે, ને પ્રજા એજ સામાજિક રાજ્યસત્તા છે એ વાક્યો તે ખરડાનાં પરબારા રૂસોનાં જ ઉતારી લીધેલા છે આ ૧૭૮૯ ના ખરડાથી ફ્રાંસ દેશમાં રાજ્યસુધારાને તથા રાજ્યનીતિને મોટું નુકસાન પહોંચ્યુ છે, સામાજિક કરારના મતથી સમાજ તથા ધર્મશાસ્ત્રની વૃદ્ધિ બાબતમાં, ને ઐતિહાસિક શોધ થવી જોઇએ તે થતી

---

* લખનાર રા. રા. હરજીવન ભગવાનજી શુક્લ. બી. એ. એલએલ. બી.

રહેલો ગર્ભિત ઉપાલભ સમજી ગયો મેં પણ ..ocracy) વિના તમામ જાતના શાસનો અયોગ્ય
કરાવ્યું કહ્યું છે — ...ના વિચાર મુજબ " રાજ્યકર્તાઓ ડાહ્યા તથા ભલા
/તથા માર્ગદર્શક છે " એમ મનાતુ, પણ તે વિચાર
"सत्यापि भेदापगमे न..મ પામી છે કે " રાજ્યકર્તા ગુમાસ્તા તથા વાણોતર
सामुद्रो हि तरङ्ग' ..ના શેઠ છે, પણ પોતાની અતિસમૂહતાને લીધે પોતાની સત્તા
હોવાથી તેને કહેવાતા રાજ્યકર્તાને પોતાના પ્રતિનિધિ તરીકે
(હે પ્રભો ! હુ તારો છુ, ..છે" આ પ્રજાધિપતનો મત હશે અને રૂસોના કરારમતથી યુરોપમાં
સમુદ્ર તરગનો—હિન્દુસ્થાન તથા રૂશિયા સિવાય તેના તમામ દેશોમા વધતો ઓછો અનુસ ..ય છે
આ ઉત્તરે ..ક કરારના મતને ખોટો પાડવા માટે બહુ પ્રયાસ લેવાની જરૂર નથી તે
ઉનરવા નેટને ..સિક પાયા વિનાનો છે એ અગાઉ કહેવામા આવી ગયું છે વ્યક્તિઓના
આ ..થી આધુનિક કાળમા જ નિર્મિત થાય છે સમાજની બાલ્યાવસ્થામા કરારનો
ઉત્તરમ ..જ નહોતો, કુટુબ એ જ સમાજની વ્યક્તિ હતુ માણસને કુટુબની બહાર સ્થાન
ચ(..) ..જ હતું દરેકનુ કર્તવ્ય તેની સાસારિક સ્થિતિથી નિર્મિત થતુ હિંદુસ્થાનમા હજી પણ
..તથી માણસનો ધધો ઘણે ભાગે અગાઉથી જ મુકરર થયેલો હોય છે

રાજ્ય ઈશ્વરકૃત છે એ માન્યતા હવે આપણે તપાસીએ મનુસ્મૃતિમા લખ્યું છે કે—

अराजके हि लोकेऽस्मिन् सर्वतो विद्रुते भयात् ।
रक्षार्थमस्य सर्वस्य राजानमसृजत् प्रभुः ॥ ७. ३.

इन्द्रानिलयमार्काणामग्नेश्च वरुणस्य च ।
चन्द्रवित्तेशयोश्चैव मात्रा निर्हृत्य शाश्वतीः ॥ ७. ४.

यस्मादेषां सुरेन्द्राणां मात्राभ्यो निर्मितो नृपः ।
तस्मादभिभवत्येष सर्वभूतानि तेजसा ॥ ७-५

× × × × × × × ×

सोऽग्निर्भवति वायुश्च सोऽर्कः सोमः स धर्मराट् ।
स कुबेरः स वरुणः स महेन्द्रः प्रभावतः ॥ ७ ७.

बालोऽपि नावमन्तव्यो मनुष्य इति भूमिपः ।
महती देवता ह्येषा नररूपेण तिष्ठति ॥ ७. ८.

સ્વર્ગવાસી ઝવેરીલાલભાઈ આ શ્લોકોનું નીચે મુજબ ભાષાતર કરે છે —

૭ ૩ 'કારણ કે રાજાવિનાની પૃથ્વી હત તો તે ચારે પાસ ભયને લીધે કપત માટે આ સર્વ સ્થાવર જગમ સૃષ્ટિનું સંરક્ષણ કરવા સારૂ પ્રભુએ રાજાને સરજ્યો'

૭ ૪ 'ઇન્દ્ર, પવન, યમ સૂર્ય, અગ્નિ, તથા વરુણ, ચન્દ્ર તથા કુબેર એઓમાથી થોડો થોડો અશ લેઈને ઈશ્વરે રાજા બનાવ્યો.'

૭. ૫. 'અને આ તમામ શ્રેષ્ઠ દેવતાના અંશમાંથી રાજાની ઉત્પત્તિ છે એ કારણથી રાજા બલને વિષે સર્વ પ્રાણિથી ચઢે છે.'

× × × × × × × × ×

૭. ૭. 'રાજા અગ્નિ છે; તે સૂર્ય તથા ચંદ્ર બને છે; ધનસાહ્નો દેવ છે; કુબેર પણ એ જ છે; વરુણ કહો તોપણ એ જ; અને મહેન્દ્ર પણ એ જ.'

૭ ૮. 'રાજા કદાપિ બાળક હોય તેપણ એક માણસ છે એમ જાણી તેનું અપમાન કરવું નહિ; કારણ એ એક મોહોટી દૈવશક્તિ મનુષ્યરૂપે પૃથ્વી ઉપર આવીને રહે છે.'

આવી જ રીતનો મત આપણે યુરોપખંડમાં પણ જોઈએછીએ. મહાન્ ચાર્લ્સ તથા તેના પછી ગાદીએ બેસનારાઓ રોમના શહેનશાહ કહેવાતા. તેમનો રાજ્યાભિષેક રોમમાં પોપને હાથે થતો. આખી દુનિયાં માટે એક ચક્રવર્તી રાજ્ય તથા એક ધર્મ હોવો જોઈએ એવી ઉચ્ચ ભાવના પ્રાચીન રોમન શહેનશાહત તથા ખ્રિસ્તધર્મને લીધે મધ્યકાળમાં લોકોના મનમાં પેદા થઈ હતી ઈશ્વર જેમ મોક્ષપામેલા આત્માઓ ઉપર સ્વર્ગમાં રાજ્ય ચલાવે છે તેમ તેનો પ્રતિનિધિ પોપ પૃથ્વી ઉપર નાશવંત માણસોના આત્મા ઉપર રાજ્ય ચલાવે છે. પણ ઈશ્વર સ્વર્ગ તથા પૃથ્વી બન્નેનો ધણી છે તેટલા માટે તેનો પૃથ્વી ઉપરનો બીજો પ્રતિનિધિ શહેનશાહ હોવો જોઈએ. આ દુનિયામાં આત્મા શરીર વિના કામ કરી શકતો નથી, અને શરીર માત્ર આત્માના આર્વિભાવનું સાધન છે, તેથી માણસના આત્મા તેમજ શરીરનું નિયમન કરવાની અને તેમની સંભાળ લેવાની જરૂર છે. તેટલા માટે, જેમ માણસને મોક્ષે પહોચાડવા સારૂ આધ્યાત્મિક બાબતમાં ઈશ્વરનો પ્રતિનિધિ પોપ માર્ગદર્શક છે તેમ સાંસારિક બાબતમાં તેમને સાચે રસ્તે લઈ જવા માટે ઈશ્વરના પ્રતિનિધિ તરીકે શહેનશાહની જરૂર છે. તેણે માણસોને તેમના પરસ્પર વ્યવહારમાં એવી નિયમમાં રાખવા કે તેમને મોક્ષ સંપાદન કરવા માટે આધ્યાત્મિક જીવન ગ્રહણ કરવા ખલેલ ન પહોંચે. પૃથ્વીના રાજ્યાધીશ તરીકે પરમેશ્વર પોતાનું કામ શહેનશાહને પરબારું સોંપે છે. મધ્યકાળમાં શહેનશાહતનો આ ઐશ્વરી હક બાઈબલમાંથી પણ સાબીત કરવામાં આવ્યો હતો. આ મત રી જ શહેનશાહતને " પવિત્ર રોમન શહેનશાહત " નામ આપવામાં આવ્યું હતું.

આપણા દેશમાં હજી પણ રાજાને મર્ત્યલોકનો પરમેશ્વર કહેવામાં આવે છે. ઈંગ્લંડના રાજાના ઐશ્વરી હકનો મત જેમ્સ ૧ લાએ બહુ પ્રચલિત કર્યો હતો. ધર્મગુરુઓનો હક પણ ઈશ્વરદત્ત છે એ તેનો બીજો મત હતો. આ મતોને આધારે તે કહેતો કે રાજ્યપદવી તથા ધર્મગુરૂપદવી વારસામાં ઉતરી શકે છે. ઈગ્લંડમાં પ્રજા તથા રાજા વચ્ચે જે દારુણ યુદ્ધ થયું છે તેનાં બીજ જેમ્સના આ બે મતમાં સમાયેલાં છે. રાજાના ઐશ્વરી હકનો મત, સામાજિક કરારના મત પેઠે, ઐતિહાસિક પાયા વિનાનો છે. રાજાને મર્ત્યલોકનો ઈશ્વર કહેવો એ માત્ર આલંકારિક વાક્ય છે. આ અલંકારને અલંકાર તરીકે સમજવા બદલે તેને વાસ્તવિક રીતે ખરો માની લેવાથી જ ભ્રમ ઉત્પન્ન થયો છે.

રાજ્યના મૂળ વિષે ત્રીજો ખોટો મત દંતકથારૂપે કોઈ કોઈ સ્થળે નજરે પડે છે. તે મત પ્રમાણે પ્રથમ કોઈ પેગંબર અથવા ધર્મશાસ્ત્રકાર થઈ ગયો, તેણે પ્રજાને કાયદા કાનુનો આપ્યા એટલે રાજ્ય જન્મ પામ્યું. યાહુદી લોકો રાજ્યનો જન્મ મુસા પેગંબરના કાનુનોથી ગણે છે આપણે મનુને આપણા સ્મૃતિકાર અને પ્રથમ ધર્મશાસ્ત્રકાર તરીકે માનીએ છીએ. એથેન્સના લોકો સોલનને પોતાનો આદિ સ્મૃતિકાર માનતા; સ્પાર્ટાના લોકો લાઈકરગસને; રોમ નુમાને, ને ઈંગ્લંડ ઓલ્ફ્રેડ આદિને સ્મૃતિકાર ગણે છે, અને મુસલમાનો મહમદ પેગંબરને. પણ ઐતિહાસિક દૃષ્ટથી જોતા સ્મૃતિકાર તો રાજ્યની અમુક હદ સુધી વૃદ્ધિ થયા પછી જ નજરે પડે છે. સ્મૃતિકારનો રાજ્ય પછી જન્મ છે, રાજ્યનો તેમની પછી નથી.

ત્યારે ખરી રીતે રાજ્યનો જન્મ કેવી રીતે થયો? આ સવાલનો નિર્ણય કરવા માટે ત્રણ રસ્તા લેવાની જરૂર છે. પ્રથમ, જે જે લોકો હજી ખરા રાજ્યની સ્થિતિ સુધી પહોંચ્યા નથી તેમનાં બંધારણોનો મુકાબલો કરવો, કે જેથી તે લોકો કેવી રીતે રહે છે ને કઈ સ્થિતિમાંથી રાજ્ય વૃદ્ધિ પામે છે તેનો આપણને સામાન્ય ખ્યાલ આવી શકે. ત્યારબાદ, જે પરિણામો આપણને પહેલી પદ્ધતિથી મળ્યા હોય તેનો, પ્રાચીન પ્રજાઓનાં રાજ્ય પહેલાંનાં બંધારણો સાથે મુકાબલો કરવો છેલ્લે, જે મૂળ બંધારણમાંથી આપણે રાજ્યને જન્મ પામેલું માનીએ તે રાજ્ય જન્મ પામ્યા પછી પણ કોઈ પણ સ્વરૂપમાં ટકી રહે છે કે કેમ તેનો તપાસ કરી આપણા પરિણામોને સદૃઢ કરવાં

રાજ્ય વિનાના લોકોમાં પણ કોઈ પણ જાતનુ બધારણ હોય છે. રાજ્ય પહેલાં કેવી કેવી જાતનાં બધારણો ને તે કયા ક્રમમા થઈ ગયાં એ સવાલમા ઉતરવાની પ્રસ્તુત વિષય માટે જરૂર નથી. તે માટે તો, રાજ્ય પહેલાનું બંધારણ કેવુ હતુ એ જ જોવાનુ છે.

થોડાં જ માણસો રાજ્ય વિનાના છે, ને તેમનામા રાજ્ય નથી તેનું કારણ એ છે કે રાજ્ય તેમનામાં સંભવી શકતું નથી, અગર તેમને નિરુપયોગી છે. પૃથ્વી ઉપરની નહિ સુધરેલી જાતોના બે વિભાગ પાડી શકાય: (૧) જંગલી જાતો કે જે ફક્ત જંગલી છોડવા યા જંગલી પશુ ઉપર પોતાનો નિર્વાહ કરે છે, (૨) ગ્રામ્ય જાતો કે જે જંગલી છોડ યા પશુ ઉપરાંત, માંસ તથા દુધ માટે પશુઓ પાળે છે, અથવા ધાન્ય માટે ખેતી કરે છે. તમામ ગ્રામ્ય જાતોમાં રાજ્યનું કોઈ પણ જાતનું બંધારણ નજરે પડે છે, અને જંગલી જાતોમાં પણ થોડાએક લોકોમાં જ, ને તે પણ વિરુદ્ધ સંયોગોને લીધે જ, રાજ્યબંધારણ ઉત્પન્ન થતું નથી.

ચાલતા સૈકાની શરૂવાતમાં દક્ષિણ આફ્રિકાની ઓરેંજ નદીની દક્ષિણે આવેલા જંગલમાં બુશમેન નામના જંગલી લોકો ભટકતા હતા તેઓ પોતાનું ગુજરાન જંગલના મૂળ તથા જંગલી પશુઓના માંસ ઉપર કરતા. પણ દરેક કુટુંબને પોતા માટે પૂરતો ખોરાક રાખવા માટે પડોશીઓથી દૂર રહેવું પડતું, અને તેથી તેમનામાં રાજ્યનું બંધારણ થવું મુશ્કેલ હતું. સિંહલદ્વીપના વેડ્ડાઓ તથા કાલીફોર્નીઆના ડીગર ઈંડિયન લોકો પણ બુશમેનના જેવી સ્થિતિમાં હતા. ઉત્તર ધ્રુવ પાસેના પ્રદેશમાં એસ્કીમો લોકો રહે છે. તેઓ સીલ વિગેરે દરીઆઈ પ્રાણી પકડીને પોતાનું ગુજરાન ચલાવે છે. તેઓ પોતાના

ઝુપડાં એકબીજાની થડમાં બાંધી નાનું ગામ વસાવી રહે છે. પણ ઝાઝાં માણસોનો સમુદાય થવાથી કુદરત તેમને વધારે લાભ દે તેમ નહિ હોવાથી તેઓએ રાજ્યનું બંધારણ કાયમ કર્યું નથી. લોકો ગામ વસાવી રહે છતાં તેમનામાં રાજ્ય ન હોય એવો દાખલો આ એક જ છે. પચાશેક વર્ષ પહેલાં, ઉત્તર અમેરિકાના, હાલ મેનિટોબા નામથી જે પ્રસિદ્ધ છે તે, પ્રદેશમાં રેડ ઇંડિયન લોકો રહેતા હતા. તેઓ પાડાઓનો શિકાર કરી ગુજરાન ચલાવતા, અને બીજા પશુઓના ચામડાં પહેરતા. તે ચામડાં તેઓ બીજી વસ્તુઓના સાટામાં વેપારીઓને આપતા. વર્ષના ઘણા ભાગમાં દરેક કુટુંબ મરજી પડે ત્યાં એકલું ભટકતું, પણ વર્ષમાં અમુક વખતે તમામ લોકો મોટા પાડાના શિકારના તહેવાર માટે ભેગા થતા. વળી પડોશમાં રહેતા બીજા લોકો સામે યુદ્ધ કરવા સારૂ તેઓ પ્રસંગોપાત્ત એકઠા મળતા. જ્યારે જ્યારે તેઓ ભેગા થતા ત્યારે ત્યારે તેઓમાં રાજ્ય બંધાતું, ને દરેક જણ તે રાજ્યની સત્તાને વશ રહેતું તે રાજ્યની વ્યવસ્થામાં પોલીસનું બંધારણ પણ જોવામાં આવતું. જ્યારે યુરોપિયનો ન્યુઝિલાંડમાં પ્રથમ ગયા ત્યારે ત્યાં જંગલી અને સ્વજાતિભક્ષક લોકો હતા, પણ તેઓ એકશાસનના સારી રીતે સ્થાપિત થયેલા રાજ્ય તાબે રહેતા હતા.

ગ્રામ્ય લોકોમાં દરેક કુટુંબને બીજાથી અલગ રહેવાની જરૂર નથી, તેથી ઉલટું સંખ્યાબંધ કુટુંબો એકઠાં રહેવાથી અને ભેગાં મળી કામ કરવાથી અસંખ્ય લાભ થાય છે; અને જ્યાં માણસો એકઠા રહે ને ભેગાં રહી કામ કરે ત્યાં રાજ્ય સ્વાભાવિક રીતે જન્મ પામે છે. આર્ય લોકોની પેઠે, જે ગ્રામ્ય લોકો અમુક મુકરર કરેલા પ્રદેશમાં રહે છે તેઓ એક નાની સ્વતંત્ર કોમ તરીકે એકઠા થાય છે અને પોતાની સ્થિતિને અનુકૂલ પડતું રાજ્યનું સાદું બંધારણ ગ્રહણ કરે છે ખેતીની શોધથી દોલતમાં અને ઉપયોગી હુન્નરમાં વધારો થાય છે, તેથી જે લોકોએ ખેતી શોધી કાઢી હોય છે તેઓના રાજ્યની એકદમ વૃદ્ધિ થાય છે. રખડતા અથવા અસ્થિરવાસી લોકોમાં રાજ્ય જન્મ પામી શકે જ નહિ. અમુક પ્રદેશમાં વાસ કર્યા પછી જ જુદા જુદા કુટુંબોના ભેગા થવાથી ગામો વસે છે, ને ગામ વસ્યા પછી જ રાજ્યનો પ્રાદુર્ભાવ થાય છે

( અપૂર્ણ. )

---

## કવિતા અને સંગીત.

( મળેલું ) *

( અનુસંધાન પૃષ્ઠ ૧૬૦ થી )

પદ્યના આન્દોલન અથવા શબ્દનૃત્ય અને છન્દના તાલના બન્ધનમાં પૂરાઈને, અર્થાત્ એ બન્ધનને અનુકૂલ રહીને મધુર સ્વની ઉત્પત્તિથી ગુંજન બને છે, બીજી રીતે કહિયે તો શબ્દોના સ્વાભાવિક ઉચ્ચાર-અર્થાત્ સ્વાભાવિક ઉચ્ચારણમાં જેટલી માત્રા અને જે વજન ( Accent ) આવે તે ઉચ્ચાર-માં મધુર સ્વરનું નિર્વિઘ્ન કર્યાથી ગુંજન ઉત્પન્ન થાય છે. આ બીજા લક્ષણમાં આપણાં પદ્ય તેમ જ પાશ્ચાત્ય પદ્યના ગુંજનનો સમાવેશ થઈ સકશે. આ લક્ષણ ઉપરથી તથા આપણા પિંગળના છન્દોના સ્વરૂપ ઉપરથી એક પરિણામ સહજ ફલિત થશે, તે એ કે ગુંજનમાં કોઈ પણ સ્વરના ગાન કાળનું માપ બે

---

* લખનાર—રા. રા. નરસિંહરાવ ભોળાનાથ.

કરતાં વધારે માત્રાએ નહિં પ્હોંચે. આ સામાન્ય નિયમને ક્વચિત્ અપવાદ સભવે છે. પણ તે અપવાદપ્રસંગમાં પણ ગુંજનના સામાન્ય સ્વરૂપને હાનિ પ્હોચતી નથી. ઉદાહરણ તરીકે-" અનન્ત ! દિક્કાલ ત્હને ન માપે " એ ઉપેન્દ્રવજાના ચરણનું ગુંજન કરતાં ' અનન્ત ' માંના નકારના અને પ્લુત બનાવીને ઉચ્ચારણ કરવામાં કાંઇક સરસતા ઉલટી વધશે. આ રીતે ત્રિમાત્રિક અથવા ક્વચિત્ તેથી અધિક માત્રાવાળા ઉચ્ચારણમાં ઉર્દ્ધાન વિરલ પ્રસંગે સંભવી સકશે. સામાન્ય રીતે બાકીના બધા સ્વરો પોતપોતાના માપમાં ઉચ્ચારાયલા હોવાને લીધે હાવા અપવાદના પ્રસંગોમાં ગુંજનના સ્વરૂપની ક્ષતિ થતી નથી.

ગાન તે આ પ્રકારના સાંકેતિક સ્વર માત્રાના બન્ધનથી અનિયન્ત્રિત રહીને માત્ર કાંઇક સ્વચ્છન્દ પ્રવાહી જણાતા મધુર રવથી નિષ્પન્ન થાય છે. પ્રવાહની સ્વચ્છન્દતાનો આભાસ જ છે એમ કહેવાનું કારણ એક તો એ છે કે-સંગીતશાસ્ત્રમાં સ્વીકારાયલા તાલના યોગ્ય બન્ધનમાં સારું ગાન સંભવે છે; અને બીજું એ કે-એ તાલના બન્ધનથી વિમુક્ત દશામાં પણ, તાન વગેરેનો આશ્રય લેવામાં પણ, એક પ્રકારના પ્રમાણમય આન્દોલનનો સયોગ મધુર રવ સાથે કરાય, તો જ સુરુચિને અનુકૂળ રસિકતા ઉત્પન્ન થવાની. ગુંજન અને ગાન, એ બેના વિષયનું એકમેકમાં આક્રમણ ઘણીવાર સભવે છે હાનાં ઉદાહરણ ગરબીઓમાં અનેક જણાશે; કેમકે યદ્યપિ ગરબીઓના બન્ધારણ માટે છન્દ વૃત્ત જેવા નિયમ ઘડાયા નથી, તો પણ એ બન્ધારણમા માત્રાનું માપ અન્તર્ગત છે જ, એ સારી પદ્ય રચનાની કલાવાળા કવિયોની કૃતિમાં તરત જણાઈ આવે છે. અને છતાં ગાનને અનુકૂળ બે કરતાં વધારે માત્રાનો આશ્રય કરનાર મધુર રવ ગરબીઓમાં ક્ષતિકર નથી થતો, એટલું જ નહિં પણ અનુકૂળ થાય છે. તેમ જ કેટલાંક સંગીતના જ વિષય તરીકે સ્વીકારાયલાં પદોમાં પણ માત્રાનું પ્રમાણ સ્પષ્ટ રીતે જણાય છે અને આવશ્યક હોય છે. ઉદાહરણ અશ્રુમતી નાટકમાંનું નીચેનું ગીત જુવો:—

" ગહન કુસુમ કુંજમા જ
મૃદુલ મધુરી બંસી વાજે,
વિસરી ત્રાસ લોક લાજ
સજનિ ! આવો આવો રે.

ધારી ચારુ નીલ વાસ,
હૃદય પ્રણય કુસુમ રાસ,
હરિણ નેત્ર વિમલ હાસ,
કુંજવને આવો રે.

મન્દ મન્દ ભૃંગ ગુંજે,
અયુત કુસુમ કુંજ કુંજે
ફુટ્યાં સજની પુંજ પુંજે,
બકુલ યૂથિ જાતિ રે. "—ઇત્યાદિ.

આ પદ્યના શબ્દો થોડાક જ ફેરફાર સાથે લગભગ મૂળ બંગાળીમાંથી જ લીધેલા છે. હાના બન્ધારણમાં માત્રાનું માપ સ્પષ્ટ છે અને જે જે સ્થળે દીર્ઘ છતાં લઘુ ઉચ્ચારકરવા પડે છે તે જ માત્રાના માપની આવશ્યકતા વધારે સબળરીતે સૂચવે છે. ગુંજન અને

ગાન એ બેનાં સ્વરૂપ વચ્ચે આ પ્રમાણે તફાવત છે, હવે વૃત્ત અને છન્દથી બનેલા પદ્યનું સ્વરૂપ તપાશીને આ તફાવતના પ્રકાશમાં પરીક્ષા કરીશું તો ગુંજ્યતા તે ગેયતામાં રૂપાન્તર કેમ ન પામી સકે તે કાંઇક સમઝી સકાશે વૃત્ત અને છન્દ એ બંનેનું તત્ત્વ માત્રા તેમ જ તાલમાં છે; વૃત્તમાં (અક્ષરમેળ પદ્યમાં) વિશેષ બન્ધન એ છે કે માત્ર અમુક માત્રાનો સરવાળો જોઇયે એટલું જ નહિં પરંતુ લઘુગુરુ, અર્થાત્ એકમાત્રિક અને દ્વિમાત્રિક સ્વરો, અમુક નિશ્ચિત અનુક્રમમાં જ આવવા જોઇયે. આ મર્યાદાને લીધે એક જાતનું દૃઢ શબ્દનૃત્ય બન્ધાય છે. તે ઉપરાન્ત ઘણે અંશે તાલની મર્યાદા પણ ઉમેરાય છે છન્દમાં (માત્રામેળ પદ્યમા) કુલ માત્રાનો સરવાળો, એટલું જ બન્ધન હોવાને લીધે કાંઈક શિથિલતાનો સંભવ રૂહે છે ત્હેને દૃઢતા આપી પ્રમાણયુક્ત આન્દોલન સાધવા માટે તાલની તેમ જ કોઈ કોઇ પ્રસંગે બીજી વિશેષ મર્યાદા ઉમેનાય છે* વૃત્ત તથા છન્દના આ સ્વરૂપને લીધે એ પદ્યના મધુરરવ મિશ્રિત ઉચ્ચારણમાં બે કરતા વધારે માત્રાનો આશ્રય થઈ શકે નહિં, તેમજ સિદ્ધ થયેલા શબ્દનૃત્યમાં અરુચિકર ભંગ થવા દેવાય નહિં, અને આ બંને પરિણામ ગેયતાનો આશ્રય કરવાથી થવાનો સંભવ છે. સંગીતમાં સ્વીકારેલા તાલને દૂર મૂકીને માત્ર તાન વગેરેનો પ્રવેશ કરાવ્યાથી વૃત્ત તથા છન્દની આ પદ્યબન્ધનની મર્યાદા નાશ પામે છે. સંગીતના તાલ સહિત તાન વગેરેને દાખલ કરવા જતાં આ પ્રકારની ક્ષતિ ઉપરાન્ત વળી વિશેષ ક્ષતિ થવાનો સંભવ છે, અને ત્હેનું કારણ એ કે છન્દના તાલ અને સંગીનના તાલ ઘણીવાર પરસ્પર પ્રતિકૂળ બની જાય છે. ગેયતામાં તાનનું સ્વરૂપ જૂદું રાખિયે તો પણ બે કરતાં વધારે માત્રાનો પ્રસંગ ગેયતામાં આવવાનો જ. આ કારણે ને લીધે ગુંજ્ય પદ્ય ગેય બનાવવા જતાં સુરુચિના અનેક વિક્ષેપ ઉત્પન્ન થાય છે.

આમ છે તેથી કરીને માત્રામેળ છન્દ જેવા કાંઇક શિથિલ જણાતા પદ્યબન્ધમાં પણ ગુંજયના જ રુચિકર છે; પરંતુ એટલું તો ખરૂં કે અક્ષરમેળ વૃત્ત કરતાં માત્રામેળ છન્દમા ગેયતાનો અંશ વિશેષ આવી સકશે. એક બે ઉદાહરણ લઇયે. અશ્રુમતી નાટકના અન્ત ભાગમાં સેલિમ નીચેનો દોહરો બોલે છે:—

"નવ દેખું હેને હવાં, થઈ અંતર્હિત ક્યાંય!
સ્વપ્નું દિઠું શું? ક્યહાં ગઈ? હાય! આશુ ક્યહાં? હાય!"

આ દોહરો માત્ર ગુંજન કરીને બોલ્યાથી પૂર્ણ રસમયતા નહિ આવે. હમણાં ગાઈ બતાવ્યા પ્રમાણે ઝ્હાડ, સોરઠ, અથવા યમન રાગમાં સારી રીતે અને છન્દના સ્વરૂપને ક્ષોભ ્યા વગર એ દોહરો ગાઈ સકાય છે એટલુંજ નહિ પણ એ દોહરાની ચોડીક પૂર્વે ...સ્વી ન હવે કંઈ પ્રેમ કથા" એ ગીત આવેલું હોવાથી તે ગીત બન્ધ થયા પછી પણ રમિક વાતાવરણમાં ભમતા સંગીતધ્વનિની સાથે સંવાદિની સ્થિતિ રાખવા માટે આ દોહરો ગેયતામાં ઉતારવો એ આવશ્યક છે. ગીતિ છન્દનું બીજું ઉદાહરણ લઇયે કોઇપણ

---

* ઉદાહરણ તરીકે આર્યા, ગીતિ, વગેરેમાં બીજા તથા ચોથા ચરણમાં નવમી માત્રાએ લઘુસ્વર આવવો જોઇયે (આમ કવિ દલપતરામે બતાવ્યું છે. તે ઉપરાન્ત હું ધારું છું કે એ ચરણોમા દસમી તથા અગિયારમી માત્રા એકઠી એક ગુરુસ્વરમાં આવવી આવશ્યક છે.) આ બન્ધનોનો ઉદ્દેશ પ્રમાણ તથા શબ્દતાલ અક્ષત રાખવાનો છે.

ગીતિ લ્યો. અશ્રુમતીમાંની આ ગીતિ લઇયે:—

"સૌન્દર્ય ત્હેનું શું અહા! લાવણ્ય શું સ્ફુરતું! સરળતા શી!
વાણી મધુરી કહેવી!—ઉઠવા ત્હાંથી ન વૃત્તિ મુજ થાતી."

પ્રત્યક્ષ અનુભવથી જણાયુ હશે કે ગીતિમાં ગેયતા અનુકૂળ રીતે આવે છે. એ છન્દનું સ્વરૂપ જ કાંઈક હેવું છે. બીજા માત્રામેળ છન્દો કરતાં ગીતિમાં સ્વરની પરંપરા લંબાવાતી આમે છે હેતુ હેનુ બન્ધારણુ જ છે. કાંઇક ગીતિના આ સ્વરૂપને લીધે જ ગાનના ધાતુ ઉપરથી જ ગીતિ હેતુ નામ કોઈ છન્દને નહિ પણ આ છન્દને જ આપવામાં આવ્યું હશે.

ગેય અને ગુજ્ય કાવ્યોના આ પૃથક્ પૃથક્ સ્વરૂપ ઉપરથી એક પરિણામ એ ફલિત થાય છે કે ગેયકાવ્યમા જેટલી પ્રયોજિતસંગીતક્ષમતા હોય છે તેટલી ગુજ્યકાવ્યમાં સંભવતી નથી; કેમકે રસનિષ્પત્તિને માટે જેટલે અંશે આવશ્યકતા અને અનુકૂળતા હોય તેટલે અંશે પ્રયોજિત સંગીત તાન વગેરેનો સ્વીકાર કરે છે તેમ કરવામાં શુદ્ધ સંગીતની સામગ્રી થોડીક ઉછીની લેવામા કોઇપણ રીતે પ્રયોજિતસંગીતને બાધ નથી. કારણ કે રસ નિષ્પત્તિ કરવી એ જ મુખ્ય ઉદ્દેશ પ્રયોજિત સંગીતનો છે, અને તે માત્ર સાદા સુરની પરંપરા એકની વાપરવાથી સિદ્ધ થાય એમ નથી તેથી કરીને યોગ્ય મર્યાદામાં અને યોગ્ય પ્રસંગે તાન, મીંડ, ગટકડી, ગમક, વગેરે શુદ્ધસંગીતની સામગ્રીનો સ્વીકાર પ્રયોજિત સંગીત કરે છે.

આ પ્રયોજિતસંગીતક્ષમતા સિદ્ધ કરવાનું એક ગૌણ તથાપિ મધુરતા માટે કાંઈક આવશ્યક સાધન વર્ણસંગીત છે. વર્ણસંગીત એક પ્રકારના સૂક્ષ્મ સૂચકતાના સ્વરૂપે સ્વરસંગીતની સાથે કવિતાને જોડે છે, એ આપણે ઉપર જોઈ ગયા છિએ પરંતુ તે શિવાય પણ વર્ણસંગીત આ કાર્યમાં પોતાની શક્તિ ચલવી સકે છે. પોતાના માધુર્યના ગુણવડે જ વર્ણસંગીત કોઈ અગમ્ય રીતે સ્વરસંગીત તરફ ગતિ કરે છે, અથવા તો સ્વરસંગીતને મદદ કરતાર સામગ્રીની અનુકૂલતા કરી આપે છે. આ સૂક્ષ્મશક્તિનું મૂળ વર્ણસંગીત અને સ્વરસંગીત એ બેમાં સમાનધર્મ રીતે રહેલા ધ્વનિમય તત્ત્વમાં જણાય છે, કેમકે આખર એ બંને ધ્વનિસંગીતના જ વિભાગ છે પરંતુ એ બે વિભાગનો આ સંબન્ધ એટલો તો સૂક્ષ્મ છે કે આ બે વિભાગ વચ્ચે જે સબળ ભેદ આપણે ઉપર જોઈ ગયા છિયે તે ભેદની સબળતામાં કાંઈ પણ ન્યૂનતા આવતી નથી.

પણ વર્ણસંગીતની આ શક્તિ માટે એક અત્યન્ત આવશ્યક સંયોગમર્યાદા છે. આ શક્તિ સફળ રીતે ચલાવવાને માટે, તેમ જ કવિતાને ભૂષણરૂપ થવાને માટે, વર્ણસંગીત કર્ણકટુ ના થવું જોઇએ, કર્ણમધુર હોય તો જ ત્હેમાં ઉપર કહેલી શક્તિ આવી સકે અને કવિતાને પણ માધુર્ય આપે. કર્ણકટુ વર્ણસંગીત તે વર્ણસંગીત જ નહિં, એમ કહિયે તો ચાલે; એ નામમાં જ અન્તર્વિરોધ આવે છે. ઉદાહરણ જોઇયે:—

"છળભેદે છાની રીતે છોને લોક છેતરેને,
છેડે બાંધ્યું છે તે પાપ છોડયું કેમ છૂટશે;
ફાવે તેમ ફંદ કરી ફોગટ તું ફૂલ્યો ફરે,
ફંદી ત્હારો ફેલ ઘડો ફટ દઇને ફૂટશે.

કહ્યું કદી કોઇવાર કથન ન કાન ધરે,
કપટી કુટિલ સાથે કોણ માથુ કૂટશે;
ખરેખરો ખેલ આતો ખેલવું ખાંડાની ધારે,
ખણી મૂળ ખાય કાળ ખાતા ખાતા ખુટશે ”

કવિ દલપતરામે પિંગળમાં વર્ણાનુપ્રાસના નમૂના તરીકે આ કવિત આપ્યું છે. વર્ણસંગીત પૂરવું શાબ્દમાં, તે કાવ્યત્વનું બીજ પણ અહિં નથી તો વર્ણસંગીત પૂરવું શેમાં? પરંતુ કાવ્યત્વ હોય તો પણ હેમાં. આ પ્રકારના વર્ણાનુપ્રાસથી કદી પણ વર્ણસંગીત પૂરી શકાશે? અને વળી વર્ણાનુપ્રાસના નમૂના તરીકે મૂકેલા પદમાં આ પ્રકારનો કર્કશ અને કઠોર વર્ણ સમુદાયનો મ્હોટો ભંડાર એકઠો કરવામાં કેટલી અયોગ્યતા! અર્થ તથા રસને અનુકૂળ ભારે ઘોષનો વર્ણાનુપ્રાસ કેટલીક વાર ઇષ્ટ બને છે

“ ઘેરાયો ઘનઘોર મેઘ, ઘુરકે ગાઢા તમાલો, અને
બીહે બાળમુકુન્દ આ રજનિયે, જા લેઇ લૈ રાધિકે!”*

આ સ્થળે પ્રથમ ચરણમાંનો ગાઢો વર્ણાનુપ્રાસ મેઘઘટા અને શ્યામ તમાલવનની કલ્પનાનો સૂચક થઈ પોષક બને છે પરંતુ પ્રથમદર્શને ભારે ઘોષનો વર્ણાનુપ્રાસ જણાતાં છતાં હેમાં માધુર્ય સ્પષ્ટ રીતે સચવાયલું છે આ પંક્તિમાં વિશેષ અનુકૂળ વર્ણાનુપ્રાસ પૂરવાના હેતુથી કાંઈક રા. કેશવલાલે ફેરફાર કરીને —

“ ઘેરાએ ઘન વૃદ ઘોર, રજની ઘેરે, તમાલો ઘૂંઘે,”

એમ સોમપ્રસિદ્ધ આવૃત્તિમાં મૂક્યું છે પરંતુ પ્રથમનો પાઠ આમવર્ગ માટે કરેલી પહેલી આવૃત્તિમાં છે તે વધારે ઉચિત જણાય છે, અને આ બીજો પાઠ કર્ણકઠોર થતો સ્હેજમાં જ બચી જાય છે.

રા. મણિલાલના કાન્તાનાટકમાંથી એક ઉદાહરણ લઇએ —

“ દિવસ દિસતો ઝાંખો આજે, પ્રભાત ન પાથરે;
ધુવડ ઘુરવે, ત્રાસી નાસે નહિ રવિથી પરે.”

આ પંક્તિઓમાં પણ ભારે વર્ણાનુપ્રાસ ભાવને અનુરૂપ હોઈ મધુરતામાં પણ ન્યૂન થતો નથી કવિ દલપતરામના ઉપરના ઉદાહરણમાં આ પ્રકારની ઇષ્ટતા કે માધુર્યકલા પણ જણાતા નથી રા. કેશવલાલ તથા મણિલાલવાળા ઉદાહરણમાં મધુરતા જાળવી રખાયઠે ત્હેનું બીજ સ્પષ્ટ છે. મહાપ્રાણ વ્યંજનોના ભારની સ્હામે એ જ વ્યંજનો ઘોષ નહિ પણ અઘોષ લાવીને, તેમ જ હેવા વ્યંજનો પણ ઉપરાઉપરી ન ખડકતાં યોગ્ય સ્થાને અનુનાસિક વગેરે મૃદુવર્ણ ગૂંથીને અને સ્વર ઓકાર એકાર વગેરે જેવા અનુકૂળ મિશ્રિત કરીને સમતોલતા રાખી છે. મણિલાલવાળા ઉદાહરણમાં 'પ્રભાત ન પાથરે,' હેમાં પકારની કઠોરતા એ પકારની વિરલતાને લીધે ટળાઈ છે. કવિ દલપતરામના ઉદાહરણમાં મહાપ્રાણ અને અઘોષ વ્યંજનો ફક્ત વપરાયા છે અને તે પણ ઉપરાઉપરી ખડકાયા છે, અને અરસિકતાની પૂરેપૂરી ભરતી કરવાને માટે કવિત્વની તદ્દન શુષ્કતા આવી મળી છે.

(અપૂર્ણ)

# અર્થચન્દ્રિકા.

અથવા

## ધનોપાર્જનકળાનું વ્યાકરણ, સાંપ્રત ભારતીય ધનોપાર્જનકળાનો ઇતિહાસ અને ભૂગોળ.

(મળેલું)*



### પ્રથમોઽધ્યાયઃ

અથ ભારતીયદૈન્યનિરૂપણપ્રારંભઃ—

અહો! વાચકગણ! પૂર્વે જેમની અષ્ટાંગ દેશજનતા પરમોન્નતિને પામેલી હતી એવી આપણી આર્ય પ્રજા, અહુણા કેટલી દરિદ્રાવસ્થાને પ્રાપ્ત થઈ છે તેની પરિગણનાનું કાર્ય જેટલું શોચનીય તેટલું જ તે ગતાવસર છે તદપિ કોઈપણ શ્રેયસ્કર કાર્યના આરમ્ભને સમય બાધ કરી શકતો નથિ એમ જાણી આ વિષય લખાય છે. જેથી તત્પરત્વે આપનો અંતર્લક્ષ જાગૃત થશે તો તદર્થે પ્રવૃત્ત થએલી વૃત્તિ સફળા થઈ એવો સંતોષ મનાશે.

સ્વપ્રમાદે કરી જેમ જેમ આપણી ઉન્નતા આર્યદેશજનતાના સાર્વત્રિક શિક્ષણાદિ સાત અંગો વિસ્મરાતાં ગયાં, તેમ તેમ ધનોપાર્જનકળાપ્રધાન આઠમું જે વ્યાપાર અંગ, તે પણ વિસ્મરાઇને આર્ય પ્રજા અહુણા કેવળ દરિદ્રા થઈ છે. તે પ્રાયઃ ભૃત્ય ભાવને જ પામીને કુશળ વિદેશી વ્યાપારીઓના પશુસ્થાને નિયોજાઈ છે; જેના ભોગોપભોગ, પશુઓના ભોગોપભોગો જેટલા જ સંખ્ય રહીને તેમાં પણ તેને કાષ્ટ પડે છે.

અહો! અત્યુપયોગિ વ્યાપાર, જેના ઉત્કર્ષપર જ પ્રત્યેક ગૃહસ્થાશ્રમીની શાન્તિના ચારે સ્તંભો અવલમ્બે છે તેની અવજ્ઞાના એ પરિણામો છે. ભારતવર્ષમાં વ્યાપારની અવજ્ઞા સાર્વત્રિકા છે. કેમ જે, પ્રમાણમાં થોડા લોકો વ્યાપારમાં ગુંથાયા હોય તેથી કંઈ, એક દેશના વ્યાપાર અંગની સમ્યગ્ રક્ષા થતી નથિ. વળી ધનોપાર્જનકળાના એ પ્રધાન ભાગની અવજ્ઞાથી તે કળાના બીજા ભાગો પણ નિર્જીવ થાય જ એ સિદ્ધાન્ત છે. ત્યારે ભારતીય દૈન્ય—અરે દારિદ્રય—ની સમીક્ષા કરી તેનાં કારણોને જાણવાં એ આપણુ સર્વોપરિ કર્તવ્ય થાયછે.

એક પાર્શ્વે સાર્વત્રિક સામાન્ય શિક્ષણનો પ્રાયઃ અભાવ તથા ધનોપાર્જનકળાના જ્ઞાનનો અસ્ત અને બીજે પાર્શ્વે અર્થશાસ્ત્રના નિયમોને ઉલંઘીને, હસ્ત, પાદ, ચક્ષુ અને બુદ્ધિ વિનાના બની જઈ પરકૃતિપર રાજવંશીના જેવી આર્ય જનની પ્રીતિ એ ત્રણ ભારતીય દારિદ્રયનાં ધોરિ કારણો છે.

રાજાની વિદેશસ્થિતિ એ તેનું ચોથું ધોરિ કારણ છે. એ અંતિમ કારણનો પ્રતિકાર રાજ્યકારુણ્યમાં રહેલો છે; જે રાજપ્રસાદે આવિર્ભાવ પામતાં, થશે.

પરન્તુ પ્રાથમિક ત્રણ કારણોનો પ્રતિકાર આર્યકુલસંભવ ભારતપુત્રોના પોતાના હાથમાં છે, જે તેમના આચાર સહિત વિચારમાં સમાયલો છે. પણ ખેદાસ્પદ છે જે આ દેશના કૃષિકારોના પુત્રો દૈન્યને લીધે અને કારકના પુત્રો પ્રમાદને લીધે સામાન્ય શિક્ષણ લેતા નથિ. અને વળી અતિતર ખેદાસ્પદ છે જે સેવક અને વ્યાપારીના

---

* લખનાર—રા. રા. આનન્દનન્દન. એમની પ્રતિજ્ઞા "ગોગુણાનુવાદ" કાવ્ય નીચે જોવો.

પુત્રો ચુલે ન ચડે તેવા અનેક પ્રકારના વ્યાકરણ ભૂગોળના પાઠો શીખીને આજ કાલ ભીખારીપંડિત બને છે. જ્યારે ધનોપાર્જનકળામાં તો તેઓ કેવળ મૂર્ખ જેવા રહે છે. એવી તેમની વિષમકૃતિથી તેઓ પોતાના ભૂષણને દૂષણ બનાવી ખંડિતમાન થાય છે. અને દાસ્યને માટે કોઈ પેઢી, ઉદ્યોગાગાર, કિંવા રાજગૃહના રંક પ્રાર્થકોમાં વૃદ્ધિ કરી રાજા અને જનમંડળને ભારરૂપ થાય છે.

એ પ્રમાણે આ દેશના પુત્રોનો એક મોટો ભાગ શિક્ષણવિના અભણ રહીને નિષ્ફળ કાર્ય કરે છે. એક નાનો ભાગ શિક્ષણ લે છે પણ તે ધનોપાર્જનકળામાં મૂઢ રહે છે. અને એક ભાગ અર્ધદગ્ધ રહીને કોઈ વિજયી પ્રઓેલાના મધુર પાત્રમાં વિષ નાખવા જેવું કરે છે અર્થાત્ દેખાદેખી કરી એટલા બધા તો એક જ ઉદ્યોગને વળગે છે જે તેમાંથી પ્રાપ્ત થતા લાભનો સમૂળ નાશ કરી સર્વ જ માથે હાથ દઈ રડે છે.

ભારતપુત્રોનો એ ત્રિવર્ગ પરકૃતિનો ઉપયોગ કરતાં લેશ પણ લજવાતો નથિ. તે હ્રસ્વદૃષ્ટિ થઇને આ સસ્તુ છે એમ જાણી સાંપ્રતના લાભને જોયછે, પણ તેના પરિણામને વિચારતો નથિ. પરંતુ વાસ્તવિક રીતે જોતાં દારિદ્રયજનની એ પરકૃતિને સ્પર્શતાં પણ અભડાયા એમ માનવું જોઇયે

એવા પ્રમાદજન્ય દુર્ધર દારિદ્રયને લીધે એક મોટા ખંડ જેવડા આ ભારત દેશમાં એક તો બહુ નગરો જ ઉદ્ભવતા નથિ અને અલ્પાવધિ જે નગરો છે તેમાં પણ પૂરતો ઉદ્યોગ નથિ. તો લક્ષાવધિ બીજા ગામડાઓની શી કથા ?

'શું કરું ? શું ખાઉં ? કયાં જાઉં ?' એમ ત્રિવિધ વિલપન્તા લોકોનાં વૃન્દાનુવૃન્દ સર્વત્ર રઝળી રહ્યાં છે અને તેમને કોઈ દિશા સુઝતી નથિ.

અહો ! જે સમયમાં હસ્તકળા ખ્પૂણમાં રહીને રુદન કરેછે, અને વ્યાપાર, પરહસ્તે જઇ આપણે આંગણે નહિવત્ થયો છે. જે સમયમાં ત્રીશ કોટિની મહતી વસતિવાળા આપણા દેશનો ત્રેવીશ કોટિ જેટલો સાધારણ વર્ગ અખિલ દિવસમાં માત્ર એક જ વાર, અને તે પણ શાક અને ઘૃત વિના, જમે છે. પાંચ કોટિ ભિક્ષુકો બની ભમે છે. પોણી બે કોટિ જેટલો મધ્યમ વર્ગ જેમ તેમ નિર્વાહ કરે છે. અને માત્ર પચીશ લાખ જેટલો જ ઉત્તમ વર્ગ કંઇક નિશ્ચિન્ત છે. જ્યાં શ્રીમંતો માત્ર અપવાદરૂપે હોઇને ઉશીતી પ્રકૃતિવાળા છે. અને રાજા ઇન્દ્ર રીસાઇને ઉપર્યુપરિ દુષ્કાળને પાડે છે, ત્યાં ધનોપાર્જનકળાના વ્યાકરણ અને ભૂગોળનું સાર્વત્રિક અનુશાસન કેટલું ઉપયોગિ છે અને તેને માટે અવે તો ઠામોઠામ શાળાઓ જ સ્થપાવી જોઇયે તે ના પાડવાને કોઇ નિરક્ષર પણ ઉભો થશે ખરો ?

## દ્વિતીયોધ્યાયઃ

અથ મનુષ્યજીવન, તેના હેતુ અને સાધનનો પ્રારંભઃ—

મનુષ્યજીવનને અનિવાર્યપણે આધારભૂત એવી તૃપ્તિના પદાર્થો, તેમજ તેની પ્રસન્નતાને અર્થે અન્યાન્ય પદાર્થો, કિંવા ગાન, દર્શન, નિવાસ અને વાહનાત્મક ઉપભોગો મેળવવાને જે સર્વસામાન્ય સાધન, તે ધન કહેવાય છે. તે કોડી, બદામ, ત્રાંબું, રૂપું, સોનું, ચર્મપત્રાદિ કોઇ પણ રૂપે પણ તે માત્ર એક સ્વતંત્ર રાજા કિંવા પ્રજાસત્તાક રાજ્યની સમ્મતિથી નિયત થઇને જનસમાજમાં વ્યવહરાય છે.

એક કાળ એવો પણ હતો જ્યારે જનસમાજમાં એકને અન્ન જોઇયે અને બીજા ને વસ્ત્ર જોઇતાં હોય ત્યાં અન્નની અપેક્ષાવાળો, અન્નવાળાને વસ્ત્ર દઇને અન્ન લેતો હતો. પણ એવા વ્યવહારમાં સંપૂર્ણપણે સુગમતા ન હોવાથી તે બંધ પડયો.

એ પ્રમાણે સર્વસામાન્ય સાધન જે ધન તે મેળવવાને તેના વિનિમયમાં, તેને સ્થાને તેટલું જ બીજું,-કાંતો શ્રમસિદ્ધ પદાર્થરૂપે અને નહિ તો શ્રમરૂપે જ-કંઇ આપવું પડે છે. એ વ્યવહારમાં પ્રથમ વસ્તુને **મૂલ્ય** અને બીજાને **સેવા** કહે છે.

એનો વિપરીત ક્રમ ઇચ્છીને બીજા શબ્દોમાં કહિયે તો વાંચ્છિત પદાર્થો કિંવા ઉપભોગો મેળવવાને તેના વિનિમયમાં તેને સ્થાને તેટલા જ મૂલ્યનું ધન આપવું પડે છે.

મૂલ્ય જે છે તે પદાર્થો કિંવા ઉપભોગોની **અપેક્ષા** અને તેની **ઉપલબ્ધિના** પ્રમાણના વિવેકે કરીને ન્યૂનાધિકતાને પામે છે. પદાર્થની અપેક્ષા કરતાં તેની ઉપલબ્ધિ અધિકા હોય છે તો મૂલ્ય ઘટે છે અને તે (ઉપલબ્ધિ) ન્યૂના હોય છે તો મૂલ્ય વધે છે. એ ઘટેલા કિંવા વધેલા મૂલ્યને **ભાવ** કહે છે.

ત્યારે અવે સાપ્રત રાજનીતિમા પદાર્થ કિંવા ઉપભોગ પ્રાપ્ત કરવાને ધનના ઉપાર્જનની અનિવાર્યા આવશ્યકતા છે. અને તે ધનના ઉપાર્જન માર્ગને **વૃત્તિ** કહે છે.

વૃત્તિના સમ્યગ્ જ્ઞાનને **ધનોપાર્જન કળા** કહે છે; જે પચવિધ છે. (૧) દાસ્ય, (૨) હસ્તકૌશલ્યાદિ (૩) પ્રાતનિધ્ય, (૪) કૃષ્યાદિ અને (૫) વ્યાપાર.

સેના કરીને કિંવા ઉપભોગ દઇને ધન લેવાના પ્રકારાંતર ભેદવિભેદે કરી બહુએક છે. પણ તે સર્વનો ઉપર્યુકત પાંચ મથાળામા સમાવેશ છે.

વળી એ વિના (૬) દક્ષિણા, (૭) દાયભાગ, (૮) ગુણપારિતોષિક અને (૯) દાન; એમ સર્વ મળી ધન પ્રાપ્ત કરવાના નવ દ્વાર છે. તદ્વિરુદ્ધ અવશિષ્ટ દ્વારોને, અદત્તાદાન એટલે ચોરી, લૂટ અને ઘૃતાદિ કહે છે, જે નિંદ્ય ગણાઇને દંડ્ય થાય છે.

આ રાજનીતિમાં ધન, સર્વ સત્તાનુ મૂલ હોવાથી તે અતીવ ઇષ્ટ તથા મનોહર છે. તેની અનુપસ્થિતિથી લોકો દુઃખી, હતમાન અને હતતેજ થાય છે. જેને દૈન્ય અથવા **દારિદ્રય** કહે છે.

દારિદ્રય મનુષ્યજીવનની ક્ષતિ કરે છે. અને તેનો જન્માર્થ સધાતો નથી.

જન્માર્થ દ્વિવિધ છે—ગૌણ અને મુખ્ય.

હું, મારું, અને સ્વદેશીયસમાજ એ ત્રિકની શારીરિકી તથા માનસિકી ઉન્નતિની સિદ્ધિને ગૌણ જન્માર્થ કહે છે.

મુખ્ય જન્માર્થ આ લેખનો વિષય ન હોવાથી તેની વ્યાખ્યા તથા વર્ણન અહિં કરવામાં આવતાં નથી.

## તૃતીયોધ્યાયઃ

### અથ પંચવિધ ધનોપાર્જન કળાના વર્ણનનો પ્રારંભઃ

### દાસ્ય.

બીજાના લાભ ઉપયોગ અને ઉપભોગને અર્થે શરીર કિંવા મનની સેવાનું પ્રદાન કરવું તેને **દાસ્ય** કહે છે.

### કૃષ્યાદિ.

બીજાના લાભ, ઉપયોગ અને ઉપભોગને અર્થે ક્ષેત્ર કિંવા વાટિકાની ભૂમિને ખેડી પોપીને મૃદુલા તથા સરસા બનાવી, તેમાં અનેક ખાદ્ય પદાર્થો, જેમ નાનાવિધ ધાન્ય, કંદ, મૂળ, ફળ, તેમ જ પુષ્પ, રસ, વલ્લી અને ઔષધિઓ ઉગાવવાં; (૧).

પહેરવા ઓઢવા તથા પાથરવાના વસ્ત્રો માટે કાર્પાસ, શણુ, "રીહા" આદિક તંતુગર્ભ ઉગાવવાં; (૨). તેને કૃષિ કહે છે.

તેમ જ પશ્વાદિનું પાલન કરીને ઊર્ણ, પટ્ટાદિ ઉત્પન્ન કરવાના કાર્યને કૃષ્યાદિ કહે છે.

### વ્યાપાર અથવા વાણિજ્ય.

બીજાના લાભ, ઉપયોગ અને ઉપભોગને અર્થે મૂર્તિમન્ત પદાર્થો, જેમ અન્નઘૃતાદિ; કિંવા ભાવરૂપ અમૂર્ત્ત પદાર્થ, જેમ ગાન, દર્શન, નિવાસ અને વાહનથી પ્રાપ્ત થતા ઉપભોગો; તેમ જ ભોગાધિકારપત્રો[1] સ્વલાભપૂર્વક અમુક યૂથ કિંવા સંખ્યામાં અમુક ભાવે આપવાં; અથવા પોતાના લાભ, ઉપભોગને અર્થે તે બીજા પાસેથી અમુક યૂથ કિંવા સંખ્યામાં અમુક ભાગે સ્વલાભની આશાએ લેવાના કાર્યને **વ્યાપાર** અથવા વાણિજ્ય કહે છે.

એવા વ્યવહારમાં પદાર્થો કિંવા ઉપભોગો લેવાના કાર્યને **ક્રય** કહે છે. અને તે આપવાના કાર્યને **વિક્રય** કહે છે

વ્યાપાર દ્વિવિધ છેઃ વાસ્તવિક અને કાલ્પનિક.

વાસ્તવિક વ્યાપારના વિવિધ આકાર હોય છે તે નીચે પ્રમાણેઃ—

બીજાના લાભ, ઉપયોગ અને ઉપભોગને અર્થે ખાવાના, પહેરવાના, સાંભળવાના, સુંઘવાના અને જોવાના તેમ જ વાપરવાના અનેક પદાર્થો, જેમ વિવિધ અન્ન, ઘૃત, તેલ, શર્કરા, ગોળ, લીલી અને સુકી વનસ્પતિઓ, ઔષધિઓ, જાયફળ, જાવંત્રી, એલચી, તજ, તમાલપત્ર, મરી, મરચાં, લવંગ આદિ વસાણાં; રંગો, કાર્પાસ, ઊર્ણ, શણ, સોનેરી, રૂપેરી, અને પટ્ટ તથા સૂત્રના વસ્ત્રો, વિધવિધ પાત્રો, છરી, કાતર, સોઈ, ક્ષાર, અંગાર, પ્રસ્તર હીરક, માણિક્ય, મૌક્તિક, એટલું જ નહિ પણ હસ્તકૃત અને યંત્રકૃત બહુ એક ઉપયોગિ પદાર્થોને ઉગવાવી, રચાવી, ખોદાવી, કિંવા સિદ્ધ દશામાં લેઇને એક સ્થલ કિંવા સ્થલોમાં સંગ્રહવા. અને તે તેમને જ્યારે જોઇયે ત્યારે સ્વલાભપૂર્વક નાના મોટા યૂથ કિંવા સંખ્યામાં અમુક ભાવે આપવા મોકલાવવા ઇત્યાદિ. તેમ જ એ જ પ્રમાણે લાભની આશાએ તે બીજા પાસેથી લેવા મગાવવા ઈત્યાદિ (૧)

વળી સેતુ બાંધવા, માર્ગ કિંવા લોહમાર્ગ બાંધી આપવા, નિવાસગૃહો રચાવવાં, અને તે સર્વને, પોતાનો લાભ કહાડી લઇને સિદ્ધ દશામાં બીજાને આપવાં (૨)

ભૂમિ, ક્ષેત્ર, વાટિકા અને નિવાસગૃહોનો ઉપભોગ અમુકાવધિ પર્યન્ત અમુક મૂલ્ય એટલે ભાટક લઇને આપવો (૩)

---

૧ ભોગાધિકારપત્રો બહુ પ્રકારનાં હોય છે. જે ભિન્નભિન્ન શેર, લોન, હુંડી એ નામે વ્યવહરાય છે. પણ તે પરભાષાના શબ્દો છે. એને સ્થાને આપણે ભાગપત્ર, ઋણપત્ર ધનાધિકારપત્ર એ શબ્દો યોજવા જોઇયે.

તથા સ્વધનને વૃદ્ધિએ મુકવું કિંવા પરધનને વૃદ્ધિએ લેવું (૪)
એ સર્વને **વ્યાપાર** કહે છે.

વ્યાપારમાં કોઈ પણ પદાર્થ કિંવા ઉપભોગાદિ લેવા દેવાના બંધનને **સ્વીકાર** કહે છે સ્વીકાર દ્વિવિધ છે–વાગ્રૂપ અને લેખિત.

વાગ્રૂપ કિંવા લેખિત સ્વીકારમા અમુક પ્રતિનો પદાર્થ, અમુક યૂથમાં અમુક ભાવે, અમુક સ્થલેથી પૂર્વ ધનપ્રદાન કરીને લેવા કિંવા તે લઇને પછી અવધિએ ધન આપવું તેની જે બોલી તેને **સમય** કહે છે.

ક્રેતા વિક્રેતા એટલે લેનાર વેચનાર વચ્ચે કિંવા વિક્રેતા ક્રેતા એટલે વેચનાર લેનાર વચ્ચે અમુકાવધિએ, અમુકા પંક્તિ અને જાતિનો પદાર્થ–જેમ ધોલેરાનો ઉત્તમાપંક્તિનો કાર્પાસ–અમુક યૂથમાં અમુક ભાવે લેવાનું કિંવા દેવાનુ ઇચ્છાઇને સ્વીકાર થયો હોય ત્યાં તેવી અવધિ થતાં, તેવે ભાવે તેવી પંક્તિનો કાર્પાસ, તેટલા યૂથમાં મૂર્ત્તિમાન લેવો કિંવા દેવો. પણ જો તેમ ન કરે તો તેને માટે પૂર્વ સ્વીકારાયના ભાવની વચ્ચે અને ચાલતા ભાવની વચ્ચે રહેલા અંતર જેટલું ધન, કાર્પાસના યૂથની સંખ્યા સાથે ગુણીને લેવુ કિંવા દેવું. એવા પ્રકારની લેવડ દેવડ કિંવા દેવડ લેવડને કાલ્પનિક વ્યાપાર કહે છે.

અમુક પદાર્થ અમુક સ્થાનમાં જેટલા યૂથમાં પ્રતિવર્ષ ઉત્પન્ન થતો હોય તેટલા યૂથની સંખ્યાનો એક તૃતીયાંશ, બે તૃતીયાંશ અને બહુ તો તેટલા યૂથની પૂર્ણ સંખ્યા જેટલી એવી લેવડ દેવડ થાય ત્યાં પર્યન્ત તે કાલ્પનિકવ્યાપારની સીમામાં છે. અને તે વાસ્તવિક વ્યાપારને ઉત્તેજનરૂપ છે.

પણ એ સીમાને ઉલ્લંઘી જઇને જ્યારે તે આગલ વધે છે ત્યારે તે દ્યૂતના નિન્દ્યપદને પામે છે, પણ દ્યૂતવત્ રાજદંડને પાત્ર નથિ. પણ જો તે લેખિત નહિ પણ વાગ્રૂપે હોય છે તો ન્યાયમંદિરમા અધર્મ્ય વ્યવહાર ગણાઇ ત્યાં તત્સબંધિ રાવ સંભલાતી નથિ.

(અપૂર્ણ.)

---

## ગ્રન્થાવલોકન.

"**પ્રાચીન આર્યાવર્ત્ત** અથવા તેના લોક ધર્માદિ વિષેનો શુદ્ધ મત."—આ નામનું એક લઘુ પુસ્તક અમારી પાસે વિવેચન માટે આવ્યું છે. લખનાર "એક બ્રાહ્મણ" છે; ભરૂચની વેદધર્મ સભા તરફથી પ્રસિદ્ધ થયું છે, અને કિમત માત્ર બે આના જ છે. અમે ખુશીથી જણાવીએ છીએ કે આ પુસ્તકમાં એના બાહ્યાકાર ઉપરથી લાગે છે તે કરતાં અધિક સત્ત્વ છે. વિષયના સ્વરૂપનો લેખકે લેખના નામ સાથે જ ખુલાસો કર્યો છે, તથાપિ વિશેષ પરિચયાર્થે અમે એટલું કહીશું કે એમાં બે પ્રકરણ છે. પહેલા પ્રકરણમાં પ્રથમ તો આર્યોના આદિ નિવાસસ્થાન વિષે વિચાર કર્યો છે, અને એમ મત દર્શાવ્યો છે કે "મનુ કહે છે તે પ્રમાણે આર્યોનું મૂળ સ્થળ સરસ્વતીનો જ કિનારો હતું—જ્યાંથી અન્યદેશમાં તેઓ ગયા છે. જેમને વીશેક વર્ષ ઉપર નિર્વિવાદ સિદ્ધ મનાતો કૉકેસસવાદ જ જાણવામાં છે તેમને કદાચ ઉપરની ઉક્તિ તદ્દન હસવા જેવી લાગશે પણ "કૉન્ટેમ્પોરરિ સાયન્સ સીરીઝ"નો "The Origin of the Aryans" નામનો ગ્રન્થ વાંચતાં જણાશે કે પ્રકૃત વિષ-

લવાજમ

અગાઉથી મોકલવાનો રિવાજ છે એ વાતનું અમારા ગ્રાહકોને સ્મરણ કરીએ

---

## વૃત્તિપ્રભાકર.

શ્રી નિશ્ચલદાસજીના ગ્રન્થનું ગુજરાતી ભાષાન્તર

કિંમત રૂ ૨)

---

## બાલાવિલાસ.

(સ્વ મણિલાલ કૃત)

ગૃહ વ્યવહાર, ધર્મ સન્નારીચરિત્ર અને જનવ્યવહારપરત્વે બાલકોને તેમવિશેષે કન્યાઓને ઉપયોગી સાદા નાના નાના વિષયોનો સંગ્રહ ૭ આવૃત્તિ મૂલ્ય રૂ ૧-૦-૦ ટપાલ ખર્ચ જુદું

---

## શ્રી રામકૃષ્ણ પરમહંસ.

કિંમત રૂ ૦॥=

---

## ચેતન વિદ્યા.

કિંમત રૂ ૦॥

---

## શ્રી સૂર્યકાન્ત.

ઉપહાર—રૂા. ૦।=
સુદર્શનના ગ્રાહકો માટે રૂા. ૦)=

ૐ

## શ્રી જગદંબા પ્રતિ ઉત્તમ વિધવાની ઉક્તિ.

(મળેલું)*.

### શિખરિણી વૃત્ત.

×કર્યો કંકુવર્ણું સુભગ સુલલાટે ઉર હસી,
વધૂ દિક્ પ્રાચી એ સકલ શુભ શો ચંદ્રક શશી,
નિહાળીને તેને મુખ વદી કંઈ બાલ વિધવા,
ચતુરા તે ચાલી તુરત જગદંબાલય જવા ૧

દિશે શોકાકૂલા વદન કરમાઈ પણ ગયુ,
જગત્ જાણે તેને વિષમય બધુ આ થઈ ગયુ,
નવાંગી હીનાંગી દિશતી તનમા મંડન વિના,
સુકાઈ શુ તાપે લલિત લતિકા કો અનલના ૨

પ્રવેશી મંદિરે નમન કરી દેવી વિનવતી,
વ્યથા કહેતા ઉરે વિરહતણી દુઃખી અતિ થતી;
કહે તે "હે અંબે જગતજનની મંગલમયી!
અભાગલ્યપ્રાપ્તા કુટિલ કરમે, હું સ્તવી રહી- ૩

તથાપિ ધારૂં છુ મહણુ પણુ સેવા નહિ ઠરે—
અભદ્રાની મારી, વિનતિ મુજ આ તો ઉર ધરો;
નથી ઈચ્છા હાવે અશુભ તન મારૂં ટકવવા,
સુના સંસારે આ અકથ દુઃખ વેઠી વિચરવા. ૪

વિયોગે સ્વામીને જીવન જ નિરાલંબન થયું,
હવે શા આધારે જીવવુ જગમાહે મુજ રહ્યું;
હવે ઈચ્છા એ છે અવનિપરથી મા! ઉંચકી લે,
પતિના આત્મામાં તુરત મુજ આત્મા મિલવી દે ૫

પછીથી ના જેથી કદિય પણુ છૂટું થવું પડે,
કરો અંબે! એવુ" નમી નમી કહેને રડી પડે;
વળી બોલી "આત્મા પતિથી મુજ આ ભિન્ન જ નથી,
નથી ઈચ્છા તો એ વિદૂર વસવાની શરીરથી." ૬

---

* રા. "આનન્દનન્દન"ના કાવ્યપારિતોષિક માટે આ કાવ્ય અમને મળ્યું છે. અમને પોતાને એ માઠું લાગવાથી અત્રે પ્રકટ કરીએ છીએ તન્ત્રી.

× પહેલી બે લીટીમાં પૂર્ણિમાની સંધ્યાનું વર્ણન છે. સંધ્યાનું સૌભાગ્ય ચિહ્ન જોઈને વિધવાને દુઃખ થઈ આવ્યુ છે તે નિવેદન કરવા જગદંબા પાસે ગઈ છે. જ૦ દ૦ મો૦

દુ:ખી બાળાની એ શ્રવણ કરી સર્વે દુ:ખકથા,
અનુકંપા લાવી મુખથી પછી બોલ્યા ગિરિસુતા;
" કહ્યું લોકે પુત્રી ! અશુભ તન તો એ શુભ જ છે,
ન થા ઘેલી ધર્મે ગમન કરતા સૌ સુખ જ છે. ૭

રહે પાળી યાવજ્જિવિત વિધવાના ધરમને,
થશે સર્વે સારૂં પતિય મળશે સ્વર્ગભવને; "
નમી બોલી બાળા " જનની દુ:ખ આશુ * દુર કરી,
ઉગારીને લેજે " કહી વિચરી આજ્ઞા શિર ધરી. ૮

જગજીવન દયાળજી મોદી.

---

## સખીને પ્રાર્થના.

( મળેલુ )

**ગઝલ.**

રજા આ હંસમાનસને સખી, લાવા દેવી !
વ્યથાઓ સ્નેહની સૌને સખી, માઠી સ્હેવી !
રહ્યો સાથે બહૂ કીધું જરા કૈં મીઠું ગાન :
જવા દેવો ઘટે માલેકની મરજી એવી !
જવાનૂં જો બધાને એક દિન આ આત્માને,
ઘટે છૂટાં થતાં કૈં કાલ તો સ્થિરતા લેવી !
સદા સંભારશે એ માનસે પણ સ્નેહીને
તૃષા રે'શે સમાગમની તને જેવી તેવી !
બધૂ તો રાખજે જૂનૂંનવૂં કૈં સભારી :
મળી નિજ વાસમા વાતો સખી પડશે કહેવી !

કાન્ત.

---

## આપની યાદી.

( મળેલું )

**ગઝલ.**

જ્યાં જ્યાં નજર મ્હારી ઠરે યાદી ભરી ત્યાં આપની,
આંસુમહીંએ આંખથી યાદી ઝરેછે આપની—જ્યાં૰
માશુકોના ગાલની લાલીમહી લાલી અને
જ્યા જ્યાં ચમન જ્યા જ્યાં ગુલો ત્યાં ત્યાં નિશાની આપની—જ્યાં૰

---

* 'જલદી.

જોઉં અહીં ત્યાં આવતી દરિયાવની મીઠી લહર—
તેની ઉપર ચાલી રહી નાજુક સવારી આપની. —જ્યાં૦
તારાઉપર તારાતણાં ઝૂમી રહ્યાં જે ઝૂમખાં—
તે યાદ આપે આંખને ગેબી કચેરી આપની.—જ્યાં૦
આ ખૂનને ચરખે અને રાતે હમારી ગોદમાં:
આ દમબદમ બોલી રહી ઝીણી સિતારી આપની.—જ્યાં૦
આકાશથી વર્ષાવતા છો ખંજરો દુશ્મન બધા,
યાદી બનીને ઢાલ ખેંચાઈ રહી છે આપની.—જ્યાં૦
દેખી બુરાઈ ના ડરૂં હું, શી ફિકર છે પાપની?
ધોવા બુરાઇને બધે ગંગા વહેછે આપની.—જ્યાં૦
થાકું સિતમથી હોય જ્યાં ના કોઈ ક્યાંએ આશના:
તાજી બની ત્યાં ત્યાં ચડે પેલી શરાબી આપની.—જ્યાં૦
જ્યાં જ્યાં મિલાવે હાથ યારો ત્યાં મિલાવી હાથને
એશાનમાં દિલ ઝૂકતું-રહેમત ખડી ત્યાં આપની.—જ્યાં૦
પ્યારૂં તજીને પ્યાર કોઈ આદરે છેલ્લી સફર:
ધોવાઈ યાદી ત્યાં રડાવે છે જુદાઈ આપની.—જ્યાં૦
રોઉં ન કાં એ રાહમાં બાકી રહીને એકલો?
આશકોના રાહની જે રાહદારી આપની—જ્યાં૦
જૂનું નવું જાણું અને રોઉં હસું તે તે બધું
જૂની નવી ના કાંઈ તાજી એક યાદી આપની.—જ્યાં૦
ભૂલી જવાતી છો બધી લાખો કિતાબો સામટી,
જોયું ન જોયું હો બને જો એક યાદી આપની.—જ્યાં૦
કિસ્મત કરાવે ભૂલ તે ભૂલો કરી નાખું બધી,
છે આખરે તો એકલી ને એજ યાદી આપની—જ્યાં૦

કલાપી.

---

## "પૂર્ણિમા" એટલે શું? પૂર્ણ ચન્દ્ર કે પૂર્ણ મહિનો?

ગુજરાતશાળાપત્રના ગયા માર્ચના અંકમાં અમારા બે મિત્રો રા. રા. નરસિંહરાવ તથા રા. શાળાપત્રના એડિટર એ બેની વચ્ચે 'પૂર્ણિમા' શબ્દના અર્થ વિષે કેટલીક ચર્ચા થઈ છે. એ માસિકના ઑક્ટોબર ૧૮૯૯ ના અંકમાં 'શુદ્ધ શબ્દપ્રદર્શન' એ નામના એક પુસ્તક ઉપર અભિપ્રાય જણાવતાં રા. શાળાપત્રના વિદ્વાન એડિટરે લખ્યું હતું કે "પૂનેમ=પૂર્ણિમા...ત્યાં સમજાવવું જોઇએ કે હિન્દુસ્તાનના કેટલાક ભાગમાં હજી પણ મહિનો પૂનેમે પૂરો થાય છે, અને તેમ ગણવાનો રિવાજ પૂર્વે સામાન્ય હશે, તેથી તે દિવસનું નામ 'પૂર્ણિમા' અથવા 'પૂર્ણમાસી' પડયું છે." આ વાક્ય ઉપર માર્ચના અંકમાં રા. રા. નરસિંહરાવ

ચર્ચાપત્ર લખી જણાવે છે કે " 'માસ' 'માસ્' એ સંસ્કૃત શબ્દનો પ્રાથમિક અર્થ 'ચન્દ્ર' છે અને લાક્ષણિક ( રૂઢ લાક્ષણિક ) અર્થ 'મહિનો' છે મહિના એટલે કાળનો કકડો માપવાનું સાધન એક પૂર્ણ ચન્દ્ર અને બીજા પૂર્ણ ચન્દ્ર વચ્ચેના સમયમાં આદ્ય સૃષ્ટિનું અવલોકન કરનારા આપણા પુરાણ પૂર્વજોને સહજ મળ્યું. તેથી એક ચન્દ્ર=એક મહિનો એમ અર્થ થયો." આ વિચારની પુષ્ટિમાં એ અંગ્રેજી 'month' શબ્દ—જેનો 'moon' સાથે સંબન્ધ છે,—તથા 'વર્ષ' ( વર્ષા ઉપરથી ) 'શરદ્' આદિ આપણા શબ્દો—નાં ઉદાહરણો આપે છે, તથા ઉમેરે છે કે " **दर्शपौर्णमास यज्ञ** (ઇષ્ટિ) જે છે તે જોતાં પણ જણાશે કે દર્શ તે ચન્દ્રસૂર્યના સંયોગનો સમય હોવાથી તે વખતે કરવાની ઇષ્ટિ અને **पौर्णमास** તે પૂર્ણ ચન્દ્રના સમયે કરવાના યજ્ઞનું નામ છે; મહિનો પૂર્ણ થયો એમ અર્થનો સંપર્ક છે જ નહિ." આ ચર્ચાનુ પ્રાચીન રિવાજ પરત્વે મહત્ત્વ છે એમ બતાવી, છેવટે પોતે કહે છે કે " **पूर्णिमा** શબ્દ ઉપરથી આપે કરેલું ઐતિહાસિક અનુમાન કાઢી શકતું નથી... ઉત્તર હિન્દુસ્તાનમા હાલ પણ પુન્યમે મહિનો પૂરો થાય છે તે વાત ખરી છે. પણ ત્યાંના કેટલાક લોકો એ રિવાજનો આધાર બતાવવાને પૂર્ણમાસ થાય માટે પૂર્ણિમા એમ અર્થ કરવાની સાથે અર્ધોમાસ માટે અમાસ એમ પણ હાસ્યજનક વ્યુત્પત્તિ કાઢે છે તે તો ગણતરીમાં જ ના લઇ સકાય. **अमा, अमावसी** એ સૂર્યચન્દ્રના સંયોગના અર્થમાં સુપ્રસિદ્ધ છે.'

રા. શાળાપત્રના એડિટર આ ચર્ચાપત્ર ઉપર ટીપ લખે છે, અને એમાં એટલું એ સ્વીકારે છે કે " **मास्-मास**માં ચન્દ્ર અને મહિનો એવા બે અર્થ સમાયા છે, બલકે મૂળના ચન્દ્રના અર્થ ઉપરથી મહિનાનો અર્થ નીકળ્યો લાગે છે." પણ સાથે, ઋગ્વેદસંહિતાનાં પહેલાં ચાર મંડળમાંથી ચાર ઉતારા આપીને કહે છે કે " આ ઉપરથી નક્કી થાય છે કે ઋગ્વેદકાળમાં **मास्** અને **मास** શબ્દોનો **મહિનો** એવો અર્થ બહુ દૃઢ થઇ ચૂક્યો હતો.' છેવટે, '**पूर्णिमा**' શબ્દ ઉપર તારાનાથ તર્કવાચસ્પતિનું વચન ટાંકી લખે છે "...એટલે **पूर्णिमा, पूर्णमास्, पूर्णमास, पौर्णमासी**, વગેરે શબ્દોમાં ચન્દ્રની કળા પૂર્ણ થવાનો ભાવ છે, તેમ જ મહિનો પૂરો થવાનો પણ અર્થ રહેલો છે."

આ ચર્ચાનું રા. નરસિંહરાવ કહે છે તેમ એક પ્રાચીન રિવાજ પરત્વે મહત્ત્વ છે એ જોતાં, આ સંબન્ધી અધિક વિવેચન થાય તો તે વૃથા કાલક્ષેપ કરવા જેવું નહિ ગણાય એમ ધારી એ સંબન્ધી બે શબ્દો અમે પણ બોલવા માગીએ છીએ. અને આ ચર્ચામાં અમે કાંઇ પણ સંકોચ રાખ્યા શિવાય ભાગ લઇ શકીશું, બલકે તેમ કરવામાં અમને વિશેષ ઉત્તેજન મળેછે, કારણ કે એ બંને વિદ્વાનો અમારા મિત્ર છે એટલે વાદવિવાદનાં કેટલાંક અનિષ્ટ પરિણામો નીવડવાનો પ્રકૃત પ્રસંગે જરા પણ ભય નથી. અમે *કાંઇક રા. નરસિંહરાવ જોડે અને કાંઇક રા શાળાપત્રના એડિટર જોડે મળીએ છીએ:

૧. **पूर्णिमा** એટલે ચન્દ્ર પૂર્ણ થયો—મહિનો પૂર્ણ થયો એમ નહિ.

૨. પ્રાચીનકાળમા પુનમીઆ મહિના હતા

૧. (૧) રા. શાળાપત્રના એડિટર કહે છે કે " ઋગ્વેદકાળમાં **मास्** અને **मास** શબ્દોનો

*પુનમિયા મહિના પ્રાચીનકાળમાં નહોતા જ એમ એમને આગ્રહ ન હોય તો સંપૂર્ણ અંશે.

એમ સિદ્ધ કરવા એમણે યત્ન કર્યોછે, અને તે ભૂલભરેલો છે એમ અમને લાગે છે.

૨. અસલ પૂનમિયા મહિના હશે કે કેમ એ બીજો પ્રશ્ન છે. ન્હોતા એમ રા. નરસિંહરાવે સ્પષ્ટ રીતે કહ્યું નથી. એમનું ખુલ્લી રીતે તો એટલું જ કહેવું છે કે માત્ર 'पूर्णिमा' શબ્દમાંથી અસલ પૂનમિયા મહિના હતા એવું અનુમાન નીકળતું નથી. તથાપિ ઉત્તર હિન્દુસ્તાનમાં 'અમાવાસ્યા'ની કેવી હાસ્યજનક વ્યુત્પત્તિ અપાય છે એમ બતાવવાની સાથે પૂનમિયા મહિનાની પ્રાચીનતા વિરુદ્ધ એમણે કાંઇક શંકાનો ધ્વનિ કર્યો છે. એ શંકા એમને અભિપ્રેત ન હોય તો અમે એ વિદ્વાન સાથે સર્વાંશે મળીએ છીએ. પરતુ એ તરફ એમનું કાંઇક પણ વલણ હોય તો અમે આશા રાખીએ છીએ કે આટલું વિચારવાથી એ દૂર થશેઃ–'आग्रहायणी' એવું એક પૂર્ણિમાનું નામ છે, અને પાણિનિના નિયમ પ્રમાણે એ પૂર્ણિમા જે માસમા આવે તે 'आग्रहायणिक' કહેવાય છે. 'आग्रहायणी' એ નામ સૂચક છેઃ અગ્રે જેને હાયન કહેતાં વર્ષ છે એવી–અર્થાત્ જેને બીજે દિવસે વર્ષારંભ થાય છે એવી. પૂર્ણિમાએ માસ પૂરો થતો હોય તો જ આ નામ ઘટે. પરંતુ આ વિરુદ્ધ એક દલીલ સંભવે છેઃ પ્રથમ નામ आग्रहायण(णिक)હશે,અને ત્યાર પછી आग्रहायण(णिक) मासની પૌર્ણમાસી તે आग्रहायणी એમ થએલું—અર્થાત્ માસ ઉપરથી પૌર્ણમાસીનું નામ પડ્યું છે, પાણિનિ કહે છે તેમ પૌર્ણમાસી ઉપરથી માસનુ નામ નથી. આ દલીલ ઝીણી છે, પણ તૈત્તિરીય સંહિતાના તથા તાણ્ડ્યબ્રાહ્મણના નીચેના થોડાક ઉતારા જોતાં એનું સમાધાન થઈ જશે.

"मुखं वा एतत्संवत्सरस्य यत् फल्गुनीपूर्णमासो मुखत एव संवत्सरस्या दीक्षन्ते......मुखं वा एतत्संवत्सरस्य यच्चित्रापूर्णमास..." (તૈત્તિરીય સંહિતા); "मुखं वा एतत्संवत्सरस्य यत् फाल्गुनी......" (તાણ્ડ્ય બ્રાહ્મણ)

આ વિષયમાં અધિક માહિતી મિ તિલકના 'Orion' નામના પુસ્તકમાં તથા માધવના 'કાલમાધવ'મા મળશે આ બીજા પુસ્તકમાં પુનમિયા મહિના વિષે સવિસ્તર વિચાર કર્યો છે. એક ઠેકાણે ત્યા એક શ્લોક ટાંક્યો છે કે "બ્રાહ્મણનો સૌરમાસ, ક્ષત્રિયનો સાવન માસ, અને વૈશ્યનો ચાન્દ્રમાસ"–જે ઉપરથી કાંઇક એમ અનુમાન કરવાને કારણ મળે છે કે પુનમિયા મહિના પ્રાચીન હશે–બ્રાહ્મણોએ જ્યારે જ્યોતિષનું વધારે શાસ્ત્રીય જ્ઞાન સંપાદન કર્યું ત્યારે સૌર માસ ચાલેલો.

* * * * * * * *

તા. ક.

पूर्णमास-पौर्णमासी આદિ નામો પૂર્ણ ચન્દ્ર ઉપરથી પડ્યાં છે એ બતાવવા માટે અમે અથર્વવેદમાંથી એક બે ઉતારા આપ્યા છે, અને કેટલીક દલીલથી પ્રતિપાદન કર્યુંછે કે ત્યાં પૂર્ણ મહિનાનો અર્થ ન જ સંભવી શકે. એ પેરેગ્રાફ લખ્યા પછી અથર્વવેદનું ભાષ્ય જોતાં જણાય છે કે સાયણાચાર્યે* પણ પૂર્ણચન્દ્રની તિથિ એમ જ અર્થ કર્યો છે એ આ પ્રમાણે લખે છેઃ—

* શાળાપત્રના આધારભૂત તારાનાથ એમણે ઉપયોગમાં લીધેલા કાલમાધવ ગ્રન્થના જે કર્તા મનાય છે તે જ સાયણાચાર્યે આ અર્થ કર્યો છે એ પણ જોવા જેવું છે.

'पूर्णा पश्चादुत पूर्णा पुरस्ताद्‌न्मध्यतः पौर्णमासी जिगाय'

× × × × × × × ×

पूर्णा पूर्णचन्द्रोपेता पौर्णमासी......पूर्णः संपूर्णो माश्चन्द्र. अस्मिन्पर्वणीति पौर्णमासी तिथिः ... ... ... ...

'वृषभं, वाजिनं वयं पौर्णमासं यजामहे।'

× × × × × × × ×

पूर्णो माश्चन्द्रः अस्मिन्निति पूर्णमा। प्रज्ञादित्वात् स्वार्थिकः अण्। पौर्णमासं पर्व वयं यजामहे'

અર્થઃ—પૂર્ણા એટલે પૂર્ણચન્દ્રયુક્તા; પૌર્ણમાસી-'પૂર્ણ' કહેતાં સંપૂર્ણ છે 'મા.' કહેતાં ચન્દ્ર જે પર્વમાં તે પર્વની તિથિનુ નામ પૌર્ણમાસી તિથિ......'પૂર્ણ' છે મા=ચન્દ્ર જેમાં તે પૂર્ણમાઃ એ ઉપર સ્વાર્થે અણ્ પ્રત્યય લાગીને પૌર્ણમાસ શબ્દ થયો છે......"

---

## આર્યબાલબોધપત્રિકા.

(મળેલું)†

૧

(અનુસન્ધાન પૃ ૧૬૪ થી)

પ્રિય બાલકો,

ગયા પત્રમાં આપણે જોયું છે કે, પરબ્રહ્મ સ્વરૂપ, પરબ્રહ્મ અને જગતનો સંબંધ વિગેરે કેટલાક વિષય એવા ગૂઢ છે કે, તે વિષે હાલ વિચાર કરવો વ્યર્થ છે. ઉપનિષદોમા પણ પરબ્રહ્મને અચિંત્ય, અવર્ણ્ય જ કહ્યું છે. કેનોપનિષત્માં પણ કહ્યુ છે કેઃ-ત્યાં ચક્ષુ, વાક્, મન, કશું જઈ શકતું નથી; વિદિત વસ્તુથી (જાણેલી વાતથી) તે જુદું જ છે; અવિદિત (નહિ જાણેલી) વસ્તુથી પર છે.× વળી એ જ ઉપનિષદ્‌ના બીજા ખંડમાં કહ્યું છે કેઃ—જો તું એમ જાણતો હોય કે, 'હુ બરાબર જાણુ છુ,' તો નિશ્ચય માન કે એ તારૂ જ્ઞાન અપૂર્ણ છે બ્રહ્મસ્વરૂપ, દેવસ્વરૂપ, એ બધુ તો ભલે જાણતો હોય; તું જે જાણે છે એમ જાણે છે તે તો જાણવાનું હજી બાકી છે. અજ્ઞાત જ્ઞાત થયું છે, ન જણાય એવું તત્વ જણાયુ છે, એવો કુતર્ક કરવા સામે ગુરૂ આ પ્રમાણે શિષ્યને ઉપદેશ કરે છે. આ શ્લોકના ભાષ્યમા શ્રી શંકરાચાર્ય કહે છે કે—મનુષ્યસ્વરૂપે અથવા દેવસ્વરૂપે બ્રહ્મને જાણતાં બ્રહ્મસ્વરૂપ બરાબર સમજાતું નથી. જે બ્રહ્મ નિર્ગુણ છે, નિરુપાધિક, નિત્ય છે, અને અદ્વિતીય છે, તેનું સમ્યગ્ જ્ઞાન થઈ શકે નહિ વળી એ જ ઉપનિષદ્‌ના ત્રીજા શ્લોકમાં કહ્યું

---

† લખનાર—રા. રા. પાન્ય.

× न तत्र चक्षुर्गच्छति न वागगच्छति नोमनोनविद्मोनविजानीमोयथैतदनुशिष्यादन्यदेवतद्विदितादथो अविदितादधि ॥

છે કેઃ—જે એ જાણ્યું માને છે તે એ જાણતા નથી. જેઓ નથી જાણતા એમ માને છે તેઓ જ એને જાણે છે.* આ પરથી સ્પષ્ટ સમજાય છે કે, પરબ્રહ્મને વિષે એટલું જ જાણી શકાય છે કે, તે અવિજ્ઞેય છે. જેઓ આટલું પણ જાણતા નથી તેઓ જે કાંઈ જાણવાનું છે તે જાણવાને પણ અધિકારી નથી.

જ્યારે આમ છે ત્યારે ઉપનિષદોમાં ઠેકાણે ઠેકાણે બ્રહ્મનો ઉપદેશ કીધેલો કેમ જોવામાં આવે છે? એટલું જ નહિ પણ બ્રહ્મ અને આત્માનું જ્ઞાન મેળવવું એ જ મનુષ્યકર્તવ્ય કહ્યું છે એવું શું? એક વાત અશક્ય છે એમ કહી, તે જ વાત પાછળ મંડવાનું કહેવું એ એક પ્રકારનો વિનોદ કહેવાય. આવી આવી શંકા સહજ ઊઠે, પણ એકદમ અમુક વિચાર બાંધી પાડતાં જરા વિચાર કરવો જોઇએ. તમે એટલું તો જાણતા હશો, અને ન જાણતા હો તો જાણવાની જરૂર છે કે, ઉપનિષદોનો હેતુ આપણી વિચારશક્તિને પુષ્ટિ આપવાનો છે. તેથી એ ઉપનિષદોમાં જે રહસ્ય રહેલું છે તે ખોળી કાઢવા આપણે પ્રયત્ન કરવો જોઇએ. ઉપનિષદોમાં જ્યાં જ્યાં બ્રહ્મનો ઉપદેશ આવે છે તે તે વાક્યો ચૂંટી કાઢી, તેમને એકબીજા સાથે મેળવી જોઇએ છીએ ત્યારે જણાય છે કે, બ્રહ્મ એ સંજ્ઞાના બે અર્થ થાય છે. એક તો એક, નિર્ગુણ બ્રહ્મ—પરબ્રહ્મ; અને બીજો સગુણ બ્રહ્મ—ઈશ્વર. એ સગુણ બ્રહ્મ—ઈશ્વર—યદ્યપિ આપણને અજ્ઞાત છે તદપિ તે સ્વરૂપે અવિજ્ઞેય નથી. આજ આપણને ઈશ્વરનું સંપૂર્ણ જ્ઞાન ભલે ન હોય, પણ એ એવું નથી કે આપણાથી જાણી નજ શકાય, કારણ કે સૃષ્ટિમાં એ જ ઈશ્વરની જે જે વ્યક્તિઓ છે તે દ્વારા તેનું કાંઇક જ્ઞાન તો થઈ શકે છે. એમ કરતાં કરતાં આપણે જેમ જેમ વધારે અધિકાર મેળવતા જઇશું તેમ તેમ તેનું વિશેષ જ્ઞાન થતું જશે. આટલા માટે નિર્ગુણ બ્રહ્મ—પરબ્રહ્મ—ને, અને સગુણબ્રહ્મ—ઈશ્વર—ને શું સંબંધ છે તેની માથાકૂટ હાલ કરવાની કાંઈ જરૂર નથી; પણ આપણને ઈશ્વર સાથે શું સંબંધ છે તે જાણવાની બહુ જરૂર છે; કારણ કે તે જાણ્યાથી, આપણા આચાર કેવા રાખવા તે બરાબર સમજી શકાય છે. આ સંબંધે ઉપનિષદોમાં ઘણા સારા સારા શ્લોકો છે; પણ અહીં તો એમાંના થોડાકનો જ વિચાર કરીશું. છાંદોગ્યઉપનિષદમાં કહ્યું છે કેઃ-તે મનોમય છે, પ્રાણ તેનું શરીર છે, પ્રકાશરૂપ છે, તે સત્યસંકલ્પ છે, તેનો આત્મા (સ્વભાવ) આકાશ છે, સર્વકર્મ, સર્વકામ, સર્વગન્ધ, સર્વરસ, તેનાથી જ ઉત્પન્ન થાય છે. તે આ સર્વ જગત્ રૂપે રહેલો છે. તે કદી વાક્ય ઉચ્ચારતો નથી, તે કદી વિસ્મિત થતો નથી. એ જ હૃદયના અન્તરમાં, જવના દાણાથી પણ ઝીણો, રાઇના કણથી પણ સૂક્ષ્મ, અને ઝીણાંમાં ઝીણાં બીજથી પણ સૂક્ષ્મરૂપે રહેલો છે. એ હું આત્મા જ છું. એ જ હું હૃદયના અન્તરના વિભુ આત્મા, પૃથ્વીના કરતાં પણ મહોટો, અન્તરિક્ષથી પણ મહાન્, સ્વર્ગથી પણ મહોટો, અને સર્વ લોકથી પણ મહોટો છું એ જ હું બ્રહ્મ છું.× વળી તેરમા ખંડમાં

---

* यस्यामतं तस्य मतं मतं यस्य न वेद सः ।
अविज्ञातं विजानतां विज्ञातमविजानताम् ॥ ३ ॥

× मनोमयः प्राणशरीरो भारूपः सत्यसंकल्प आकाशात्मा सर्वकर्मा सर्वकामः सर्वगन्धः सर्वरसः सर्वमिदमभ्यात्तोऽवाक्यनादरः ॥ २ ॥ ઇત્યાદિ.

કહ્યું છે કેઃ-સ્વર્ગથી પણ પર એવા સ્થાનમાં જે જ્યોતિ દીપે છે, જે સર્વથી શ્રેષ્ઠ છે, જે એ પ્રત્યેકથી શ્રેષ્ઠ છે, જે ઉત્તમ અને અનુત્તમ સર્વ લોકને વિષે પણ દીપે છે, તે જ જે જ્યોતિ પુરૂષના અન્તરને વિષે છે તે જ છે.* વળી જ્યારે કેટલાક બ્રાહ્મણોએ યાજ્ઞવલ્કયને અંતર્યામીનો ભેદ સમજાવવા પ્રશ્ન કર્યો ત્યારે તેણે જે ઉત્તર આપ્યો છે તે શ્લોક પણ બહુ સારા છે; બૃહદારણ્યકમાં એ શ્લોક બહુ ઉત્તમ શ્લોકો છે ત્યાં કહ્યું છે કે, જે ભૂતમાત્રમાં છે છતાં ભૂતો તેને જાણતાં નથી, પણ એ ભૂતમાત્ર જેની ઉપાધિ છે, અને અન્તરને વિષે રહ્યો જે ભૂતમાત્રને નિયમમાં રાખે છે તે જ આત્મા એ અન્તર્યામી છે. વળી વિસ્તારથી બતાવ્યું છે કે એ જ આત્મા આખા વિશ્વમાં છે; પૃથ્વી, અન્તરિક્ષ, સૂર્ય ચંદ્ર, તારાગણ, અને નક્ષત્ર આદિ સર્વમાં એ આત્મા વ્યાપી રહ્યો છે. વળી મનુષ્યના મનમાં, પ્રાણમાં, અરે દેહના દરેક અંગ અને અવયવમાં પણ એ જ છે કઠોપનિષત્‌માં પણ એ જ કથે છે, કે સર્વ ભૂતોનો અન્તરાત્મા અને વશી એક જ છે, તે જ એક રૂપને બહુધા કરે છે[1] એ જ વલ્લીના ૧૦ મા શ્લોકમાં વળી કહ્યું છે કે, સર્વ ભૂતનો અન્તરાત્મા જે સર્વનો વશી અને એક છે તે રૂપ રૂપ પ્રત્યે જુદો જુદો ભાસે છે.[2] આવા બીજા ઘણા શ્લોક છે પણ વિસ્તારભયથી તે અહીં લખ્યા નથી. આટલા જ શ્લોકો પરથી એટલું તો સ્પષ્ટ સમજાય છે કે, વસ્તુમાત્રની સત્તા તેમાં રહેલા ઈશ્વરી અંશને લીધે જ છે; અને આપણા અન્તરમાં જે શુભ વૃત્તિઓ થાય છે તે સર્વનો પ્રેરક એ જ છે. એનું સ્વરૂપ જ્યોતિરૂપ છે અને એના સંકલ્પ સત્ય છે, ત્યારે આપણે યાદ રાખવું જોઇએ કે આપણી આસપાસ જે જે રૂપો છે તે, આપણું પોતાનું રૂપ, આપણાં મન અને આપણું ચૈતન્ય એમાંથી કશું અમુક રૂપે ઈશ્વરી અંશ નથી. જેમ રંગીન કાચમાથી આવતો દીવાનો પ્રકાશ તે કાચના રંગવાળો થાય છે તેમ આત્મ-પ્રકાશ જે આ જુદી જુદી ઉપાધિઓ દ્વારા સ્ફુરે છે તે, તે તે ઉપાધિના દોષે કરી સ્વરૂપતઃ સમજાતો નથી. આ જ માયા છે. રૂપમાત્રના અન્તરને ભેદી તેને જ-આત્માનેજ-એ ઈશ્વરી અંશને જ મેળવી લેવાનો છે. કારણ કે વસ્તુમાત્રમાં જે નિત્ય છે, તે તે જ છે. આત્મસાક્ષાત્કારના માર્ગમાં પ્રથમ તો એ સમજવાનું છે આ રૂપો અનિત્ય છે, માયા છે. રૂપોની આ અનિત્યતા ધ્યાનવડે સમજાય છે, એમ કેટલાકનો મત છે. પણ એટલું જ બસ હોય એમ મને લાગતું નથી. કઠોપનિષદ્‌માં પણ કહ્યું છે કે આત્મા વેદથી, બુદ્ધિથી, કે વિદ્યાથી પ્રાપ્ત થતો નથી. જેને આત્મા સ્વીકારે છે તેનાથી જ એ સમજાય છે; તેને જ આત્મા સ્વીકારે પણ છે.[3] આનો અર્થ બહુ ગૂઢ છે. "જેને આત્મા સ્વીકારે છે તે" એટલે શું ? એનો અર્થ મને એમ સમજાય છે કે આપણામાં રહેલા આ અંતર્યામીની પ્રેરણા પ્રમાણે ચાલીશું તો તેથી બ્રહ્માત્મૈક્ય અનુભવાશે. આ માટે કાંઇ બહુ

---

* एष म आत्मान्तर्हृदयएतद्ब्रह्मैतमितः..........॥ ४ ॥ प्र ॥३॥—खं. १४ । अथयदतः परोदिवो ज्योतिर्दीप्यते विश्वतः पृष्ठेपु सर्वतः पृष्ठेपूत्तमेपुलोकेष्विदंवावतद्यदिदमस्मिन्नन्तः पुरुपे ज्योतिस्तस्यैपादृष्टिः॥७॥प्र. ३;खं.१३॥

१ एको वशी सर्वभूतान्तरात्मा एकं रूपं बहुधा यः करोति ॥१२॥वल्ली.५॥

२ एकस्तथा सर्वभूतान्तरात्मा रूपंरूपं प्रतिरूपोवहिश्च ॥ १० ॥

३ नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन । यमेवैप वृणुते तेन, लभ्यस्तस्यैप आत्मा विवृणुते तनूं स्वाम् ॥ २२ ॥ अ. १., वल्ली. २.

વાર રહ્યા જોઇ ઉભા રહેવાની જરૂર નથી; કારણ કે આપણામાં જે ઉચ્ચ અભિલાષાઓ, શ્રેય વિચારો, અને આપણા જીવનને ઉચ્ચતર બનાવવાની જે વૃત્તિઓ ઉઠે છે તે એ આત્મજ્યોતિનાં જ સ્ફુરણ છે. ઉપરના શ્લોક પછીના જ શ્લોકમાં કહ્યું છે કે, ¥જે પોતાના દુશ્ચરિતનો ત્યાગ કરતો નથી, જે શાન્ત નથી, સમચિત્તવાળો નથી, જેનું મન સ્થિર નથી, તેને કદી જ્ઞાન હોય તો પણ, આત્મપ્રાપ્તિ થતિ નથી. ત્યારે દુશ્ચરિતનો ત્યાગ અને મનોનિગ્રહ એ દરેક જીજ્ઞાસુએ પ્રાપ્ત કરવાં એ બહુ જરૂરનું છે. આત્મપ્રાપ્તિને માટે મુણ્ડકોપનિષત્માં પણ આવો જ વિચાર છે; ત્યાં વિશેષ એ બતાવ્યું છે કે, બળહીન, પ્રમાદી, અને તપસ્ ન આદરનારથી એ આત્મા પ્રાપ્ત કરાતો નથી.* આ અધિકાર પ્રાપ્ત કરવા અહોનિશ પ્રયત્ન કરવા જોઇએ એ શું છે તે પર મનન કરી તે કેમ પ્રાપ્ત કરવા તેનો વિચાર કરવા માંડવો જોઇએ. એ ગુણો કેટલેક અંશે આપણ સ્વધર્મના આચરણદ્વારા અને કેટલેક અંશે સંધ્યાવંદન અને ઉપાસનાદ્વારા પ્રાપ્ત થઈ શકે છે.

ઉપાસના સંબંધે વાત કરતા તમારામાથી કેટલાકે મને કહ્યું છે કે સંધ્યાવંદન કરવાથી ફાયદો શું છે તે કાઇ તેઓ સમજતા નથી. કારણ કે એનો અર્થ તેઓ સમજતા નથી. વળી કેટલાકે એમ પણ કહ્યુ હતું કે તેઓ એ ક્રિયા કરે છે, તેના મંત્રોચ્ચાર તો કરે છે, પણ તેમ કરતાં તેઓ શું કરે છે તેનો કાંઈ જ વિચાર, તેમ કરતાં, તેઓ કરતા નથી. આમ કરવુ ઠીક નથી. અગર જો કેટલાક કહે છે તેમ ખરૂં છે કે સમજ્યાવિના અથવા વિચાર કર્યા વિના પણ યજ્ઞ કરવાથી તેનું કાંઈક શ્રેય મળ્યા વગર રહેતો નથી, તોપણ તેની સાથે જ જો એ ક્રિયા સમજીને અને વિચારયુક્ત થાય તો વિશેષ લાભકારક છે. છાંદોગ્યઉપનિષત્માં કહ્યુ છે કે, જે યજ્ઞ, વિદ્યા, શ્રદ્ધા, અને ઉપનિષત્‌યુક્ત થાય છે તે વીર્યવત્તર છે.× માટે ઉપાસના કરતી વખતે આપણું જ્ઞાન આપણે વાપરવું જોઇએ. સંધ્યાવંદનમાં મુખ્ય ગાયત્રીનો જપ છે. એ ગાયત્રી મંત્રમાં એક શબ્દ એવો છે કે તે મને તો બહુ સૂચક લાગે છે. એ મંત્રના **सवितुर्वरेण्यं भर्गो देवस्य** એ પદમાં જે **सवितुः** એ શબ્દ છે તે જ એ શબ્દ છે. સવિતા એટલે એ સૂર્ય એ શબ્દનો ઉચ્ચાર કરતાં મને ઉપરના બધા શ્લોકો યાદ આવે છે, એટલે એ શબ્દ એ બધા શ્લોકોને સૂચવતો હોય એમ લાગે છે એ સૂર્ય કાંઇ જે સૂર્યગોલ આપણે સામાન્ય રીતે જોઇએ છીએ તે નથી. દરેક પ્રજાએ સૂર્યને ઈશ્વરનું પ્રતીક માન્યું છે, કારણ કે જેમ ઈશ્વર સર્વનું મૂલ છે તેમ જ બ્રહ્મ તે જ અને સર્વ આધ્યાત્મિક શક્તિઓનું પણ મૂલ છે, તેમ સૂર્ય સ્થૂલ શક્તિમાત્રનું મૂલ છે; અને સૂર્યની પ્રભા અને તેની જ્યોતિ એ ઈશ્વરનાં દિવ્ય સ્વરૂપનું ભાન કરાવે છે. માટે એ શબ્દનો ઉચ્ચાર કરતાં આપણે ઈશ્વરનાં દિવ્ય સ્વરૂપનું ચિંતન કરવું જોઇએ. વળી આખા વિશ્વમા ઈશ્વર કેવી રીતે વ્યાપી રહ્યો છે, એનો વિચાર કરતાં આપણું હૃદય ઈશ્વર પ્રતિ પ્રેમથી ઉભરાવવું જોઇએ; અને તેથી જ વળી બીજી બધી વસ્તુપર પણ પ્રેમ આવવો જોઇએ, કારણ કે એ સર્વ પણ તેનાં જ રૂપ છે

---

¥ नाविरतो दुश्चरितान्नाशान्तो नासमाहितः । नाशान्तमानसो वापि प्रज्ञानेनैनमाप्नुयात् ॥ २३ ॥

*नायमात्मा बलहीनेन लभ्यो न च प्रमादात्तपसोवाप्यलिङ्गात् । एतैरुपायैर्यतते यस्तु विद्वांस्तस्यैष आत्मा विशते ब्रह्मधाम ॥४॥ मुण्डक ३-खं. २.

× यदेव विद्यया करोति श्रद्धयोपनिषदा तदेव वीर्यवत्तरं ॥ छां १-१-१०

આપણે તેમ જ બીજી વસ્તુઓ ગળીને જ એક મહાન સમષ્ટિ થાય છે. અને તેની જ આપણે બધા જુદી જુદી વ્યષ્ટિઓ છીએ. તાત્પર્ય કે બીજી વસ્તુઓથી આપણે જુદા નથી. સંધ્યાવંદન સમયે જો આ વિચારપર મનન થાય તો તેમ કર્યા પછી, તે દિવસનાં કાર્યો કરતાં પણ એ વૃત્તિ સ્થિર રહે, અને તેથી જેના જેના સંબંધમાં આપણે આવીએ તે બધાને આપણે આનન્દ આપી શકીએ. વળી એ વિચાર પણ કરવો જોઇએ કે આપણામાં આ ઈશ્વરી અંશ છે તો આપણે જેમ બને તેમ એવું કરવું જોઇએ કે તેનો પ્રકાશ આપણી આસપાસ વિશેષ વિશેષ પડતો થાય. એમ થાય એટલા માટે આપણાં મન, વાણી, અને કર્મ એ સર્વ શુદ્ધ થવાં જોઇએ અહીં આટલી જ સૂચના બસ છે. વિશેષ વિસ્તાર આવતા પત્રમાં થશે. અહીં તો હવે શ્રી વિષ્ણુપુરાણમાંથી આટલો ઉતારો કરી સમાપ્ત કરીશું. ત્યાં કહ્યું છે કે, જેનુ હૃદય શુદ્ધ અને પવિત્ર છે, જે મદરહિત છે, શાન્ત છે, સતત પ્રયત્નવાન રહે છે, સાદો છે, જે ભૂતમાત્રને મિત્રદૃષ્ટિથી જુએ છે, જે જીવમાત્રને આત્મવત્ ગણે છે, જે દરેક મનુષ્યપર પ્રેમ અને મમતા રાખે છે, જે પરાર્થપરાયણ છે, અને જેણે પ્રમાદનો ત્યાગ કીધો છે તેના હૃદયમાં શ્રી વિષ્ણુનો વાસ છે. આવતા પત્રનો વિચાર કરતાં સુધી આ વિચારનું જ મનન કરવાનો નિશ્ચય કરી આજ તો આટલેથી જ અટકીશું.

સ્નેહાધીન
લિલિઅન એડગર.

---

# એક મુનિનો વૃત્તાન્ત.

(મળેલું)*

૧

મેહેરબાન "સુદર્શન"ના તંત્રી સાહેબ.

આ લેખ આપની આગળ રજુ કરવામાં મારો હેતુ ફક્ત આપણી સંસારી જીદગીની અંદર સદ્ગુણ તથા જ્ઞાનનો વધારો કરી, તેને સુધારી, ઠેકાણે લાવી, ઊંચ સ્થળે મુકવાનો છે; અને જનમંડળને હરકોઈ બાબત ઉપયોગની અથવા આભૂષણરૂપી હોય તે તેમની સમક્ષ રજુ કરી, તેમને મનગમતો સાર તેમાંથી ગ્રહણ કરી, ઉત્તમ રસ્તે દોરવાઈ, સ્વદેશની કીર્તિ દીપાવી આપે એ મારી અભિલાષા છે.

મારા લેખનો આપના કોમળ હસ્તમાં સ્વીકાર કરતાં આપને સ્વાભાવિકરીતે જિજ્ઞાસા ઉત્પન્ન થશે કે હું કોણ છું? મારૂં નામ શું? મારી જાત શું? હું ધંધો શો કરૂં છું? હું કયાં વસું છું? ક્યાં હરૂંછું? કયાં ફરૂં છું? સાક્ષર છું કે નિરક્ષર? ગૃહસ્થ છું કે બ્રહ્મચારી? યતિ છું કે વાનપ્રસ્થ છું? હીંદુ છું કે મુસલમાન? ઈંગ્રેજ છું કે પારસી? યાંહુદી છું કે યુરેઝિયન? વૈષ્ણવ છું કે વેદાંતી છું? આસ્તિક છુ કે નાસ્તિક?—સ્વભાવે ઉગ્ર છું કે શાંત? સ્ત્રી છું કે

---

* આ લેખ અમારા એક "એલએલ. બી." મિત્રે "એડિસન" ના "સ્પેકટેટર" નું અનુકરણ કરી લખી મોકલ્યો છે. "સ્પેકટેટર"ની તરેહનું સરળ, રસુજી અને બોધક સાહિત્ય ગુજરાતીમાં ઉત્પન્ન થવું જોઇએ તંત્રી.

પુરુષ ? રંગે ગૌર છું કે શ્યામ છું ? વગેરે અનેક પ્રકારના સવાલ આપના હૃદયમાં પેદા થશે. આ જિજ્ઞાસા તૃપ્ત કરવા ખાતર આપને મારી જીંદગીની ટુંક હકીકત જણાવવાની રજા લઇશ. અને જે મિત્રમંડળમાં હું હરું છું ફરું છું તેના પણ થોડોઘણો એહેવાલ આપ સાહેબની રૂબરૂ રજુ કરીશ.

હું ગુજરાતના એક મોટા હિંદુ જાગીરદારનો પુત્ર છું. અમારી જાગીર અમને ઠેઠ મોગલાઈના વખતથી ચાલી આવે છે. મારા ઘરડાવરડાઓએ મહાપ્રતાપી અકબર બાદશાહને ગુજરાતના ચાલુ રાજ્યને નિમકહરામ થઈ ઘણી કીમતી મદદ આપી હતી તે ઉપરથી તે ઉદાર દિલના બાદશાહે રાજી થઈ મારા વડીલોને મોટી જાગીરો બક્ષી હતી. પરંતુ અમારી પુરેપુરી વફાદારીને વાસ્તે કંઈક શક રહેવાથી ગુજરાતમાં દેખરેખ રાખવાને બાને ગુજરાતમાં જ રહેવાનો હુકમ કર્યો હતો, અને દિલ્હીના દરબારમા પગ મુકવાની મનાઈ કરી હતી. અને અમારા કુટુંબમાંથી એક ભાઇને પોતાના ખાનગી ખાતામાં મોટો દરજ્જો આપવાનો ડોળ કરી ગુજરાતમાં બાદશાહી અમલનો પુરેપુરો કાબુ બેસે ત્યાં લગી દીલ્હીમાં નજરકેદ રાખ્યો હતો. ઉપર મુજબની વર્તણુકથી મારા વડીલો "ધોબીનો કુતરો ઘરનો નહીં તેમ ઘાટનો નહી" એ કહેવત પ્રમાણે ગુજરાતમાં તેમ જ દીલ્હીમાં શ્રીમંત અને વગવાળા હોવા છતાં નિંદા તથા અવિશ્વાસને પાત્ર થઈ પડયા હતા; પણ ખુશામતથી તથા હાવાદાવાથી સર્વને રાજી કરી પોતાની જાગીરો આખી અણીશુદ્ધ વંશપરંપરા વારસામાં ઉતારવાને શક્તિવાન થયા હતા રાજ્યના ઘણા ફેરફારો થયા અને ઉથલપાથલ થઈ. રંકના રાય, અને રાયના રંક થઈ ગયા પણ ઈંદ્ર બદલાય પણ ઈંદ્રાણી ન બદલાય તેમ અમારી ગૃહલક્ષ્મી અમને અનુકૂળ થઈ અમારી પાસે રહી છે. અને જ્યાં લગી અમારામાં શાંતતા, ખુશામત, ખટપટ, દાવપેચ અને સમયસૂચકતાપણું છે ત્યાં લગી અમારી આબાદીને ધોકો પોહોચવાનો નથી એમ મારી પુરેપુરી ખાત્રી છે. એટલું જ નહીં પણ હાલમાં તો એ સર્વ ગુણો અમને ઘણા ઉપયોગી થઈ પડયા છે. અને અમારા ભાગ્યમાં દિન પ્રતિદિન વધારો થતો જાય છે ગુજરાતમા અમારો કાબુ કાયમ છે એટલું જ નહીં, પરંતુ બીજા કેટલાક પરરાજ્યમા પણ પગપેસારો કરી અમારી સમૃદ્ધિ વધારી અમો અનેક પ્રકારના માનઅકરામો અને ખિતાબો મેળવવાને શક્તિવાન થયા છીએ.

સાહેબ, અમારો આટલો બધો વૈભવ છતાં, અમારામા માંહોમાહે ફાટફુટ છે. અને અમારે પિત્રાઈઓની ખટપટથી ઘોડુ સોસવુ પડયુ નથી. લાગ આવે છે ત્યારે અમારા પિત્રાઇઓ સલકડી કર્યા પાછી ચુકતા નથી. મારા દાદા દાવપેચ અને ખટપટમાં એવા હોવાથી, અને તેમ બાહોશ અને શરા હોવાથી, એ મારા પિત્રાઈ વર્ગને તેમણે નિસ્તેજ કરી નાંખ્યો છે. આગ હોલવાઈ છે પણ થોડો ઘણો ધુમાડો હજી રહી ગયો છે. મારા પિતાના શાણપણથી અને શાંતતાથી અમારા પિત્રાઇમાં હાલ ઘણેક દરજ્જે સુલેહ જળવાઈ રહીછે અને ઉંચાં મન હતાં તે દૂર થયાં છે. અને માહોમાંહેનો એખલાસ વધ્યો છે, પરંતુ સહેજ ચિનગારીથી વખતે મોટો ભડકો થવાની અમને દેહશત રહે છે

સાહેબ, જન્મથી મારા કુટુંબજનોએ મારું નામ "મુનિ" પાડ્યું છે. એક અક્ષરથી માંડે ત્યાં લગી મારે બીજો અક્ષર બોલવાની બાધા છે, અને આંખને અનુસારે સદૈ ત્યાં

લગી જીભ નહીં હલાવવાની મેં પ્રતિજ્ઞા લીધી છે. પુત્રદર્શનનો લાભ મારા પિતાને ઘણો મોડો થયો હતો. મારી બે મોટી બેનો હાલમાં ઈશ્વરકૃપાથી હયાત છે. તેમને મારા પિતા પુત્ર સમાન ચાહતા અને લાડ લડાવતા પણ મારા દાદા દાદી તથા માતુશ્રીને કળ પડતી નહીં. મારી દાદીએ તો અનેક પ્રકારની બાધા આખડીઓ રાખી હતી. મારાં માતુશ્રી ઘણાં જ ધર્મચુસ્ત હતાં. દરરોજ પ્રભાતમાં ગીતાનો પાઠ કરવાને અને સંધ્યાકાળે, મહાભારત, રામાયણ, ભાગવત, યોગવાસિષ્ઠ વગેરે પવિત્ર ધર્મપુસ્તકોની કથા શ્રવણ કરવાનો અને દેવદર્શન કરવાનો તેમનો નિયમ હતો. એકાદશીએ ફળાહાર, અને જન્માષ્ટમી મહાશિવરાત્રિ રામનવમી વગેરે મોટાં પર્વોને દિવસે કેવળ ઉપવાસ કરી ભગવદ્વાર્તા અને હરિકીર્તનમાં પોતાનો વખત કાઢતાં પાશ્ચાત્ય વિદ્યાનો હજી વા વાયો નોહતો, અને અમારા સર્વ કુટુંબમંડળમાં તેમજ આડોશી પાડોશીમાં, તેમની આ ધર્મશ્રદ્ધાને વાસ્તે અત્યંત પ્રશંસા થતી હતી. મારા જન્મ થતા પૂર્વે છ માસ પૂર્વે મારાં માતુશ્રીને સ્વપ્ન આવ્યું હતું કે કોઈ દૈવી પુરુષ અમારા કુટુંબમાં પુત્રરૂપે અવતાર ધારણ કરશે અને અમારા કુટુંબની કીર્તિ અવિચળ કરશે. મારા દાદાએ આ સ્વપ્ન ઉપરથી જેમ ઉપેંદ્ર ભગવાને અદિતિની કુક્ષે જન્મ લઈ બળિ રાજાને છળી, મહેંદ્રના સુખ સારૂ તેની રાજ્યલક્ષ્મી હરી લઈ પાતાળમાં મોકલ્યો હતો, તેમ કોઈ મહાપ્રતાપી કુળદીપક કુળમાં અવતરી મુત્સદીપણે પોતાના બરોબરીયા અથવા ઉંચા દરજ્જાના જાગીરદારોને નિસ્તેજ કરી, તેમની લક્ષ્મી અને ગૌરવ હરી, નિર્માલ્ય બનાવી, પોતાના કુટુંબનો મોભો અને કીર્ત્તિ દુનીયાંની નજરમાં દોહોડાં બમણાં કરશે એવી ધારણા બાંધવા માંડી. મારા પિતા સદરઅમીનના હોદા ઉપર હતા. તેઓને એવો ખ્યાલ થઈ આવ્યો કે કોઈ મહારાણીસરકારના ભવિષ્યના હાઇકોર્ટના ન્યાયાધીશનો જન્મ તેમને ઘેર થવાનો છે. અને મારાં માતુશ્રીએ એવી કલ્પના કરવા માંડી કે કોઈ મહાસમર્થ ઋષિ પુત્રરૂપે અવતરી, તેમને કપિલ ભગવાનની માફક બ્રહ્મજ્ઞાનનો બોધ કરાવી, મોક્ષરૂપી અખંડ સુખની પ્રાપ્તિ કરાવશે; આડોશી પાડોશીઓએ તથા સ્નેહી અને કુટુંબીઓએ મારા પૂજ્ય દાદાની ધારણાને ટેકો આપનારી દલીલો બતાવી, તેમની તે વિષય ઉપરની મનોવૃત્તિને સજડ કરી દીધી હતી.

ઉપરની એક પણ અભિલાષા પરિપૂર્ણ થાય એવા મારામાં ગુણ નથી, એ સાહેબ હું સારીરીતે સમજું છુ, અને એ હું ફળીભૂત કરી શકયો પણ નથી અને એ બાબતના સર્વના મનોરથો મનમાં જ રહી ગયા છે, ને મેં એક જૂદી જ જીંદગી પસંદ કરી છે. બાળપણમાં મારી ઘણી શાંત અને ઠાવકી વર્તણુકથી મારે માટે જે ઊંચી આશાઓ બાંધવામાં આવી હતી તે હવામાં ઉડી ગઈ છે.

મોટો થયો ત્યારે મને નિશાળે મૂકયો. ત્યાં પણ મેં મારી મુનિવ્રતની ટેવ ચાલુ રાખી હતી. સાહેબ, બોલવું પડે એટલે મરવું પડે. નિશાળની રમતગમતમાં બિલકુલ ભાગ લેવો નહીં. કેવળ અભ્યાસમાં જ ચિત્ત પરોવ્યું હતું. નિશાળમાં મારા શિક્ષકોની પ્રીતિ સંપાદન કરવાને શકિતવાન થયો હતો, પણ બચપણથી શરીરનું કસરત અને રમત ગમતથી રક્ષણ નહીં કરવાથી મારામાં જોઇએ તેવું શારીરિક બળ હતું નહીં. તેમ જ એવી એક ખુણામાં બેસી રહેવાની ટેવ ઉપરથી મારી તનદુરસ્તી ઉપર ઘણી જ માઠી અસર થઈ છે એમ હાલમાં મને લાગે છે.

હું મેટ્રિક્યુલેશનની પરીક્ષામાં પાસ થયો તે વખતે મેટ્રિક્યુલેશનમાં પાસ થવું તે હાલમાં એમ. એ. ની. પરીક્ષામાં પસાર થવા જેટલું ગણાતું હતું. હવે ગામમાં મારી કીર્તિ વધવા લાગી અને એક સમર્થ વિદ્વાનમાં મારી ગણના થવા લાગી

મૂળથી મારી ધર્મકેળવણીની બાબતમાં મારાં માતુશ્રીએ ઘણી જ સારી કાળજી રાખી હતી. અને હીંદુધર્મ ઉપર મારી આસ્થા દૃઢ બેસાડી દીધી હતી. હું કોલેજમા ગયો ત્યાં મેં નવું જ કૌતુક દીઠું ત્યાના વિદ્યાર્થિઓ મારી આ ધાર્મિક લાગણીને હસી કાઢતા, અને વખતોવખત મારી પાછળ નિંદા કરતા હતા. પણ હું તો દૃઢ નિશ્ચયથી મારા નિત્ય નિયમોને વળગી રહી, ઈશ્વર પ્રતિ મારી ફરજ બજાવવા ચૂકતો નહીં. કોલેજમાં પણ મેં મુનિવ્રત ચાલુ જ રાખ્યું હતુ કોલેજની ડિબેટીંગ સોસાયટીમા હું વ્યાખ્યાન સાંભળવા જતો. પણ વાદવિવાદમા ભાગ લેતો નહીં. કેટલાક ટીખળી વિદ્યાર્થીઓ મારી ધર્મશ્રદ્ધા ઘણી મજબ છે એવું જાણુતા, એ કારણથી "ઈશ્વર છે કે નહીં," "પ્રાર્થનાની શી જરૂર છે," "મૂર્તિપૂજાવિરૂદ્ધ કેટલીક દલીલો," એવાં ભાષણોવખતે મને પ્રમુખસ્થાન ઉપર બેસાડવાની દરખાસ્ત લાવતા, અને મારે તેવે વખતે પ્રમુખસ્થાને બેસવાની જરૂર પડતી. તેમનો હેતુ મારી ધર્મની લાગણી ઉશ્કેરી મારા મુનિવ્રતના નિયમનો ભંગ કરાવવાની હતી. પણ તેઓ તેમાં સફળ થયા નહીં એવા પ્રસંગે "ભેંસના મોહો આગળ ભાગવત" વાંચવુ નહીં એ કહેવતને અનુસરી વધારે મૌન અખત્યાર કરી, બે ત્રણ ટુંક વાકયોમાં સભા બરખાસ્ત કરતો.

કોલેજના પુસ્તકાલયનો પૂરેપૂરો લાભ લઈ ઘણાખરા નામાંકિત ગ્રન્થકર્તાઓનાં પુસ્તકો વાંચી નાખ્યાં હતા બી એ. ની પરીક્ષામાં હું પેહેલા વર્ગમાં પસાર થયો. કૉલેજમાં મને ફેલોશિપ આપવા માંડી તે લીધી નહીં મારા પિતાનો વિચાર એલએલ. બીનો અભ્યાસ પુરો કરાવવાનો હતો, પણ તે મેં માન્ય કર્યો નહીં. છેવટે મારા દાદાએ વગ લગાડી કમિશનર સાહેબની મારફત મને મામલતદારની જગ્યા આપવા માંડી તે પણ મેં કબુલ રાખી નહીં. મારા પિતા તથા દાદાની આશાઓ ઉપર પાણી ફેરવ્યું લક્ષ્મીની મારે શી ખોટ છે? કોઈપણ પ્રકારના બધન શિવાય વિદ્યાભ્યાસ ચાલુ રાખવો, દેશ પરદેશ મુસાફરી કરવી, હુનરકળા વગેરેથી માહેત થવુ, નવી શોધો ચલાવવી, નવા ઉદ્યોગો ઉભા કરવા એ બાબતપર મારૂં લક્ષ વધારે હતું. આ અરસામા મારા દાદાનો કાળ થયો અને મેં કૉલેજ છોડી. થોડો વખત ઘેર રહી પરદેશ ગમન કરવાનો વિચાર થવાથી મેં આખા હીંદુસ્તાનમાં કલકતાથી કરાંચી સુધી અને કાશ્મીરથી સેતુબન્ધરામેશ્વર સુધી મુસાફરી કરી. ઈગ્લાંડમાં અને યુરોપમાં પ્રવાસ કરવાનો વિચાર કર્યો પણ તે વખત લોકમત જોઇએ તેવો અનુકૂળ નહી હોવાથી, મારા પિતાએ તે વાતને અનુમોદન આપ્યું નહીં. એથી કરીને મારી કેટલીક નવીન શોધો બાબત જાતમાહેતી મેળવવાની જિજ્ઞાસા તૃપ્ત થઇ નહીં અને મનના વિચારો લૌકિક મતની અજ્ઞાનતાને લીધે આગળ વધવા પામ્યા નહીં.

પાશ્ચાત્ય કેળવણીના પ્રચારથી જુવાન વિદ્યાર્થીઓની વિચારસ્થિતિ અને વૃત્તિઓ બદલાવા માંડી. મિશિનરીઓએ હીંદુધર્મ વિરૂદ્ધ ચર્ચાઓ ઉભી કરી. અધુરામાં પુરો "મહારાજ લાઈબલ કેસ" તે દરમ્યાન ચાલ્યો, જેણે આખા ગુજરાતને ગજવી મુક્યું, અને

આખુ હિંદુસ્તાન ખળભળાવી નાખ્યુ "સુધારા" નો જય થયો વિલાયતના દરવાજા ખુલ્યા અને રાવસાહેબ મહીપતરામ અને કરસનદાસ મુળજી વિલાયત જઈ આવ્યા અનેક ન્યાતચર્ચાઓ પણ ઉભી થઈ સુધારાવાળાઓએ સાંસારિક સુધારાનો ઝંડો ઉભો કર્યો બાળલગ્નવિરુદ્ધ સભાઓ ભરાવા માંડી વિધવાવિવાહની હીમાયત થવા માંડી તેવામા 'શેરમેનીઆ'નુ તોફાન શરૂ થયુ તેમા ઘણા લોકો ખુવાર થઈ ગયા વગર મહેનતે અને વગર વિચારે ફકત કિમમત ઉપર નજર રાખી પૈસા રોકનારાઓમાના કેટલાક રંક સ્થિતિમાંથી તાલેવન થયા, પણ ઘણાખરા લોકો શેરના સટ્ટામા ડુબ્યા, તે ઉઠવા જ પામ્યા નહીં ધર્મચર્ચાએ પણ નવુ સ્વરૂપ પકડયુ. બ્રહ્મસમાજ, પ્રાર્થનાસમાજ, આર્યસમાજ, વેદધર્મસભા અને થીયોસોફીકલ સોસાઇટી એમણે ધર્મસબધી વિચારો પ્રજાની આગળ પોતપોતાની સમજ પ્રમાણે મૂકવા માડ્યા અને લોકો પોતપોતાની સમજ પ્રમાણે અનુકૂળ મડળમા દાખલ થઇ ધર્મસબધી વિચાર કરવા લાગ્યા હીંદુઓ હવે પોતાના ધર્મપુસ્તકોનો બારીકીથી વિચાર કરી તેમના સિદ્ધાન્ત ઉપર પૂરતુ લક્ષ આપવા માડ્યા મને પણ તત્ત્વજ્ઞાનનો શોખ હોવાથી, મને આ ચર્ચાઓમા ઘણી જ ગમત પડવા લાગી, અને શ્રીશકરાચાર્યના અને શ્રીરામાનુજાચાર્યના સિદ્ધાન્તનુ ખરૂ રહસ્ય સમજવા માટે એક વર્ષ હુ કાશીમા જઈ રહી આવ્યો અને તે બાબત ત્યાના પડિતો સાથે પુષ્કળ વાદવિવાદ કરી તેઓ પાસેથી કઇક અલ્પ જ્ઞાન મેળવવા હુ શકિતવાન થયો છુ સસ્કૃત ભાષાનો અભ્યાસ ઈગ્રેજ અને યુરોપીયન વિદ્વાનોમા ધીમે ધીમે વધવા માડ્યો, અને વેદાંતનુ રહસ્ય હવે યુરોપીયન પડિતો સમજવા લાગ્યા છે, તથા હાલમા વેદાતનો ખાસ અનુભવ ભરત ખડમાં મેળવવા યુરોપીયન વિદ્વાનોએ આવવુ પસદ કર્યું છે, અને વેદાંત એક તત્ત્વજ્ઞાનની ઘણી જ કીમતી ખાણુ છે એમ ધીમેધીમે સમજાવા માડયુ છે

'લોકલ સેલ્ફ–ગવર્મેન્ટ'ના નિયમ મુજબ ગામોગામ મ્યુનિસિપાલિટીના ધોરણોમા ફેરફાર થઈ લોકોના પ્રતિનિધિઓને મ્યુનિસિપાલિટીમા દાખલ કરવામા આવ્યા છે, અને નામદાર મુબાઈના ગવરનરની ધારા સભામા પણ પોતાના પ્રતિનિધિ મોકલવાનો હક મળ્યો છે ૧૮૮૫ થી રાજકીય બાબતોનો વિચાર કરવા 'નેશનલ કોગ્રેસ' સ્થાપવામા આવી છે, અને સાંસારિક 'કોનફરન્સ' પણ સાસારિક સવાલો ઉપર વિચાર કરવાને મળે છે લોકો અસલના જેવા શારીરિક કેળવણીના પણ બેદરકાર રહ્યા નથી. લૉનટેનિસ, બૅડમિન્ટન, ક્રિકેટ, અને ફુટબૉલની રમતો ઉપર હવે લક્ષ આપવામા આવે છે અને ક્રિકેટમા તો આપણા સ્વદેશી રણજિતસિંગજીએ દુનિયામા નામ કાઢ્યુ છ દિલગીરીની વાત એટલી જ કે આપણા પારસીભાઇઓ જેટલુ આપણા હિદુભાઇ શારીરિક કેળવણી ઉપર લક્ષ આપતા નથી પણ ધીમે ધીમે શારીરિક કેળવણી હીંદુ લોકોનું વધારે ને વધારે લક્ષ ખેચે છે એ ખુશી થવા જેવુ છે

કેળવણીનો પણ બોહોળો પ્રચાર હુ જોવાને નસીબવાન થયો છુ દેશમા ભણેલા અને કેળવણી પામેલાઓની સંખ્યા ઘણી વધી છે, અને ભવિષ્યમાં તેનાથી સારા ફળ નીપજવાનો સંભવ છે એ રીતે આ ચાળીશ વર્ષની અદર આપણી સાંસારિક, રાજકીય, ધાર્મિક અને શારીરિક સ્થિતિમા સુધારો થયો છે અને તે સબધી વિચાર કરવાને આપણા સ્વદેશી ભાઇઓએ લક્ષ આપવા માડયુ છે એ આનન્દની વાત છે

આ ચાળીશ વર્ષની દરમ્યાન મેં ઘણું વાંચ્યું છે, જોયું છે, સાંભળ્યું છે, તરેહતરેહના ફેરફાર અને ઉથલપાથલો મને દૃષ્ટિગોચર થયા છે, અને તે સબંધી મારા વિચારો ધીમે ધીમે મારા સ્વદેશી બંધુઓ આગળ હું રજુ કરીશ. તેમાંથી તેઓ હંસ માફક દુધ પાણી જુદાં કરી સાર ગ્રહણ કરી મને કૃતાર્થ કરશે એ જ મારી વિનંતી છે.

મારા મુકામનું ખાસ ચોકસ ઠેકાણું નથી. પણ મારો ઘણો વખત હું મુંબાઇ રાજનગરીમાં કાઢું છું. પણ વખતોવખત સુરત, અમદાવાદ, રાજકોટ, પુના, કરાંચી, સતારા, કલકત્તા, મદ્રાસ, લાહોર, કાશી, નાગપોર, વગેરે હર નામાંકિત સ્થળે જરૂર પડે ત્યારે આંટો મારી આવું છું. તમામ જાહેર જગામાં હું ફરૂં છું. અને ઘણુંખરા સાર્વજનિક કામોમાં અને મંડળોમાં હું ભાગ લઉં છું, પણ મારા ખાસ સ્નેહીમંડળ શિવાય મને કોઈ ઓળખતું નથી. મારી હાજરી વિનાનો કોઇ પણ ઠામ ખાલી નથી. મ્યુનિસિપાલ કોર્પોરેશનની મીટિંગમાં પણ હાજર, સરકારની ધારા સભામાં પણ હાજર, મોટી મોટી લાઇબ્રેરીઓમાં પણ હાજર, બેંકો ઉપર, પાલવાના બંદર ઉપર, અને બેંડસ્ટેંડ ઉપર પણ હાજર, ટી અને કોફી હાઉસમાં પણ હાજર, મોટા મોટા કેસોમાં વકીલ બારીસ્ટરો કોર્ટમા જુસ્સાથી જડજને કે જ્યૂરીને પોતાના અસીલના લાભની દલીલો લાંબા લાંબા હાથ કરી સમજાવતા હોય ત્યાં પણ હું હાજર હોઉં છું. સોલિસિટરોમાં હું એક હોંશીયાર મેનેજીંગ કલાર્ક તરીકે ખપું છું અને શેરબજારમાં મને છેલ્લા દશ વર્ષ થયાં શેરદલાલ તરીકે લોકો ઓળખે છે. મુબાઇની તમામ 'લિટરરી સોસાઇટી'માં મારી હાજરી હોય છે, ગેયટી, આલફ્રેડ, ગુજરાતી, વિક્ટોરિયા, મોરબી, દેશી, વગેરે સર્વે નાટકશાળામાં હું ફરતો ફરતો જઇ પોહોંચું છું, અને ત્યાં ત્યાં શા શા ખેલ થાય છે અને તેમની લોકોપર શી અસર થાય છે તેની નોંધ રાખું છું. નેશનલ કોનગ્રેસની એક પણ બેઠક મારી ગેરહાજરીમાં થઇ નથી. ક્રિકેટમેચ, કે ઘોડાની શરતોની રમતો હોય છે તે પણ મારી નજરની બાહાર નથી, અને જોદ્ધાના પાટીયા ઉપર પણ હું વખતોવખત આંટો મારી આવી ત્યાંની સર્વ ચર્ચાઓથી વાકેફ રહું છું. આગગાડીમાં લોકો જ્યારે મને ન્યુસપેપર કે ચોપડીમાં ગરકાવ થઇ ગયલો માને છે તે વખતે હું લક્ષપૂર્વક તેમના ગપાટા સપાટા સાંભળી તેમની વાતચીતોથી વાકેફ થાઉં છું. સ્વાભાવિક રીતે કોઇપણ જગ્યાએ લોકનું ટોળું એકઠું થાય છે કે ત્યાં હું દાખલ થઇ જાઉં છું. પણ મારા ખાસ સ્નેહી મંડળ શિવાય કોઇ પણ જગ્યાએ હું મારો હોઠ ફફડાવતો નથી.

આ પ્રમાણે હું દુનીયાંમાં એક સાક્ષીરૂપે રહું છું. દુનીયાના કોઇ પણ વ્યવહારમાં કાંઇ પણ ભાગ લીધા વગર સર્વ જનચર્ચા જોઉં છું. રાજ્યકર્તાની શી ફરજો છે, પ્રજાની શી ફરજો છે, કેળવણી પામેલા વર્ગની શી ફરજો છે, અધિકારીઓની રૈયત તરફ શી ફરજો છે, શ્રીમંતની ગરીબ તરફ શી ફરજો છે, સ્ત્રીપુરુષની પરસ્પર શી ફરજો છે, અને ધર્મગુરુઓની શી ફરજો છે, વ્યાપારીઓનું શું કર્તવ્ય છે અને જાહેર આગેવાનોની શી જવાબદારી છે, તેનો બધો અનુભવ મેં મનોરાજ્યદ્વારા મેળવ્યો છે. કયા કયા કામોમાં કેવા કેવા લોકો કયાં કયાં ભુલ ખાય છે તે હું સારી પેઠે જોઇ શકયો છું. કોઇ પણ પક્ષની તરફેણમાં કે વિરુદ્ધમાં હું દુરાગ્રહ કરીને પડતો નથી. અને સર્વ પક્ષો મારે મન જ્યાં લગી તેઓ મર્યાદામાં રહી વર્તે છે ત્યાં લગી સમાન છે. મેં કેવળ એક દ્રષ્ટા તરીકે

આ સંમારમાં ભાગ લીધો છે. વખતોવખત મારા સ્નેહી મંડળ તરફથી એકમતે મારી જીંદગીનો અનુભવ જાહેર પ્રજા સમક્ષ મુકવાની ફરમાસ થઇ છે અને તેને માન આપી, મેં જોયું છે, વાંચ્યું છે, સાભળ્યું છે, તેનો સાર વિચારમાળાદ્વારા વાચક વર્ગ આગળ મુકવા હું ઈરાદો રાખું છું, અને તેથી જો તેમને કંઇ રસ, ગમત કે આનંદ પડશે અને કોઇ પણ રીતે જનસ્વભાવ અને સ્થિતિમાં કાંઇ પણ સુધારો થશે તો મારૂં જીવતર કૃતાર્થ થયું છે અને છેક ફોગટ ગયું નથી એમ હૂ માનીશ.

મારૂં ઠામઠેકાણું હૂં હાલમાં ગુપ્ત રાખવા માગું છું, મને એકાંત વધારે પસંદ છે અને જનસમૂહની આગળ જાહેરરીતે દૃષ્ટિગોચર થવુ મને પસંદ નથી, એ જ કારણથી હૂ મારો વર્ણ અને લેબાસ પણ ગુપ્ત રાખું છું કે કોઈ મને ઓળખી શકે નહીં. જે ગૃહસ્થોને મારી સાથે પત્રવ્યવહાર ચલાવવો હોય તેમણે "મુનિ" એ સરનામે, "'સુદર્શન'-ની ઓફીસ,—અમદાવાદ.' લખવું

જો વાચકવર્ગને આ લેખ અનુકૂળ થઇ પડશે તો આવતા અંકમાં મારા સ્નેહી મંડળમાં જે ગૃહસ્થો છે તેમનો ટુંકો એહેવાલ આપવાનો મારો વિચાર છે.

લિ. સેવક
"મુનિ"

---

## દુષ્કાલપીડા.

### કારણ અને વારણ.

( મળેલુ *. )

૧

### કારણ.

'વિદાય થતી શતીના મોટામાં મોટા' દુષ્કાલને હજી બે વર્ષ થયાં નથી ત્યાર પહેલાં એક બીજા ગંભીર દુષ્કાળે આપણા કમનસીબ દેશને ઘેરી લીધોછે. આપણી સરકાર દુષ્કાલ-દુઃખના તાત્કાલિક નિવારણ માટે જે ભગીરથ પ્રયત્ન કરેછે તેને માટે નિરવધિ ધન્યવાદ ઘટે છે. જૂના વિચારના કેટલાક લોકો સરકારના યત્નને અંતઃકરણથી વખાણતાં છતાં ઈશ્વરની મરજી સામે થવાનો આ યત્ન છે એમ કહી એની અવ્યવહાર્યતા બતાવેછે. પરંતુ પાછલા અનુભવ ઉપરથી સિદ્ધ થાયછે કે દુષ્કાલના દુઃખના તાત્કાલિક નિવારણ સંબંધી સરકારની નીતિ સ્તુત્ય અને ઘણે અંશે સફલ છે બેશક આવા મોટા સમારંભમાં ભૂલો થાય અને થાયછે, અને તે તરફ અધિકારીએનુ ધ્યાન ખેંચવું એ આપણો ધર્મ છે. પરંતુ તે કર્તવ્ય સ્વીકારવામાં સરકારની તે નીતિનું અનુમોદન થાય છે. દુષ્કાલને માટે ખસ કરથી જે ભંડોળ એકઠું થયું હોય તેનો આપણા વિચાર પ્રમાણે કદાચ અસ્થાને વ્યય થતો હોય, કોઈકવાર નિવારણયોજનાઓ વેળાસર અમલમાં ન મૂકાયાથી આર્તસંરક્ષણના

---

* લખનાર—રા. રા. ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી. બી. એ એલએલ. બી.

સાધારણ રીતે આ પત્રમા ચાલતા રાજકીય પ્રશ્નો ઉપર લખાણો મૂકવાનો હાલ રિવાજ નથી. પંણ હિન્દના દુકાળનો વિષય રાજકીય કરતા અધિક મહત્ત્વનો અને વિશાળ હોવાથી, તેમજ આવી ચર્ચા કેવી વિદ્વત્તા સાથે થવી જોઇએ એના દૃષ્ટાન્ત તરીકે, આ લેખ મૂકવા જેવો છે. તન્ત્રી.

સંબંધમાં કંઈ નિષ્ફલતા થતી હોય, આર્તસંરક્ષણની વ્યવસ્થાના સંબંધમાં કાંઈ અપેક્ષા લાગતી હોય, અથવા કોઈ કોઈ સકુચિત મનોવૃત્તિના વખતમાં મી. હોલ્ડરનેસના હાલના સરક્યુલર જેવા ખરચમાં કરકસર થાય તેવી યોજના સુચવતા પ્રબંધો રચાતા હોય-એ બધું ખરૂં-એ બધાને માટે સરકારનાં દ્વાર ઠોકી યોગ્ય ન્યાય અને સુનીતિ મેળવવા યત્ન કરવાની આવશ્યકતાપૂરતા અંશમાં સરકારને બે કડુ વચન કહેવાનો પ્રસંગ પણ ખરો, તથાપિ એટલા ઉપરથી તાત્કાલિક દુઃખનિવારણનાં મુખ્ય ધોરણોની મહાર્ઘતામાં કંઈ ન્યૂનતા આવતી નથી.

ઈ૦ સ૦ ૧૮૯૬ ના મોટા દુષ્કાલ વખતે આપણાં માયાળુ મહારાણીશ્રીએ એવી મહાન દૈવી આજ્ઞા કરી હતી કે મારા રાજ્યમાં ક્ષુધાની પીડાથી કોઈ પણ મરે નહિ એવી વ્યવસ્થા કરવી. આ આજ્ઞામાં જે ઉચ્ચ કર્તવ્યબુદ્ધિ, જે પરમ કરુણા, જે ઉદારતા, અને મુખ્યત્વે કરીને જે પૌરુષ, જે અપરિમિત શ્રદ્ધા સમાયલી છે તેની કિમ્મત દુષ્કાલદુઃખનિવારણ માટે પગલાં લેવામાં જે નાનાપ્રકારની મુશ્કીલીઓ નડે છે તેનો ખ્યાલ કરનારને જ જણાઇ આવે. દુષ્કાલથી પીડાતાં કરોડો માણસો પુરુષપ્રયત્નથી નભાવી શકાય એવી બુદ્ધિની ઉત્પત્તિ માટે પ્રથમ તો મહાર્ઘ ક્ષેત્રની આવશ્યકતા છે. અને તે કાર્યમાં પ્રવૃત્ત થવામાં પુરુષપ્રયત્નની વિજયશીલતા ઉપર અવિશ્રાન્ત શ્રદ્ધાની અપેક્ષા છે. આવી શ્રદ્ધાને અભાવે જ આપણામાંના કેટલાકને આમાં કાઇક અવ્યવહાર્ય લાગેછે, પરંતુ વાસ્તવિક રીતે જોતાં એક મહાન ન્યાયવાન હૃદયને આમાં કંઈ નવીન નથી અને આવા શ્રમને અભાવે જે દુઃખકર પરિણામ આવે તેના મુકાબલામાં આની સફલતા પણ અનંતગુણ છે.

રાજ્યતંત્ર લોકાનુગ્રહ માટે જ છે એ સદ્રાજ્યનીતિનું સર્વકાલનું સૂત્ર છે. રાજ્યનું જે ધન કહેવાય છે તે લોકનું જ છે એ પણ સુગ્રાહ્ય છે. ખેડુલોકો રાજ્યના 'કમાઉ દીકરા' કહેવાય છે એ લોકોક્તિ આ વિષયના પૂર્ણ વિચારથી પ્રાપ્ત કરેલા સત્યની નિશાની છે. હવે દુષ્કાલના સમયમાં કૃષિકાર વિગેરે ઉપર ઘણેભાગે દુઃખભાર પડેછે એ વાતનું ગ્રહણ થતાની સાથે જ તે દુઃખમાંથી તેમને છોડવવાની કર્તવ્યતા, આવશ્યકતા, વિશાલ અંતઃકરણને તરત જ સમજાય છે. મનુષ્યમાત્રને આત્મરક્ષણની એક અવિદિત લાલસા રહેછે તે આત્મરક્ષાની લાલસાના પરિણામમાં પણ આ જ વિચાર સ્ફુરશે. રાજ્યતંત્રનો કર ઉપર નિર્વાહ છે અને તે કર ભરનારાઓ કર ભરવાની સ્થિતિમાં ન હોય, મરી ખુટ્યા હોય, અશક્ત થઈ ગયા હોય તો રાજ્યતંત્ર કેટલી વાર નભે ? અમુક એક રાજ્યતંત્ર જરાક પણ ક્ષય થાય તો પોતે આ કાલમાં આત્મઘાતી જ થાય. અટલા સારુ રાજ્યતંત્રને હમેશાં સચેત જાગ્રત્ રાખવાની આવશ્યકતા છે અને તેની વ્યવસ્થા માટે તે વ્યવસ્થાના નિર્વાહ કરનારાઓને પણ સચેત રાખવાની જરૂર નિર્વિવાદ છે. આ સ્વાભાવિક નીતિના ધોરણે જ જેમ કોઇ કમાઉ દીકરો અસ્વસ્થ હોય ત્યારે તેની સારવાર કરવા કુટુંબવર્ગ જેવી કાળજી રાખે છે તેવી જ કાળજીથી તેવી જ રીતે તન મન અને ધનથી દુષ્કાલપીડાનું નિવારણ કરવામાં રાજ્યકુટુંબનો સ્વાર્થ છે, રાજ્યકુટુંબની ફરજ છે. આ રાજ્યકુટુંબમાં રાજ્યમાં રહેનાર પ્રત્યેક વ્યક્તિનો સમાવેશ થાય છે. જે સાધારણ દયાવૃત્તિ કોઈએક દુઃખી અને નિર્ધન વ્યકિતને મદદ કરવા આપણને વારંવાર ઉત્સુક કરે છે તે જ દયા તે જ ઉદાત્ત ભાવ દુષ્કાલપીડિત અનેકને મદદ કરવાની ઉત્સુકતા ઉત્પન્ન કરે છે. એટલી મોટી-કરોડોની સંખ્યા જોઈ હારી જવું એ કાયરતાની, મનોબલની નિર્બલતાની, નિશાની છે. તેમને ભાવિને શરણ સોંપી

આપણે મજા માણતા રહેવું એ નીચ સ્વાર્થપરાયણતા છે. "સહુ સહુનું પ્રારબ્ધ"-એવે વિચારે કરોડો મનુષ્યનો સંહાર થતો જોઈ બેસી રહેવું એ પ્રારબ્ધભાવનાની ગુલામગીરી સરખું છે. એથી ઉલટું તેવા કરોડોનું રક્ષણ કરવાનો ઉત્સાહ થવો, તેના માર્ગો શોધી કહાડવામાં નડતી મુશ્કેલીઓને ડગલે ડગલે દૂર કરતાં આગળ વધવું,—એમાં મનની વિશાલતા સુચવાય છે, પૌરુષમાં શ્રદ્ધા મનાય છે, વિધાતાના લેખ ઉપર મેખ મારવાનું ઉચું મનોબલ પ્રકટ થાય છે. એક શબ્દમાં કહીએ તો આત્માની મહત્તાનું એમાં પ્રત્યક્ષ દર્શન થાય છે.

વર્તમાનમાં આઠ કરોડ પાંચ લાખ માણસની વસતિ વાળા પ્રદેશ ઉપર દુકાલની થોડી ઘણી અસર છે. અને એવું ગણિત કરવામાં આવ્યું છે કે પાંચ કરોડની વસતિવાળા પ્રદેશમાં દુષ્કાલની બહુ જ ધાડી અસર છે. આ વખત પશુઓનો મોટો સંહાર થઈ જવાથી દુષ્કાલની માઠી અસર અસાધારણ છે એમ કહી શકાય; અને એવો અસાધારણ પ્રસંગ ધ્યાનમાં લેતાં સરકારનાં નિવારણ માટે ઉઘાડેલાં કારખાનાંનો લાભ લેતી સંખ્યા અસાધારણ નથી, બ્રિટીશ હદમાં ૪,૧૦,૦૦,૦૦૦ માણસની વસતિવાળા પ્રદેશમાં દુષ્કાલ છે ત્યારે બાકીની સંખ્યા દેશી રાજ્યના પ્રદેશની છે બ્રિટીશ હદમાં પચાસ લાખ (૫૦,૦૦૦૦૦) માણસ બધું મળીને સરકારના આશ્રયનો લાભ લે છે. સને ૧૮૭૬-૭૭ ના દુષ્કાલ વખતે નીમાયલા કમિશને એવી ગણતિ કરી હતી કે ત્રણ કરોડ માણસવાળા પ્રદેશમાં દુકાલ હોય તો સરકારને પચીસ લાખ માણસને આશ્રય આપવો પડે. આ પ્રમાણ જોતાં અત્યારે દુષ્કાલપીડિત વસતિ અને આશ્રિતોની સખ્યાનું પ્રમાણ વધારે છે. બેશક હજી ગ્રીષ્મકાલમાં આ સંખ્યા વધવાનો સંભવ છે પરંતુ તેમાં આ વખતના અસાધારણ પશુ-સંહારથી થયલી અતિ કઠિણ દશા પણ કારણભૂત છે.

મી. હોલ્ડરનેસના સરક્યુલર સંબંધે આપણા ઈલાકાની નામદાર ગવર્નરની કાઉન્સિલમાં પુછાયલા પ્રશ્નોના જવાબ વાંચી આપણને ખેદ થાયછે ઓન. મી. ગોખલેના પ્રશ્નના ઉત્તરમાં ઓન. મી ન્યૂજંટે કહ્યું કે, આશ્રિતો પાસે વધારે કામ લેવાનું અને જેટલું કામ ન થાય તેના પ્રમાણમાં ઓછા પૈસા આપવાના કાનુનો ઘડાય છે તેનો હેતુ એ છે કે આશ્રયને પાત્ર માણસોની ખરી સંખ્યા માલુમ પડે. હિંદના કર ભરનારાઓના પૈસાનો નિષ્કારણ વ્યય ન થાય તે માટેની સરકારની લાગણીનાં આપણે જેટલાં વખાણ કરીએ એટલાં ઓછાં છે, પરંતુ એમાં જોવાનું એટલું જ છે કે સને ૧૮૭૭-૭૮ ના દુષ્કાલ વખતે સર રિચર્ડ ટેમ્પલવાળો 'એક પાઉંડનો ખોરાક' જે કારણોથી મુકરર થયો હતો તેવાં જ કારણો આ વખતે પણ દૃષ્ટિગોચર થાયછે, અને તેવાં જ ભયંકર પરિણામ આવવાનો ભય રહે છે *સર રિચર્ડ ટેમ્પલને સને ૧૮૭૭-૭૮ ના દુષ્કાલ વખતે ઈન્ડિઆ સરકાર તરફથી દુષ્કાલ સંબંધે પોતાના પ્રતિનિધિ નીમ્યા હતા અને તેઓના મનમાં ચાર મુખ્ય સિદ્ધાન્તો વિદ્યમાન હતા (૧.) નિષ્કારણ વ્યય બીલકુલ થવા દેવો નહિ. (૨.) અતિવ્યયનું બરાબર નિયમન કરવું. (૩.) અવિચારી ખરચ ક્ષણ પણ ટકવા દેવું નહિ અને ટુંકામાં (૪) રાજ્યનાં સાધનોનો બહુ કાળજીથી ઉપયોગ કરવો. આ વિચારોમાં ગ્રસ્ત થઈ એમણે એક પાઉંડ ખોરાક કામ કરનારાઓને બસ થશે એવું મત ઉચ્ચાર્યું,

* જુઓ મી. ડિગબી 'ફેમિન કમ્પેઈન.' વો. ૨-પાનું ૧૭૨-૩.

અને એને પરિણામે જે †ત્રાસદાયક પરિણામ આવ્યાં તે આ સ્થળે ગણાવવા જરૂર નથી. સરકારને અમારી એટલી જ વિનંતિ છે કે આવા મોટા દાનયજ્ઞમાં એવી ઝીણી નજર રાખવી કંઈ કામની નથી. આટલું તો નક્કી જ છે કે ઘરબાર અને સગાં સબંધી છોડી સરકારની ખેરીયત ઉપર લોકોને વિનાકારણ આવવુ સારૂ લાગતું જ નથી. ખરચ વધારે થશે તો તે લોકોને જ આપવાનું છે. બીજી રીતે કસર કરી લોકોના જીવનનું રક્ષણ કરવામાં યત્નશીલ થવું જોઇએ તેને બદલે આવે વખતે તેમાં કાતર મૂકવી એ સરકારના મહાર્થ સિદ્ધાન્તને બીલકુલ છાજતું નથી. ગી હોલ્ડરનેસના પત્રની સર રિચર્ડ ટેમ્પલની સવારી જેવી માઠી અસર ન થાય તેને માટે આખી પ્રજા ઉત્સુક છે. મી. ન્યૂજન્ટનો ઉપરનો જવાબ વાચી એ ઉત્સુકતામાં ઘણો ઉમેરો થયો છે. પણ હજી આશા રહે છે કે એવા નિયમો અમલમાં મૂકી હજારો માણસોનો સંહાર થવા દેવા કરતાં થોડા લાખનું ખરચ વધારે કરવાનું સરકાર પસદ કરશે—આવી બાબતમાં ડયુક ઑફ્ આરગાઈલનો વિચાર જ અનુકરણીય છે સન ૧૮૭૩–૭૪ માં ખોરાકનું પ્રમાણ શુ આપવુ તે સંબંધે તકરાર ચાલતા આ અધિકારીએ એવું મત ઉચ્ચાર્યું હતુ કે આવા સવાલોમા સવામતીની બાજૂએ ભૂલ કરવી એ વધારે સારૂ છે અને જેટલું આવશ્યક હોય તેના કરતાં કંઈક વધારે આપવું એ કાંઈક ઓછુ આપવું તેના કરતા વધારે સારૂં છે

પણ તાત્કાલિક દુ:ખના નિવારણ માટે આ અને આવી કેટલીક બાબતોમાં આપણે સરકારને ઘણું કહેવાનુ હોય છતા આવા પ્રસંગે જે મોટો પ્રશ્ન આપણા મનમા ઉત્પન્ન થાયછે તે એ છે કે દુષ્કાલની પીડા આટલી બધી ધાડી શા માટે થાય ? આ પ્રશ્ન સંબંધી સને ૧૮૭૬–૭૭ ના દુકાલ વખતે મી રોબર્ટ નાઇટે—સ્ટેટ્સમન પત્રના અધિપતિએ—જાતે તપાસ કરી કેટલોક શ્રમ લઇ એક લેખ લખેલો છે તેમાં તેઓએ ચાર કારણો બતાવ્યાં છે

(૧) વર્ષાદની ન્યૂનતા.
(૨) લોકનુ દારિદ્રય.
(૩) જમીનની રસહીનતા (Poverty)
(૪) દેશમાં વાહનાદિકની ખામી

મી. રોબર્ટ નાઇટનો આ લેખ લખાયા પછી વર્ષાદની ન્યૂનતાના પ્રતિકારરૂપ કેટલેક ઠેકાણે મોટી ન્હેરો બંધાઇ છે અને આપણે વારવાર એવી ફર્યાદ અત્યાર સુધી કરતા આવતા હતા કે રેલ્વેને બદલે ન્હેરોના બાધકામમાં વધારે ખરચ કરવાથી વિશેષ લાભ થશે એ આપણી ફર્યાદનું આ વખતે બજેટમાં સમાધાન પણ કરવામા આવ્યું છે ન્હેરો વિગેરે વર્ષાદને અભાવે જમીનને પાણી પાવાનાં સાધનો પૂરાં પાડવા માટે સરકાર હવે પૂરતું લક્ષ આપશે એવું આપણને વચન

† એક પાઉંડ ખોરાક સબધે ચાલેલી જબરી તકરાર અને તે સંબંધી થયેલા રિપોર્ટો અને ઠરાવોની નોંધ લેવાનું આ સ્થળ નથી. જીજ્ઞાસુ વાચનાર મી. ડિગ્બીના 'ફૅમિન કેમ્પેઇન' એ નામના ગ્રંથના બીજા પુસ્તકમાં જોઇ લેશે આ સ્થળે આટલુ કહેવુ બસ થશે કે સર રિચર્ડ ટેમ્પલ અને મદ્રાસના સૅનિટરી કમિશનર ડૉક્ટર કાનિશ વચ્ચે જબરી તકરાર ચાલ્યા પછી અને ડિસ્ટ્રિક્ટ અમલદારોના અભિપ્રાયો (પાનું ૨૧૬ ઈ૦) એક પાઉંડ—ખોરાકની વિરુદ્ધ પડ્યા પછી મદ્રાસની સરકારને સર રિચર્ડ ટેમ્પલનો ઠરાવ રદ કરવો પડયો હતો. (જુઓ ડિગ્બી 'ફૅમીન કેમ્પેઇન')

મળ્યું છે એ બહુ સંતોષની વાત છે+ જ્યાં પાણી મળતું હોય ત્યાં ખેતરે કુવા કરી આખા હિંદને* વાડીપડું બનાવી દેવાની મી. તાલીયારખાનની યોજના પણ ધ્યાનમાં લેવા જેવી છે. કાઠીયાવાડમાં આ રીતનો કેટલાંક રાજસ્થાનોએ આરંભ કર્યો હતો અને તેનાં પરિણામ ઘણે ભાગે સારાં માલુમ પડ્યાં છે તેમ જ વાહનાદિકની ખામી બંધ થઇ છે. ચાલતા વર્ષના બજેટ ઉપરથી જણાશે કે આ વર્ષને આખરે સુમારે ૨૮૦૦૦ માઇલ રેલવે હિંદમાં પસરી છે અને જ્યાં જ્યાં પ્રથમ વાહનની ખામીને લીધે અન્ન પહોંચાડવાની ઘણી ખામીઓ હતી ત્યાં સરકારે દુષ્કાલ દુઃખનિવારણના એક ઉપાય તરીકે, બીજી રીતે ખોટ જતી હોય તો પણ, રેલ્વે નાખી એ દુઃખ હણ્યું છે આ વર્ષના દુષ્કાલમાં એક સારી વાત એ છે કે દુષ્કાલવાળા તેમ જ સારો પાક ઉતર્યો છે તેવા પ્રદેશોમાં ભાવ લગભગ સરખા જેવા જ છે. ઉલટું કેટલેક ઠેકાણે એમ પણ દેખાય છે કે ખપ કરતાં દાણાનો સંગ્રહ વધારે થઇ પડ્યો છે અને કેટલાક ઉતાવળા વેપારીઓને મોટી ખોટ જવા સંભવ છે.

પરંતુ હકીકત એવી છે કે લોક પાસે દાણો ખરીદ કરવાને સાધનની ખામી છે. શહેર છોડી જરાક બહાર જઇશું તો શરીર ઉપર ચીંથરાં થઇ ગયેલાં લુગડાં, ખભા ઉપર જુનાં ફાટાં અને મેલા ગોદડાં, લઇ સખ્યાબંધ માણસો શહેર ભણી આવતા જોઇશું. આનો અર્થ એવો સમજવાનો છે કે તેમના ઘરમાં જેટલું રાચરચીલું વાસણકુસણ કે દરદાગીના હતું તે બધુ વટાવી ખાઇ એટલા ઉપર જ રહી સરકારની ખેરીયતનો આશ્રય લેવા તે લોકો જાય છે. જો લોકોમાં શરીરસત્ત્વ સારી પેઠે હોય અને એક વર્ષ નભી શકે તેટલો માયો હોય તો તેમને વિનાકારણ આટલું દુઃખ વેઠી આશ્રય લેવા આવવા જરૂર પડે નહિ. પરંતુ લોકોની સ્થિતિ એટલી નબળી થઇ ગઇ છે કે વર્ષાદની ન્યૂનતાની સાથે જ દુષ્કાલપીડા ઉભી થાય છે. મી. ડિગ્બી કહે છે કે આપણા દેશમાં દુકાળ વિનાના ભાગોમાં હિંદની આખી વસતિને પૂરૂં પડે તેટલું અનાજ છે પણ તે અનાજ ખરીદ કરવાની લોકનામાં શક્તિ નથી. વર્ષાદ હોય તો ખેતી થાય—પાક ઉતરે તેમાંથી ખેડુ વર્ગનો નિર્વાહ ચાલે, અને વીણવા લણવા ઝાટકવા વિગેરે કામમાં તેમ જ ઉત્પન્ન થયેલ અનાજને એક ગામથી બીજે ગામ લઇ જવા લાવવા વિગેરેમા કપાસનો પાક હોય ત્યાં કાલાં ફોલવામાં ગામના ઇતર જનોને અને ખેડુતોનાં બાઇડી છોકરાને મહેનત મળે, જેમાંથી થતી કમાણીમાથી તેઓ પોતાના ખપ જેટલો દાણો વિગેરે મેળવી શકે પણ આ વખતે ગ્રામજનતાની અધમમાં અધમ જાતિથી તે ખેડૂ સુધીને દુષ્કાલને લીધે મહેનત મળતી નથી. પાછલા સગ્રહનો અભાવ છે, શરીરમા બળસત્ત્વ નથી એટલે તે તરત જ દુષ્કાલપીડાના પાત્ર થાયછે. કાઠીયાવાડમાં એક એવી વાત ચાલે છે કે પાછળના એક દુષ્કાળ વખતે કોઇ એક કાઠીને ત્યાં મેમાન આવ્યા. કાઠી પૈસાવાળો હતો પણ તેના ઘરમાં દાણા નહોતા. જમવાની વખત થઈ તે વખત તાંસલાંમાં એકેક રૂપીયો મૂકી ચાકરો જોડે તે તાંસલા મેમાનોને મોકલાવ્યા, અને પોતે કટાર ખાઈ મરી ગયો. ઈંગ્રેજ સરકારની વિચારવંત રાજ્યનીતિથી ઓગણીસમા સૈકાની આશ્ચર્યજનક શોધોથી અને દુનિઆની ઘણે અંશે શાન્તિ ભરેલી સ્થિતિથી સદ્‌ભાગ્યે અત્યારે આવો પ્રસંગ નથી. નાના મોટા સર્વ વ્યાપારના સ્થળોમાં જેટલો જોઇએ તેટલો દાણો હાજર છે, પરંતુ દીલગીરી એટલી છે કે રૂપીયો નથી.

---

+ જુઓ ફિનેન્સ મિનિસ્ટરનું ભાષણ.

* જુઓ મી. તાલીયારખાનનો પત્ર-યૂરપીયનમાં.

આમ હોવાનુ કારણુ શુ ? મી દાદાભાઇ નવરોજજી હિંદના દારિદ્રયના વિષય પા છળ પોતાની જીદગી ગાળે છે, અને કૉન્ગ્રેસના અગ્રેસરોએ સરકારી અમલદારોના અભિ પ્રાયથી જ અતિ વિષમ દારિદ્રયનુ અસ્તિત્વ સિદ્ધ કર્યું છે આ સ્થળે એનું દિગ્દર્શન માત્ર કરવા જેટલી જગા છે

સને ૧૮૬૪ મા લૉર્ડ લૉરેન્સે લખ્યુ છે કે બધુ જોતા હિંદ એક બહુ ગરીબ દેશ છે સને ૧૮૭૦ મા લૉર્ડ મેયોએ પણ એ જ વાત કબુલ કરેલી છે સન ૧૮૭૯ મા ફે મિન કમિશનના એક મેમ્બર સર જેમ્સ કેર્ડે સને ૧૮૮૦મા તથા એગ્રિકલ્ચર ડીપાર્ટમેન્ટના સેક્રેટરી મી એ ઓ હ્યુમે પણ આ જ વાત કરેલી સર વિલિયમ હન્ટર જેના અભિ પ્રાયોને આપણી સરકાર હમેશા ઘણુ માન આપે છે તેમણે સન ૧૮૮૧ માં લખેલુ છે કે હિંદમા ચાર માણસ હમેશા ઉણા રહી જીવન પૂરૂ કરે છે સન ૧૮૮૨ મા લૉર્ડ ક્રોમરે પણ હિંદના કર ભરનારા ઘણા જ ગરીબ છે (The tax-paying community is exceedingly poor) એવુ મત કાઉન્સિલ ચેમ્બરમા ઉચ્ચાર્યું હતુ સન ૧૮૮૩ માં 'નાઇન્ટીન્થ સેન્ચરી' એ નામના પત્રમા લખતા ડ્યુક ઑફ કાલાઈલે લખ્યુ હતુ કે " સાધારણ દારિદ્રય અને નિર્વાહની અધમમાં અધમ સ્થિતિ હિંદના ગામડાઓની વસતિમા અતિવિસ્તૃત અંશે દૃષ્ટિગોચર થાય છે તેનો દાખલો પાશ્ચાત્ય દેશોમાં નથી સન ૧૮૮૮માં સર ચાર્લ્સ ઇલીયટ-જેને માટે આપણી સરકાર મોટુ માન ધરાવે છે તેઓએ આસામના ચીફ કમિશનર તરીકે લખ્યુ છે કે ખેડુતની વસતિનો અર્ધો ભાગ ધરાઇને જમવુ એ શુ ચીજ છે તે જાણ્યા વિના વરસોના વરસો કહાડે છે ×

સરવિલિયમ હન્ટરે જ્યારે ચાર કરોડ માણસ હમેશા ઉણા રહે છે એવી વાત બ હાર મૂકી તે વખત એક કમિશન નીમાઈ તપાસ થઇ હતી તે તપાસના રિપોર્ટો પ્રસિદ્ધ થયા નથી પણ હમણાં મિ ડિગબીએ તે વખત આવેલ રિપોર્ટોમાથી ત્રણ ખેડુતના સરવૈયા બનાવ્યા છે જે ઉપરથી આપણા ખેડુવર્ગની ગરીબાઈનો સહજ ખ્યાલ આપણને આવી શકે એમ છે

૧ ખેડુ હીરા બોધા ઉમર વર્ષ ૪૦, ૨૪ એકર જમીનનો ખેડુ

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૧૬૨-૦-૦ | આગતર તથા પાછતર ઉપજના | ૨૩૪ ૮-૦ | ખરચ |
| | | ૭૨-૮-૦ | સરકારભરણુ |
| ૭૨-૮-૦ | બાકી દેવા. | ૧૮-૦-૦ | બીના |
| | | ૧૨૦-૦-૦ | કુટુબના ખોરાકી ખરચના |
| | | ૨૪-૦-૦ | કપડા |
| ૨૩૪-૮-૦ | | ૨૩૪-૮-૦ | |

આ ખેડુના સંબધમા રિપોર્ટમાં એવી રિમાર્ક છે કે આને રૂ ૨૫૦ નુ દેવુ છે દેવુ શીતે થયુ તે ઉપરની તપસીલમાથી સ્પષ્ટ થાય છે

× જુઓ ઇન્ડિયન પૉલિટિક્સ 'પૉવર્ટી ઑફ ઇન્ડિયા' પાનુ ૧૧૪-૧"

૨ કમાલ ચમાર ઉમર વર્ષ ૩૦; કુટુંબના માણસ ૬; દશ એકર જમીનનો ખેડુ- કોઈકવાર દાડીએ જાય છે અને આનો બે આના કમાય છે " કમાન જ્યારે મળે ત્યારે બે વાર જમે છે અને નહિ તો એક વાર " "એની સ્ત્રી પાસે રૂપાના દાગીના બીલકુલ નથી. જ્યારે જોઇએ ત્યારે કોઇનુ હળ લાવીને ખેતી કરે છે

સરવૈયું

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૯૧-૦-૦ ઉપજ. | | ૧૦૪-૧૨-૦ ખરચ | |
| | ૫૩-૦-૦ દાણાની ઉપજ | | ૩૨-૦-૦ સરકાર ભરણુ |
| | ૨૨-૧૨-૦ ધીઈ. | | ૬-૮-૦ મજુરી |
| | ૧૫-૪-૦ મજુરી. | | ૫૮-૧૨-૦ ખોરાકી ખરચ. |
| | | | ૭-૮-૦ કપડાં. |
| | ૯૧-૦-૦ | | ૧૦૪-૧૨-૦ |
| ૧૩-૧૨-૦ બાકી દેવા | | | |
| ૧૦૪-૧૨-૦ | | | |

૩. અભેરામ. ઉમર વરસ ૪૦; કુટુંબના માણસ જણુ ૫; નવ એકર જમીન ખેડે છે જ્યારે દાણા હોય ત્યારે હમેશના પાચશેર દાણા વાપરે છે જ્યારે દાણો મોઘો હોય ત્યારે માત્ર ત્રણ શેર; બાજરો પાકયા પહેલાં તેણે ખાધો હતો એની પાસે કામળી નથી.

સરવૈયુ.

| જ | ઉ | |
|---|---|---|
| ૭૦-૪-૦ ઉપજ દાણાની | ૧૨૯-૧૫-૦ ખરચ | |
| ૧૮-૦-૦ દુધના વેચાણની | | ૬૮-૧૫-૦ સરકાર ભરણું |
| ૧૫-૦-૦ પરચુરણ મજુરીની કમાઈ | | ૯-૮-૦ બી તથા ખરચ |
| | | ૪૪-૦-૦ ખોરાકીના |
| ૧૦૩-૪-૦ | | ૭-૮-૦ કપડાં |
| ૨૬-૧૧-૦ બાકી | | |
| ૧૨૯-૧૫-૦ | | ૧૨૯-૧૫-૦ |

ઉપરનાં ત્રણ સરવૈયામાંથી ખેડુતની સ્થિતિ સમજી લેવાની મુશ્કીલ નથી.

ઉપર લખેલા સરકારી અમલદારોના સ્પષ્ટ અભિપ્રાય અને મી ડિગ્બીએ આપેલાં આ દૃષ્ટાન્ત હિંદના લોકોની ગરીબાઇ સાબેત કરવા બસ છે

બીજા દેશોને મુકાબલે આપણી નિર્ધનતા સાબીત કરવાની એક બીજી રીત પણ જોઇએ. નીચેના કોઠામાં આપણા દેશની વસતિના પ્રમાણમાં માથાદીઠ શી ઉપજ આવે છે તે બીજા દેશોમા આવતી સરેરાશ સાથે સરખાવાઈ છે.+

+ " ઇન્ડિઅન પૉલિટિક્સ " પાનુ ૩૮.

| દેશ | પાઉંડ સ્ટર્લિંગ | દેશ | પાઉંડ સ્ટર્લિંગ |
|---|---|---|---|
| ઈંગ્લંડ | ૪૧ | ડેન્માર્ક | ૨૩.૨ |
| યુનાઇટેડ કિંગ્ડમ્ | ૩૫.૨ | ગ્રીસ | ૧૧.૮ |
| રશીયા | ૯.૯ | યુરપ | ૧૮ |
| સ્પેઇન | ૧૭.૮ | ઑસ્ટ્રેલીયા | ૪૩.૪ |
| હોલંડ | ૨૬ | જર્મની | ૧૮.૭ |
| સ્વિટ્ઝરલન્ડ | ૧૬ | ઇટલી | ૧૨ |
| ટર્કી | ૪ | બેલજિયમ | ૨૨.૧ |
| કેનેડા | ૨૬.૯ | સ્વીડન અને નૉરવે | ૧૬.૨ |
| સ્કૉટલંડ | ૩૧ | | |
| આયરલંડ | ૧૬ | | |
| ફ્રાન્સ | ૨૫.૭ | યુનાઇટેડ સ્ટેટ્સ | ૨૭.૨ |
| ઑસ્ટ્રીયા | ૧૬.૩ | | |
| પોર્ટુગલ | ૧૩.૬ | **હિંદુસ્તાન** | ૨ |

(સર ડેવીડ બાર્બુર અને લૉર્ડ ક્રોમરના હીસાબે)

બીજા બધા દેશોના પ્રમાણમા આપણા દેશની નિર્ધનતા આ ઉપરથી કેવી છે અને કેટલી બધી છે તે સ્પષ્ટ થાય છે

પરતુ એમ કહેવામા આવે છે કે (૧) હિંદમાં વસતિ વધી છે; (૨) કરનું પ્રમાણ બીજા દેશો કરતાં ઘણુંજ ઓછુ છે; (૩) ખેતી નીચે દિવસે દિવસે વધારે જમીન આવતી જાય છે; (૪) સોના રૂપાનો મોટો જથો દરવર્ષે એકઠો થાય છે; (૫) વ્યાપાર વર્ષોવર્ષ ખીલતો જાય છે આ બધા ઉપરથી હિંદની સ્થિતિ આબાદ છે એમ સ્પષ્ટ અનુમાન કરવાનું છે આ બધી દલીલોની સવિસ્તર તપાસ કરવી, એ આ સ્થલે અનુચિત છે. પણ આટલું તો કહેવુ જ જોઇએ કે—

(૧) વસતિનો વધારો એ એકવાર આબાદીની નિશાની મનાતી હતી. હવે તે સિદ્ધાન્ત ફરી ગયો છે અને વસતિ જોશો તો પણ પાછલા સેન્સસ ઉપરથી ૨૮ દેશોમાં હિંદની વસતિના વધારાનું પ્રમાણ ૨૦ મે નબરે આવે છે એટલે ૨૮ દેશોમાં હિંદ કરતાં વસતિના વધારાના મોટા પ્રમાણવાળા ઓગણીશ બીજા દેશો છે. વળી બીજી તરફથી એમ પણ કહેવાય છે કે વસતિના વધારાને લીધે જ હિંદ ગરીબ થતું જાય છે. ( આનો તપાસ આગળ ઉપર કરીશું )

(૨) કરના પ્રમાણ સંબંધી જોવાનું એટલું છે કે—વસતિની સંખ્યાના પ્રમાણમાં એ કદાચ ઓછુ હોય પણ ઉપજના પ્રમાણમાં કેટલુ છે તે વિચારવાનું છે ઇગ્લંડની ઉપજ માથાદીઠ ચાલીસ પાઉંડ છે ત્યારે કર માથાદીઠ પાઉડ ૨, શી ૧૧, પેન્સ ૮ —એટલે સેંકડે ૬.૫ ટકા છે ત્યારે હિંદમાં ડેવિડબાર્બુરની ગણતિ પ્રમાણે ઉપજના રૂ. ૨૭-૦-૦ ને હીસાબે નવ ટકા જેટલો કર આવે છે

(૩) ખેતી નીચે દિવસે દિવસે વધારે જમીન આવતી જાય છે આ વાત એક રીતે આબાદી સૂચવે પણ એમા જોવાનું એટલું છે પૂર્વે વસતિ અથવા સાધનને અભાવે પડતર રહેલી સારી જમીન ખેડવાણ થાય છે, કે તેમ થવાનાં બીજાં કોઈ કારણો છે? વળી

એમાં એક બીજું એ પણ જોવાનું છે કે તેમ થવાથી પૂર્વે ઘણી જમીન ઢોર માટે પડતર રહેતી તે હવે ખેડવાણ થવાથી ઢોરને પ્રમાણમાં નુકસાન છે. અને નવી ખેડવાણ થયલી જમીન ઘણે ભાગે હલકા દરની હોઇ તેના ઉપર વધારે શ્રમ લેવો પડે છે અને પરિણામે ખેડનારને નુકસાન થાય છે.

(૪) સોનારૂપાના જથા સંબંધે માત્ર એટલું કહેવાનું કે છેલ્લાં ત્રીસ વર્ષમાં આપણે જેટલું સોનુંરૂપું એકઠું કર્યું છે. તેનું પ્રમાણ માથાદીઠ પાંચ આના અને એક ગણુતિ પ્રમાણે તો સવા આના જેટલું આવે છે. ખરેખર આ જથો બહુ નથી, આબાદી બતાવનાર નથી.

(૫) વ્યાપારના સંબંધમાં પણ જરાક વિચાર કરતાં માલુમ પડશે કે—જ્યારે નીકાસ (Exports) કરતાં આયાત (Imports) વધારે હોય ત્યારે જ વ્યાપારની ખીલવણી એ દેશની આબાદીનું ચિહ્ન લેખાય છે. આયાતની કિમત આપણે નિકાસથી આપીએ છીએ, અને જ્યારે એક દેશ પરદેશ સાથે વ્યાપાર કરે ત્યારે નિકાસને બદલે જે આયાત આવે તેમાં નિકાસની કિમ્મત અને નફો બેનો સમાવેશ થવાની ઇચ્છા રાખે છે હવે આપણે હિંદના વ્યાપાર સંબંધે જોઇશું તો માલમ પડશે કે સને ૧૮૩૫ થી ૧૮૯૪–૯૫ સુધી આયાત કરતાં રૂ. ૫,૮૬,૨૫,૦૦૦૦૦ ની કિમ્મતનો નીકાસ આપણા દેશ તરફથી વધારે ગયો છે. આના બદલામાં આપણને કાંઈ જ મળ્યું નથી હકીકત એવી છે કે જ્યારે પૂર્વે આપણે તયાર કરેલી વસ્તુઓ પરદેશ મોકલાવતા એટલે તે વસ્તુઓ ઉપર મહેનત કરી તે મહેનત અને નફો પરદેશના લોકો પાસેથી આપણે લેતા, ત્યારે અત્યારે આપણે જમીનમાંથી ઉપજે તેવી વસ્તુઓ જ મોકલાવીએ છીએ, અને તયાર કરેલી વસ્તુઓ પરદેશથી મગાવીએ છીએ—એટલે પરદેશને મહેનત અને નફો આપીએ છીએ અને એવી ગણુતિ કરવામાં આવે છે કે વર્ષોવર્ષ આપણે આ રીતે પચાસથી સાઠ કરોડ રૂપીયા ખોઇએછીયે.*

આટલું આ સંબંધે લખવાનું પ્રયોજન એટલુંજ બતાવવાનું છે કે ખેડવર્ગ અનેક કારણોથી ગરીબ છે એટલું જ નહિ પણ વ્યાપારનાં મથકોમાં પણ જે કાંઈ ધન દેખાય છે તે પ્રમાણમાં ઘણું જ થોડું છે. મી. ડિગબી ઉપર લખેલા પત્રમાં લખે છે કે ઈંગ્લંડનાં લૅન્કેશીયર અને યૉર્કશીયર એ બે પરગણાઓમાં જેટલા ધનિકો છે તેટલા આખા હિંદમાં નથી.

હિંદની આ ગરીબાઈ એ દુષ્કાલપીડાનું મુખ્ય કારણ છે. હિંદની વસતિના ૮૬ ટકા ખેતી ઉપર નિર્વાહ કરે છે, અને બાકીના ચૌદ ટકામાં પણ ઉપર જણાયું તેમ લૅન્કેશીયર અને યોર્કશીયર એ બે પરગણાં જેટલા ધનિકો નથી. આ ઠેકાણે આપણે આ સામાન્ય ગરીબાઇનાં કારણો તપાસવા અને ઉપાયોનું સૂચન કરવાનો ઉપક્રમ નથી એટલે એ બાબત બાજુ ઉપર રાખી માત્ર ખેડુતોના સંબંધમાં જ જે કાંઇ સમજવાનું છે તે રજુ કરીશું. ત્યારે ખેડુતોની અતિદરિદ્રતાથી જ દુષ્કાલપીડા આટલી ધાડી થાય છે તો તાત્કાલિક નિવારણના ઉપાયો લેવાની સાથે એ દરિદ્રતા હમેશને માટે દૂર કરવાના, અને એ રીતે દુષ્કાલ પીડા ઓછી કરવાના, ઉપાય યોજવા એ વધારે વાજબી છે. ત્યારે આપણો પ્રયાસ એ જ દરિદ્રતા દૂર કરવા તરફ જ જવો જોઇએ, અને તે દરિદ્રતાનાં શા કારણ છે તે તપાસ કરતાં તે દૂર કરવાનાં સાધનો પણ સદ્ય સમજાશે.

(અપૂર્ણ.)

---

* "ઇન્ડિઅન પૉલિટિક્સ" પા. ૪૩.

# કવિતા અને સંગીત.

( મળેલું. )*

( અનુસન્ધાન ગત અંક પૃષ્ઠ ૧૯૬ થી. )

વર્ણાનુપ્રાસનું કર્ણમાધુર્ય સાચવવું કેટલું આવશ્યક છે તે આ સરખામણી ઉપરથી જણાશે. એ કલાવિધાનનું સ્વરૂપ વ્યંજનો વગેરેના મહાપ્રાણાદિક પ્રયત્નોની પરીક્ષા કરીને ઉપર હમણાં જ આપણે તપાસ્યું. પરંતુ તે ઉપરથી એમ માની લેવું ના જોઇએ કે હેવી રચના કવિ પોતાની મેળે ધારીને કરી સકે છે. એ તો અકૃત્રિમ હોય ત્હારે જ મધુરતાનું સાફલ્ય નીપજે. વર્ણમાધુર્યને મુખ્ય લક્ષ્ય કરીને જ પ્રવૃત્તિ થાય તો ફલસિદ્ધિ થવાની નહિં. કવિતા પોતાના સ્વાભાવિક પ્રવાહમા ચાલતાં જ એ પ્રકારના વિલાસ આપોઆપ એક પ્રકારની નૈસર્ગિક પ્રેરણાથી જ સ્વીકારી લે છે. સુન્દર સ્ત્રીની ચાલવાની છટા, તેમ જ બીજા અંગના વિવિધ વિલાસમાં લલિતતા સ્વાભાવિકરીતે આવે અને કૃત્રિમ રીતે આણવા જાય અને એ બે વચ્ચે જેટલો ફેર પડે, તેટલો જ કવિતાની બાબતમાં પણ છે. આ કારણને લીધે જ કઠોર વર્ણ સામટા ન ખડકવાને પ્રસંગે પણ કવિ દલપતરામના વર્ણાનુપ્રાસ કર્ણકટુ બને છે. દલપતકાવ્ય હેનાં દૃષ્ટાન્તોથી ભરપૂર છે. એક જ ઉદાહરણ લઇયેઃ—

" ધનતણો ઘોર સુણી મોર બોલે જોર કરી;
સ્વાતિતણા બિંદુ શીપ ઝડપથી ઝીલે છે, "

અહિં મહાપ્રાણ વ્યંજનનું ભારેપણું મટાડવા ઘોષવર્ણો સ્વીકાર્યા છતાં વર્ણાનુપ્રાસની મધુરતા ન આવવાનું કારણ એ કે એ વર્ણાનુપ્રાસ આપોઆપ સ્વાભાવિક રીતે આવ્યા નથી જણાતા. આ પંક્તિયોમા મેઘગર્જન પ્રધાનત્વે વર્ણનવિષય નથી; તેથી કરીને મહાપ્રાણ વ્યંજનવાળો વર્ણાનુપ્રાસ કશાને પોષણ કરતો નથી. તેથી જ ફક્ત અનુપ્રાસ આણવાને માટે જ આણ્યો છે, એમ અહિં જણાઇ આવે છે 'મોર બોલે જોર કરી' હેમાં 'જોર' શબ્દ નિરર્થક જ છે, તેથી સ્પષ્ટ થાય છે કે માત્ર યમક માટે એ શબ્દ મૂકયો છે. આ રીતે જણાશે કે શબ્દાલંકારને મુખ્ય લક્ષ્ય કરી પ્રાધાન્ય આપવાને લીધે કર્ણમધુરતા સધાઇ નથી. કવિ દલપતરામના એક શિષ્યના "કાવ્યકૌસ્તુભ" નામના પુસ્તકમા તો વર્ણસંગીતની કર્ણકટુતા આથી પણ વધારે ઉદ્વેગકર જણાઇ આવે છે.

વર્ણસંગીતનું કર્ણમાધુર્ય આ રીતે જોતા વખતે એમ ભ્રમ થશે કે વર્ણોચ્ચારના કૃત્રિમ નિયમોથી એ સાધી સકાય પરંતુ એકવાર કહ્યું જ છે કે કલા તે કૃત્રિમતા નથી, પણ નૈસર્ગિક શક્તિયે સ્વીકારેલી સ્વાભાવિક પ્રવૃત્તિ છે; અને જે ક્ષણે કૃત્રિમતાનું સેવન કરીને કલા મેળવવાનો પ્રયત્ન આરંભ્યો તે જ ક્ષણે તે આપણા આસમાથી છટકી જવાની તો પણ જૂદા જૂદા કવિયોની કૃતિયો તપાસતાં એક વિલક્ષણ સ્થિતિ જોવામાં આવે છે કે જે કવિયો સંગીતના—સ્વરસંગીતના—વિષયમાં નિપુણ હોય છે હેમની કવિતામાં પણ વર્ણસંગીતનું શ્રુતિમાધુર્ય તેમ જ સ્વરસંગીતક્ષમતા વિશેષ દીપ્તિમાં પ્રગટ હોય છે, અને એ નિપુણતાવિનાના કવિયોનાં કાવ્યો એ બાબતમાં ખામીવાળાં જણાય છે મિલ્ટન, શેલી વગેરે કવિયો સંગીતકલામાં નિપુણ હોવાને લીધે હેમનાં કાવ્યોમાં વર્ણમાધુર્ય લગભગ સંગીતમય બનેલું સર્વ કોઈ સ્વીકારે છે. ગુજરાતીમાં દયારામભાઈનાં ગીતની

* લખનાર—રા. રા. નરસિંહરાવ ભોળાનાથ

મધુરતાનું પણ એ જ બીજ છે. તેથી વિરુદ્ધ ઉદાહરણ કવિ દલપતરામ, હરિલાલ હર્ષદરાય ધ્રુવ, વગેરેની કૃતિમાં જણાશે. મણિલાલ દ્વિવેદીનાં કાવ્યોમાં કોઈકવાર એ પ્રકારની ખામી જણાઈ આવે છે, પરંતુ વિશેષ નહિં. એટલું તો સત્ય જ છે કે સંગીતનિપુણ કવિયોના કાવ્યમાં બીજા દોષ ગમે તે હોય, પણ માધુર્ય સવિશેષ તરતું જણાય છે. ભીમરાવનાં કાવ્યો આ તત્ત્વનાં સબળ ઉદાહરણ બને છે આ તત્ત્વનું ઊંડું બીજ એ છે કે કવિતા રચવામાં માત્રાઓનો હિસાબ મેળવવાની કૃત્રિમ ગણિતમય કૃતિથી આરમ્ભ કરીને પ્રવૃત્તિ નથી થતી, જો કે તેમ કરનારા કેટલાક જાણવામાં પણ આવ્યા છે, પણ ત્હેમની કૃતિયો કવિતાના નામને પણ લાયક નથી હોતી, પરતુ કાવ્યની રચનાની સાથે જ કવિ એક પ્રકારનું કાંઈક અસ્ફુટ ગુંજન અનુભવે છે અને કરે છે આ ઉપરથી હમણા જ કહેલા કલાના નૈસર્ગિકપણાને બાધ આવે છે, એમ માનવાનું કારણ નથી. કેમકે કાવ્યરચનાને સમયે ગુંજન થવાની પ્રવૃત્તિ તે ફક્ત ફલિત થતા કર્ણમાધુર્યનું પૃથક્કરણ કરવા માટે આપણે તપાશી છે, કવિ પોતે એ પૃથક્કરણનું સ્વરૂપ અનુભવતો નથી, પરંતુ સાક્ષાત્ અને સ્વાભાવિક રીતે જ એ પ્રવૃત્તિમાં તણાય છે. તેમ જ સંગીતવત્ માધુર્ય ફલિત થવા માટે એક પ્રકારના અનુપ્રાણન ( Inspiration )ની પણ આવશ્યકતા છે. કવિતા અને સંગીતના ઊંડા અને સૂક્ષ્મ સંબન્ધનું જ એ પરિણામ છે. એ બેનું પરતમ તત્ત્વ દિવ્ય સંવાદમાં આપણે સોધ્યું છે અને તેથી જ એકના અનુપ્રાણનની સાથે બીજાનું અનુપ્રાણન આપોઆપ પ્રગટી આવે છે. માટે જ કાવ્યની રચનામાં માધુર્ય પ્રેરનારી કલાને પણ સ્વાભાવિક શક્તિમાં મૂકી છે.

કવિતા અને સંગીતના આ જ સ્થાપિત કરેલા સંબન્ધમા આપણે જોયું છે કે સ્વરસંગીત કાંઈક વર્ણસંગીતની દ્વારા, તેમ જ કાંઈક પોતામાં રહેલા કવિત્વાંશને બળે, કવિતા તે પણ સ્વરસંગીતને અનુરૂપ પદાર્થ છે આ કારણથી, ગુજરાતી કવિતામાં સંગીતનો સબન્ધ વિશેષ હોવાને લીધે, ગુજરાતીમાં અન્ત્યયમક વિનાની કવિતા (Blank verse) સામાન્ય રીતે તો સુરુચિવાળા સૂક્ષ્મ શ્રવણને કાંઈક ઉદ્વેગ જ આપે છે. એ ઉદ્વેગ ટાળવામાટે યમકહીન કવિતામા બીજા માધુર્યના અંશ પૂરનારી ખાસ નિપુણતાવાળી કળાની જરૂર છે અંગ્રેજી સાહિત્યમાં તત્ત્વોનો સંયોગ જૂદા પ્રકારનો છે, તેથી એ સાહિત્યની Blank verse ક્ષતિકર થતી નથી આપણી કવિતાનું તત્ત્વ સંગીતમાં છે અને વર્ણસંગીતનો ગૂઢ સંબન્ધ સ્વરસંગીતની સાથે, આપણે જોયો તે પ્રમાણે છે. અંગ્રેજી કવિતામાં, મ્હોટા અંશ કવિત્વનો અને અલ્પઅંશ વર્ણસંગીતનો, એમ છે, ત્હારે ગુજરાતી કવિતાના મ્હોટા ભાગમાં કવિત્વનો અંશ અલ્પ અથવા વિરલ અને સ્વરસંગીતનો અંશ વધારે, આ સ્થિતિને લીધે ગુજરાતી શ્રવણનો પરિચય, અનેક જમાનાથી ઉતરી આવેલા સંપ્રદાયનો પરિચય, સંગીતની સાથે અતિશય ગાઢ થયેલો છે તેથી પદ્યરચનાનો યમકમાં રહેલો વર્ણસંગીતાંશ તૂટતાં કાનને સ્વાભાવિક રીતે અરુચિ ઉત્પન્ન થાય છે. આ ઉપરથી એમ સમઝવાનું નથી કે કવિત્વ હો કે ન હો, તે બાબત અનાદર રાખવાનો છે. ફક્ત યમકનો આપણી પદ્યરચનામાં હક હોવાનું મૂળ તપાસવાનો જ ઉદ્દેશ ઉપરનાં વચનોમાં છે. બાકી ગુજરાતી કવિતામા અનેકવાર સ્વરસંગીતે કવિત્વના તત્ત્વને દાબી દીધેલુ જોવામાં આવે છે પણ કવિતા અને સ્વરસંગીત એ બંનેના આત્માનો ઊંડો સંબન્ધ હેવો

છે કે કવિત્વાંશનો લોપ થતાં પદ્યરચના અકાવ્યાત્મક બને છે એ તો સિદ્ધ જ છે, પરંતુ હેવાં પદ્યને સંબન્ધે સ્વરસંગીત પણ નિષ્ફળ થાય છે, માત્ર એ પદ્ય ઉપર પોતાનો પ્રયોગ કરતાં પ્રયોજિતસંગીત તરીકે જ નહિં પણ અલિપ્તસંગીતના સ્વરૂપમાં પણ નિષ્ફળ થાય છે. અંગ્રેજી કવિતામાં આપણી કવિતાની પેઠે ગેયતાનું મિશ્રણ ન હોવા છતાં કાંઈક સંગીતમય પદવી જાળવી રાખનાર તત્ત્વ એ કવિતામાં રહેલી ગુંજ્યતા—પૂરી ગુંજ્યતા નહિં તો પણ અર્ધ ગુંજ્યતા–છે. શેલીના Sky-lark વિશેના વિશ્વવિખ્યાત કાવ્યમાં ગેયતા ન છતાં કવિતા અને સંગીતના દિવ્ય અંશ કે'વા સૂક્ષ્મ રીતે, સન્ધ્યાકાળના મેઘના આછા રંગોની પેઠે, અન્યોન્ય સંકીર્ણ છે, તે એલ્ફિન્સ્ટન કોલેજના પૂજ્ય પૂર્વના પ્રિન્સિપાલ ડા. વર્ડ્સવર્થને એ કાવ્ય લગભગ ગાન જેવા ગુંજનથી વાંચી સંભળાવતા જે'ણે જોયા છે હેને અનુભવગમ્ય છે. આ પ્રકારની ગુંજ્યતા નિષ્પાદિત થવાનું બીજ કાવ્યના શબ્દોના સ્વરોની શ્રવણસુખ અનુપૂર્વ રચનામાં છે. પ્રો. કર્કહામે આ શ્રવણસુખ સ્વરોની આનુપૂર્વીનું સ્થૂલ સ્વરૂપ યાદ રહેવા માટે બિલાડીના ઉચ્ચારમાં રહેલો સ્વરાનુક્રમ બતાવ્યો હતો-મીઆઉ, મી-એ-આ-ઊ-એ અવાજમા ઈ, એ, આ, ઓ, ઊ (ū, ä, ä, ō, ōō) એ અનુક્રમમાં કાવ્યના શબ્દોમાંના સ્વર આવ્યાથી શ્રુતિસુખતા આવે છે. આ ધોરણ સાધારણ ઉદાહરણ તરીકે સમઝવાનું છે, દૃઢ નિયમ તરીકે નહિં. કવિને એમ બન્ધનમાં રાખ્યાથી કૃત્રિમતા જ થાય. શ્રુતિસુખતાનું પરિણામ તો કાંઈક સ્વાભાવિક કલાની પ્રેરણાને જ સોંપવું પડશે; પણ ઉપર બતાવેલા ધોરણમા કલાનું તત્ત્વ સૌન્દર્ય અને હેનું બીજ સમપ્રમાણતા છે તે કાંઈક સૂચિત થાય છે.

કવિતા અને સંગીતનો પ્રયોજિતસંગીતમા પ્રગટ થતો સંબન્ધ આપણે લગભગ પૂર્ણ સ્વરૂપે જોઈ ગયા પણ વખતે એમ શંકા ઉઠાવવામાં આવે કે આ સર્વ ચર્ચા ફક્ત હૃદયની કોમળવૃત્તિને અનુલક્ષીને પ્રવૃત્ત થનારી કવિતાને, અર્થાત્ સંગીત કવિતા (Lyric) ને જ લાગૂ પડે છે, વીર, રૌદ્ર, વગેરે રસ અને હેવા પ્રચંડભાવનાં કાવ્યોને લાગૂ નહિં પડે. પરંતુ તેમ નથી Lyric (સંગીતકાવ્ય) એટલે તો મૃદુભાવનાં જ કાવ્યો, એ ભ્રમ છે. સંગીતમાં પ્રાધાન્યે કરીને મૃદુતાનો અંશ પ્રગટ છે, એ કારણને લીધે આ પ્રકારનો ભ્રમ ઉત્પન્ન થવાનો સભવ છે. પરંતુ સંગીતકાવ્યની અંદર પ્રચંડભાવનાં કાવ્યો પણ આવી જાય છે, એ કેટલાંક ઉદાહરણ ઉપર ધ્યાન દીધાથી જણાશે. Palgrave-કૃત Golden Treasury ના ચોથા ભાગમાથી એ પ્રકારનાં ઉદાહરણો જડશે. ગુજરાતી સાહિત્યમાં પ્રચંડભાવનાં કાવ્યો જડવાં વિરલ છે હેનાં મુખ્ય બે કારણ જણાય છે. પ્રથમ, પ્રચંડભાવની કવિત્વમય સ્ફુરણા જ, આપણા દેશની સ્થિતિને લીધે, થવાનો પ્રસંગ કવિતાના વિકાસકાળમાં આવ્યો નથી બીજું હેવા ભાવને અનુકૂળ વૃત્ત અને છન્દ આપણા સાહિત્યમાં બહુધા નથી, અથવા છે તો વિરલ છે; આ બીજું કારણ તો પ્હેલા કારણનું જ કાંઈક અંશે પરિણામ છે, કેમકે છન્દનું સ્વરૂપ જ હેવુ છે કે કવિતા પોતાના અન્તર્ભાવને અનુકૂળ છન્દ આપોઆપ સ્વીકારી લે છે, અને નવા છન્દ ઉત્પન્ન કરી સકે છે. આમ સ્થિતિ છે તે ઉપરથી પ્રચંડભાવની કવિતા અને સંગીતના સંબન્ધને કાંઈ બાધ આવી સકતો નથી. એ સબન્ધ તો કવિતા અને સગીતના સ્વરૂપ ઉપરથી જ ઉદ્‌ભવે છે. તેમ જ વૃત્ત અથવા છન્દ વિશે હમણાં જ કહ્યું તેમ, પ્રચંડભાવને અનુકૂળ છન્દ નહિં

તો બીજા પ્રમરના પધના બાંધા બનાવવા અશક્ય નથી આથી કરીને ગુજરાતી સાહિ-ત્યમા પણ હેવા ભાવવાળા કાવ્યો સોધિયે તો જડી સકશે હરિલાલ હર્ષદરાય ધ્રુવની રચનાઓમાંથી આ પદ જુવો *:—

" ધસો સૌ ઝપટ ધસો રણમા !
વસો નહિ અતર કાયરતા !
લહો લ્હાવો કરિ કેસરિયાં—
ફરી ફરી એ દિન હોય કયહા ! ! !

દેશ નિજ કાજ દેહ ધરવી !
કીર્ત્તિ-અપ્સરા અમર વરવી ! ! !
ચનો ઝટ ભૈયા લડવૈયા !
રમો રણ નર્ત્તન તતથૈયા ! ! !

આ ગીત અત્યારે સોરઠ રાગમા ગાઈ બતાવ્યું, સામાન્ય રીતે સોરઠના સુર કોમળ ભાવને વિશેષ અનુકૂળ બને છે, છતા આ પ્રસગમા વીરરસને અનુરૂપ એ જ રાગના સુર બની સક્યા છે તેહેતુ કાઈક કારણ એ છે કે હેમાના ઘેરા સુરને બીજા મૃદુ સુરો કરતા કાઈક આગળ પાડવાની યુક્તિ રાખીને ગીત ગવાયુ છે આ જ ધોરણે એ જ રાગ વીર-રસમા પ્રયોજી સકાય છે, તે એક બીજુ ગીત ગાઇને તપાશિયે —

" નિજ દેશનુ દુખ ના લહ્યુ,
તવ જીવનુ જલમાં ગયુ —(ટેક)

* * * * * *
નિજ રક્ત કુકુમ વાવરી,
પૂજા સ્વદેશ તણી કરી,
નવ ભીતિ મૃત્યુ તણી ધરી,
તવ નામ નિશ્વન છે રહ્યુ નિજ —૪

હરિદાન દે, નિજ જાનનું,
તનમા ઝરણુ વ્હે તાનનુ
વળિ દેશના અભિમાનનુ,
સુનિશાન જે ગ્રહ્યુ તે મહ્યુ નિજ —૫

* * * * * *
સમશેર કરમાં ના ધરી,
" જય ભારતી " મુખ ઉચ્ચરી,
શુણ સગવી ન ઘુમ્યા જરી,
તવ જીવનુ દવમાં દહ્યુ નિજ —૭

કવિતાના આરભકાળમા કવિતા Lyrical (સંગીતકાવ્યમય) હતી, એમ લાગે છે Encyclopoedia Britannica માં આ વિશે લખનાર લખે છે કે —

" Music and the Lyrical function of the poet began together, but here, as in other things the progress of art from the implicit to the explicit separated poetry and music "

* " આર્યોત્કર્ષ (વ્યાયોગ)" પ્રસ્તાવના પૃષ્ટ ૧૫

પરંતુ કાલક્રમે Epic (મહાકાવ્ય) Descriptive (વર્ણનાત્મક) વગેરે પ્રવાહમાં કવિતા પડી અને તે સાથેજ સંગીતનો સંબન્ધ ધીમે ધીમે શિથિલ થવા માંડ્યો,— પશ્ચિમમાં વિશેષ, પૂર્વમાં કાંઇક થોડો. આમ કવિતા અને સંગીત, એ બે કલાભગિનીઓ પ્રાચીન સાહિત્યમાં યુગ્મરૂપે જન્મેલી અન્તે છુટી પડી. પ્રાચીન સંસ્કૃત સાહિત્યમાં વૃત્તમય કાવ્ય કેટલે અંશે તે સમયમાં ગેય હશે તે જાણી સકાય એમ નથી, પણ ગાનથી અસંબદ્ધ તદ્દન તો નહિં જ હોય. આમ ઇતિહાસિક ક્રમ જણાય છે છતાં જરાક વિચાર કરતાં જણાશે કે પ્રચંડભાવની વાણી પણ વ્યવહારમાં ગદ્યમાં પણ એક પ્રકારના ગીતરવનો સ્વાભાવિક રીતે આશ્રય કરે છે. તેમ જ પાશ્ચાત્ય Epic, Dramatic,* વગેરે કાવ્યો પણ શુષ્ક રીતે, ગીતરવ વિના, વાંચી સકાવાનાં નહિં જ. એટલુ જ નહિં, પણ ગદ્યવક્તાઓ સુધાં લાગણીના પ્રમાણમાં સુરવનો આશ્રય કરે છે. આ રીતે જોતા સગીતનો સંબન્ધ મૃદુભાવમય કવિતા જોડે અથવા મૃદુ અને ઉગ્રભાવના Lyric જોડે નિયન્ત્રિત નથી, પણ સમગ્ર કવિતાના પ્રદેશ સાથે સંગીત સંબદ્ધ છે.

(અપૂર્ણ.)

## દિવાન્‌બહાદુર મણિભાઇ જસભાઇનો સ્વર્ગવાસ.

અનુભવ, સ્વાશ્રય, મિઠાશ, ખંત, શાંતિ, દૂરદર્શિતા, અને કાર્યદક્ષતાના દૃષ્ટાન્તરૂપ- દિવાનબહાદુર મણિભાઈ જસભાઈ તા. ૨૮ મી માર્ચ ૧૯૦૦ ને દિને સ્વર્ગવાસી થયા એમના જવાથી ગુજરાતને એક મહાન પુરુષની જબરી ખોટ પડી છે. એક તો આપણા દેશમાં એવા પુરુષો વિરલ ઉત્પન્ન થાય છે, અને થાય છે તે પણ પૂર્ણ આયુષ્ય ભોગવી શકતા નથી એવુ આપણું દુર્ભાગ્ય છે. એમના જેવા વિદ્યા પ્રતિ રુચિ અને ઉત્સાહ ધરાવનાર મન્ત્રીઓ આપણામા થોડા જ નજરે પડે છે. સામાન્ય કેળવણી અને વિશેષે કરીને સ્ત્રીકેળવણી એ દેશના ઉદ્ધારના ખરા સાધન છે એવો એમનો નિશ્ચય હતોઃ આવો નિશ્ચય ઘણાનો હોય છે, પણ એ નિશ્ચય કેવી રીતે અમલમાં મુકી શકાય એની એમણે ઘણી ડહાપણભરેલી યોજનાઓ દર્શાવી તથા કરી બતાવી એ એમનો ખાસ યશ છે. વડોદરા અને કચ્છના રાજ્યમા એમની મુખ્ય સેવા હતી, અને બંને ઠેકાણે અનેક સુધારા સાથે એમનું નામ ચિરકાળ જોડાએલું રહેશે.

એમનુ જીવન સર્વવિદિત છે, અને ઘણાં ન્યૂઝપેપરોમાં એની ઉક્તિ–પુનરુક્તિ પણ થઈ ગઈ છે—એટલે આ માસિકમાં એ સંબન્ધી વિસ્તાર કરવાની જરૂર જણાતી નથી. કેળવણીના વિકાસને એમના સ્વર્ગગમનથી ખાસ વિઘ્ન આવી પડયું છે એટલું કહી, એમના આત્માને પરમાત્માના ચરણમાં નિરન્તર સુખ હો એમ અમે ઇચ્છીએ છીએ.

---

* પ્રાચીન ગ્રીક નાટકમાં સંગીત વિશેષ રીતે જોડાયલું જણાય છે. એક લેખક લખે છેઃ—" Music extended to the grandest in Tragedy and also to the preternatural."



# સુદર્શન.

તંત્રી.
પ્રોફેસર આનંદશંકર
બાપુભાઇ ધ્રુવ. એમ એ.
એલએલ. બી.

(ધર્મ-શાસ્ત્ર-સાહિત્ય-ઇતિહાસાદિ વિદ્યા અને તત્સંબંધી વિચાર.)

(આદ્ય કર્તા—'એક અભેદમાર્ગપ્રવાસી' બ્રહ્મનિષ્ઠ મણિલાલ નભુભાઇ).

---

" सत्यं परं धीमहि "—भागवतम्.

---

પુસ્તક ૧૫. અંક ૯. ] ( માસિક ) [ જુન ૧૯૦૦.

---

વિષયાનુક્રમ. પૃષ્ઠ.



---

અમદાવાદ
શ્રી અમદાવાદ યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કંપની લીમીટેડ.

Reg No B 196




# સુદર્શન.

( ધર્મ-ગૃહ-સાહિત્ય-ઇતિહાસાદિ વિદ્યા અને તત્સબંધી વિચાર. )

( આદ્ય દ્રષ્ટા—' એક અભેદમાર્ગપ્રવાસી ' બ્રહ્મનિષ્ઠ મણિલાલ નભુભાઈ )

"सत्यं परं धीमहि"—भागवतम्

પુસ્તક ૧૫. અંક ૯. ] ( માસિક ) [ જૂન ૧૯૦૦.

## મુગ્ધાપ્રતિ ઉદ્ગાર

( મળેલું )

### માલિની

મધુરિ! મધુરિ! મ્હારી, પ્રેમની ઘેની વ્હાલી,
અનિનનહરી કે'વી, રમ્ય લાગે તને છે ?,
કુસુમકુંજન ત્હારૂં, શાન્તિમા જાય ચાલી,
નવિન નવિન સુખો, પ્રેમના તો સજાવી ૧

રસિલિ! નયન ત્હારાં, મત્સ્ય જેવા જણાયે,
સરવરનીરમાંહિ, નાચતાં હોય જાણે !,
મધુરુમુખડુ ત્હારૂં, ચન્દ્રનું બિમ્બ છે શુ !?,
વદતી નથી તુ વ્હાલી, ઘેનડી તુ બની શુ !? ૨

વધતી જતી તુ નિત્યે, બુદ્ધિ ને ગુણમાંહિ,
રહમજી નથી શકીશું, સ્નેહીના ચિત્તને તુ ?,
સતુલ્યું હૃદય ત્હારૂં, સ્નેહથી છે ભરેલું,
વિનય તદપિ વ્હાલી, ખેલતા શું ડરાવે ?. ૩

કમલનયન ત્હારા, ભૂમિકામાં તુ ઢાળી,
સ્મિતમય મુખથી આ, સ્નેહ ત્હારો જણાવે,
ઉચર્ય ઉચર્ય વ્હાલી, પ્રેમના કાંઈ વાક્યો,
ક્ષુભિત હૃદય મ્હારૂં, શાંતિ તેથી જ પામે. ૪

મધુર મધુર ત્હારા, સાંભળુ સ્નેહશબ્દો,
લલિત મુખડું ત્હારૂં, દીસતું કેવું રમ્ય !;
તરુણી તરુણી મ્હારી, શાન્તિદાતા તું વ્હાલી.
રમણ કરતી બાલા; ગીતડું ગા તું મુગ્ધે !. ૫

સરલ હૃદય ત્હારૂં, સ્નેહને તો વધારે,
નિરસ સકલ લાગે, દૂર તું જાય મુગ્ધે !;
શ્રવણ કરૂં હું નિત્યે, નિર્મળા વાણી ત્હારી,
અતિશય સુખકારી, શાન્તિને આપનારી. ૬

વિશદ સરિત કેરૂં, શાન્ત વારિ વહન્તું,
મધુર મધુર ઝીણા, જન્તુમાંહિ રટન્તાં;
ઝળક ઝળક થાયે ચન્દ્રનાં શુભ્ર બિંબો,
પવન શીતળ થાયે, ચાલ ત્યાં સુન્દરી તું. ૭

સમીર સુરભિ આ તો, શાન્તિ સારે જ આપે,
ઉપવનકુસુમોમાં, ચિત્ત સારે જ લાગે;
રસિલિ ! હૃદય ખોલી, સ્નેહથી આપણે એ,
હિમકરકિરણોમાં, ગુંથીએ પ્રેમમાલા. ૮

રમણીય તટિનીમાં, સ્નાન પ્રેમે કરન્તી,
કમળ કુસુમવેલી, કુંજમાંહિ રમન્તી;
પવન શીતળ વાતા, જોરથી વ્હાલી આજે,
"જલથી વસન ભીનાં, અંગથી ચોંટી જાયે ?". ૯

હૃદય તુજ હું જાણું, માહરૂં તું જ જાણે,
નથી જ બીજું કંઈ આ, વાઝના સત્ય મ્હારે;
ભ્રમિત મન મુકીને, સત્યને માટ વ્હાલી,
દૃઢતર નિયમોથી, પામીએ પાપક્ષાન્તિ. ૧૦

શરીરસુખ બધાં છે, અલ્પકાલીન વ્હાલી,
પરમ સુખ જ દાતા, એક છે સત્ય સાચો;
જગત બધું જુઠું છે, મોહથી એ ભરેલું,
ચરણકમળનૌકા, નાથની એક સાચી. ૧૧

સુમિત્ર.

---

## શ્રી જગદંબાપ્રતિ ઉત્તમ વિધવોક્તિ-તેનું ઉત્તર-પ્રત્યુત્તર.

(મળેલું.)

શિખરિણી વૃત્ત.

અહો ! કીધું આ શું, નભ અશુભ કર્મે મમ હરિ !,
ગઈ પાતાલે જો ! અવનિ રવિસંગે ગતિ કરી;

કરી'તી સિંદૂરે, અતિલલિત લેખા શિર પરે,
ગઈ લોપાઈ તે, પ્રિયવિરહશોકાનલવડે.
વળી ધોવાશે તે, સતીવચનનીરાંજલિવતે,
ન તે આલેખાશે, પુનરપિ કદા પ્રાણ વિગતે;
અહાહા! સૌભાગ્યે નિરવધિ જઈ ક્યાં સ્થિતિ કરી?
ચિતા ચિન્તાકેરી, વિરચિત કરી પંથ જ પડી.
જુઓ પીડાવૃન્દો, સ્થળ સકળ વિશ્વે પરિહરે,
વિશોકી વૈધવ્ય, પ્રમુદિત થઈ ત્યાં ગતિ કરે;
કહે આયે! તું શું, પતિરમણકાંક્ષા ઉર ધરી,
જગલ્લીલા છંડે, મમ રમણ ખંડે પતિ હરી?
ન પાપે કંપે શું, કિમ વિષય થાતી અહિં ખરી,
ઉમા તું હું રામા, પતિનિરતિ બેને પ્રિય કરી;
રમણ્યે સંસારે, પતિવિણ વિહારે ધિક્' પડી,
કહે દેવી અંબે! હત કરુણ! કાયા કિમ ઘડી?.

**જગદંબોક્તિ.** સખી મારી ભદ્રે! હત કરુણ માને કિમ મને?
નથી મૃત્યુ સાચું! અમર પતિ તારો તુજ કને;
નિરીક્ષી જો તેને, હૃદયપુરમાં નંદનવને,
અભેદે તારાથી, સતત વસતો શાન્ત શયને.
અસારે સંસારે, નહિ રમણયોગ્યાસ્પદ કંઇ.
મૃષા દેહાધ્યે છે, પતિ તનુંપિ તેમાં ગણુ લઈ;
બધામાં જે આત્મા, તુજ મુજ પતિમાં પણ અયિ!
વરેણ્ય સ્વામીને, શ્રુતિ સતત બોધે પતિ કહી.

**વિધવાનું પ્રત્યુત્તર.** કરું દેવિ અંબે! વિવિધ વિનયે વંદન તને.
મને આપ્યું ત્રીજું, નયન અનુકંપી નિજ મને;
વસું હાવાં હું તો, હૃદયપુરમાં નંદનવને,
કૃપા એવી કીજે, સ્થિતિ અચળ રાજે તનુ મને.
હતી હું નિર્ણાથા, સબળ અબળા થૈ ત્રિનયને,
ન રાચું અજ્ઞાને, ક્ષણિક સુખમાં સંસૃતિરણે;
ગયું તે તો આવ્યું, સ્વપતિ-ધન પાછું મુજ કને,
ગયા લિંગો જ્યાં ત્યાં, ન પુરુષ, ન નારી, કંઇ બને!

આનન્દનન્દન.×

---

× પ્રતિજ્ઞા સુપ્રસિદ્ધ છે. પાછલા અંકોમાં જુવો.

# દુષ્કાલપીડા.

( મળેલું. ) *

( અનુસંધાન ગત અંકથી )

## ૨

## કારણ.

દુષ્કાલપીડાનાં કારણોના બે વિભાગ પડી શકેઃ—

૧. જેનો પ્રતિકાર ખેડુતોના પોતાના હાથમાં છે તે.

૨. જે માટે રાજ્ય જવાબદાર છે તે.

૧. ખેડુતોના પોતાના હાથમાં જેનો પ્રતિકાર છે તેવાં કારણો જેવાં, કે અજ્ઞાન, રીતરીવાજ વિગેરે બાબતોમા પણ રાજ્યની મદદની આવશ્યકતા છે. એમના સામાન્ય અજ્ઞાનને લીધે વચક વેપારીઓ એમને બહુ છેતરે છે એ વાત ગમે તે નિરીક્ષક અનુભવી શકશે. સિવાય, ખેતીવાડીના સંબંધમા પણ એમને એ વિશેષ જ્ઞાનની આવશ્યકતા છે તેનો ઘણે અંશે અભાવ માલુમ પડે છે ખાતર વિગેરેની બાબતમાં જેટલી જોઇએ તેટલી તજવીજ તેમનાથી થઈ શકતી નથી અને જગતત્ત્વના અજ્ઞાનને લીધે પ્રારબ્ધભાવનાની ગુલામગીરીમાં પોતાની સ્થિતિ સુધારવાનો ઉત્સાહ પણ એમનામાં નથી. રીતરીવાજોના સંબંધમાં બે વાત છે. એક તો એ કે લગ્નાદિના પ્રસંગમાં એઓ કેટલુંક ખરચ કરેછે, અને કેટલાકનું એમ કહેવુ છે કે ખરચ ગજા ઉપરાત થાય છે. આ વાત બધે ઠેકાણે ખરી નથી, કેમકે મી રમેશચન્દ્ર દત્ત જેવા સાક્ષિ પૂરે છે કે આપણા લોકો સામાન્ય રીતે બહુજ કરકસરવાળા છે. જ્યાં ખરચ વધારે થતું હોય ત્યા તેમનું સામાન્ય અજ્ઞાન જ જવાબદાર છે એમ કહી શકાય. બીજું એક ગામથી બીજે ગામ જવાનો તેમનામાં ઉત્સાહ નથી. પોતાના ગામમાં ભૂખે મરતા રહેવુ એ પરગામ જઈ ધરં માંડવા કરતાં તેઓ વધારે પસંદ કરે છે. આમાં પણ અજ્ઞાન જ કારણભૂત છે. બેશક પોતાના ઘર ( House ) ને માટે અસાધારણ મનોભાવ આ લોકોના મનમા હોય તો તે નિરવદ્ય છે પણ તેને વશ થઈ જ્યારે પોતાની સ્થિતિ-પોતાના દેશની–સ્થિતિ ઉપર લક્ષ ન અપાય તેટલા અંશમાં સદોષતા આવે છે. કેટલાક લગ્ન કરીને વિસ્તાર વધારવાના રીવાજને પણ કારણભૂત ગણે છે. દરેક માણસે લગ્ન કરવાનો અને વિસ્તાર વધારવાનો હક છે પરંતુ એ પહેલેથી થાય છે તેને બદલે પોતે યોગ્ય ઉમરે પહોચી પોતાની જવાબદારી કેટલી થશે તેનો વિચાર કરી તે જવાબદારીને યોગ્ય સામગ્રી કરી પછી લગ્ન થાય તો તેમાં હાનિ નથી. લગ્નને અભાવે ભાવિ અનીતિમયતાનો વિચાર કરતાં અમને ત્રાસ ઉપજે છે અને એટલા માટે લગ્ન દારિદ્રયનું કારણ હોય તો પણ એનો નિષેધ કરવો એ યોગ્ય નથી.

---

* લખનાર—રા. રા. ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી. બી. એ. એલએલ. બી.

વળી વસતિના વધારાથી એક કુટુંબ પરત્વે દારિદ્રયમાં વૃદ્ધિ થાય પણ સમગ્ર હિંદ લક્ષમાં લેતાં હજુ હિંદની વસતિ હિંદના વિસ્તાર અને સાધનો (દ્રવ્યસામગ્રી) ના પ્રમાણમાં અતિશય નથી. 'ઇન્વેસ્ટર* રીવ્યુ' નામના પત્રમાં આ સંબંધી કેટલીક ચર્ચા થયેલી છે અને તેમાં સ્પષ્ટ લખેલું છે. હજુ બીજી બધી રીતે યોગ્ય સાચવણી જેવી પાશ્ચાત્ય દેશોમાં હોય છે તેવી હોય તો બીજાં દસ કરોડ માણસને માટે હિંદમાં જગા છે. એને માટે ઉપર બતાવી તે પદ્ધતિ ઉપર વિશેષ ડહાપણ વાપરવાની જ જરૂર છે. આ યોગ્ય રીતે નથી વપરાતું તેમાં અજ્ઞાન જ કારણભૂત છે એમ કહી શકાય.

હવે આ અજ્ઞાનના ઉપાય તરીકે તો આપણે વારંવાર કહેતા આવ્યા છીએ કે ખેડુતોનાં છોકરાંને સામાન્ય કેળવણી આપવા સાથે કૃષિશાસ્ત્ર અને હુન્નરમાં યોગ્ય કેળવણી આપવી. કેળવણી જ્યારે પોતાને જે ધંધો સહજ છે તે ધંધાને અનુકૂલ ન થાય તેવી અપાય ત્યારે જ આ કાલમાં બાલકોને સ્વાર્થને હાનિકર છે એમ કહી શકાય પણ જ્યારે જે ધંધો પોતાને સહજ છે તે ધંધામાં વિશેષ રસ ઉત્પન્ન થાય એવે પ્રકારે જો કેળવણી આપી શકાય તો તે બહુ જ લાભકર્તા છે. સામાન્ય કેળવણીથી વિચાર કરવાની પૂર્વાપર સંબંધ અને લાભ હાનિ તપાસવાની સુલભતા થયાથી ઉપર જણાવેલાં કેટલાંક અજ્ઞાનના પરિણામના એની મેળે જ ઉપાય થશે.

પરંતુ ખેડુતોની સ્થિતિ સરકાર અથવા ભૂમિપતિ (જે હોય) તેની સાથેના સંબંધ ઉપર પણ આધાર રાખે છે. અને આ સંબંધની યોગ્યતા બરાબર ન સચવાયાથી દારિદ્રયરૂપી અશુભ પરિણામ આવે તેને માટે સરકાર પોતાની જવાબદારી સ્વીકારે છે.

આ બાબતમાં ખેડુનો સરકાર સાથે સંબંધ બે પ્રકારનો છે. એક અપરોક્ષ, જ્યાં ખેડુ સરકારને પરબારી સાથ ભરે છે. આ "રૈયતવારી" રીત કહેવાય છે. અને બીજો પરોક્ષ, જ્યાં સરકાર અને ખેડુ વચ્ચે કોઈ જમીનદાર હોયછે આ જમીનદાર સરકારને મુકરર કરેલ સાંથ ભરે છે અને ખેડુતો જમીનદારને જવાબદાર રહેછે આ સંબધને "જમીનદારી" રીત કહેછે. સરકારે જુદા જુદા પ્રાન્તો અને ઇલાકાઓમાં દાખલ કરેલી જુદી જુદી મહેસુલની રીતો આ બે પ્રકારમાં સમાઈ શકે છે. હવે જ્યાં જમીનદારી રીત છે ત્યાં સરકાર ખેડુતના સંબંધમાં એટલું જુએ છે કે વચ્ચેના જમીનદારો તેમને નડે નહિ. રૈયતની પાસે યોગ્ય સાંથ જ લે. અને અમુક પ્રમાણ કરતા વિશેષ ન લે અને જ્યાં રૈયતવારી રીત છે ત્યા સરકાર જમીનનો દર નક્કી કરી ત ઉપર આકાર ઠરાવી તે ખેડુત પાસેથી પરબારો લે અને આ આકારની યોગ્યતાની દર ત્રીશ ત્રીશ વર્ષે તપાસ થાયછે.

આ બે રીતોમાં ખેડુત અને સરકાર એ બન્નેનાં હિતાહિત વિચારતાં કઈ વધારે સારી છે તે પ્રશ્ન બહુ ગંભીર છે અને કેટલાક પ્રસંગમાં એક સારી અને કેટલાકમાં બીજી સારી એમનો ઘણાઓનું માનવું છે. પણ આથી એ પ્રશ્ન ઉપર વિશેષ વિવેચનનો અવકાશ નથી,

---

* "There is room in India for another hundred millions of inhabitants were her latent resources developed with wisdom forethought and economy wholly in the interests of the people."
(Investor Review quoted in the Champion.)

તોપણ આ પ્રસંગે દીવાન બહાદુર ઓનરબલ મિ. જસ્ટિસ્ સુબ્રહ્મણ્ય આયરનો એક અભિપ્રાય ટાંકવાથી દિગ્દર્શન ઠીક થશેઃ—

"મારૂં એમ માનવું છે કે રૈયતવારી રીત પ્રમાણે વ્યવસ્થા રાખવાથી આટલું સિદ્ધ થયું છે કે તેના કરતાં જમીનદારી રીત સારી છે. એમ કહેવાય છે કે જમીનદારો ખેડુ પાસેથી પઇએપઇ લેછે. પણ આપણે જોઇએ છીએ કે જમીનદારો એવી રીતનો જૂલમ ન કરે તેને માટે 'ટેનન્સી એક્ટ'ની યોજના થાયછે. પણ મદ્રાસ ઇલાકામાં મહેસુલી અધિકારીઓને કોઇપણ 'ટેનન્સી એક્ટ' લાગુ પાડી શકાતો નથી. ખેડુ પાસેથી સરકાર સાંથની રકમ કેટલે સુધી લઈ શકે તે હદ કોઈ કાયદાથી મુકરર થાય તો વધારે સારૂં.":—

હવે જ્યાં સરકાર અપરોક્ષ રીતે સાંથ લે છે ત્યાં એટલું તો નક્કી જ છે કે કેટલેક* ઠેકાણે સાથ બહુ જ ભારે આકારાઈ છે. અને જ્યાં અત્યારે બહુ ભારે નહિ હોય ત્યાં ત્રીશ વર્ષે વધવાના ભયથી ખેડુતો જમીન ઉપર જેટલો શ્રમ લેવો જોઇએ તેટલો લેતા નથી. કેમકે પોતે જે સુધારો કર્યો હોય તેની ત્રીશ વર્ષે પુનઃ વર્ગીકરણ કર્યાથી નોંધ લેવાય અને જમીનના સુધારાના પ્રમાણમાં તેનો વધારે દર આકારાય. એટલે ખેડુને તો એની મજૂરી અને ખરચ જેટલું જ રહે જ્યારે જમીન સુધાર્યા પછી પણ એને એટલુ જ રહેવાનુ હોય તો પછી જમીન ઉપર ખરચ કરવામાં એને શો સ્વાર્થ? ટુંકામાં જમીનમાં એને એટલું મમત્વ બંધાઈ શકતું નથી કે જેથી એના ઉપર ખરચ અને શ્રમ કરવાનો એનામાં ઉત્સાહ રહે આ સંબંધે સર રિચર્ડ ટેમ્પલના નીચેના શબ્દો મનન કરવા લાયક છે.

"જ્યાં આકાર વાજબી હોય ત્યા 'અચળ આકાર' કર્યાથી ખેડુના દ્યોગના સાહસ અને સ્વાશ્રયને સચેત કરવામાં જમીન ઉપર સુધારા સારૂ પૈસો ખરચવાના ઉત્સાહમાં અને તેની પાસે પૈસાનો સંગ્રહ કરવાના સંબંધમાં જે ઉત્તેજન મળશે તે અત્યારે આપણાથી માપી શકાય તેમ નથી."

અચળ આકાર કરવાના સંબંધમાં પૂર્વે જે વિચારો કરવામાં આવ્યા છે તે સંબંધી સવિસ્તર વિવેચન કરવાનો અવકાશ નથી એટલે આટલું જ કહેવું બસ છે કે આના સંબંધમાં એક એવી દલીલ કરવામાં આવેછે કે સરકારને તેમાં નુકસાન બહુ જાય. હમણાં જ 'ટાઇમ્સ ઑફ ઇન્ડિયા'માં લૉર્ડ કર્ઝનના એ સંબંધના ભાષણનું વિવેચન કરતાં લખાયું હતું કે કોઈ ઘરનું ભાડું જેમ હમેશને માટે મુકરર ન કરી શકાય તેમ જ સાંથ પણ હમેશને માટે અચળ ન થઈ શકે; પણ આ દૃષ્ટાન્તથી કંઇ જ અર્થ સરતો નથી. ઘરમાં એક માણસ રહેવા આવે અને પોતાને ખરચે તેમાં સુધારા વધારા કરવા આપણે પરવાનગી આપીએ; પછી તેમાં એક મજલો બાંધવાને વધાર્યો. તે બાબત તમે ભાડું વધારે માગો એ ન્યાય્ય છે? માત્ર એક એ જ પ્રસંગ ભાડું વધારે માગવાના આવે અને તે એ કે-તમે જ્યારે તમારા

---

* તા. ૨૪ મી માર્ચ ઠેલી મુંબાઈ લેજિસ્લેટિવ કાઉન્સિલની બેઠકમાં ઑન. મિ. ગોકળદાસ કહાનદાસ પારેખના પ્રશ્નનો ઑ. મિ. ન્યૂજન્ટે આપેલો ઉત્તર જુવો.

ખરચે એ ઘરમાં સુધારા વધારા કરો અથવા જે પહેલાં માત્ર રહેવાના મકાન તરીકે વપરાતું હોઈ તે પ્રમાણમાં ભાડું મુકરર થયા બાદ ત્યાં અગાડી મોટું બજાર જામે અને તે મકાન દુકાન તરીકે વપરાવા યોગ્ય હોઈ તેની કીંમત એ કારણથી વધે. લૉર્ડ રિપનનો આ બાબતમાં અબાધિત સિદ્ધાન્ત છે કે સરકારને ખરચે જ્યારે સુધારા વધારા થયા હોય અથવા રેલ્વે વિગેરેની સોઈ થયાથી ઉત્પન્નના ભાવમાં અસાધારણ ફેર પડે ત્યારે બીજા બધા પ્રસંગો ધ્યાનમાં રાખી વધારો કરવો, તે સિવાય આકારેલા કરમાં વધારો કરવો નહિ—; આ સિદ્ધાન્તને અનુસરવામા કંઈ પણ બાધ નથી એમ સ્પષ્ટ સમજાશે. સિવાય, કદાચ કાંઈ નુકસાન સરકારને થાય તો જમીનની મહેસુલમાં થાય તો તેનો બદલો તેમને બીજા કરોના સબંધમાં ( લોકની સમૃદ્ધિ વધવાથી ) અવસ્ય મળશે.

આટલા ઉપરથી આટલું સ્પષ્ટ થાય છે કે ખેડુતોની સ્થિતિ નબળી હોવામાં કેટલેક સ્થાને ભારે અને કેટલેક અનિશ્ચિત આકારથી ઉત્પન્ન થતી સ્થિતિ કારણભૂત છે. ભારે આકાર હોવાથી મી ડિગ્બીના પત્રમાંથી ઉપર ટાંકેલા ત્રણ દૃષ્ટાન્તો ઉપરથી સ્પષ્ટ છે કે અધુરા પોષણથી ખેડુતું શારીરિક બળ ઓછું થાય છે, કરજ કરવું પડે છે, અને આખરે જ્યારે દુષ્કાળ આવે ત્યારે સરકારને શરણે જવુ પડે છે. સાધારણ કર હોય ત્યાં ખેડુને ઉપર લખ્યાં કારણોથી પોતાની કમાઈ વધારવાને ઉત્સાહ ક્વચિત્ જ થાય છે એટલે ખાવા જેટલું રળવું એવા નિયમ ઉપર આવી, જોઇયે તેટલું જ પેદા કરે છે. આમ હોવાથી ઘણે ભાગે દુષ્કાલ વખતે ટકી શકવાનાં સાધનોને અભાવે સરકારનું શરણુ શોધવાની જરૂર પડેછે.

વળી દુષ્કાલના વખતમાં પણ કેટલાક બીજી રીતે ઠીક હોય તેમને સરકારની સાંથ આપવા સારૂ કરજ કરવાની જરૂર પડે છે, અને કરજ એકવાર થયા પછી ઉપર જણાવ્યાં તેવાં કારણોથી તેમજ આપણા વર્ગની સાધારણ પ્રારબ્ધભાવનાને લીધે ઉત્પન્ન થતા નિરુત્સાહથી વધારે કમાઈ કરવા જેટલા શ્રમને અભાવે કરજમાં ડુબ્યે જ જાય છે અને આખરે તેમને પણ કોઇક કાળે સરકારનો આશ્રય લેવાની જરૂર પડે છે. વળી સરકારભરણું અમુક તારીખે ભરવું જોઇએ. એ વાત પણ કેટલેક અંશે ખેડુના વ્યવહારમાં વિઘ્નકર્તા થઈ પડે છે. તે તારીખે જો પાક વેચાણ લાયક ન થયો હોય તો મોંમાંગ્યે વ્યાજે અને મોંમાગી કિમ્મતે તે વેચવાની જરૂર પડે છે અને ખેડુતનો કેટલોક નફો આમાં તણાઈ જાય છે. સિવાય, પાક સોળેસોળ આના ન ઉતર્યો હોય—ગમે તેટલો થોડો ઉતર્યો હોય—તો પણ સરકારની સાંથ પૂરેપૂરી જ ભરવી પડે આ નિયમથી સાધારણ વર્ષોમાં ઘણી સખ્તાઈ થાય છે અને દુકાળના વખતમાં આનો અમલ થાય છે ત્યારે સખ્તાઈની હદ વળે છે. તે વખતે સરકારભરણાનો બોજો ખેડુતને બહુ ભારે લાગે છે. દુકાલને લીધે પાક બીલકુલ ઉતર્યો ન હોય, ખરચ સાધારણ વર્ષના કરતાં બમણું અથવા તમણું થાય, અને તે ઉપરાંત સરકારની સાંથ તો આપવી જ પરે. આથી ઘણાં કુટુંબો પાયમાલ થતાં હશે એમ અનુમાન થાય. ગયો દુકાળ વખતના આંકડા જોતાં માલુમ પડશે કે જ્યારે ખેડુતને લગભગ અઢાર કરોડ રૂપીયાનું પાક ન ઉતર્યાથી નુકશાન થયુ હતું ત્યારે સરકારે તો માત્ર ૪-૫૨ ટકા જેટલી મહેસુલ આગળ ઉપર લેવા ફરમાવ્યું હતું અને માત્ર ·૭૯ ટકા જેટલી મહેસુલ માફ કરી હતી; અને આ આંકડા જોઈ ફેમીન કમીશને લખેલું પણ

હતું કે સરકારે ઘણી જ ઓછી ઉપજ માફ કરી છે મહેસુલ જમે આવ્યાના આંકડા નીચેના કોઠા ઉપરથી માલમ પડશેઃ—*

| જીલ્લો. | પાકના ટકા. ૯૪–૯૫ તથા ૯૫–૯૬ ના પાક અને ૯૬–૯૭ના પાકને મુકાબલે. | મહેસુલની ઉઘરાતના ટકા. |
|---|---|---|
| ખાનદેશ. | ૩૨.૭ | ૯૬.૦૧ |
| નાસીક. | ૩૨.૭ | ૯૫.૦૪ |
| અહમદનગર | ૩૯.૮ | ૯૩.૬ |
| પુના. | ૨૭.૩ | ૯૦.૩૭ |
| શોલાપુર. | ૯.૦ | ૮૨.૪ |
| સતારા. | ૬૨.૩ | ૯૬.૨૩ |
| બીજાપુર. | ૪.૦ | ૭૭.૦૦ |
| બેલગામ. | ૨૫. | ૯૯.૯૬ |
| ધારવાડ | ૪૪.૭ | ૯૯.૭૩ |

ઉપરના કોઠા ઉપરથી સ્પષ્ટ જણાશે કે મહેસુલની આ રીત જ ખરી રીતે નબળાઇને માટે જવાબદાર છે. સાંથ ભારે હોય યા હલકી હોય તે એક જૂદો સવાલ છે. પણ જ્યારે એક જીલ્લામાં ફક્ત ૪ ટકા જેટલું જ અનાજ પાક્યું હોય ત્યારે તેની પાસેથી ૭૭ ટકા જેટલી મહેસુલ લેવામા આવે અથવા ૯ ટકા પાક હોય ત્યાં ૮૨ ટકા કે ૨૫ ટકા અને ૪૪ ટકા હોય ત્યાં ૯૯ ટકા મહેસુલ ઉઘરાવવામાં આવે ત્યારે તે લોકોનો કસ કેટલો ઘટી જાય તે સહેજ સમજાશે. સરકાર પોતાના ઠરાવમાં સ્પષ્ટ લખે છે કે સરકારભરણા માટે લોકને કરજ કરવુ પડે તેમ ન થવું જોઇએ. ઉપરના આકડા જોતાં કેટલેક ઠેકાણેથી પુરેપુરૂં મહેસુલ લેવામાં આવ્યું છે તે કરજ કર્યા વિના ભરાઈ શક્યું હોય એ માનતાં આચકો ખાવો પડે છે. આટલુ બધું લીધા પછી બાકીની મહેસુલ માફ થઈ એમ સમજવાનું નથી. તેઓનો ઝાઝો ભાગ તો વળી આવતે વર્ષે લેવાનો; અને માફ તો માત્ર દશ હજારે નવ રૂપીયા જ ! આમ છતા એક દુકાળ ગયા પછી એટલે પાક નહિ, જમણું ખરચ, ખેતીવાડીનો તેમ જ દુઝણા ઢોરોનો વિનાશ, એ ત્રણે તરફનો માર સહન કર્યા પછી ખેડુતોની સ્થિતિ બની રહે એ અમને તો બહુ જ શંકા ભરેલું લાગે છે.

ખેડુતોને સ્થિતિ બની રહેવા સારૂ જમીનને બેધડક વેચવા વિગેરેના હક આપ્યા છે તેનું પણ યથેચ્છ પરિણામ આવ્યું હોય એમ જણાતું નથી. સરકાર ગયા દુકાલના રિપોર્ટમા લખે છે કે—"The settlement under which land has become a transferable and generally valuable property have made extensive indebtedness possible and doubtless *many* improvident and spendthrift occupants are worse off than if they had had no credit or security on which to borrow; x x x x But they have immeasurably advanced the prosperity of the agriculturists as a whole. The cultivators in the hill-tracts however are in a much less satisfactory state than those in the plains and many of them live from hand to mouth." (Fam. Rep. para 15)

* ફેમીન રિપોર્ટ પાનું ૨૬.

જેઓએ જમીન ઉપર કરજ કર્યું છે તે તેમણે ઉડાઉપણાને લીધે કર્યું છે એમ સાબિત થયા વિના જમીનના ફેરબદલા ઘણા થયા એ વાત અમને બહુ જ અશુભ લાગે છે અને જ્યારે ઘણા એથી ખરાબ હાલતમા આવ્યા છે એમ સ્પષ્ટ હોય તો પછી ખેડુવર્ગની આબાદી થઇ છે એમ શી રીતે માની શકાય? વળી એ આબાદીનો અર્થ શો ?

જમીન કોઇને ઘરેણે મુકી અથવા વેચી એટલે એ કરજદાર તો થયો જ. અને ખેડુ ખેડુ—જમીનદાર ખેડુ–મટી ઉભડીયાની સ્થિતિમા આવ્યો એ રીતે કદાચ એણે દુકાળ કહાડયો અથવા પાંચે સાતે વરસે આવેલ એક ટાંણું કાહાડયું તેમાં આબાદી સૂચવાતી નથી જ એ સ્પષ્ટ છે.

ઉપરના વિવેચનનો ખાસ સાર એ કે:—

૧. ખેડુ વર્ગને સામાન્ય તેમ જ કૃષિશાસ્ત્ર અને હુન્નરની કેળવણી આપ્યાથી નિરક્ષરતા, અયોગ્યરીતિ રિવાજ, મહોત્સાહતા વિગેરેના ઉપાય એની મેળે જ થશે. વળી ખેડુ વર્ગને કૃષિશાસ્ત્ર અને હુન્નરની કેળવણી આપવાની સાથે ઉંચા વર્ગના લોકને પણ એ કેળવણી આપવાની જરૂર છે, અને એવી યોજના રચવાની જરૂર છે કે જેથી તે લોકો જમીનના સુધારામાં પોતાની ઊંચી કેળવણી અને ઊંચી માનસિક શક્તિનો ઉપયોગ કરે. આ સુચના રૈયતવારી અને જમીનદારી મહેસુલ સાથે સંબંધ રાખે છે સરકાર ખેડુના ઉપર ઘણી મહેનત કરતી હશે એ એકવાર આપણે કબુલ કરીશું, પણ જ્યા અંગત સ્વાર્થ રહ્યો હોય ત્યા તે મહેનત જૂદા પ્રકારની થાય, વધારે ફળ લેવાની આશાએ વધારે સારી થાય એ નિઃસંશય છે. વળી ખાનગી ગૃહસ્થો તરફથી જમીનના એવા પ્રકારના સુધારામાં ધનનો ઉપયોગ પણ થઈ શકે. ‘ઉત્તમ ખેતી’ એ આપણા લોકો સારી પેઠે સમજે છે, અને આપણા દેશના ઊંચા લોકોને કોઈ રીતે આમાં જોડી શકાય તો ઘણો લાભ થવા સંભવ છે. ખેડુ વર્ગ ઉપર એ લોકો અયોગ્ય જૂલમ ન કરે તે સંભાળવાનું છે; અને સરકાર તે સારી રીતે સંભાળી શકે છે. આવી રીતની યોજનાથી દેશની કેટલીક દોલત અને બુદ્ધિ ખેતીના કામમાં મદદ કરશે એમ માનવા કારણ છે.

૨. સાંથ–આકાર ભારે પડતો હોય ત્યાં તે સંબંધી તજવીજ કરી યોગ્ય પગલાં લેવાનું સરકાર પોતાની ફરજ સ્વીકારે છે. પણ સરકારને પોતાના તાબાના અમલદારો પાસે આનો બરાબર અમલ કરાવવા શ્રમ લેવાની જરૂર છે. આકાર ઉઘરાવવાની રીત વધારે સ્થિતિસ્થાપક ( Elastic ) કરવાની આવશ્યકતા છે. એ આવશ્યકતા ઇન્ડિયા સરકારે સ્વીકારી છે એ સંતોષની વાત છે. એ સંબધી લૉર્ડ કર્ઝનની સરકાર યોગ્ય પગલાં લેશે એવો સંભવ છે, આશા છે, અંતઃકરણથી એ નામદારને પ્રાર્થના છે. ‘અચળ આકાર’ના સવાલના સંબંધમાં નામદાર લૉર્ડ કર્ઝન સાહેબને પૂર્ણ ધ્યાન આપવાની વિનંતિ બધા પ્રજાપ્રતિનિધિઓ તરફથી થયલી છે. નામદાર લૉર્ડ રિપનની સરકારનો એ બાબતનો ઠરાવ કોઈપણ તરેહના સરકારને નુકશાન વિના અમલમાં મુકી શકાય તેવો છે. ઓન. મી. મેહેતાએ એજ ઠરાવ ઉપર લૉર્ડ કર્ઝનનું ધ્યાન ખેંચ્યું હતું. આશા છે કે મી. રમેશચન્દ્રદત્તનો આ સંબંધનો ઉદ્દામ યત્ન લૉર્ડ કર્ઝનની સરકાર સફલ કરશે.—એ માર્ગ લેવાતા ખેડુતોની શરીરસંપત્તિ સુધરશે, તેઓ ધનસંગ્રહ કરી શકશે અને દુષ્કાલપીડા ઘણે અંશે નહિવત્ થશે.

૩. લોર્ડ કર્ઝનની સરકારે આ વખતની બજેટ ડિબેટમાં કહ્યું છે કે હવે મોટાં પાયાં જલસંપાદન ( Irrigation )નાં કામ બહુજ થોડાં રહ્યાં છે. તો હવે જ્યાં જ્યાં પાણી હોય તેવે સ્થલે સરકારે મદદ આપી કુવા કરાવી રાખ્યાં હોય તો હમેશની ઉપજમાં તેમ જ દુકાળ વખતે ખેડુત અને સરકારને અનંત લાભ થવા સંભવ છે. વર્ષાદના અભાવે ખેડુતો એ કુવાથી વાડી કરી પોતાનાં બળદો ઢોરા અને કુટુંબવર્ગને નભાવી, શાકી કાંઈ ઉત્પન્ન થવાથી મજૂર વર્ગનો પણ નિર્વાહ ચાલશે. કાઠિઆવાડમાં દરેક સંસ્થાનમાં આરંભમાં ખેડુ વર્ગને આજ કામ ઉપર લગાડવામાં આવ્યા હતા. કાઠિયાવાડના આંકડા અધિકારી તરફથી પ્રસિદ્ધ નથી થતા પણ ટાઈમ્સનો પ્રતિનિધિ એ સંબંધી જે ખબર આપે છે તે ઉપરથી આ બાબતની હકીકત મળી આવશે. હમણાં જ આપણે વાંચ્યું છે કે મોરબીમાં મોરબી દરબારે રૂ ૩૦,૦૦૦) ખરચી પાંચસે કુવા ખોદાવ્યા છે. આ બાબત પણ સરકાર પૂર્ણ રીતે લક્ષમાં લેશે.

૪. ખેડુ વર્ગના સંબંધમાં આટલું વિવેચન કર્યા પછી દુષ્કાલપીડા જેમને ઘણી જ અસહ્ય લાગે છે તે વર્ગનો વિચાર કરવો પ્રાપ્ત થાય છે. તે વર્ગ તે મજૂર–હાડીયાનો છે. ગયા ફેમીન રિપોર્ટના આંકડા ઉપરથી માલુમ પડશે કે પ્રત્યેક રિલીફ કેમ્પમાં ખેડુ કરતાં આ લોકોનો વર્ગ મોટો છે. ખાનદેશ જીલ્લામાં ૮૭ ટકા જેટલા આ વર્ગના હતા એવી નોંધ માલુમ પડેછે. હવે આ વર્ગના સંબંધમાં આટલું તો ખરૂં જ છે કે એમની સ્થિતિ સહુ કરતાં વધારે દયામણી છે અને હિંદની સામાન્ય ગરીબાઇ આ લોકોને બહુ જ વિઘ્ન કર્તા છે. સાધારણ વર્ષો કરતાં દુકાલના વખતમાં મજુરી ઓછી મળે છે. વળી પૂર્વનાં એટલે ચાળીશ પચાસ વર્ષ કરતાં હાલના સાધારણ વર્ષોના ભાવમાં પણ બહુ ફેર છે. પૂર્વે જેટલું અન્ન બે આનામાં મળતું તેથી ત્રીજા ભાગનું આજ મળે છે અને મજૂરીના દર તો એના એ જ રહ્યા છે એટલે તેમની શરીરની સ્થિતિ દિવસે દિવસે ઉતરતી જાયછે અને જ્યારે મજૂરી નથી મળતી ત્યારે અપવાસ જ કરવા પડે. આ વર્ગનો સવાલ સહુથી વધારે ગંભીર છે. અને એમની આવી સ્થિતિ એ આપણા દેશની સંપત્તિહીનતાની નિશાની છે. અને આને માટે જે ઉપાય સૂચવાય છે તે એ છે કે **ખેતી સિવાય બીજા ધંધા ઉભા કરવા જોઇએ.**

ઉપર આપણે જોઇ ગયા છીએ કે ખેતી સિવાય–બીજા ધંધા–કારીગરીના ધંધા આપણા દેશમાંથી જતા રહેલા હોવાથી આપણને વર્ષે પચાસથી સાઠ કરોડ રૂપીઆનું નુકશાન થાય છે. આપણી કારીગરી શી રીતે અવનત થઈ તેનો ઇતિહાસ બહુ બોધદાયક થાય તેવો છે, પણ આ સ્થળે એ ઇતિહાસમાં ઉતરતાં વિષયાન્તરતા અને વિસ્તાર થાય એમ છે. માટે એ વિષે અત્રે કહેવાનું નથી. પરંતુ આટલું કહેવું તો જરૂરનું છે કે આપણા તે વર્ગના ઉદ્ધાર સારૂ બીજા હુન્નરો ઉપર લક્ષ નાંખવાની આવશ્યકતા છે. હાલમાં મુંબાઈ અને ગુજરાતમાં કેટલીક રૂની મીલો થવાથી કેટલાંક માણસોને કામ મળેલું છે એ વાત ખરી, પણ હિંદની વસતિના પ્રમાણમાં ત્રણ ચાર માણસો કદાચ એ અને બીજા એ પ્રકારનાં કારખાનાંમાં રોકાય તેનો કંઇ જ અર્થ નથી. બ્યાસી ટકા જેટલી વસતિ માત્ર ખેતી અને તેને અંગે ઉત્પન્ન થતી—એટલે ખેતીમાંથી ઉત્પન્ન થયેલો માલ બજારમાં મોકલવા જેવી કરવામાં જોઇતી—મહેનત ઉપર નિર્વાહ કરે છે અને આપણા દેશના મોટા વિચારક ...

સ્થિતિ બહુ જ ભયંકર ગણે છે. ખેતી સિવાય બીજા ધંધા આપણે શોધવા જોઇએ અને આપણા મજુર વર્ગને માટે તે દ્વારા કમાણીનાં સાધન પૂરાં પાડવાં જોઇએ તેવો તેમનો મત છે. આપણે કેટલી રીતે મહેનત કરી પરદેશમાંથી તે મહેનત અને નફો મેળવી શકીએ એમ છે તેનો મી. જસ્ટિસ રાનડે નીચે પ્રમાણે ખ્યાલ આપે છે:—

* કહે છે કે આપણે,

| પરદેશ મોકલવાને બદલે, | મોકલી શકીએ. |
|---|---|
| તેલનાં બી સરસવ ઇત્યાદિ. ... ... | ... તેલ. |
| રંગ કરવાની ઔષધિઓ. ... ... | ...રંગ તૈયાર કરેલા. |
| ઘઉં.... ... ... ... ... | ... આટો. |
| ડાંગેર.... ... ... ... ... | ... ચોખા. |
| જાઓ.... ... ... ... ... | ... સાકર. |
| રૂ.... ... ... ... ... | કાપડ અથવા સુતર |
| ઉન.... ... ... ... ... | ગરમ કાપડ અને શાલો. |
| રેશમ.... ... ... ... | રેશમી કપડાં વિગેરે. |
| શણ અને ભીંડી. ... ... | કોથળા અને દોરડાં. |
| કાચાં ચામડાં.... ... ... ... | તૈયાર સાફ કરેલા ચામડાં. |
| તમાકુ. ... ... | કમાવેલી તૈયાર કરેલી તમાકુ બીડીયો વિ૦ |
| ચીંથરાં. ... ... ... ... | ... કાગળ. |
| ઇમારતી લાકડાં. ... ... ... | ... લાકડા અને ફર્નિચર. |

પછી પોતે કહે છે કે આ યાદી હજી બહુ લાંબી થઇ શકે. આપણા લોકોનો ત્રીજો ભાગ આવા ધંધામાં રોકાય તો જ આપણે ખરૂં ધન પેદા કર્યું કહેવાય. ત્યાંસુધી આપણે જે કમાઇએ છીયે તે એકના ઘરમાંથી બીજાના ઘરમાં આવે છે એટલુંજ. આમ કરવામાં આપણે ધન ( *Capital* ) અને મહેનત ( *Labour*)ની ઉંચી વ્યવસ્થા કરવી જોઇએ. અને તેમાં આપણી પ્રજાના મજૂર વર્ગને તેમ જ ઉચી શક્તિવાળા વર્ગને પણ પૂર્ણ અવકાશ મળે.‡

---

* Mr. Justice Ranade's " Indian Economics," page. 118.

‡ અત્રે એટલું નોંધવું સ્થાને છે કે શ્રીમંત મહારાજ સયાજીરાવ ગાયકવાડે ઓરસંગની નહેરના બાંધકામનો પાયો નાંખતા દુષ્કાલનાં કારણ અને વારણ સબન્ધે કેટલાક અગત્યના અને પુખ્ત બુદ્ધિના વિચારો દર્શાવ્યા હતા—જે ઘણે અંશે ઉપર જણાવેલા વિચારને મળતા છે. પ્રકૃત વિષયમાં રાજા પ્રજા ઉભયનાં કેટલાંક કર્તવ્ય છે એમ એમણે કહ્યું હતું—પણ સરકારભરણું ખેડુવર્ગને ભારે પડે છે એ વાતનો ઉલ્લેખ કર્યો ન હતો. એટલી એમના ભાષણમાં ન્યૂનતા હતી. ઉપરનો લેખ લખાઇ ગયા પછી, આ વર્ષની પ્રોવિન્સ્યલ કોન્ફરન્સના પ્રમુખ તરીકે ઑ૦ મિ. ગોકલદાસે જણાવ્યું છે કે જમીનની મહેસુલ એજ દુષ્કાલપીડાનું કારણ છે. ગુજરાતની જમાબંદી ઠરાવવાની અને વસુલ કરવાની રીત સંબન્ધી એમણે બહુ માહિતીવાળું વિવેચન કર્યું હતું—જે જોવા વાચકને વિનંતિ છે.

દુષ્કાલપીડાની અમત્યતા સંબંધી વિવેચન કરતાં હિંદની ગરીબાઇને પ્રથમ પદ આપવામાં આવ્યુ હતું ખેડુતોની સ્થિતિ ઉક્ત દિશામાં સુધરે, પરદેશથી આપણે વિશેષ ધન લાવી શકીએ, એટલે આપણે નિકાસ એવા પદાર્થોનો થાય કે જેથી અહીં મહેનતનો અને બુદ્ધિના ઉપયોગનો અવકાશ મળે, અને તે બદલ પરદેશથી આપણે ધન લાવી શકીએ અને પરદેશમાં જતા ધનનો કાંઈ બદલો મળતો નથી તે સંબંધમાં કોઈક લાભપદ રાજ્ય અને લોક તરફથી યોજના થઇ શકે—તો તે દુઃખદ પ્રાચુદર નિર્ધનતાનો કોઈ કાલે પણ અંત આવે.

ઉપર જણાવ્યું તે ઉપરથી સ્પષ્ટ થશે કે સરકાર, બુદ્ધિમાન્ વર્ગ તેમજ બીજા ખેડુ અને મહેનતુ વર્ગ એકત્ર થઇ જયારે કામ લેશે ત્યારે તે દિવસ દૂરથી પણ દેખાઈ શકાશે.—

તા. ૧લી એપ્રીલ ઇતિ શમ્.



## એક મુનિનો વૃત્તાન્ત.

*( મળેલુ )

૨.

મેહેરબાન "સુદર્શન" ના તન્ત્રી સાહેબ—

અમારા મંડળને પ્રમુખસ્થાને મારા મિત્ર રાવબહાદુર **રતનરાયજી** છે સુરત જીલ્લાના એક ખાનદાન કુટુમ્બમા એમનો જન્મ થયો છે એમ કેહેવાય છે કે લગ્નની બિ-જ્જાસ વખતે ગુણકાનો મુજરો કરાવવાનો ચાલ પેહેલવેહેલો એમના વડવાઓએ દાખલ કર્યો હતો જો કે સદરહુ રિવાજનો પ્રચાર આજકાલ દેશમાં ઘણો વધી પડયો છે, તોપણ રાવબહાદુરે તેના તરફ તિરસ્કાર બતાવી, "બાપદાદાનું નામ બોળાય તો છો બોળાય; મારે તેની દરકાર નથી," એવા વચનોથી કેટલીક વિરુદ્ધની દલિલો રદ કરી, તેનો પગ પોતાના ઘરમાંથી કાઢયો છે, અને વેશ્યાના ગાનતાનથી પોતાનું મકાન અષ્ટ થતું બંધ કર્યું છે; અને તેને બદલે હરિકીર્તન શરૂ કર્યુ છે રાવબહાદુરના સદ્ગુણો સર્વ જગાએ મશહૂર છે કેટલાક લોકોને એમની કેટલીક રીતભાત નવાઈ જેવી લાગી છે અને સાધારણ લોકરાઢને અનુકૂળ લાગતી નથી. પણ તે બાબતમાં રાવબહાદુરનું એમ માનવું છે કે 'લોકરૂઢિ ભૂલભરેલી છે. અને તેને વળગી રહેવાને હું બંધાયલો નથી. હું તો મારી અક્કલપ્રમાણે વર્તીશ' રાવબહાદુરના આવા વર્તનથી કોઇપણ માણસને કોઇપણ પ્રકારનું નુકસાન થતું નથી તેમાં નિર્દોષતા તથા ખરૂ હિત સમાયલાં હોવાથી સર્વ રાવબહાદુર ઉપર ખુશ રહે છે.

રાવબહાદુર હાલમાં પેનશનર છે. સરકારી નોકરીમા ડેપ્યુટી કલેકટરના હોદ્દા ઉપર હતા સાધારણ કારકુનની જગ્યા ઉપરથી પોતાની અક્કલ હોશીયારી અને પ્રમાણિકપણાંથી ઊંચે દરજ્જે ચડયા હતા. એમણે એમના ચાલતા ચલણમાં સરકારી સત્તાનો દુરુપયોગ

* લખનાર—અમારા એક "એલએલ. બી" મિત્ર.

કર્યો નથી. પોતે અમલદાર છે એવો ફાંકો રાખ્યો નથી. અને સ્વર્ગ હથેળી જેટલું દૂર છે એમ માન્યું નથી. ગરીબને કનડયા નથી. અને નિરપરાધીને સજા મારી નથી. કોઈ દિવસ રૂશવત લિધી નથી. સરસિફારશથી કાળાં ધોળાં કર્યાં નથી. સરકારનું બુરૂં તાક્યું નથી, તેમ લોકોને કચડી નાંખ્યા નથી. અદલ ઇનસાફથી વર્ત્યા છે. વિદ્વાનોનો યોગ્ય સત્કાર કર્યો છે. પોતે અમલદાર એટલે ડાહ્યા અને પોતાના મંડલ બહારના સર્વ બેવકૂફ એમ માન્યું નથી. અમલની કેફના નિશાથી ચકચૂર થઇને સગાંવહાલાં ન્યાતિલાજાતિલા અને ગરીબ સ્થિતિના દોસ્તભાઇબંધનું અપમાન કર્યું નથી. સર્વ સાથે મિલનસારીથી વર્ત્યા છે. સર્વ માન ખુરશીને છે અને ઉતર્યો અમલ કોડીનો એ સત્ય એમના મગજ ઉપર ખુબ ઠસેલું હોવાથી, બધા સાથે ભલાઇથી ચાલ્યા છે. અને તેથી કરીને જો કે તેઓ હાલમાં પેનશનર છે તોએ લોકોમાં એમનું માન અસલ મુજબ કાયમ છે.

પેનશન લીધા પછી નકામાં ઠાલાં ગપાં મારવામાં કે ન્યાતની પટલાઈ કરવામાં કે પરનિંદામાં પોતાનો વખત ગાળતા નથી. પ્રભાતનો સમય ઈશ્વરભક્તિમાં ગુજારે છે. અને બાકીનો વખત, એમણે પોતાને ખર્ચે એક ધર્માદા શાળા કાઢી છે,—જ્યાં વ્યાંવહારિક કેળવણી સાથે ધર્મ તથા નીતિની કેળવણી વિદ્યાર્થિઓને આપવામાં આવે છે,—તેના ઉપર દેખરેખ રાખવામાં કાઢે છે. સરકારે બે ત્રણ વખત એમના વતનની મ્યુનિસીપાલીટીના પ્રમુખની જગ્યા એમને આપવા માંડી હતી, પણ સરકારની માંગણી તેમણે પોતાની અવસ્થા થવાથી તેમજ તંદુરસ્તીના કારણસર ઉપકાર સાથે સ્વીકારવા ના પાડી હતી. "હમારા વખતમાં અમે ઘણુંએ કર્યું છે ડાહ્યા માણસે મોટાં કાર્યો જેમાં ચંચળતા અને અસાધારણ શારીરિક અને માનસિક શક્તિની જરૂર છે તેવા કાર્યોનો બોજો પોતાના માથા ઉપર વ્હોરી લેતાં પહેલાં તેમને બરાબર નિભાવી શકવાની પોતાનામાં શક્તિ છે કે નહીં તેનો અવશ્ય કરીને પુખ્ત વિચાર કરવો જોઇએ. અને જ્યારે લાગે કે હવે દોરડાં ખેંચાતાં નથી ત્યારે પોતાનાથી વધારે લાયક અને હોશિયાર માણસના હાથમાં તેમને જવા દેવા એ તેમની ફરજ છે. બીજા લાયક ગૃહસ્થોને કેળવાવા દો અને તેમની જવાબદારી સમજવા દો." ઉપર મુજબ રાવબહાદુર એમના એક મિત્ર સાથે વાર્તાચિતમાં બોલ્યા હતા.

રાવબહાદુર સ્વભાવે ઘણા ભોળા, શાંત, આનંદી, અને પરગજુ છે. કોઇપણ માણસ ઉપર કોઇપણ બાબતમાં દ્વેષ કે ખાર રાખતા નથી. કોઇ ખરેખરો ગરીબ એમને બારણેથી ખાલી હાથે પાછો ફરતો નથી. ખરેખરા લાયક નિરાશ્રિતોની ચોકસ બાતમી તેઓ રાખે છે અને તેઓને વખતોવખત જાણ નહીં પડે તેમ દાણાદુણી, સરસામાન, પૈસાટકા મોકલાવી આપે છે. બને ત્યાં લગી ગુપ્તદાન કરવું એ એમનો નિયમ હોવાથી છાપાંઓમાં જે ટીપો આવે છે તેમાં એમનું નામ વાંચવામાં આવતું નથી. પરંતુ દરેક સાર્વજનિક અને ધર્માદા કામને એમની ખાનગીમાં અવશ્ય કરીને થોડી ઘણી મદદ હોયછે.

રાવબહાદુર નીતિમાં એક્કા છે પરસ્ત્રીને પોતાની મા બેન સમાન માને છે. અસત્યનો એમને તિરસ્કાર છે ખોટો ડોળદમામ એમને પસંદ નથી. કોઇનું કોઇપણ પ્રકારે મન દુઃખવતા નથી. પરંતુ જરૂર પડે, અને બીજો કાંઇપણ ઉપાય ન હોય ત્યારે કાણાને મોઢે કાણો કહેવાને ચુકતા નથી. એમના ભત્રીજાએ કોર્ટમાં એક મહત્વની બાબતમાં ખોટી

શાહેદી પુરી હતી તે કારણથી એમણે તેનો અસત તિરસ્કાર કર્યો હતો અને ૭ મહિના લગી તેની સાથે ભાષણ કરવું સરખું પણ બંધ કર્યું હતું.

અમારા મંડળમાં રાવબહાદુર સર્વને પ્યારા છે. આડોશીપાડોશી ન્યાતીલાજાતીલા ચાકરનોકર સર્વ એમના ઉપર ખુશ છે. વર્ષમાં બે વખત રાવબહાદુર મોટી મિજબાની કરે છે, તેમાં ખસુસ કરીને અમારા મંડલમાંના સર્વને સહકુટુંબપરિવાર આમંત્રણ કરેછે.

મારે કેહેતાં ભૂલવુ નહીં જોઇએ કે રાવબહાદુર સરકારી નોકરીમાં હતા ત્યારે નામદાર સરકારે બે વખત એમને પોતાની ધારાસભાની કાઉન્સીલમાં મેમ્બર નીમ્યા હતા. તે વખતે તેમણે સરકારને તેમજ પ્રજાને સારો સંતોષ આપ્યો હતો. ખુદ નામદાર ગવરનરે પોતાના છેવટના ભાષણમા એમની ખાસ તારીફ કરી હતી. પ્રજાની કેટલીક અડચણોની બાબત સરકારની નજરે આણીને દૂર કરાવવા શક્તિમાન થયા હતા. તેમજ "પ્રજાના હક"ના કેટલાક હિમાયતીઓ જેઓ પોતે નીચે જમીનપર ઉભા છે એ વાત ભૂલી જઇને હવામાં ઊડી આકાશના તારા ગણતા હતા, તેમની શુધબુધ, હકીકત અને આંકડાઓની દલીલથી ઠેકાણે લાવી, હવામાં ઉડવાના પ્રયત્નમાં હાડકા ભાંગવાનું જોખમ સહેવા કરતાં રાંક ધરતી ઉપર પગ ટેકવી રાખવો વધારે સુલભ છે એ બાબતની તેમને યાદ દેવડાવી, તેઓના કેટલાક ભૂલભરેલા વિચારો સુધારવાની ફરજ પાડી હતી. છાપાંઓમાં પણ રાવબહાદુરની સારી પ્રશંસા થઈ હતી.

અમારા મંડળમાં બીજા નંબરનો દરજ્જો મુનશી રસિકલાલનો છે. જાતના કાયસ્થ છે. વિલાયત જઈ બારિસ્ટરની પરીક્ષા પસાર કરી આવ્યા છે. ઓકસફર્ડની યુનિવર્સિટીના ગ્રેડયુએટ છે. સાહિત્યશાસ્ત્ર એમના બાપનું છે. અને જુના નાટકકારોના લખાણના અર્થ કરવામાં ભલભલા વિદ્વાનોના કાન પકડાવે છે. કાયદા ઉપર એમનો જન્મથી કંટાળો છે. પોતાના પિતાના માન ખાતર જ બારિસ્ટરનો ધંધો ચલાવે છે. કાયદાનાં પોથાં કરતાં નાટકોનાં પોથા એમને વધારે અનુકૂળ છે. હિંદુધર્મશાસ્ત્ર અને મુસલમાનની શરેહ કરતાં "કાવ્યપ્રકાશ" અને "રસગંગાધર" વધારે સારી રીતે સમજી શકે છે. આખી બાણની "કાદંબરી" એમના જીભના ટેરવા ઉપર છે. જયદેવના "ગીતગોવિંદ" ઉપર તો ગુલતાન જ છે. એમના બાપ મોટા મોટા શેઠ શાહુકારો અને રાજરજવાડામાં અને ઠાકોરોમાં ધીરધારનો ધંધો કરે છે. અને વારેઘડીએ ટપાલ મારફતે એમના ઉપર સાનગિરોના મુસદ્દા તકરારી ઇબારતોનાં વિલો, તાલુકદારી વગેરે કાયદાના અને દીવાની કાયદાના ટાંચપ્રકરણના ગુંચવાડાભરેલા પ્રશ્નો; અને હક બોજા અને હિસાબની બાબતો અભિપ્રાય માટે મોકલી આપે છે; જેમના જવાબ એમના ભાઇબંધ પુંજાલાલ સોલિસિટરની સલાહ મુજબ તેઓ લખી વાળેછે દરેક મનોવિકારનું અધ્યયન એમણે સારીપેઠે કર્યુંછે, પણ તેવા મનોવિકારથી મનુષ્યો ઉપર વ્યાવહારિક કામોમાં શી અસર થાય છે તેમની એમને ખબર નથી બર્ક, ડિમોસ્થેનિસ અને સિસેરોનાં ભાષણો એમને મોઢે છે, અને તેમનો બારીકાઇથી અર્થ સમજે છે. પણ આપણી હાઇકોર્ટનો એક પણ ફેંસલો યાદ રાખવાની તસદી લેતા નથી. કોર્ટમાં જઇને મોટા મોટા કેસોમાં રોકાયલા વકીલ બારીસ્ટરોનાં ભાષણો સાંભળવા કરતાં નાટકશાળામાં જઈ ઍક્ટરોનાં ભાષણો સાંભળવાં એમને વધારે પસંદ છે. કોઇપણ માણસ એમને બેવકૂફમાં ગણતું નથી, પણ એમના ખરેખર

સદ્‌ગુણ થોડાને માલમ છે. બપોરનો ઘણોખરો વખત 'રોયલ એશિયાટિક સોસાઇટી'-ની લાઇબ્રેરીમાં ગુજારે છે. અને ત્યાંનાં ઘણાં ખરાં પુસ્તક એમણે વાંચી કાઢયાં છે. પણ થોડા જ ગ્રંથકારો એમના માનીતા છે. સંસ્કૃત ભાષાનું સંપૂર્ણ જ્ઞાન હોવાથી જૂના રિવાજ વહીવટ અને ઇતિહાસની બાબતો ઉપર સારૂં અજવાળું નાંખી શકે છે, અને તેથી કરીને આપણા લોકોની હાલની સાંસારિક સ્થિતિ વધારે સારી રીતે સમજે છે. વાર્તિકકાર તરીખે એમનો અભિપ્રાય ઉત્કૃષ્ટ ગણાયછે. ગ્રંથકારો એમનાથી ચોંકતા અને ચોંકતા રહે છે. ખેલની શરૂઆત નાટકશાળામાં થાય છે ત્યારે એમનું ખરૂં સ્વરૂપ પ્રકાશે છે. દરેક જાતના રાગ રાગણીઓની બુજ સારીરીતે કરી શકે છે. એક્ટરો (નટો)ને તેમ જ જોનારાઓને એઓ જ્યારે નાટકશાળામાં હાજર હોય ત્યારે ગમત સારી પડે છે. મેનેજરો એમનું માન બહૂ જ રાખે છે. કોઇપણ નાટકશાળાને ન્યાલ કે ખુવાર કરવાની એમનામાં શક્તિ છે, દરેક સારા એક્ટરને ઉત્તેજન આપે છે, અને પ્રસંગોપાત સુચનારૂપ કેટલાક સુધારાઓ સુચવેછે, જે મેનેજરોને ઉપકાર સાથે કબુલ રાખવાની ફરજ પડે છે. દરેક નાટકશાળામાંથી વખતોવખત એમને માટે પાસ આવે છે. તે પોતાના દોસ્તદાર ભાઇબંધ કે ગરીબ પડોશીયોમાં વેહેંચી નાંખે છે. અને દરેક વખત નાટકશાળામા પોતાને ખર્ચે જ ખેલ જોવા જાય છે.

અમારા મંડળમાં ત્રીજા નંબરનો દરજ્જો શેઠ જાલભાઈ જંગબારીનો છે. મુંબાઇની બે ત્રણ મિલોના એ માલીક છે અને બીજી બે ત્રણમાં ડાયરેકટર છે. તે ઉપરાંત કમીશન એજંટનો પણ વેપાર કરે છે. ચીન જાપાન રંગુન સીંગાપુર જંગબાર વિલાયત અમેરિકા સાથે એમનો લાખો અને કરોડોનો વેપાર ચાલુ છે. ચીન જાપાનની સફર તો જાતે પણ કરી આવ્યા છે. એમના ધંધામાં ઘણી જ ઉંડી સમજ ધરાવે છે. રૂનો સોદો કરવામાં એક્કા છે. એમને નામે જંગલમા પણ હૂંડી પાકી શકે એમ છે. જાલભાઈ લીલાધરની પેઢીના મુખ્ય ભાગીયા છે. એમના ભાગીયા લીલાધર દેવજી પણ એમના જેવાજ કુશલ છે. અને કસ્ટમ ખાતામાં અને વીમાવાળા તથા દલાલોમાં એમનો વગ અને કાબુ જબરો છે. પણ જરા સેહેલાણી હોવાથી કામકાજનો ઘણો બોજો જાલભાઈ શેઠ ઉપર પડે છે. જાલભાઈ શેઠને વખતો વખત આડી અવળી માલ વગરની મશકરી કરવાની ઘણી ટેવ છે, પણ એમના તાબાના માણસોને તેમજ લાગતાવળગતાને તેમાં બેહદ રસ પડતો હોય એમ માલમ પડે છે. દેશપરદેશના વેપારના દરેક મથકની ચોકસ ખબર રાખે છે. અને એમના એજંટો અને નોકરો એમને પળેપળની ખબર મોકલી આપે છે. અને તે બાબતમાં જરાક ઢીલ કે કસુર થાય તો તેમને ઘણી સખત નસિહત જાલભાઈ શેઠ તરફથી મળે છે. જાલભાઈ શેઠ સ્વભાવે ઘણા કરકસરીયા છે અને એમના બૂટ અને ગરમ ડગલો લગભગ ત્રણ ચાર વર્ષ લગી સાચવી સાચવીને ચલાવી શકે છે. સહેજ થીગડાંની એમને દરકાર નથી. "ફાટેલે કપડે અને ઘરડે માબાપે લજવાવું શાનું?" એમ વખતોવખત બોલે છે. "ભાઈ, કાંકરે કાંકરે પાળ બંધાય અને ટીપે ટીપે સરોવર ભરાય." વ્યાવહારિક બાબતોમાં પારસીઓના જૂના વિચારોને વળગી રહે છે અને પોતાના કુટુંબના તમામ માણસને તે મુજબ વર્તવાની ફરજ પાડે છે. દરીયાને "રુસ્તમ પેહેલવાન"ની ઉપમા આપે છે. એમની નજરમાં તરવારથી મુલક જીતવા કરતાં તેમાં વ્હેપાર અને હૂનરથી પોતાનો કાબુ વધારવો વધારે ડહાપણ ભરેલું છે એમ આવેછે, એમની ઇંગ્રેજી ઓફીસના હેડક્લાર્કને જ્યારે પચાસ રૂપીયાનો પગાર મળે છે ત્યારે એમના

મોટા મુનીમ હરજી વેલશીને તેના નામાની બાહોશી તપા સોદો કરવાની કુશળતા ખાતર રૂપીયા ત્રણુસેનો માસિક પગાર મળે છે. કોઇ પણ ઇંગ્રેજી ભણેલા એમને ત્યાં નોકરી ખોળવા આવે છે ત્યારે જાલભાઈ શેઠ તરફથી "નામુ જાણો છો?" એવો પેહેલો સવાલ થાય છે અને જો નકારમાં જવાબ મળ્યો તો રોકડું પકડાવી દે છે કે "બાવા તમારે લાયક આ જગા નથી. અહીંના લોકો વ્હેપાર ધંધાની બાબતમાં બરાબર ધ્યાન નહીં આપતાં 'નકામાં' 'એમે' 'બીએ' થાય છે હું કે દાંડે 'એમે' કે 'બાયે' થયો છું—એ તો જાણોછો કેની—'ભણે ફારસી વેચે તેલ'? મારા મનને તો બે બદામનો પણ વેપારી તે તમારા બાર ગજના પુછડીયા તારા કરતાં મોટો છે. દેશમાં ઘણુંએ કરવાનું છે. કોયલાને લોઢાની ખાણોનો શોધ કરો. રૂનો સારો પાક થાય એમ કોશીશ કરો. ઈન્જનેરનો ધંધો કરો. એમાં દેશનું ભલુ રહેલું છે આળસે હિંદુસ્થાનનુ નખોદ વાળી નાંખ્યું છે અને હુનરના જોરથી જાપાન જે કુછ ગણતીમાં હતું નહીં તે આજે ટાયપર જઇને બેઠું છે. ભાઇ, હિંદુસ્થાનને વગરમહેનતે લખેશરી થઈ જવુ છે. બાવા, પસીના વગર રાતી અડધી પણ મળતી નથી સાહેબ, મેં ગોદીમા લાકડા ફાડયાં છે–મિલોમા ફિટર તરીખે કામ કર્યું છે. રેલવેપર ડ્રાયવરમેન હતો. લીલાધર શેઠના બાપનુ ભલું થજો કે આ ધંધો સુઝાડયો, તો આ સ્થિતિએ પોહોચ્યો છું ભલે તમે કોનગ્રેસો ભરો કે કોનફરન્સ ભરો. મોટાં મોટા ભાષણો કરો. પણ એથી કાંઈ પણ દેશનુ દલદર ફૂકાવાનું નથી. જો દોડીયું કમાવું હોય તો ખૂટ ઈરટાકીન ઉતારો, બડી બડી વાતો કરવી મૂકી દો. આગવાળી હાડકું ચલાવો. દેશ પરદેશ ફરો. અને બચાંકચાંની જંજાળ નાનપણથી હોરવા કરતાં બે દોડીયાં કમાયા પછી હોરો." આવા વખતોવખત ઉભરા કાઢી જાલભાઈ શેઠ અમારા મંડળને રંજન કરે છે.

સુબેદાર દિલાવરખાન અમારા મંડળના ચોથા પ્રતિષ્ઠિત સભાસદ છે. એઓ ખરેખરા બહાદુર નર છે. "બડી બડી બાતા" કરવાની એમને ટેવ નથી. લશકરી ખાતામા સીપાઇના દરજ્જા ઉપરથી 'સુબેદાર મેજર'ના હોદ્દા લગી પોતાની બાહોશીથી ચઢ્યા હતા કાબુલ, કંદહાર, બરમા, સુવાકીન, હબશાન વગેરે મુલકોમાં લડાઇ જોઇ આવ્યા છે. અને એમની બહાદુરીને માટે એમને સરકાર તરફથી મોટા મોટા ચાદો મળેલા છે. એમની નિમકહલાલીથી સરકારે ખુશ થઈ એમને મોટી મોટી જામીરો ઈનાયત કરી છે. લડાઇમાં મોટા મોટા કરનલો અને જનરલોને પણ વખતોવખત કીમતી સલાહ આપેલી છે અને તેમનાં અભિપ્રાયો બદલવાની ફરજ પાડેલી છે. લશકરી ખાતાની મસલતની બેઠકમાં પણ એમને ખુરશી આપવામા આવેલી છે. હાલમાં પેનશનપર છે. પણ વખતોવખત લડાઇની વાતો સાંભળે છે ત્યારે એમનો જુસ્સો ઉકળી આવે છે. "પિછુ હઠના એ નામરદ ઓર નિમકહરામકા કામ હે. કતલ હો જાના ઓ બેહેતર હે. 'નેકોનામ વ સા આરન કે મુરદ બેદ્ ક્ે બદનામી'"† એમને કોઇની ખુશામત કરવાની ટેવ નથી. અને અતિશય ગુસ્સે થાય છે કે, તરત એમનો હાથ તરવારની મુઠ ઉપર જાય છે સાદીની, અને હાફીઝની ગઝલો

† અર્થઃ—નિષ્કલંક બળી મરવું એ ઠીક,—કેમકે નામ બદનામ થાય તે કરતાં મૃત્યુ વધારે સારૂં.

એમને મોઢે છે અને વખતોવખત તેમના મંડળને સમજાવી હસાવે છે. લડાઇયોનું વર્ણન કોઈ કોઈ વખત કરે છે ત્યારે સર્વનાં રૂવાં ઉભાં થાય છે. એમના મિત્ર કિશોરસીંગને દુશમનના પંજામાંથી કંદહાર આગળ જે બાહાદુરીથી એમણે બચાવ્યો હતો અને જેથી એમના શરીર ઉપર બે ત્રણ ભયકર જખમો થયલા, તેનું વર્ણન જ્યારે કરી બતાવે છે ત્યારે અમને આનંદાશ્રુ પડ્યા વિના રહેતાં નથી

વિલિયમ મિડલવે નામના યુરોપીયન ગૃહસ્થ અમારા મંડલમાં પાચમા મેંબર છે એમનો ધંધો ન્યુસપેપરોમાં લખાણો કરવાનોછે. આખા હિંદુસ્તાનનાં નામાંકિત પેપરોમાં વખતોવખત એમનાં લખાણો વારાફરતી વાંચવામાં આવેછે કેવળ આકાશમાંથી ન્યુસપેપરમાં લખાણ કરવા તુટી પડયા નથી. એમને રાજ્યપ્રકરણનું સારૂં જ્ઞાન છે. જુદા જુદા દેશના પ્રતિહાસો મનન કરીને વાંચ્યા છે. દરેક રાજ્યનું બંધારણ શા પાયા ઉપર છે અને તેથી કરીને ત્યાંની પ્રજાની સ્થિતિ ઉપર શી અસર થાય છે તેનો એમણે બારીકાઇથી અભ્યાસ કર્યો છે. ન્યુસપેપરમાં લખાણ કેમ કરવું એ બાબત સારી તાલીમ લીધી છે. માસિક ૩૦૦) ત્રણસો રૂપીયાને પગારે એક પ્રતિષ્ઠિત ન્યુસપેપરની ઓફીસમા સાત વરસ લગી સબ-એડિટર હતા. પણ એક મહત્વની રાજકીય બાબત ઉપર એમના એડિટર સાથે મતભેદ પડવાથી એમણે પોતાની જગાનું રાજીનામું આપી છુટાં છવાયાં લખાણો કરવાની રીત પસંદ કરી છે. એમનાં લખાણો ઘણાં છટાદાર, અને જુસ્સાવાળાં હોય છે; પરન્તુ કોઈ પણ પ્રકારની અતિશયોક્તિ વગરનાં અને મર્યાદાસર હોય છે. દરેક બાબતમાં બંને પક્ષની સમતુલના કરી દરેકને અનુકૂલ પડે એવો મધ્યમ રસ્તો શોધી કાઢે છે. પુરેપુરા રાજ્યભક્ત છે પણ જરૂર પડે સરકારી અમલદારોની ભૂલ બતાવવાને ચુકતા નથી. કોઇ પક્ષ તરફથી લખાણ કરવાની રીત એમને પસંદ નથી, પણ જે હકીકત એમને સત્ય અને વાજબી લાગે છે તેને જ મદદ આપે છે. લખનાર તરીકે પોતાની જવાબદારી સારી રીતે સમજે છે. કઇ બાબત ન્યુસપેપરમાં લાવવા જોગ છે ને કઈ નથી એ સારી રીતે સમજે છે અમુક માણસને કે અમુક બાબતને નુકસાન કે ફાયદો કરવામાં જાહેર હિત સમાયલું નથી એમ એમનું માનવું છે. આધાર વગરનું અને કોઇ પણ માણસને નાહક ગેરઈન્સાફ થાય અને તેની આબરૂને નુકસાન પોહોંચે એવું લખાણ એમના તરફથી થતું નથી. પરંતુ જે નિયમો ઉપર રાજ્યના સારા બંધારણનો કે સામાન્ય લોકની સુખશાંતિનો આધાર રહેલો હોય છે તેમનું ઉલ્લંઘન કરવા કોઈ પણ માણસ યત્ન કરે છે તો તેની જડતી લેવા ચુકતા નથી. કોઈ પણ વિષય ઉપર પુરેપુરી માહીતી સિવાય ટીકા કરતા નથી. દરેક પક્ષને વાજબી ઇનસાફ આપે છે. દરેક કોમમાં શી શી ભુલો અને ખોડખાંપણ છે તે સારી રીતે સમજે છે. એક કોમને બીજી સાથે લડાવી મારતા નથી-એકને આકાશની ટોચ ઉપર ચઢાવી બીજીને લાત મારી ગગડાવી પાડતા નથી. પણ દરેક કોમનું સામાન્ય હિત એકમેકના પરસ્પર કલ્યાણમાં સમાયલું છે એવો એમનો અભિપ્રાય છે. આથી કરીને એમનાં લખાણો સર્વને પ્રિય થઈ પડયાં છે અને સરકારમાં પણ સારૂં વજન ધરાવે છે.

અમારા મંડલ ઉપર સહિત્ય શૃંગારરહસ્ય, મોજશોખ અને સુંદરીવર્ગ સંબંધી હકીકતોની બાબતમાં અજ્ઞાનતાનો દોષ નહી રહે તે વાસ્તે અમારા મિત્ર લાલા રમાલાલ

અમારા મંડળમાં મોજુદ છે. ઉમરે તો જરાક પ્રૌઢ છે પરંતુ ટાપટીપ અને જતનથી એમના શરીરને એવું માયવ્યું છે કે જાણે જુવાનિયા જેવા જણાય છે. સ્વરૂપે સુંદર અને વરણાગીયા છે. એમના શરીરનો એક વાળ પણ એમણે ધોળો થવા દીધો નથી. અતર, પોમેટમ, હેરડુશ અને લવંડર વાટરથી એમનુ શરીર બેહેક મારે છે. પાન સોપારી અને એલચીના બીડાં ચાવીને હોઠ લાલચોલ રાખે છે. આંખમાં ધોળો સુરમો આંજે છે, પટીયા પાડે છે, અને નાજુકડી રૂપીના હાથાની લાકડી લઈ ધીમે ધીમે હલાવતા હલાવતા અમારા મંડળના એકઠા થવાના મકાનમાં દાખલ થાયછે. હાથમાં હીરાની બે સુંદર પાણીદાર વીંટીઓ અને જાકીટ ઉપર સોનાનો સુંદર અછોડો અને ઘડીયાલ લટકતી રાખે છે. નકશીદાર રૂપાની નળીમાં બીડી પીયે છે મીઠાશભરેલાં મર્મવચનો બોલે છે. એમની વાતચીતથી અમારા મંડળને ઘણી ગમત પડે છે. ઘણા જ આનંદી અને ખુશ મિજાજના છે અને બલબલાનું દુ:ખ એક ઘડીમાં વિસારી દે છે. સ્ત્રીવર્ગને લગતી તમામ હકીકત વિષે પૂર્ણ માહીતી ધરાવે છે. 'રંગીલી છબીલી' ની વાતોનો ભંડાર એમની કને પુષ્કળ છે. સ્ત્રીના દરેક પોશાક, અલંકાર અને આભૂષણનો અથથી તે ઇતિ સુધીનો ઇતિહાસ એમને માલમ છે. ચંદનહાર-ગજરા-તારામંડળની બંગડીયો-છંદ-સાંકળાં-હઠસાંકળ-લંગર-મોહનમાળા-નાગફણી-ચાક-ગવન-સાડી-અંબર કયા કયા વખતે અને શા કારણથી સ્ત્રીવર્ગમાં દાખલ થયાં તેનો મનોરંજક ઇતિહાસ આપે છે. કેટલીક સ્ત્રીઓ સીધા સેંથાને બદલે વાંકા સેંથો કેમ પાડે છે, અસલની ચોળીને બદલે હાથ સુધીનાં બદન કેમ પેહેરે છે, તેમનું કારણ એમને ખબર હોય છે. બે ચાર ગાયન કલબોના પેટ્રન છે. નાટકશાલામાં સારી એક્ટરેસો વગર ખેલ દીપતો નથી એવો એમનો અભિપ્રાય છે. દિવાળી તો અવશ્ય મુંબાઈમાં જ કાઢે છે. અને ઉનાળામાં મહાબળેશ્વર-માથેરાન-કે ડુમસ ઉપડી જાયછે. પાલવા બંદર, બેંક બે, બેંડસ્ટેંડ, જ્યાં જ્યાં સુંદરીઓના ટોળાં એકઠાં થાય છે ત્યાં ફેરા આંટા મારવામાં એમને ગંમત પડે છે, મોટા તેહેવારો અને મેળાને દિવસે અવશ્ય મંદિરમાં દર્શન કરવા જાય છે. અને અનેક પ્રકારની બાતમી મેળવી મંડળને રંજન કરે છે. દરેક મિજલસ કે જલસામાં એમની હાજરી હોય છે. વાતચીત, જબાની અને છટામાં બલબલાનાં મન હરણ કરી નાખે છે. અમુક અમુક જાતની સ્ત્રીયોનો પોશાક, અલંકાર અને બોલવા-ચાલવા-હીંડવામાં શો શો તફાવત હોય છે તેનુ એમણે ચોકસ અધ્યયન કર્યું છે. દર શનિવારે નાટકમાં ગયા વાકી ચુકતા નથી-નાટકશાળામાં એક નાની સરખી છાબડીમાં હારગજરા કલગી તોરા લઈ જાય છે અને સારા સારા એકટરોને તેથી ખુશી થાય છે ત્યારે વધાવી લે છે-પૈસાની એમને જરા ફિકર નથી. ગર્ભશ્રીમંત છે. એમનો બધો વહીવટ લાલચોકની ટબનો છે. જીવના ટોલા છે. સગાં વાહાલાંને સારી મદદ કરે છે. સ્ત્રીવર્ગ શિવાય બીજી બધી બાબતમાં એમનું વર્તન પ્રશંસાને પાત્ર છે. છેલ્લું જે ગૃહસ્થનું વર્ણન કરવાનું છે તેમને અમારા મંડળમાંના સભાસદ ગણવા કે નહીં તે બાબત ઉપર સવાલ રેહેછે, કેમકે તેઓ અમારી મીટીંગોમાં જવલે જ પધારે છે, પણ જ્યારે જ્યારે એમનાં પગલાં થાય છે ત્યારે સર્વને આનંદ થાય છે. ઘણા જ પવિત્ર અને સાધુ વૃત્તિના ગૃહસ્થ છે. એમનું નામ પંડિત સંતોખ(ષ)રામ છે. અગ્નિહોત્રી છે, ઘણો વખત કર્મકાંડમાં કાઢે છે. વેદ, વેદાંગ, ઉપનિષદ, પુરાણો અને ષડ્દર્શનનો એમણે સારો અભ્યાસ કર્યો છે, અને તેનુ રહસ્ય સારી પેઠે સમજે છે.

તેમ યુરોપીયન સાહિત્ય કે તત્ત્વજ્ઞાનથી અજાણ્યા નથી—શેક્સપીયર, પ્લેટો, કાંટ, અને માર્કસ ઑરેલિયસ, એમને પ્રાણસમાન પ્રિય છે. વેદાંતમાં શ્રીશંકર મતના અનુયાયી છે. પણ રામાનુજ સંપ્રદાયને વાસ્તે પણ એમને ઘણું માન છે. અને વ્યાવહારિક લોકોને તો તે વધારે અનુકૂલ છે એવો એમનો મત છે. કોઈપણ રીતે ધર્માંધ નથી, અને દરેક ધર્મમાં શુદ્ધ તત્ત્વોનું રહસ્ય છુપાયલું છે એવું એમનું માનવું છે. કોઈ વખતે જ્યારે ધર્મ સંબંધી વ્યાખ્યાન આપે છે ત્યારે અમારા મિત્રમંડળની અકલ ગુમ થઈ જાય છે, અને મનોવૃત્તિ એવી તો તલ્લીન થઈ જાય છે કે જાણે આપણે માણસ પાસે બેઠા નથી પણ કોઈ દેવ પાસે બેઠા છીએ. જ્યારે બોલવું શરૂ કરે છે ત્યારે ઘણી જ ગંભીરાઈથી અને તીક્ષ્ણ લાગણીથી, અને આ ક્ષણભંગુર સંસાર સાથે જેને કંઇ સબંધ નથી અને જેનું સર્વ હિત ઈશ્વરી જ્ઞાન, ઈશ્વરભક્તિ અને ઈશ્વરસેવામા સમાયલું છે, એવી મીસલથી બોલે છે. શ્રોતા ઉપર આથી ઘણી જ ઊંડી અસર થયા શિવાય રહેતી નથી.

પ્રિય તંત્રી સાહેબ, આ મારા દરરોજના સોબતી છે

લી. સેવક,

મુનિ.

---

## રાજ્યનું મૂળ.

(મળેલુ) *

(અનુસન્ધાન પૃ. ૧૯૨ થી)

જંગલી અને ગ્રામ્ય લોકોની સ્થિતિ અવલોકવાથી સામાન્ય રીતે આપણે એમ કહી શકીએ કે કુટુંબોના એકઠા થવાથી ગામ વસે છે, ને ગામોના સંયોગથી રાજ્ય ઉત્પન્ન થાય છે ગામ વસાવી એકત્ર થયેલાં કુટુંબોને આપણે ગ્રામ-સમુદાય એવું ટુંકું નામ આપી શકીએ. ગ્રામ-સમુદાયમાંથી રાજ્યની ઉત્પત્તિ હોવાથી આપણે હવે તેનાં લક્ષણો તપાસવાં જોઇએ.

હિંદુસ્થાન, રૂશિયા અને સ્લેવોનિયામાં હજી પણ ગ્રામ-સમુદાયો છે, તેમ જ ઇંગ્લંડ, આયરલાંડ, સ્વિટ્ઝરલાંડ, જર્મની અને બીજા દેશોમાં તેનાં ચિહ્નો હજી પણ રહી ગયાં છે. આ પ્રમાણે રાજ્ય પહેલાંનું બંધારણ થોડું ઘણું ઘણા પ્રદેશોમાં ટકી રહ્યુંછે. હિંદુસ્થાનના લોકોમાં બીજાના કરતાં સ્થિતિપાલકત્વ વધારે હોવાથી પ્રાચીન ગ્રામ-સમુદાયો એમના એમ હજારો વર્ષથી ટકી રહ્યા છે. લીવોર્નર લખે છે [૧]:—"પ્રાંતો વખતોવખત એકના હાથમાંથી બીજાના હાથમાં પડતા, ને એક દેશી રાજાના તાબામાંથી બીજાના તાબામાં જતા, પણ ગામનું જીવન એક સરખી રીતે અગર મોટો ફેરફાર થયા વિના ચાલ્યું ગયું અગર જો કે રાજ્યકર્ત્તાઓ તેઓથી બને તેટલો માલ ઉપાડી જતા તો પણ ગામવાસીઓ વાવ્યે ગયા ને લણ્યે ગયા." સર ચાર્લ્સ મેટ્કાફના લખાણ[૨]

---

* લખનાર:—રા. રા. હરજીવન ભગવાનજી શુક્લ. બી. એ. એલએલ. બી.

૧. જુવો "Citizen of India," P. 8.

૨. જુવો "Elphinstone's History of India," P. 68.

( minute ) માંથી નીચેનો ફકરો ખરેખર લક્ષમાં રાખવા યોગ્ય છે:—

"ગામ-સમુદાયો નાનાં સ્વતંત્ર રાજ્યો છે, તેઓની અંદર તેમને જે કાંઈ જોઈએ તે તમામ સમાયેલું છે, અને તેઓ બીજા દેશના સંબંધોથી ઘણે ભાગે મુક્ત છે. એક પછી એક એમ ઘણા રાજ્યવંશો પડી ભાગે છે; ઉપરાઉપરી રાજ્યપરિવૃત્તિ થયાં કરેછે; હિંદુ, પઠાણ, મોગલ, મરાઠા, સીખ, અંગ્રેજ, એ સૌ તેમના વારા પ્રમાણે માલીક થાય છે; પણ ગ્રામ-સમુદાય તેને તે રહ્યા કરે છે. આફતના વખતમાં તેઓ હથીઆર લેછે, અને ગઢ ચણે છે; દુશ્મનનું લશ્કર દેશમાં થઈને પસાર થાય છે; ગ્રામ-સમુદાયો પોતાનાં ઢોર ગઢની અંદર ભેગા કરે છે, અને દુશ્મનને ચીડવ્યા વગર જવા દેછે. જો તેમને લૂટવામાં તથા પાયમાલ કરવામાં આવે અને તેમની સામેનું લશ્કર નહિ હરાવી શકાય તેવું હોય તો તેઓ તેમની સાથે ભાઇચારો રાખનારાં છેટે આવેલાં ગામોમાં નાશી જાય છે; પણ જ્યારે તોફાન ચાલ્યુ જાય છે ત્યારે તેઓ પાછા આવે છે અને પોતાના ધંધાઓ ફરી ગ્રહણ કરે છે. ગામોમાં વસ્તી ન રહી શકે એવી લૂટ અને કતલ ઘણા વર્ષ સુધી દેશમાં ચાલુ રહે તોપણ જ્યારે જ્યારે ગામનો શાન્ત ભોગવટો લેવાની શક્તિ ફરી પ્રાપ્ત થાય ત્યારે ત્યારે જુદા પડી ગયેલા ગામવાસીઓ પાછા આવે છે. એક જમાનો ચાલ્યો જાય તોપણ બીજે જમાનો પાછો આવશે જ, દીકરાઓ પોતાના બાપની જગાઓ લેશે જ; ગામ તળીઆટાની તે જ જમીન, ઘરોની તે જ જગા અને સીમના તે જ ખેતરો, ગામ ઉજડ થતી વખતે ચાલ્યા ગયેલાના વંશજો ફરી પોતાના કબજામાં લેશે; અને નજીવી બાબતથી તેઓ તે છોડીને જતા પણ નહિ રહે, કેમકે વિઘ્ન અને આફતના સમયમાં તેઓ ટક્કર લેશે, અને લૂટ તથા જુલમને હઠાવવા માટે જોઇતું બળ પ્રાપ્ત કરશે. આ દરેક ગ્રામ-સમુદાય એક સ્વતંત્ર નાનું રાજ્ય છે, એવા ઘણા ગ્રામ-સમુદાયોના સંયોગથી હિંદુસ્થાનના લોકોની સ્થિતિ, તેઓને જે રાજ્યપરિવૃત્તિઓ ને ફેરફારો સહન કરવા પડ્યા છે તે તમામ વચ્ચે, જેવી જળવાઈ રહી છે તેવી બીજા કશા કારણથી જળવાઈ રહી નથી, અને તે જ તેમના સુખનું અને ઘણીખરી સ્વતંત્રતા જે ભોગવાય છે તેનું ઘણે અંશે કારણ છે."

ગ્રામ-સમુદાયનાં જુદાં જુદાં વર્તમાન સ્વરૂપો અવલોકવાથી આપણે તેનાં ચાર લક્ષણો મુકરર કરી શકીએ છીએ. પ્રથમ લક્ષણ એ છે કે ગામવાસીઓ પોતે સૌ એક પુરુષમાંથી ઉતર્યા છે એવુ માને છે. આ માન્યતા જ તેમના બંધારણનો પાયો છે. ઈંગ્લંડનાં કેટલાંએક ગામોનાં નામો આ હકીકતની સાક્ષી પૂરે છે. વેલિંગટન ગામ વેલિંગ લોકોનો વાસ સૂચવે છે. વોટલિંગટન, વોલિંગફર્ડ, એ નામો પણ તેવી જ સૂચના આપે છે હિંદુસ્થાનમા પણ ગ્રામ-સમુદાયનો પાયો સમગોત્રત્વ છે એમ સર હેનરી મેન કહે છે લાંબા વખત સુધી આ સમગોત્રત્વની માન્યતા દંતકથા તરીકે ટકી રહે છે. બીજું લક્ષણ એ છે કે ગામનો કારોબાર કુટુંબોના વડીલોની સભાના હાથમાં હોય છે, અને તે સભામા કેટલીએકવાર ગામનો પટેલ અથવા મુખી પ્રમુખ તરીકે બીરાજે છે. સર હેનરી મેન કહે છે કે હિંદુસ્થાનના શુદ્ધ ગ્રામ-સમુદાયોમાં સભા જ કામકાજ કરે છે રૂશિયામાં હજી પણ સભા જ રીવાજ મુજબ ઇનસાફ આપે છે. સભાનું કામ કજીઆ ચુકાવવાનું અને સમુદાયની મિલકતની વ્યવસ્થા કરવાનું હતું. ત્રીજું લક્ષણ એ છે કે ગ્રામ-સમુદાય જમીન

તથા ખેડ તમામ કુટુંબ વચ્ચે મજમું રાખે છે. હાલ જે ગ્રામ-સમુદાયો જોવામાં આવેછે તેમની મોટી સંખ્યામાં સીમના બે ભાગ પાડેલા જોવામાં આવે છે: (૧) પડતર જમીન અથવા ગૌચર, જે સૌ કુટુંબો વચ્ચે મજમુ હોય છે, (૨) ખેડવાણ જમીન જેના ભાગ પાડવામાં આવેલા હોય છે. આ ખેડવાણ જમીન કેટલેક સ્થળે અમુક મુદતે નિયમસર જુદાં જુદાં કુટુંબોમાં ફરી વહેંચવામાં આવે છે, અગર તે કુટુંબોની ધીમે ધીમે આવગી થતી જાય છે. પંજાબમાં ફક્ત પડતર જમીન મજમું છે, અને ગ્રામ-સમુદાય સરકારની મહેસુલ માટે મજમું જવાબદારી ભોગવેછે. આવાં ગામોને ભાઇચારી ગામો કહેવામાં આવે છે. પહાણુ લોકોમાં અને રુશિયાના મીર લોકોમાં ખેડવાણ જમીનની ફરી વહેંચણી થાય છે. ગૌચર મજમું રાખવાના દાખલા તો ઇંગ્લંડના ઘણાં પેરિશોમાં પણ જોવામાં આવે છે. ગ્રામ-સમુદાયનું ચોથું લક્ષણ એ છે કે તેમાં મજમું દેવસ્થાન રાખવાનો દસ્તુર હોયછે. યુરોપના ગ્રામ-સમુદાયોમાં ખ્રિસ્તિ ધર્મના પ્રવર્તવાથી ત્યાં આ લક્ષણનાં થોડાં જ ચિહ્ન નજરે પડે છે, પણ હિંદુસ્થાનનાં ગામોમાં હજી ચોરાઓ જોઇએ છીએ

હવે પ્રાચીન પ્રજાઓના રાજ્ય પહેલાંના બંધારણ વિષે આપણે શું જાણીએ છીએ તે જોઇએ જુનામાં જુની આર્ય પ્રજાઓ હિંદુ, ગ્રીક અને રોમન છે. તેમાં પ્રથમ આપણે હિંદુઓનો પ્રાચીન ઇતિહાસ તપાસીએ

હિંદુઓનું જુનામાં જુનું પુસ્તક ઋગ્વેદ છે. તે ઉપરથી વૈદિક વખતની સાંસારિક સ્થિતિની આપણને ખબર પડે છે. ગોલ્ડસ્ટકર લખે છે[૧] કે:—

"આ વેદનાં સૂક્તો ઉપરથી હિંદુઓની સાંસારિક સ્થિતિ ભરવાડ અથવા અસ્થિરવાસી લોકોના જેવી જણાતી નથી, પણ તેનાથી ઘણી સુધરેલી જણાયછે. કસ્બાઓ, શહેરો, મોટા રાજાઓ અને તેમની મોટી દોલત વિષે સૂક્તોમાં વખતોવખત બોલવામાં આવે છે. ખેતી ઉપરાંત—વણવાનો, કીમતી ધાતુઓ ગાળવાનો, રથ કરવાનો, સોના રૂપાનાં બખ્તર અને સોનાનાં આભૂષણ કરવાનો હુન્નર અને એવા બીજા નાના પ્રકારના ઉપયોગી હુન્નરો લોકો જાણતા હતા એમ દેખાય છે. તેઓ સોમનો તથા વાજિત્રનો ઉપયોગ કરી જાણતા હતા તે વખતના હિંદુઓ મહાસાગરથી વાકેફ હતા એટલું જ નહિ, પણ તેઓએ કેટલીએકવાર નૌકાયુદ્ધ કર્યાં હોય એમ માલુમ પડે છે. તેઓ ઔષધનું જ્ઞાન ધરાવતા હતા, અને ખગોળવિદ્યાના ગણિતમાં તેઓએ કેટલોએક પ્રચાર કર્યો હોય એમ લાગે છે, કેમકે સૂર્યવર્ષ તથા ચંદ્રવર્ષ વચ્ચેનો તફાવત કાઢી નાંખવા માટે અધિક માસ તેઓએ દાખલ કર્યો હતો એમ લખેલું છે.

"તેમ તેઓ સુધારાની સાથે આવતા દુર્ગુણોથી પણ મુક્ત નહોતા, કેમકે આપણે આ સૂક્તોમાં વેશ્યા, ગુપ્ત જન્મ, તથા જુગારી અને ચોરો વિષે વાંચીએ છીએ.

× × × × ×

"તે વખતે ન્યાતીબંધન દાખલ થયું નહોતું એમ જણાય છે."

ઋગ્વેદસંહિતાના વધારે પ્રાચીન ભાગમાં આપણે હિંદુઓને સિંધુ નદીના કીનારા ઉપર આવી વસેલા જોઇએ છીએ એટલું જ નહિ પણ પંજાબની પણ પેલીમેર, કા-

---

૧. જુવો "Goldstucker's Literary Remains," I, P. 271.

મુલકમાં આવેલી કુભા નદી ઉપર વસેલા જોઇએ છીએ. હિંદુઓ ત્યાર પછી પૂર્વ તરફ ધીમે ધીમે કેવી રીતે પ્રસર્યા તે પણ આપણે જોઇએ છીએ. વૈદિક વખતમાં સમાજની વ્યક્તિ ગૃહપતિતાબાનું કુટુંબ હતું. કુટુંબનું દરેક અંગીભૂત ગૃહપતિની આજ્ઞા પાળતુ ગૃહપતિ પોતાના તાબાના પોતાના કુટુંબીઓના કૃત્ય માટે સમાજને જવાબદાર હતો

ઉપનિષદના વખતથી જ્ઞાતિભેદની શરૂવાત થતી જોવામાં આવે છે. તોપણ આપણે તે વખતમાં બ્રાહ્મણોને ક્ષત્રિયોના શિષ્ય થતા જોઇએ છીએ. દાખલા તરીકે છાંદોગ્ય ઉપનિષદ્‌મા (૫. ૩.) ગૌતમ ઋષિ પોતાના દીકરાને પ્રવાહણ રાજા પાસે મોકલેછે. રાજા તેને ભવિષ્ય જન્મ બાબતના ગહન સવાલો પુછે છે, પણ તેનો તે જવાબ આપી શકતો નથી, અને પાછો પોતાના બાપ પાસે જાય છે ગૌતમ પણ જવાબ આપી શકતો નથી, માટે તે જાતે રાજા પાસે જાય છે ને તેનો શિષ્ય થવાનું કહે છે રાજા તેની ઇચ્છા પૂર્ણ કરતાં પહેલા કહે છે કે "તારી પહેલાં બ્રાહ્મણોને આ જ્ઞાન કદી આવ્યું નથી. તેટલા માટે, અત્યાર સુધી. સર્વ લોકમા તે શીખવવાનો અધિકાર ક્ષત્રિય જ્ઞાતિને જ રહ્યો છે" ગાયત્રી પણ ક્ષત્રિયની રચેલી છે વિદેહના રાજા જનક પાસેથી બ્રાહ્મણોએ ગુરુમંત્ર લીધાના દાખલા પુષ્કળ છે. આ હકીકત બહુ ઉપયોગી છે. જ્યારે વૈદિક કાળમાં જ્ઞાતિબંધન નહોતું અને જ્યારે ઉપનિષદ્‌ના કાળમાં ક્ષત્રિઓને બ્રાહ્મણોના ગુરુ થયેલા આપણે જોઇએ છીએ ત્યારે આપણે નિ:સંદેહ એટલું અનુમાન કરી શકીએ કે પ્રથમ જે રાજાઓ થયા હશે તે શરીર અને બુદ્ધિ બન્નેમાં બીજાના કરતાં ચઢીઆતા હોવા જોઇએ.

ઋગ્વેદમા (૫, ૧, ૧૩૦, ૮) એક સ્થળે લખ્યું છે કે "બધાં યુદ્ધોમાં, સ્વર્ગ દેનારાં યુદ્ધોમાં, સેંકડો રીતે મદદ કરે છે તે ઇંદ્રે યજ્ઞ કરનારા આર્યોનું યુદ્ધમા રક્ષણ કર્યું છે. ધર્મની ક્રિયાઓ નથી પાળતા એવા લોકોનો નાશ કરીને તેણે કૃષ્ણત્વચાને મનુને તાબે કરી." કૃષ્ણત્વચા એ શબ્દ અહીં શૂદ્રોને માટે છે, કેમકે તેઓ કાળા હતા. આર્યો ગોરા હોવાથી તેઓ પોતાની જ્ઞાતિઓ માટે વર્ણ શબ્દનો ઉપયોગ કરતા શૂદ્રો વળી દસ્યુ કહેવાતા (જુઓ મનુ ૧૦, ૪૫) ઋગ્વેદમાં દસ્યુના ૧૦૦ શહેર વિષે ઘણીવાર બોલવામા આવે છે. શતપથ બ્રાહ્મણમાં જ્યાં પ્રલયગાથા આવે છે, ત્યાં લખ્યુ છે કે "મનુ ઉત્તર પર્વતમાંથી ઉતર્યો." આ ઉપરથી એમ અનુમાન થાય છે કે મનુ આર્યોનો મુખી હોવો જોઇએ, ને આર્યોએ તેના ઉપરીપણા નીચે શૂદ્રોને હરાવ્યા ને પંજાબનો મુલક લઇ લીધો.

મનુસ્મૃતિ જ્યારે લખાઇ તે વેળા આર્યલોકો આખા હિંદુસ્થાનમાં ફેલાએલા નહોતા મનુ લખેછે કે

आसमुद्रात्तु वै पूर्वादासमुद्रात्तु पश्चिमात्।
तयोरेवान्तरं गिर्योरार्यावर्तं विदुर्बुधाः ॥ २. २२.

અર્થ—પૂર્વ તરફના સમુદ્રથી તે પશ્ચિમ તરફના સમુદ્ર સુધીનો અને હિમાલય તથા વિંધ્યાચલની વચ્ચેનો જે પ્રદેશ તેને વિદ્વાન લોકો આર્યાવર્ત કરી કહેછે.

"આ ઉપરથી માલૂમ પડેછે કે મનુની વખતે આર્યાવર્ત ભૂમિ એટલે આર્ય લોકોનો દેશ પંજાબ અને જેને હાલ ખરૂં હિંદુસ્થાન કરી કહેછે તેટલો હતો. ગુજરાત અને દક્ષિણ તરફ બ્રાહ્મણ, ક્ષત્રિય, અને વૈશ્ય લોકોનો પ્રસાર મનુના વખત પછી થયો."
(ઝવેરીલાલઃ મનુસ્મૃતિ, પ્રસ્તાવના, પા. ૬)

મનુસ્મૃતિના કાળમાં પણ ગૃહપતિની સત્તા ટકી રહી હતી એમ દેખાય છે, કેમકે મનુ કહે છે કેઃ—

भार्या पुत्रश्च दासश्च त्रय एवाधनाः स्मृताः।
यत्ते समधिगच्छन्ति यस्य ते तस्य तद्धनम् ॥ ८. ४१६.

અર્થઃ—ભાર્યા, પુત્ર અને દાસ એ ત્રણ માણસ વિષે શાસ્ત્રમાં કહેલું છે કે તેઓ પોતાની જુદી મિલ્કત કરી શકતા નથી; તેઓ જે કાંઇ પૈસો કમાય તે તેમના ધણીનો અગર માલિકનો છે.

વળી મનુ કહે છે કે—

ज्येष्ठ एव तु गृह्णीयात् पित्र्यं धनमशेषतः।
शेषास्तमुपजीवेयुर्यथैव पितरं तथा ॥ ९. १०५

અર્થઃ—વડીલ ભાઈ બાપની તમામ મિલ્કત કબજે કરી શકે છે અને બીજા ભાઇ, બાપ જીવતાં જેમ બાપની છાયા તળે રહેતા તેમ વડા ભાઇની છાયા તળે રહી શકેછે.

મનુસ્મૃતિમાં રાજસભા વિષે જે લખ્યું છે તે પણ બહુ ઉપયોગી છે.મનુ લખેછે કે—

उत्थाय पश्चिमे यामे कृतशौचः समाहितः।
हुताग्निर्ब्राह्मणांश्चार्च्य प्रविशेत् स शुभां सभाम् ॥ ७. १४५.
तत्र स्थितः प्रजाः सर्वाः प्रतिनन्द्य विसर्जयेत्।
विसृज्य च प्रजाः सर्वा मन्त्रयेत् सह मन्त्रिभिः ॥ ७. १४६.

અર્થ—પાછલી રાત્રે ઉઠીને સ્નાન કરી શરીર શુદ્ધ કરવું. તેમ કરી રહ્યા પછી એકાગ્ર ચિત્તે રહી અગ્નિને હોમ આપી તથા બ્રાહ્મણોની અર્ચાપૂજા કરી રાજાએ પોતાના શુભ સભામંદિરમાં પ્રવેશ કરવો. ત્યાં રહીને સર્વ પ્રજાને ખુશી કરી તેમને વિસર્જન કરવી. સર્વ પ્રજા વિસર્જન થયા પછી પ્રધાનની સાથે મસલહત કરવી."

આ સભાનું શું કર્તવ્ય હતું તે મનુમાં લખ્યું નથી. પણ મનુસ્મૃતિમાં રાજાને સ્વતંત્ર વર્ણવેલો છે તે ઉપરથી આપણે કહી શકીએ છીએ કે રાજ્ય પહેલાંની ગ્રામસમુદાયની સભા હતી તેજ આ સભા હોવી જોઇએ. જો કે તેનું કર્તવ્ય મટી ગયું છે તો પણ તે ભૂતકાળના ચિહ્ન તરીકે ટકી રહી છે. મનુસ્મૃતિમાં, રાજા દંડને પાત્ર છે એમ લખ્યું છે, પણ તેને દંડ કરવાનું કાંઈ પણ સાધન વર્ણવ્યું નથી. તેથી ઉલટું તેને એટલી સ્વતંત્રતા આપીછે કે તેને દંડકરવાની અશક્યતા સ્પષ્ટ દેખાઇ આવે છે. પણ રાજ્ય બંધાયા પહેલાં ગ્રામ-સમુદાયનો મુખી સ્વતંત્ર નહોતો. પણ પોતાના દુષ્ટ કૃત્યો માટે સભાને જવાબદાર હતો. માટે નીચેનો શ્લોક ગ્રામ-સમુદાયના રાજા અથવા મુખીને જ લાગુ પડે છે, ને તેને દંતકથારૂપ મનુસ્મૃતિમાં દાખલ કરેલો જણાય છેઃ—

कार्षापणं भवेद्दण्ड्यो यत्रान्यः प्राकृतो जनः।
तत्र राजा भवेद्दण्ड्यः सहस्रमिति धारणा ॥ ८. ३३६.

અર્થઃ—જે અપરાધ સારૂ હલકી વર્ણના માણસનો એક પણ દંડ થાય તેનો અપરાધ રાજા કરે તો તેનો એક હજાર પણ દંડ કરવો. એ પ્રમાણે શાસ્ત્રનો ઠરાવ છે.

———

(અપૂર્ણ)

# હિંદુદર્શનશાસ્ત્ર.

( મળેલું )*.

Philosophy, that leaned on heaven before,
Sinks to her second cause, and is no more.
Unfettered by the sense of crimes;
To whom a conscience never wakes

કોઇ એક સુપ્રસિદ્ધ દાર્શનિક પંડિતે સત્ય જ કહ્યું છે કે,—" આ સૃષ્ટિમાં મનુષ્ય અને મનુષ્યપ્રકૃતિમાં મન જ સઘળા કરતાં શ્લાઘ્યતમ છે." ચિંતાશક્તિની પરિમાપકતાનુસારે જ જાતીય અભ્યુદયના ફેરફાર જોવામાં આવે છે. આહારવિહાર અને શારીરિક બલવિક્રમ પ્રકાશ કરવાની બાબતમાં મનુષ્યજાતિ સાધારણ પશુતુલ્ય જ છે; પરંતુ સાહિત્ય, વિજ્ઞાન, અને દર્શન વગેરે વિષયોમા મનુષ્ય પશુ કરતાં સંપૂર્ણ સ્વતંત્ર અને સ્વાધીન છે. ઐતિહાસિક સમયના પહેલાંથી જ સત્યાનુસંધિત્સાનો અનભિભવનીય ભાવ જ મનુષ્યની અપરિમાર્જિત મનોવૃત્તિનુ ઉચ્ચથી ઉચ્ચતર સ્થિતિ તરફે પરિચાલન કરતો આવે છે. અવસ્થાના વિપર્યય અથવા ફેરફારથી કોઇ ઉન્નત અને શિક્ષિત જાતિનુ અધઃપતન થાય તો બલવાન અને વિજયી જાતિ તે પરાજિતની પાસેથી સત્યનિષ્ઠા શિખવામાં કોઇ પણ રીતે સંકોચ ખાતી નથી. આ એક પ્રત્યક્ષ અનુભવની વાત છે કે, જો પ્રત્યેક જાતિને અભ્યુદયની વખતે નવી રીતે ફરીથી સત્ય શોધવુ પડત, તો સંસારની ઉન્નતિ ખરેખર આકાશકુસુમ જેવી થઇ પડત પરંતુ બાહ્ય અવસ્થાની અવનતિથી નિત્ય સત્યનો કોઈ દહાડે કોઇ પણ રીતે અપમાન અથવા લોપ થઇ શકતો નથી. માટે માનસિક અને પ્રાકૃતિક જગત કોઇ વર્દ્ધનશીલ અનિર્દેશ્ય ઉદ્દેશ્યના લીલાક્ષેત્ર તરીકે પ્રતીત થાય છે.

વ્યક્તિગત જીવન જેમ ઉન્નતિ અને અવનતિ, કૃતકાર્યતા અને અકૃતકાર્યતા, ચઢતી અને પડતી, સફલતા અને નિષ્ફલતાનુ યુદ્ધક્ષેત્ર કહેવાય છે, તેમજ ઇતિહાસ પણ જાતિપરંપરાના જય અને પરાજય, અભ્યુદય અને અધઃપતનના સંગ્રામક્ષેત્ર તરીકે ગણાય છે. ફક્ત વ્યક્તિગત જીવનમાં એટલે દરેક પુરુષની જીંદગીમાં જે કંઇ ઘટના અલ્પ સમયે સંઘટિત થાય છે, તે ઇતિહાસમાં સંઘટિત થવાને અવશ્ય બહુ લાંબો વખત લાગે છે. પરંતુ આ સંસારની પરિવર્તનશીલ ઘટનાપ્રવાહની વચ્ચે—આ ક્ષણસ્થાયિત્વની વચમાં પણ ચિરસ્થાયિત્વનો અવકાશ છે. જડ જગતમા મનુષ્યનું આધિપત્ય અથવા અમલ ક્ષણસ્થાયી,—પરંતુ મનોરાજ્યનું આધિપત્ય મનુષ્યના અસ્તિત્વનું સમકાળસ્થાયી છે. ગ્રીસનું અસાધારણ ગૌરવ ક્ષુદ્ર મેસીડોનની આગળ માથુ નમાવી રહ્યો હતો; પરંતુ ગ્રીક સાહિત્ય અને દર્શન આજે બે હજાર વર્ષથી સમગ્ર સભ્ય જગતમાં અસાધારણ અસર અને અપરિમેય પ્રભાવ વિસ્તાર કરતાં આવે છે. હાલ યુરોપીયન વર્તમાન સાહિત્યમાં ગ્રીક કવિ હોમરની પ્રતિભા; હેગેલના દર્શન (Philosophy) માં પ્લેટો અને અરિસ્ટોટલની જ્યોતિ, એ બધું ગ્રીક પ્રભાવ અને ગૌરવનું ચિરસ્થાયિત્વ દર્શાવે છે.

---

* લખનાર—એક સંન્યાસી.

અલ્પ આયુઃ અને અવકાશવાળા પ્રાચીન હિન્દુઓ જ્ઞાનઉપાર્જન કરવાને જ સર્વાપેક્ષયા પ્રધાન કર્તવ્ય તરીકે ગણતા હતા. એકાન્તમાં વિચાર તેમનું મુખ્ય સાધન, પરોપકારચિંતા તેમનું મહત્ કર્મ, અને કેવલ મોક્ષ જ તેમનું અભિલષિત પરિણામ હતું. આપણા લોકોને ઉત્તરાધિકાર એટલે વારસાઇ તરીકે મળવા યોગ્ય તેઓ કંઇ રાખી ગયા હશે, તો તે જ નિરતબ્ધ નિર્જનારણ્યનું દીર્ઘકાળનું સુગંભીર ચિંતા-ઉપાર્જીત ફલ એવું છે. અને વળી જો આનુક્રમિક વંશપરંપરા વડીલો મીલકતનો વારસો મલવાનો ધારો સત્ય હોય, તો એ તદ્દન કલ્પિત ખોટી વાત નથી કે, બીજા બધા વિષયો કરતાં દર્શનશાસ્ત્રનું આલોચન અને અનુશીલન આપણુ લોકોને માટે વધારે સ્વભાવસિદ્ધ છે. પરંતુ હાલ આપણે નિયમ-નીતિ-ભ્રષ્ટ થઇ માનસિક દુર્બલતાને વધારી રહ્યા છીએ, અને તેથી પાશ્ચાત્ય કર્મયોગ અને પ્રાચ્ય જ્ઞાનયોગ, આ ઉભયની વચ્ચોવચ્ચ કેવલ વાક્પ્રગલ્ભતા જ આપણા લોકોનું જીવનનું લક્ષ થઈ પડયું છે. આવી રીતે લક્ષભ્રષ્ટ થઇ પોતાની વડીલી મીલકતની વારસાઇ લેવાના વિષયમાં આપણા લોકોની બેદરકારી જોઇ અધ્યાપક મેક્સમૂલર સાહેબે તેની નવી પ્રકાશિત "ભારતીય ષડ્દર્શન" નામની ચોપડીમાં બહુ શોક દર્શાવી જે કહ્યું છે, તે દરેક હિન્દુ સંતાનને ફરી ફરી વાંચી પોતાની અવસ્થા વિચારી જોવાનું ફરજ છે. વિશેષ તેણે વેદાંતશાસ્ત્ર અને હિન્દુદર્શનની મહત્તા અને મધુરતા સર્વ સાધારણ બોધગમ્ય કરાવી આપવા સારૂ આખી જીંદગી તનમનથી જેમ કોશેશ કરી છે, તેમ સુશિક્ષિત જનસાધારણનો આંતર ધન્યવાદ અને શ્રદ્ધાના પાત્ર થયા છે. થોડાક વખત ઉપર હિન્દુઓને જે યુરોપીયાનો ધર્મકર્મહીન, નિયમ-નીતિ-ભ્રષ્ટ, ભૂત પિશાચ અને પથર પૂજનાર કહેતા હતા, તેઓજ મહાત્મા મેક્સમૂલર સાહેબની હમણાં હિન્દુ સાહિત્યની મધુરતાથી મોહિત થઈ, હિન્દુદર્શનના અલૌકિક પ્રકાશથી મુગ્ધ બની વેદાંતાદિ શાસ્ત્રના અમૃતરસનું પાન કરી હિન્દુઓની મહત્તા સમજી હિન્દુની હજારો પ્રશંસા-સ્તુતિ કરી રહ્યા છે. માટે મહાત્મા મેક્સમૂલર જે આપણુ હિન્દુઓની આંતર ભક્તિ અને કૃતજ્ઞતાને પાત્ર છે તેમાં કંઈ શક નથી.

દર્શનશાસ્ત્ર આપણા લોકોનું વડીલોપાર્જીત ધન છે ખરૂં, પરંતુ આપણે અધમ તેની કદર જાણતા નથી; અને તે અમુલ્ય ધન ઉપર આપણું હેત બિલકુલ નથી. અતિશય જીર્ણ તાડપત્ર ઉપર લિખિત પુસ્તકની દુર્બોધ્ય લિપિના અભ્યંતરમાં માલ વગરનું "રબીશ" ન જ ગણી શકાય એવું રહી શકે છે, તે આપણા લોકોની ધારણામાં આવવું જ બહુ કઠણ છે. હમણાં જ ભારતીય ચિંતાશીલતા પ્રવાહની ઉતરતી દશામાં યત્કિંચિત્ સામાન્ય ભારતીનું લક્ષણ જોવામાં આવે છે, તે પણ મેક્સમૂલર, ડયુસેન, ગાર્બે અને કાઉવેલ વગેરે પરદેશી મહાપુરૂષોની કૃપાથી જ જાણવું. આર્યાવર્તના પ્રાચીન દાર્શનિક પરભૃતો છેવટે ખરેખર જ પરદેશીઓના આશ્રયમાં પ્રતિપાલિત થઇ પડ્યા. હિન્દુદર્શન સ્વદેશોમાં અનાદૃત અને અપમાનિત થયા છતાં પણ હમણાં જે પરદેશમાં આટલા બધા માનમર્યાદાનો અધિકાર મેલવી શ્રેષ્ટ પંક્તિમાં ગણાયું છે, તે જોઇ તદ્દન અજાયેબીમાં ગર્ક થઇ જવું પડે છે. અધ્યાપક મેક્સમૂલર સાહેબે તેમની "ભારતીય ષડ્દર્શન" નામની ચોપડીની અવતરણિકામાં એક ઠેકાણે કહ્યું છે કે,—"હમણાં પ્લેટો અને અરિસ્ટોટલ, સ્પિનોઝા, અને લૉક,

કાન્ટ અને હિગેલનું દર્શન (Philosophy) ન વાંચવાથી જેમ દર્શન શીખવાની બાબતમાં અપૂર્ણતા રહી જાય છે; અને તેમના દર્શનની મહત્તા તથા સ્ફુરતા જાણવામાં આવતી નથી, એમ સઘળાઓને લાગે છે, તેમ જ એવો એક વખત આવશે કે, જ્યારે વેદાંત અને સાંખ્યદર્શન ન જાણનાર પુરૂષ કોઇ પણ રીતે દર્શનવેત્તા (Philosopher) નામને અધિકારી થઈ શકશે નહિ.

વેદાંતદર્શન ( Vedanta Philosophy ) ભારતીય બુદ્ધિવિચારની ચરમસીમા છે. આ પરિદૃશ્યમાન જગતની અનિત્યતા અને અસારતાની અભ્યંતરમાં જે માત્ર એકજ અનંત અને અવિનાશી સત્ત્વ વિદ્યમાન છે, તેનું પ્રતિપાદન કરવું એજ વેદાંતનો મુખ્ય ઉદ્દેશ છે. સત્–માત્ર એકજ, નિત્ય નિરવછિન્ન અસીમ અને અનંત; તેનું જ્ઞાનજ સર્વશ્રેષ્ટ પરમાર્થ પરમ જ્ઞાન કેહવાય છે. દૃશ્યમાન જગત્ ભ્રાંતિમૂલક, મિથ્યા, મરુભૂમિની મૃગતૃષ્ણા જેવું ભ્રમમાત્ર છે. એજ ભ્રમ અથવા અવિદ્યાનો તમઃપ્રભાવ, વિદ્યા અથવા જ્ઞાનપ્રકાશથી નાશ થઇ જાય છે. જે પહેલાં કોઇ દિવસ પણ હતું નહીં, અને પછી પણ રહેશે નહીં, તે હાલ કોઇ પણ રીતે સત્ય થઇ શકતું નથી, પરંતુ ફક્ત ભ્રમ માત્ર છે; જેમકે રજ્જુમાં સર્પની પ્રતીતિનો ભ્રમ થાય છે. જ્ઞાન જ આ ભ્રમનાશક છે અવિદ્યા વિનાશી અનિત્ય, પણ બ્રહ્મ જ અવિનાશી અને નિત્ય છે. "દ્વિતીય" કશુંજ રહી શકતું નથી. કારણકે, જો તેમ હોય તો, તેજ માત્ર એક અસીમ અનંત સત્ત્વ સસીમ સાંત થઇ જશે. એટલા માટે બ્રહ્મ "एकमेवाद्वितीयम्" કેહવાય છે.

આ અનિત્ય સસાર અથવા વ્યાવહારિક જગત્ ( Phenomenal world )ને જોઈ નિત્ય સત્ય વસ્તુ બ્રહ્મની ખરેખર ધારણા થવી એ તદ્દન અસંભવિત છે. અસંખ્ય તરંગ ભેદ પ્રતિબિંબિત ચંદ્રમા જેમ નવનીલજલદરચિત શોભાયમાન ચંદ્રમાથી તદ્દન જુદો છે, તેમજ વ્યાવહારિક જગત્ અને જગત્પ્રતિબિંબિત બ્રહ્મ પણ માયાવિરહિત નિત્ય શુદ્ધ બ્રહ્મથી સંપૂર્ણ વિલક્ષણ, અને વિકારરૂપ છે; એમ જાણવું જોઇએ. વેદાંતના આ અદ્વૈત વાદની જોડે પાર્મેનાઇડીઝ અને પ્લેટો સ્પિનોઝા અને હેગેલના અદ્વૈતવાદનો અતિશય નિકટ સબંધ દેખાય છે. વેદાંતની પેઠેજ પાર્મેનાઇડીઝ અને પ્લેટો આ પરિવર્તનશીલ જગત્ સંબંધી વાસ્તવતત્ત્વજ્ઞાનને એટલે આ જગત્ સત્ય છે એમ માનવારૂપી જ્ઞાનને ભ્રમાત્મક–તદ્દન ખોટું ગણે છે. સ્પિનોઝાની ઇન્દ્રિયગ્રાહ્ય પ્રકૃતિ તે અસીમ સમુદ્ર ઉપરની તરંગમાલાની પેઠે એકજ અનંત અસીમ નિત્ય સત્ય વસ્તુનો પ્રકાર ( Modes ) ભેદ માત્ર છે. હેગેલના કહેવામાં પ્રાકૃત જગત્ તે નિર્ગુણ સત્ત્વનું અભિવ્યક્ત રૂપાંતર છે. ત્યારે આ ઉપરથી સહજે જણાઇ આવે છે કે, તેઓ સઘળાજ તે માત્ર એક નિત્ય સત્યથી જ આ જગતકાંડ વ્યાપ્ત છે એમ નિર્દેશ કરવાને પ્રવૃત્ત થયા હતા.

સાંખ્ય દર્શનના કર્તા કપિલ મુનિ જગત્કાર્યને સત્ય માની લઈ તેનું કારણ શોધવામાં પ્રવૃત્ત થયા હતા. સાંખ્ય દ્વૈતવાદિ છે એટલે કે તેના મતમાં સમસ્ત જગત્ પ્રકૃતિ અને પુરુષ ઉભયના મિલનથી સમુત્પન્ન થયું છે. પરંતુ તેમ થયા છતાં પણ પ્રકૃતિ અને પુરુષ ઉભયનું વિશ્લેષણ અર્થાત્ તેમની પરસ્પર સ્વતંત્ર સ્થિતિ અત્યંત દુર્બોધ્ય છે. મનુષ્યનો આત્મા તે પુરુષની ચૈતન્ય અવસ્થા માત્ર જ છે. માટે સાંખ્ય મતમાં પુરૂષ બદ્ધ

ગણાય છે. છતાં પણ સાંખ્ય દાર્શનિકો પુરુષની જે સ્વતંત્રતા સ્વીકારતા હતા તેની આ ઉપરથી સ્પષ્ટ સમજણ પડી જાય છે. કારણ કે, તેના મતમાં પ્રકૃતિના કર્મફલથી જ પુરુષ પ્રકૃતિના બંધનમાંથી મુક્તિ લાભ કરે છે; પરંતુ પુરુષ મુક્ત થઈ કયા રૂપે કેવી સ્થિતિમા રહે છે, તેનો વિશેષ ખુલાસો તેમનામાં દેખાતો નથી; આટે તે સમજમાં આવવુ પણ બહુ કઠણ છે. પુરુષ પોતાની મુક્તિને માટે પ્રકૃતિનો કરજદાર છે. કારણ સાંખ્યમતમાં પુરુષ તો તદ્દન નિષ્ક્રિય ગણાય છે. અને ક્રિયા સર્વ પ્રકૃતિની છે. એટલાજ સારૂ સાંખ્યદર્શન કરનારને જડવાદી અને નાસ્તિક કહેવામાં આવે છે. પરંતુ જોવા જઇએ તો સાંખ્ય ખરેખર અજ્ઞેયવાદી છે. કારણકે, જ્ઞાન મેળવવાના ત્રિવિધ ઉપાય (પ્રત્યક્ષ, અનુમાન, આપ્તવચન) દ્વારાએ ઈશ્વરનું અસ્તિત્વ સિદ્ધ કરી શકાતું નથી, એમજ સાંખ્યકારનું કહેવું અને માનવું છે. પરંતુ એમ કેહવા અથવા માનવાથી જે ઈશ્વરનું નાસ્તિત્વ બોધાય છે, તે કદાપિ સાંખ્યનું કહેવુ નથી. સાખ્યનાં પંચવિંશતિ (પચીસ) તન્માત્રાના ક્રમવિકાસ (Evolution)—અચૈતન્ય અવસ્થામાંથી ચૈતન્ય અવસ્થા પામવા—ની જોડે હેગેલના 'ડાયલેક્ટિક' (Dialectic) નું સરખાપણું જણાય છે.

વેદાંત અને સાંખ્યના મતમાં જ્ઞાન મેલવવાનો ઉપાય ત્રણ પ્રકારનો છે. પરંતુ વેદાંતે "આપ્તવચન" અવલંબન કરવામાં આપણને છુટ છે, એમ સ્વીકાર્યું છે; અને વેદાંતે પોતે પણ વેદનાં કેટલાંક સૂત્ર વિનાપ્રશ્ને ગ્રહણ કર્યાં છે. તેટલા જ સારૂ કોઈ કોઈ એમ કહે છે કે, સંસ્કૃત દર્શનશાસ્ત્ર બિલકુલ યુક્તિથી ગોઠવાયલું નથી; દાર્શનિક પંડિતોએ પોતાની મરજી મુજબ ફક્ત પોતાના મત જ પ્રતિપાદન કર્યો છે, સુદૃઢ યુક્તિ દેખાડી નથી. એમ કહેનારાઓના જવાબમાં મેક્સમૂલર સાહેબ કહે છે કે, "પ્રાચીન આર્યદર્શનકારોની આ નિયમપ્રણાલી, હું ધારૂં છું કે, સઘલી રીતે ઠીક છે. કારણ, પ્રત્યેક દર્શન શાસ્ત્રમાં કેટલીક હકીકતોને સ્વતઃ સિદ્ધ સત્ય તરીકે માની લેવી જ પડે છે. આ બાબતમાં પાશ્ચાત્ય દાર્શનિકો જો પ્રાચીન આર્યદાર્શનિકોની રીતિનું અવલંબન કરત, તો ઘણા અનર્થ, વિરોધ અને વ્યર્થશ્રમ ઓછા થઈ જાત."

આ સ્થલે ધ્યાનમાં રાખવાયોગ્ય એક અતિશય અગત્યની વાત છે. વેદાંત અને સાંખ્ય દર્શનથી પૂર્વે આર્ય ભૂમંડલમાં જે દર્શનશાસ્ત્ર ચાલુ હતું, તે અસ્તિત્વસંગ્રામમાં લોપ પામ્યું હશે. તેજ દર્શનશાસ્ત્રની યુક્તિદ્વારાએ પ્રતિપાદિત સત્ય હકીકતો માનવા યોગ્ય સમજી, તેઓએ ગ્રહણ કરી હશે. વિજ્ઞાનભિક્ષુ એમ જ કહે છે કે આ લોકોનાં 'ષડ્દર્શન' કોઈ એક સર્વ સાધારણ દર્શનશાસ્ત્રમાંથી સમુત્પન્ન થયાં હશે. મેક્સમૂલર સાહેબ પણ આવું જ અનુમાન કરે છે. તે કહે છેઃ—બહુ દૂરસ્થ અતીતનું તે સર્વસાધારણ દર્શનશાસ્ત્ર જ સમસ્ત દાર્શનિકાનુભાવ અને ભાષાનું માનસરોવર હતું, કે જેમાંથી આર્યદાર્શનિકો તત્ત્વરત્ન કહાડી કાર્યાનુસારે પોતપોતાની મરજી મુજબ વાપરતા હતા. એ અસંભવિત નથી કે, હસ્તલિપિના યુગમાં લિપિ બાહુલ્યના ભયથી સામાન્ય અને લઘુ યુક્તિઓ પણ પરિત્યક્ત થઈ હશે.

ભારતીય દર્શનશાસ્ત્રની સત્યનિષ્ઠા, સ્વતંત્રતા અને ઉદારતા જોઈ મેક્સમૂલર વિગેરે

યુરોપીયન પંડિતો અતિશય પ્રશંસા કરે છે. આર્ય ઋષિઓને જડરાશિના તાડનથી મૂલમંત્ર ભૂલી જવો પડયો નહિ; અદૃષ્ટની અસહ્ય બિભીષિકાથી બદલવું પડયું નહિ; ઉપજીવિકાને માટે જનસાધારણ નામના અદ્ભુત પ્રાણિઓના ભ્રુકુટી અથવા કૃપાકટાક્ષ તરફ લક્ષ ,રાખવું પડયું નહિ. આ દર્શનકાર નસ્તિક હતો, પણ ઉઘાડી રીતે સર્વ સાધારણમાં પોતાના મતપ્રચાર કરતાં સંકોચાયો નહીં સાંખ્યકર્તા કપિલે પરમેશ્વરની અસિદ્ધતા બતાવતાં જરાક પણ આંચકો ખાધો નહીં. ગૌતમ બુદ્ધે પોતાના મત બતાવતાં જનસાધારણમાં પ્રચાર કરતાં કંઈ હરકત ગણી નહીં. તેઓ એકેશ્વરવાદી હોય અથવા નિરીશ્વરવાદી, દ્વૈતવાદી હોય અથવા અદ્વૈતવાદી, જડવાદી હોય અથવા ચૈતન્યવાદી, વગેરે ગમે કોઈ પણ વાદી હોય, તે વિષે આશ્ચર્ય પામવાની અથવા સંદેહ રાખવાની આપણે કંઈ જરૂર જ નથી. બીજી વાત એ છે કે, યુરોપના સઘળાં દર્શન જ પાંડિત્યપ્રસૂત છે. પ્રાચીન હિન્દુઓના પક્ષમા દર્શનશાસ્ત્ર એક અતિશય ગુરુતર વિષય તરીકે ગણાતો હતો. જીંદગીની સમસ્યાં ( Life's Problem ) નો નિર્ણયરૂપે ખુલાસો કરી આપવો એજ એનો મુખ્ય ઉદ્દેશ, અને તે વિષે સફલતા નિષ્ફલતાનુસારે જ તેની ખરેખર કિંમત થતી હતી. એટલાં જ માટે વેદાંતાદિ દર્શન ધર્મની જોડે એવું તો હલીમલીને રહ્યું છે કે, ધર્મનો ભાગ અને દર્શનનો ભાગ એક બીજાથી કોઈ પણ રીતે છૂટો થઈ શકતો નથી.

હિન્દુ દર્શનશાસ્ત્રનો એક અત્યંત જટિલ અને અઘરો વિષય-ભિન્ન ભિન્ન દર્શનનો કાળ નિર્ણય કરવાનો છે ભારતીય દર્શનની વિસ્તૃતિ અને ચિંતાશક્તિના વિકાસનો નિશ્ચય કરવો હોય તો દર્શનની પરસ્પરની સ્વતંત્રતા અને તેમની એક બીજા જોડે સંગતિ એનો નિશ્ચયરૂપે નિર્દેશ કરવાની ઘણી જરૂર છે. જેમ વિલાયતમાં શેકસપેરીયન, સ્પેન્સેરીયન, હેગેલીયન સભાઓ છે, તેમ જ આપણા દેશમાં સમાજ ગોહવી ભવિષ્ય વંશજના કલ્યાણને માટે સત્ય તત્ત્વનું અનુસંધાન કરનાર યોગ્ય પુરુષોના સમવેત ઉદ્યમ ( Co-operation ) અને કોંગ્રેસની જરૂર નથી, મહાભારતપ્રણેતા વ્યાસ અને વેદકર્તા આ બન્ને એક જ પુરૂષ કે નહીં, એ પણ એક ઐતિહાસિક આલોચનનો વિષય છે કોઈ કોઈ કહે છે કે, મહાભારતના પ્રણેતા વ્યાસદેવ અને વેદકર્તા કોઈ પણ રીતે એક જ પુરુષ, એમ કહી શકાતું નથી. અતોનને વિસ્મૃતિમય તમોગર્ભમાં પતિત થઈ આપણા લોકોની ક્ષીણ દૃષ્ટિશક્તિ આજે અનંત ભ્રાન્તિઓ જોઈ તરેહ તરેહની શંકા ઉત્પન્ન કરી રહી છે પરંતુ જ્યાં સુધી દેશના વિદ્વાન બુદ્ધિમાન લોકો પોતાના સ્વાર્થ તજી આ વિષય ઉપર ધ્યાન આપશે નહીં ત્યાં સુધી આ સઘળી શંકા દૂર થવાને બદલે જુદી જુદી રીતે વધી અનેક તરેહથી જાતજમાતને અને દેશને હરકત કરશે.

# અર્થચન્દ્રિકા.

( મળેલું ).*

( અનુસન્ધાન પૃષ્ઠ ૨૦૪ થી. )

## ચતુર્થોધ્યાય.

## ઇતિહાસ.

અથ જેને હસ્તપાદ ચક્ષુ, ઉદર અને મસ્તકની ઉપમા છે એવી આર્યધનોપાર્જનકળાના સાંપ્રત ઇતિહાસનો પ્રારંભ:—

આર્ય પ્રજાની ધનોપાર્જનકળા અહુણા કેવી સ્થિતિમાં છે તેનું વર્ણન; તે સમ્યક્ છે વા અસમ્યક્ તેનો વિવેક; અને અસમ્યક્ હોય તો તેની શુદ્ધિ વૃદ્ધિ અને પરિવૃત્તિ રૂપે સમ્યગ્વિધાનનું સૂચન; ઇત્યાદિને ઉદ્દેશીને તેનો લેખ અત્ર દાસ્યભાગથી આરભાય છે.

### દાસ્યવૃત્તિવાળા સેવકાદિ.

ધનાગમને અર્થે સિંહદ્વાર જે પરદેશ પ્રતિનો ભારતીય વ્યાપાર તેનો અસ્ત, ધનવૃદ્ધિને અર્થ સ્વદેશમાં જ ચાલતો વ્યાપાર તેની મદતા, અને પ્રાચીન કાળથી પ્રશંસા પામેલું એવુ ભારતીય હસ્તકૌશલ્ય અહુણા કુંઠિત થવાથી અત્રત્ય સ્વામિવર્ગને પ્રબળ ધક્કો લાગે છે: જેને પરિણામે પાદની ઉપમાવાળા સમગ્ર દાસવર્ગને સહન કરવુ પડે એ સિદ્ધાન્ત જ છે.

જ્યાં સ્વામીઓજ સેવકપદને પ્રાપ્ત થતા જાય ત્યાં સેવકાદિની શી દશા ? અને જ્યાં બધા જ સ્વામી થવા નીકળે ત્યાં પછી સ્વામી કોણ રહે ? સારાંશ, અત્રત્ય સેવક, અનુચર અને ભૃત્યનો ત્રિવર્ગ અતિશય દુર્ગતિને પામ્યો છે. તે પોતાની સંતતિનું મનમાનતું શિક્ષણ તો શું પણ ભરણપોષણ કરવે પણ અસમર્થ થતો જાય છે. અને લજ્જા સાચવવા પોતાના દૈન્યને જેમ તેમ આચ્છાદન કરતો દૃષ્ટિએ પડે છે

એ સમગ્ર દાસસમુદાય પોતાની સર્વ આપત્તિના કારણરૂપે સ્વામીવર્ગને આરોપે છે. અને તેમની સાથે ગૂઢ વૈમનસ્ય રાખે છે. પણ તે કેવળ તેમની ભ્રાન્તિ છે. જ્યાં મસ્ત દેશનું સૌભાગ્યચક્ર વિપરીત ફરતા સકળ જનસમાજ અવનતિને પામતો જાય છે અને સ્વામિવર્ગને પોતાને જ કંઈ વળતર નથિ ત્યાં સેવકાદિને શું હોય ? કૂપમા હોય તો આવારમાં આવે, વા અન્યથા ?

કદિ કદિ દાસ્યવૃત્તિવાળો એ ત્રિવર્ગ પોતાની ભૂલ જોઇને એવા વૈમનસ્યને ત્યજે છે, અને જીવ પટકીને કાર્ય કરે છે. સ્વામી પણ તેથી સંતુષ્ટ થઈ તેને પ્રતિફળ આપવા ઈચ્છે છે પણ જે ઉદ્યમ આરંભ્યો હોય છે તેમા લાભને સ્થાને હાનિ જ થાય છે. એટલે શેઠ તો મનમાં પરણ્યા અને મનમા ગંડયા જેવુ થાય છે. અને કોઇની એ આશા સફળા થતી નથિ. એને પરિણામે તેમનું વૈમનસ્ય પુનઃ આવિર્ભાવને પામે છે.

પણ આર્યનીતિભાવના સર્વોપરિ અને શ્રેષ્ઠતમા છે. તેણે કરી આ દેશના સ્વામીઓ પોતાના સેવકાદિને સંતતિ પ્રમાણે ગણે છે. અને સેવકાદિ સ્વામીને અન્નદાતા તથા માતાપિતાવત્ ગણે છે. જેથી વિષમ અવસરે તેઓ એક બીજાને ઘણા સહાયકારી થાય છે અત્રત્ય સ્વામી અને સેવકાદિ વચ્ચેના સંબંધનો એ ભાગ શ્લાઘ્ય છે.

* લખનાર—રા રા. આનન્દનન્દન પૂર્વની પ્રતિજ્ઞા પ્રમાણે.

પણ અનન્યતા, સરલતા, માયા, દયા, ક્ષમા, સહનશીલતાના પ્રવાહેવાળી આર્યનીતિનો અતિ ઉપયોગ કરી બહુ એક સ્વામીસેવકના યુગલો તેની અવજ્ઞા કરે છે. જેથી શેઠનું ઊંડું માન અને દર્પ સેવકાદિ રાખતા નથિ. (શેઠાણીની તો કશી ગણનાજ કરતા નથી.) તેઓ શેઠના કાર્યમાં વારંવાર વચ્ચે પડે છે. પોતાના અધિકાર વિના જલ્પ કરે છે અને શેઠના ઉદાર ક્ષમાદાનથી નિર્ભય થઇને તેઓ ઘણીક વેળા પૂર્ણ અપ્રમાણિક બને છે. એટલું જ નહિ પણ શેઠની સંપત્તિથી ઇર્ષ્યા પામીને તેના લાભોપ્રતિ ઔદાસીન્ય દાખવે છે.

કદિ સ્વામી બહુ ચતુર અને આકરા સ્વભાવનો હોય છે તો સેવકાદિ પોતાના વર્તનને બીજે જ પાર્શ્વે જઇને તેના ખોટા પ્રિયાચરણમાં પડે છે. એટલું જ નહિ પણ ક્વચિત્ પોતાની મનુષ્યતાસુધાને વિસ્મરીને સ્વામીના દર્પથી તેના ઘોર અપરાધોને પણ જોતા નથિ.

આ પક્ષે સ્વામી પણ ઉપર્યુક્તા નીતિના અતિ ઉપયોગથી તેની અવજ્ઞા કરીને સેવકાદિની સુખશાન્તિનો ભંગ કરે છે. ઉદ્યમના સમયનો અવધિ ન બાધીને સેવકોને સવારે સાંઝે અને રાતે બોલાવબોલાવ કરીને સંતાપે છે અને તેમને જમવા ખાવાનો પણ પૂરો અવકાશ નથિ આપતા. એટલું જ નહિ પણ સ્વામિપદના અભિમાને કરી તેમને વિનાકારણ કટુ શબ્દ ઝીણી સોઇથી સદા ચોંખતા રહે છે.

વળી સ્વામીઓ અવિશ્વાસી રહીને પોતાના કાર્યોનો સર્વ તંત્ર પોતાનેજ હાથે રાખે છે, તેથી સેવકાદિ અશિક્ષિત રહે છે. અને તેમની સેવાનો માત્ર ક્ષુદ્ર ઉપભોગ થાય છે. એથી કરીને કાર્ય વિનાશને પામે છે. અને તેનો અકારણ ઉપાલભ સેવકાદિને શિર આવે છે. સ્વામી સેવક વચેના સંબંધનો એ ભાગ અતિ શોચનીય છે. યુરોપમાં વસ્તુસ્થિતિ એવી નથિ. તદપિ તે બીજી રીતે શોચનીય છે.

ભારતીયો આચરણને આ પારે છે ત્યારે યુરોપિયનો સામી જ પારે છે એમ ન થતાં તેમા મધ્યમતા જળવાય એજ શ્રેયસ્કર અને સ્તુત્ય છે.

અત્રત્ય દાસ્યવૃત્તિ ભરતખંડમાં જેમ જેમ ધનોપાર્જનકળા–પ્રધાન જે વ્યાપાર તે તથા હસ્તકૌશલ્યાદિ અવનતિ પ્રતિ જતા અટકીને ઉન્નતિનો માર્ગ લેશે તેમ તેમ સમુદ્ધારને પામશે. પણ પ્રત્યેક નગરનગર અને ગ્રામગ્રામ સેવક, અનુચર અને ભૃત્યની વૃત્તિવાળાઓએ પોતપોતાના ઐક્ય, શ્રેય અને સંજ્ઞાનને અર્થે મંડળીપ્રબંધથી રહેવાની અનિવાર્યા આવશ્યકતા છે.

, સેવકની મંડળી કયે પ્રકારે સ્થાપવી તેનું ઉદાહરણ નીચે સ્પષ્ટ કરાય છે; જેને અનુસારે અનુચર તથા ભૃત્યની મંડળીઓ પણ ઘટાવી લેવી.

અમુક સ્થળે જોઇતા અમુક સંખ્યાના, સારી ચાલના સેવકોને એકત્ર કરી તેમનું ભ્રાતૃત્વ તેમના એક પુસ્તકમાં અંકિત કરવું. તેમજ તે સ્થળે જેટલા ઉદ્યોગાગાર, પેઢીઓ, તથા સેવોપભોગિ કુટુમ્બો હોય તેની સંખ્યા તે પુસ્તકમાં અંકિતા થવી જોઇયે પછી એ પ્રમાણે બનેલી મંડળીની આજ્ઞા વિના એ સ્થળમાં નવા સેવકોએ સેવકવૃત્તિ કરાય નહિ. અને કોઈ કરે તો આ મંડળીવાળાઓએ તેનો સંસર્ગ ન કરવો એવા પ્રબંધથી તે, મંડળીને પ્રજાસત્તાક રાજ્ય જેવો પરમશ્રેયસ્કર અધિકાર પ્રાપ્ત થશે. અને તે સ્થળમાં સેવકોની વિનાકારણ ભીડ થશે નહિ.

વળી જેમ અદ્યુણા સ્વામીઓ, આકાંક્ષિ સેવકો પાસેથી પૂર્વની સારી ચાલનું પ્રમા-

ણપત્ર માગે છે. તેમજ સેવકોએ આકાંક્ષિ સ્વામી પાસેથી પૂર્વની સારી ચાલનું પ્રમાણ-પત્ર માગવું જોઇએ. જો તે પોતાની પ્રભુતાના કારણથી ગર્વ રાખી પ્રમાણપત્ર ન દેખાડે, પોતાના દોષોને લીધે ન દેખાડી શકે, કિંવા પ્રમાણપત્ર સંબંધે પ્રપંચ રમે તેની સેવામાં નવા સેવકોએ નિયુક્ત થવું નહિ. અને જૂના સેવકોએ અપ્રસન્નતા દેખાડવી. એટલું જ નહિ પણ તેનો અન્યાય અતિશય જણાય તો નીકળી જવાની ધમકી આપવી.

સ્વામીઓએ પોતાના પૂર્વ સેવકનો સંબંધ બંધ કરતી વેળા પોતાના સંતોષકારક વર્તન માટેનું પ્રમાણપત્ર તે સેવકદ્વારા, સેવકમંડળીના અધ્યક્ષ પાસેથી મેળવ્યા પછી જ પોતાના ભણીનું પ્રમાણપત્ર સેવકને લખી આપવુ *

સ્વામિ કિંવા સેવકમાથી એ પદ્ધતિનો જે કોઈ અનાદર કરે; અર્થાત્ સ્વામી, સેવકને પ્રમાણપત્ર ન લખી આપે કિંવા સેવક, પોતાના મંડળાધ્યક્ષ પાસેથી સ્વામીને પ્રમાણપત્ર ન અપાવે તેની રાવ એ કાર્યાર્થે નિર્મિત મહાજનન્યાયમંદિરમાં કરવી. રાજ-ન્યાયમંદિરમાં તેવી રાવ સાંભળવાની પ્રથા નથિ. એટલુ જ નહિ પણ ત્યાં જવામાં વિનાકારણ બહુ ધન લાગે છે, ને અગ્ગેય છે.

વળી એ વિના અન્ય એક શ્રેયસ્કરી યોજના કરવાનું આવશ્યક છે. તે એ જે યોગ્ય સ્વામીને યોગ્ય સેવક મેળવવાની આપદા ન પડે તેને માટે જોઇતા પ્રતિનિધિઓની પેઢીઓ સ્થળ પ્રત્યેક સ્થળે સ્થપાવી જોઇએ. જેથી તે અર્થ નિર્બાધ સરશે.

અહુણા એ અર્થ દીનપણે સેવકાદિદ્વારા સરાય છે; જે અનેક અશ્રેયનું કારણ થઈ પડે છે. (અપૂર્ણ.)

---

## ઇર્ષ્યા.

"સંવત્ ૧૮૭૬ ના માગશર શુદિ ૭ સાતમીને દિવસ શ્રીજિમહારાજ શ્રીગઢડા મધ્યે દાદાખાચરના દરબારમાં બિરાજમાન હતા. અને સર્વે શ્વેતવસ્ત્ર ધારણ કર્યાં હતાં. ને પોતાના મુખારવિન્દનિ આગળ્ય સાધુ તથા દેશ દેશના હરિભક્તનિ સભા ભરાઇને બેઠી હતિ. પછે શ્રીજિમહારાજ બોલ્યા જે ભગવાનના ભક્તને પરસ્પર ઇર્ષ્યા ન કરવિ. તારે આનંદાનદ સ્વામિ બોલ્યા જે હે મહારાજ ઇર્ષ્યા તો રહે છે. ત્યારે શ્રીજિમહારાજ બોલ્યા જે ઇર્ષ્યા કરવિ તો નારદજીના જેવિ કરવિ. જેમ એક સમયને વિષે નારદજીને તુંબરુ એ બે વૈકુંઠને વિષે લક્ષ્મીનારાયણનાં દર્શન કરવા ગયા. તે લક્ષ્મીનારાયણ આગળ્ય તુંબરુએ ગાન કર્યું. તેણે કરિને લક્ષ્મીજિ તથા નારાયણ એ બેય પ્રસન્ન થઇને તુંબરુને પોતાનાં વસ્ત્ર આભૂષણ આપ્યાં. ત્યારે નારદજીને તુંબરુ ઉપર ઇર્ષ્યા આવિ જે હું તુંબરુના જેવિ ગાન વિદ્યા શિખું ને ભગવાનને પ્રસન્ન કરું. પછે નારદજી ગાનવિદ્યા શિખતા હવા. ને ભગવાન આગળ્ય ગાતા હતા. ત્યારે ભગવાને કહ્યું જે તમને તુંબરુના જેવુ ગાતા નથિ આવડતું પછે વલી શિવ ઉપર તપ કરિને શિવ થકી વર પામિને ગાનવિદ્યા શિખિને ભગવાન આગળ્ય ગાતા હવા. તોપણ ભગવાન એનિ ગાનવિદ્યા ઉપર પ્રસન્ન ન થયા. એવિ રીતે સાત મન્વંતરસુધિ ગાનવિદ્યા શિખ્યા ને ભગવાન આગળ્ય ગયા તો પણ ભગવાન પ્રસન્ન ન થયા પછે

---

* આવી પ્રથાના અપરિચયને લીધે તે પ્રથમ દૃષ્ટિએ વિલક્ષણ લાગશે. પણ તે પરમ શ્રેયસ્કરી છે. એથી પોતાની પ્રભુતાનો સપક્ષ ઉપયોગ કરનાર અંમાયિ સ્વામીપર અંકુશ જામશે,

તુબરુ પાસે ગાનવિદ્યા શિખ્યા ને શ્રીકૃષ્ણ ભગવાન આગલ્ય દ્વારિકામા ગાના હવા ત્યારે શ્રીકૃષ્ણ ભગવાન પ્રસન્ન થયા ને પોતાનાં વસ્ત્ર અલકાર નારદજીને અપ્યા ત્યારે નારદજીયે તુબરુ માથે ઈર્ષ્યા મેલિ માટે ઈર્ષ્યા કરવિ તો એવિ કરવી જે જેનિ ઉપર ઈર્ષ્યા હોય તેના જેવા ગુણને ગ્રહણ કરવા ને પોતાના અવગુણને ત્યાગ કરવા ને તેવુ ન થવાય ને જે ઈર્ષ્યાયે કરિને ભગવાનના ભક્તનો દ્રોહ થાય તેવિ ઈર્ષ્યાનો તો ભગવાનના ભક્તને સવ પ્રકારે ત્યાગ કરવો "

(શ્રી સહજાનંદ સ્વામી.
વચનામૃત, પ્રથમ પ્રકરણ ૪)

## આરોગ્યસૂત્ર.

(અનુવાદ)*

Messrs Hachette et Cie તરફથી તેમના ૧૮૯૭ના વાર્ષિક પચાગમા પ્રસિદ્ધ કરવામા આવેલ ઇનામ મેળવનાર, ૫૦૦ ઉમેદવારોમાથી, Fertésur–Aube ના ડા ડી કોર્નેટ નક્કી ઠરેલ છે શારીરિક અને માનસિક આરોગ્ય સૂચવનાર અસલ અસરકારક નિયમો ટૂકામા દશ સૂત્રોમા વર્ણવવાનુ ઉમેદવારો પાસે માગવામા આવેલુ હતુ ડીતેમને દશ સૂત્રો આ પ્રમાણે હતા —

૧ **સામાન્ય આરોગ્ય**—વહેલા ઊઠો, વહેલા સૂવો, અને દરમિયાનના કામમાં રોકાયલા રહો હાથે

૨ **પ્રાણઆરોગ્ય**—પાણી તથા અન્ન, જીવનગતિને પ્રવર્ત્તાવેછે, પરંતુ સ્વ પાય અને સૂર્યનો પ્રકાશ (તડકો) આરોગ્ય માટે અગત્યના છે શિર

૩ **પક્વાશય તથા આમાશયઆરોગ્ય** (Gastro-intestinal)—[illegible] તથા અવ્યસન દીર્ઘ જીવનના ઉત્તમ ઉપાય છે

૪ **ત્વચાઆરોગ્ય** (Epidermal)—સ્વચ્છતા મલિનતાથી રક્ષણ કરેછે ન સાચવેલાં યંત્રો દીર્ઘકાળ ચાલી શકે છે

૫ **નિદ્રાઆરોગ્ય**—પૂરતો યોગ્ય આરામ (શરીરને) સુધારેછે તથા પુષ્ટ (પરતુ) વધુ પડતો આરામ નબળાઈ લાવી નરમ કરે છે

૬ **વસ્ત્રઆરોગ્ય**—જેથી શરીરમા યોગ્ય ઉષ્મા રહે એવી રીતે વસ્ત્રો પ તેમ કરવાથી હવાના એકાએકના થતા ફેરફારોથી રક્ષણ થાય છે તેમ જ ગતિ (હ [illegible] ભિસરણાદિ) સંપૂર્ણ સ્વતંત્રતાથી બને છે

૭ **ગૃહઆરોગ્ય**—સ્વચ્છ અને આનંદી ઘર સુખી હોય છે

૮ **નીતિઆરોગ્ય**—અપરિશ્રમ, તથા ગમતથી મન આનન્દ પામે છે અને તે નિયમિત બને છે, પરંતુ તે હદ ઉપરાત થાય તો જુસ્સાઓને દ્વાર ઉઘાડો આપેછે અને તે જુસ્સાઓ દુર્ગુણોને આકર્ષે છે

૯ **બુદ્ધિઆરોગ્ય**—મોજ મઝાથી જીવનપ્રીતિ થાય છે, અને જીવનપ્રીતિ અરધી આરોગ્ય છે, પરંતુ વગી દિલગીરી અને અફસોસ વૃદ્ધાવસ્થાના સહાયક છે.

૧૦. **ધર્મઆરોગ્ય**—તમને પાલણ કરનાર તમારુ મગજ છે? તમારા હાથ અને પગોને જકડાઈ જવા દેશો નહિ ચચળતાને માટે યત્ન કરો, પણ તમારી બુદ્ધિને પ્રકાશીત કરવાનુ તથા તમારા વિચારોને મહત્તા આપવાનુ ભૂલી જશો નહિ

---

* લખનાર—રા રા. ચમનરાય શિવશંકર

Trilokshanker Maneshanker Khidmatgar of Khulwadi Mani Reg. No B 196 Road Shikimo Goculdas New Chawl Bombay


# સુદર્શન.

તન્ત્રી
પ્રોફેસર આનન્દશંકર
બાપુભાઇ ધ્રુવ એમ એ
એલએલ બી

( ધર્મ-ગૃહ-સાહિત્ય-ઇતિહાસાદિ વિદ્યા અને તત્સંબંધી વિચાર. )

( આદ્ય દ્રષ્ટા—' એક અભેદમાર્ગપ્રવાસી ' બ્રહ્મનિષ્ઠ મણિલાલ નભુભાઈ )

" सत्यं परं धीमहि "—भागवतम्

પુસ્તક ૧૫. અંક ૧૦. ] ( માસિક ) [ જુલાઈ ૧૯૦૦.


## મેઘલીના.

( મળેલુ )

પદ.

( વૈશાખમાસ વાસન્તિક સમય શોભના એ ચાલ )

આષાઢ માસ મજુલરવ મેઘ ગર્જતો,
પૃથિવી પ્રેમપત્ની પામી, પૂર્ણ રીઝતો, ધ્રુવ
રક્તામ્બરી રમણી સગ, ભોગને સ્મરી,
આડમ્બર ધરીને શ્યામ, વ્યોમને કરી,
પ્રકટ શ્વેત દિવસમાથી, કીધી શર્વરી,
વિદ્યુતનયનને લડાવી (૨), લાજ વર્જતો આષાઢ માસ મજુલ૦
જો વાદળ વધી વ્યોમમધ્ય, વેગથી વહે,
વનશ્વાપદ ગિરિકન્દરનું શરણ હો ગ્રહે,
કુસુમગધ માદ લાગે, તીવ્રતા લહે,
શીતળ વર્ષા રમઝુમ (૨), રગ રાજતો આષાઢ માસ મજુલ૦
વિવિધરગિ ઇન્દ્રધનુષ્ય, ગગનમા સ્ફુરે,
આર્યવશિ ભાવિ મનુષ્ય, નીરમા રમે,
સરિત પાણી પૂર આવી, સાગરે પડે, *
વૃષ્ટિ મૂસળ ધાર વર્ષી (૨), શાત સર્જતો આષાઢ માસ મજુલ૦
નગરમા યદિ ચરણગમન, ચીખલ બહુ દીસે,
ઇન્દ્રતનુજભયથી પાન્થ, ઓયમા ધસે,
શ્રીમન્ત સર્વ અગ્નિ સેવી, મદિરે વસે,
જ્યા અનગ અગ વ્યાપી (૨), ઉર વિરાજતો આષાઢ માસ મજુલ૦

આનન્દનન્દન.

* પ્રતિજ્ઞા સુપ્રસિદ્ધ છે.

( કામણુ દિસેછે અલબેલા—" એ રાહ. )

છેલા ચટકું લગાડી છટકી રહેરે,
છટકી રહેરે, છટકી રહેરે—છેલા—ટેક.
પાઈ પ્રીતેથી પ્રેમરસ પ્યારા, નાથ હવે ના કરશો ન્યારા,
તુજમાંહી રાચી રમવા ચિતડું ચહેરે—છેલા—
ધરે નહી કરવું કદિ આવું, લોક હસાવી પછી પરતાવું,
દોઢ દયાળુ દિલમા, એવો શો લહેરે—છેલા—
થાય પુરો સતોષજ ત્યારે, "મ્હારા" મુખથી વદાય જ્યારે,
+ + તણા પ્રિય એકજ વેળાં જો કહેરે—છેલા—

---

## વામનાવતાર.

विष्णोर्नु कं वीर्याणि प्रवोचं
यः पार्थिवानि विममे रजांसि ।
यो अस्कभायदुत्तर मधस्थं
विचक्रमाणस्त्रेधोरुगायः ॥
× × × × ×
यस्य त्री पूर्णा मधुना पदान्य-
क्षीयमाणा स्वधया मदंति ।
य उ त्रिधातु पृथिवीमुत द्या-
मेको दाधार भुवनानि विश्वा ॥
× × × ×
उरुक्रमस्य स हि बन्धुरित्था
विष्णोः पदे परमे मध्व उत्सः ॥

( ऋग्वेदसंहिता १-१५४ ).

આપણામાં વામન-બલિરાજાનું આખ્યાન સુપ્રસિદ્ધ છે. એમ કહેવાય છે કે જ્યારે ભગવાન્ વામન—અવતાર લઈ બલિરાજા પાસે ભિક્ષા યાચવા આવ્યા, અને બલિરાજાએ એ આપવા કબૂલ કર્યું, ત્યારે ભગવાને સાડાત્રણ પગલાં ભૂમિ માગી : બલિરાજાએ એ આપી. ભગવાને એક પગલે પૃથ્વીનું, બીજે પગલે સ્વર્ગાદિ (મધ્યલોક)નું, અને ત્રીજે પગલે ધ્રુલોકનું આક્રમણ કરી, અડધું પગલું ક્યાં મૂકવું એમ પ્રશ્ન કર્યો. ત્યારે બલિરાજાએ પોતાનું શિર ધર્યું, તે ઉપર ભગવાને પોતાનું ચરણકમલ મૂક્યું. અને એ રીતે બલિરાજાને કૃતાર્થ કર્યા

આ કથામાંથી જે અનેક સત્યોનું સન્દોહન થઈ શકે છે તેમાંનું એક આ પ્રમાણે છેઃ—ભગવાન્ પરમાત્મા સ્વાર્થત્યાગીને ઘેર આવી ઊભા રહે છે; અને એક વખત 'વામન'—હાના—સ્વરૂપમાં પણ જો એ મનુષ્ય આગળ પ્રત્યક્ષ થાય છે, તો પછી જેમ જેમ મનુષ્ય સ્વાર્થત્યાગ કરવા તત્પર થતો જાય છે તેમ તેમ પરમાત્મસ્વરૂપ ક્રમે ક્રમે વિસ્તરી સમસ્ત જગત્‌ને—પ્રથમ આ લોકને, પછી સ્વર્ગને, અને છેવટે બ્રહ્મલોકને—ભરી નાંખે છે; અને એની પાસે પરમાત્માને અર્પણ કરવા માટે પોતાની ગણી શકાય એવી એક પણ વસ્તુ અવશિષ્ટ રહેતી નથી. આખરે એ પોતાનો આત્મા પણ એને સમર્પી દે છે, અને એ સમર્પણમાં જ એ કૃતકૃત્યતા પામે છે. તાત્પર્ય કે—(૧) મનુષ્યે ઈશ્વરને શોધવા ભટકવું પડે એમ નથી. એનામાં સ્વાર્થત્યાગની વૃત્તિ હશે તો વ્હેલો મોડો એ સ્વયં આવી ઊભો રહેશે. (૨) ધર્મભાવના પ્રથમ આ ઇન્દ્રિયગ્રાહ્ય જડ જગતને; પછી આ જીવનથી પર—વિશ્વની ન્યાયમય વ્યવસ્થા ખાતર સ્વીકારેલા—સ્વર્ગને; પછી ઉભયથી પર પણ જીવથી ભિન્ન માનેલા એવા સગુણબ્રહ્મરૂપી બ્રહ્મલોકને; અને આખરે જીવાત્માને પરમાત્માના સ્વરૂપથી ભરી નાંખે છે.

આ રીતે આ આખ્યાયિકામાંથી આપણને ધર્મના (૧) નિદાન (Origin) સંબન્ધે અને (૨) વિકાસ (Growth) સંબંધે બહુ ઉપયોગી બોધ મળે છે, જેનું વિશેષ સ્પષ્ટીકરણ અત્રે કરવા જેવું છે.

૧.—ધર્મના નિદાન વિષે અનાદિકાળથી અનેક તર્કો થતા આવ્યા છે. લોકાયતિકો ધર્મને એક ધૂર્તજનોએ કલ્પેલી વ્યવસ્થા માનતા. પ્લિનિનું એવું કહેવું હતું કે ધર્મ કેવલ અશક્તિ અને ભયમાંથી જ ઉત્પન્ન થાય છે, અને આ જગતથી પર કોઈ ઈશ્વર એવો પદાર્થ હોય તો પણ એનું જ્ઞાન થવું સર્વથા અશક્ય છે. આપણા ઘણા ગ્રેજ્યુએટો પણ વિચારે-અવિચારે કાંઈક આવા જ મતનું ગ્રહણ કરી લેછે. વર્તમાન સૈકામાં યુરોપના કેટલાક અનીશ્વરવાદી તથા જડવાદી વિદ્વાનોએ ધર્મની ઉત્પત્તિ સંબન્ધે અનેકાનેક કલ્પનાઓ રચી છે, અને એમાં તેઓ જંગલી પ્રજાઓના અવલોકનનું પ્રમાણ આપે છે..તેઓનો સામાન્ય રીતે એમ બતાવવાનો યત્ન છે કે ધર્મ એ એક વખત ઉપયોગી વ્યવસ્થા હતી, કદાચ હજી પણ ઉપયોગી છે એમ કહી શકાય, પણ એમાં યથાર્થતાનું કે આવશ્યકતાનું કાંઈ જ તત્ત્વ નથીઃ 'પરમેશ્વર,' 'આત્મા,' 'અમૃતત્વ,' 'કર્તવ્ય' (જગતતરફ પ્રતિ જવાબદારી) આદિ વિચારો મનુષ્યને સામાજિક નિયન્ત્રણમાં રાખવા માટે માત્ર ઉપયોગી યુક્તિઓ છે; એ કરતાં એમાં અધિક ગંભીરતા કે સત્ત્વ નથી. કેટલાકના મતમાં, સ્વપ્નના અનુભવમાંથી પ્રેતની, પ્રેતમાંથી આત્માની, અને આત્મામાંથી પરમાત્માની કલ્પના થઈ; તો બીજા કેટલાક, પડછાયો અને પ્રતિબિંબ જેવા બનાવોને જ એ કલ્પનાનું પ્રથમ કારણ માને છે. કેટલાક કહે છે કે જંગલી અવસ્થામાં મનુષ્યને પ્રકૃતિના ભયંકર બનાવો જોઈ જે ભય ઉત્પન્ન થાય છે તેમાંથી ધર્મનો ઉદય છે; તો કેટલાક બતાવે છે કે ગગનમંડળની ભવ્ય અને સુન્દર રચના જોઈ થતા આશ્ચર્યમાંથી ધર્મનો પ્રાદુર્ભાવ છે કેટલાક પિતૃપૂજાને ધર્મનું આદિસ્વરૂપ માને છે, તો કેટલાક જીવારોપણરૂપી—સર્વત્ર પોતાનું જ પ્રતિબિંબ જોવાના—મનુષ્યબુદ્ધિના એક સ્વાભાવિક લક્ષણમાંથી જગત્‌ના પદાર્થોમાં મનુષ્યને ઈશ્વરભાવના થઈ આવી, અને એ રીતે અનેકદેવવાદ પ્રથમ ઉત્પન્ન થયો એમ કહે છે. આવા

આવા અનેક તર્કો——જે સુપ્રસિદ્ધ છતા, મનુષ્યબુદ્ધિને અનીશ્વરવાદ કેટલા જોરથી વમળમા નાખીને મથે છે, અને કેવા તરેહતરેહવાર વિચારો સુઝાડે છે એનું પૂરતુ ભાન કરાવવા માટે અત્રે એકઠા કરેલા છે—એવા અનેક તર્કો કરી તેઓ ભય આશ્ચર્ય કલ્પના કે સ્વપ્નાદિકની ભ્રાન્તિને સમગ્ર ધર્મભાવનાનુ નિદાન માને છે પણ વસ્તુત આ સર્વ તર્કો અપ્રતિષ્ઠિત છે, કૃત્રિમ છે, મહસા એકાદ સામાન્ય નિયમ ઘડી કાઢવાના પ્રયત્નમાથી જ ઉપજી આવ્યા છે, અને ઇતિહાસમા પ્રત્યક્ષ થતો મનુષ્યસ્વભાવ જ એમને અસિદ્ધ ઠરાવવા માટે સમ છે "દ્રૌપદીનાં ચીર" જેવા ધર્મભાવનાના દિવ્યપટો કુતર્કરૂપી દુ શાસનને હાથે જેમ જેમ ઉતારવામાં આવે છે તેમ તેમ પ્રતિયત્ને પરમાત્માની યોજનાથકી નવા પટો પૂરાતા જાય છે, અને કેટલીકવાર તે એ પટો એવી અનુપમ સુન્દરતા અને ભવ્યતાના તેજમા પ્રકાશે છે કે દુષ્ટમા દુષ્ટ અને નાસ્તિકમાં નાસ્તિક હૃદય પણ એ તરફ દૃષ્ટિ નાખતાં, ક્ષણવાર એની અદ્દ્ભુતતાના ચમત્કારથી વિસ્મિત થઈ સ્તબ્ધ બને છે

ભોજાની વીરવાણીમાં—

" પ્રથમ સતયુગમા પ્રહ્લાદને પીડિયો,
બીડિયો થંભ તે લોહ તાતો,
(તોયે) ધીર નવ ધડકિયો [ભયથી નવ ભડકિયો]
ધડકિયો શેષ ત્રૈલોક્ય જાતો. ! ! !"

હવે કહો કે જે વૃત્તિમા આવુ અદ્ભુત બળ પ્રેરવાની શક્તિ છે, તે કેવળ, 'સોસાઇટી' (જનમડળ)ને નિયન્તણમા રાખવા માટે ઊભી કરેલી યુક્તિ જ ? સ્વપ્ન, પ્રતિબિબ આદિના દર્શનમાથી નીપજેલી એક મ્હોટી ભૂલ જ ? કે હિન્દુસ્થાનને ડૂબાવનારી એક ભ્રાન્તિ જ ? પણ એમ માનવુ અશક્ય છે

ત્યારે ધર્મનું નિદાન શું ? મનુષ્યની ધાર્મિક વૃત્તિ 'આથી ખુલાસો શો થયો ? ધર્મ ક્યાંથી આવ્યો તો ધર્મમાથી, એમ કહેવા સમાન આ ઉત્તર છે એથી ધર્મના નિદાન ઉપર કાંઈ જ અજવાળુ પડતુ નહિ'—એમ કદાચ કહેવાશે પરતુ એના સમાધાનમા કહેવાનું કે વસ્તુસ્થિતિ જ એવી છે ધર્મ મનુષ્યને સહજ જ છે, અમુક અમુક વૃત્તિમાથી ભ્રાન્તિ થઈને ધર્મ ઉત્પન્ન થયો એમ નથી પણ જેમ મનુષ્યને જોવુ સાભળવુ ખાવુ પીવુ હસવુ ભગવુ ઈત્યાદિથી આરંભી, ગૃહ રાજ્ય સાહિત્ય કલા આદિ મહાન્ તન્ત્રો વિસ્તારવાં, એમા ભાગ લેવો, એમા આત્માનુભવ અને આત્મમતોષ કરવો એ સ્વાભાવિક છે, તેમ ધર્મનો આવિર્ભાવ પણ એનામા સ્વભાવથકી જ થાય છે હોમર ઠીક જ કહે છે કે—

" As young birds open their mouth for food, all men crave for the gods "

(જેમ પક્ષીનાં બચ્ચાં ખોરાક માટે ચાચ ઉઘાડે છે, તેમ સર્વ મનુષ્યને ઈશ્વરની આકાંક્ષા રહે છે.)

પૂર્વોક્ત વિદ્વાનોની ભૂલ એ થાય છે કે જેને તેઓ ધર્મનું આદિ કારણ કહે છે તે વસ્તુતઃ એના આવિર્ભાવના માત્ર પ્રસંગો જ છે—જેને વેદાન્તની પરિભાષામાં આવિર્ભાવની ઉપાધિઓ કહીએ તે છે. અમુક દેશ કાળમાં પરમ તત્ત્વની ભાવનાએ અમુક સ્વરૂપ લીધું, બીજે બીજું લીધું ઇત્યાદિથી સિદ્ધ એ થાય છે કે તે તે દેશકાલાદિ ઉપાધિઓ ધર્મના આકારની વિવિધતામાં હેતુભૂત છે, ધર્મના અસ્તિત્વમાં નહિ—અર્થાત્ એથી ધર્મના આવિર્ભાવનું વૈચિત્ર્ય ફલિત થાય છે, ધર્મની સ્વભાવસિદ્ધતાનો નિષેધ થતો નથી. મનુષ્યે ગગનમંડળની ભવ્યતા કે શાંતિ જોઇ પરમ તત્ત્વના સ્વરૂપની અમુક કલ્પના કરી, પ્રચંડ વાયુનો પ્રકોપ જોઇ બીજી કરી, પિતાપુત્રનો સ્નેહ જોઇ ત્રીજી કરી, પરન્તુ એ સર્વમાં પરમ તત્ત્વનું અસ્તિત્વ તો સમાન રીતે સ્વીકારાએલું જ છે

પરંતુ હજી એક શંકા ઉભી રહે છે કે—ધર્મ સ્વભાવસિદ્ધ ભલે હોય: પણ જ્યાં સુધી વિચારદૃષ્ટિએ એની યથાર્થતા સિદ્ધ થઇ નથી ત્યા સુધી બુદ્ધિમાન્ મનુષ્યે સ્વીકારવા જેવો એ પદાર્થ નથી. આ શંકાના ઉત્તરમા કહી શકાશે કે એનું સ્વભાવસિદ્ધ—અનિવાર્ય—હોવું એ જ વિચારમાં લેવાની એક સાધારણ દલીલ નથી. પણ ખરું જોતાં એ જેમ સ્વભાવસિદ્ધ છે, તેમ વિચારસિદ્ધ પણ સારી રીતે છે. **મનુષ્યનો સમગ્ર આત્મા પરમતત્ત્વ સાથે નિકટ સંબન્ધ ધરાવે છે.** એની ઇન્દ્રિયોનો વ્યાપાર પરમતત્ત્વના સિન્ધુ ઉપર જ ચાલે છે. જે જે વિષયોનું એ ગ્રહણ કરે છે એ એ મહાન સિન્ધુ ઉપર તરતા દ્વીપ જેવા, અથવા વધારે ઘટતું ઉપમાન લઇએ તો બુદ્‌બુદ જેવા, છે. ઘટપટાદિ વિષયજાતને એની આસપાસ વિસ્તરતા તેમજ એના અંતરમાં પ્રવેશી રહેલા અનન્તતાના સાગરથી પૃથક્ પાડી ગ્રહણ કરવા યત્ન કરો એટલે તરત જણાશે કે એના વિના તો તમારી દૃષ્ટિ આગળ કેવળ અન્ધકાર—જ્ઞાનહીન, વ્યવસ્થાહીન, સ્વરૂપહીન કાંઇક (?)—એટલું જ છે, જેને 'છે' એટલું કહેવુ પણ શક્ય નથી. વળી સમગ્ર વિશ્વનું વિશ્વરૂપે——અનાદ્યનન્ત દેશકાળમાં પરસ્પરસબદ્ધ પદાર્થોની એકતાની મૂર્તિરૂપે——ગ્રહણ થતું આત્મા વિના સંભવે છે? વળી આ આત્મા તે **મારો** જ (અન્તઃકરણાવચ્છિન્ન ચૈતન્યરૂપ) આત્મા ? **મારા** (અન્તઃકરણાવચ્છિન્ન) આત્માનું અસ્તિત્વ વિશ્વની કાંઇક અનુભવવિષયતાનો ખુલાસો કરી શકે, પણ વિશ્વ 'છે'—સર્વને માટે 'છે'—એમ એ આત્મામાંથી કેમ સિદ્ધ થાય! માટે એવો આત્મા—પરમ આત્મા—સ્વીકારવો જોઇએ કે જેનું આ સમગ્ર વિશ્વ દૃશ્ય છે, અને જેની દૃષ્ટિ સદા યથાર્થ છે, અને જેની એ યથાર્થ દૃષ્ટિ સાથે મ્હારી દૃષ્ટિ મેળવવી એનુંનામ વિશ્વનું યથાર્થ જ્ઞાન પ્રાપ્ત કરવું છે. તાત્પર્ય કે જ્ઞાનમાં જે પ્રમા—અપ્રમાનો ભેદ પડે છે તેનો એકજીવવાદ સ્વીકારવાથી, અથવા તો અન્તરમાં એકતારહિત અનેક જીવોનું પ્રતિવ્યક્તિ સ્વતંત્ર અસ્તિત્વ સ્વીકારવાથી, ખુલાસો થઈ શકતો નથી : અનેક જીવો આગળ પ્રમા (યથાર્થજ્ઞાન)ની ભાવના એક જ છે એથી એક પરમ આત્માનું અસ્તિત્વ સિદ્ધ થાય છે. વળી 'સાયન્સ'ના અનુમાનાદિ વ્યાપાર પણ પરમાત્માનું અસ્તિત્વ અને પરમાત્માની શ્રદ્ધેયતા સ્વીકારીને જ પ્રવર્તે છે, અને 'સાયન્સ'ના વિજયની પતાકારૂપ "કારણતા" શબ્દનો અર્થ પણ એનું અસ્તિત્વ સ્વીકાર્યાવિના બની શકતો નથીઃ 'કારણતા' સ્ફુરણ વિના, સ્ફુરણ ચૈતન્ય વિના અને વિશ્વસ્ફુરણ વિશ્વચૈતન્ય (પરમાત્મા) વિના અસંભવિત છે.

(૧) અદ્વૈતસિદ્ધાન્તમાં પાપ અને પુણ્ય વચ્ચે દ્વૈત–ભેદ–શી રીતે સંભવી શકે ?

(૨) જ્યાં સર્વ એક જ છે ત્યાં કર્મને શો અવકાશ ? અદ્વૈત અને કર્મ એ પરસ્પર વિરુદ્ધ શબ્દો નથી ? વળી વ્યવહાર અસત્ય જ હોય તો તેને સાચવવાની શી જરૂર ?

(૩) પોતે આનંદમાં રહેવું એ અદ્વૈતનીતિનું કર્તવ્ય મનાતું હોય એમ જણાય છે. આમ હોય તો અદ્વૈતનીતિ એ કેવલ સ્વાર્થી નીતિ નથી ઠરતી ?

(૪) વળી વાસનારહિત થવું એ પણ અદ્વૈતનીતિનું કર્તવ્ય–જીવન્મુક્તિનું સ્વરૂપ–ગણાય છે. અંક (૩) ના અને અત્રોક્ત સાધ્ય વચ્ચે વિરોધ નથી ? વળી વાસના એ મનુષ્યને સ્વાભાવિક છે. તો પછી સ્વભાવભૂત વાસનાનો અતિક્રમ સંભવે પણ કેમ ?

મારે કહેવુ જોઇએ કે 'પ્રસ્થાનત્રય' ના વાક્યોની પરંપરાથી મને સંતોષ નહિ થાય. એ વાક્યોમાં મને અશ્રદ્ધા છે એમ ન ધારવું. પરંતુ અદ્વૈતસિદ્ધાન્ત મારે સમજવો છે, માત્ર માનીને બેસી રહેવુ નથી હું આશા રાખું છું કે આપને બદલે સુદર્શનપત્રના જૂના અભ્યાસકોમાંથી કોઈ ઉપરના પ્રશ્નોનું સમાધાન કરવા યત્નવાન્ થશે. કારણ, એવા યત્નથી સ્વ. મણિલાલના 'અભેદ' દુદુભિનો ધ્વનિ કેટલે કેવી રીતે પહોંચ્યો છે ને સમજવાનો વળી વિશેષ લાભ થશે

અમદાવાદ<br>તા. ૫ મી જુન સ. ૧૯૦૦ — લિ. આપનો,<br>અભેદ–જિજ્ઞાસુ.

** ઉપરનો પત્ર ખરી જિજ્ઞાસાથી લખાઈ આવ્યો છે. અને અમે આશા રાખીએ છીએ કે જે વર્ગને પૂર્વોક્ત પ્રશ્નોના ખુલાસા આપવા રા. 'અભેદ જિજ્ઞાસુ' વિનંતિ કરેછે એ વર્ગ તેમ જ અન્ય અદ્વૈતવિદ્વાનો પણ એમની ' જિજ્ઞાસા 'ને સત્કાર આપશે.

તન્ત્રી.

---



## ' શ્રી મુક્તિમીમાંસા. '

### આશયાવિષ્કાર.

( મળેલું ).

આ નામના લેખની એક હજાર કોપી છપાઈ પ્રસિદ્ધ થયાને આજે લગભગ બે વર્ષ થવા આવ્યાં તથાપિ તેના ઉપર કોઈ પણ વિદ્વાનના તરફથી એકોટંકન સરખું પણ અદ્યાવધિમાં લખાઈ આવ્યું નહિ, જેથી મારે પોતાને જ એ વિષે અભિપ્રાયપ્રકટનરૂપે પુનઃ આજે આ પરિહાર લખવા અવસર આવ્યો.

આમ કરવાનું ખાસ પ્રેરક કારણ એ જ કે એ લેખ એક પૂર્વપક્ષના રૂપમાં વિદ્વાનોની સમક્ષ એવી ઇચ્છાથી ધરવામાં આવ્યો હતો કે તે લેખ ઉપર કોઈ શ્રીમચ્છંકરાચાર્યમતાનુયાયી સમર્થ પુરુષ સમીક્ષણ લખવા અવશ્ય શ્રમ સ્વીકારશે જ, આવી ધારણાથી જ શુભઙ્ગમરણાવશિષ્ટ મહાશયવર્ય મણિલાલ નભુભાઈ દ્વિવેદીના પ્રયોજકપણાનો પરિણામ આ લેખ થયેલો

કોઈ એવી શંકા લે કે એ લેખ દયાનંદસરસ્વતીના મતાનુકૂલ લખાયો હશે અથવા તો થિઓસોફીના સિદ્ધાંતાનુસાર લખ્યો હશે; તો તેઓને અભ્યર્થના કરવાની કે આ લેખના આરંભમાં બ્રહ્મવિદ્યાના પરમાચાર્ય શ્રીદક્ષિણામૂર્તિગુરુનું સ્મરણ જે મંગલાર્થે કરવામાં આવેલ છે તે ઉપર તેઓએ ખાસ ધ્યાન આપવું એટલે પછી ઉપર કહેલી બન્ને પ્રકારની માન્તિના નિર્મૂલ છે એમ સ્પષ્ટ જણાઇ આવશે જ. કારણ કે આ લેખમાં તો મુક્ત જીવોની નરતિર્યગાદિરૂપે નહિ પણ બ્રહ્મવિષ્ણુરુદ્રાદિ ઉત્તમ સ્વરૂપે પુનરાવૃત્તિ કલ્પાંતરમાં થાય એમ શ્રીમચ્છંકરાચાર્યના તથા તેમનીજ પરંપરામાં થયેલા શ્રીપદ્મપાદાચાર્ય તથા સુરેશ્વરાચાર્ય જેવાના વાક્યો આપી સમર્થિત કરેલ છે, તેટલા જ માટે મારે પરિહાર લખવો આવશ્યક થયો. કેમકે જો હું ન જ લખું તો મારા મનમાં એવી શંકા આવી કે, વ્યાસસૂત્રમાં પૂર્વપક્ષરૂપે દર્શાવેલા જીવના અણુપણા આદિકને સિદ્ધાંતરૂપે સ્વીકારી બેઠેલાની પેઠે આ પૂર્વપક્ષને પણ આગળ ઉપર કોઇ મંદાધિકારી પ્રમાણવાક્યોપન્યાસની ગાઢતા તથા યુક્તિપ્રાચુર્યના વમળમાં પડી સિદ્ધાંતરૂપે સ્વીકારે તો એક પ્રકારે પુરુષાર્થહાનિ જેવું થાય. તેમ ન થવા માટે એ જ લેખના શબ્દોથી ખુલાસો આપવો જરૂરનો છે. દરેક પૂર્વપક્ષ સિદ્ધાંતના એકાદ અંશને અવલંબી ઉદ્ભવે છે. તેમ જ આ લેખ પણ તે તે પ્રકરણના અંશાવષ્ટંભથી ઉદ્ભવ્યો છે પણ તે પ્રકરણોના પૂર્વાપર ગ્રંથનું સ્વારસ્ય કળી લેવા કોઇ સૂક્ષ્મદૃષ્ટિવાળા વિદ્વાન્ અવહિત થઇ જો વિચાર કરે તો તુરત જ સિદ્ધાંતઉપર આવી જવાય અને વાક્યનું પૂર્વપક્ષપણું સ્પષ્ટ થઇ જાય

હવે આ લેખમાં પ્રથમ મુક્ત જીવોને ઈશ્વરભાવાપત્તિનો વિચાર આપ્યો છે આ વિષય તો ઘણે અંશે સર્વમાન્ય જેવો છે; કારણ કે સગુણોપાસકને ઈશ્વરભાવ થાય છે એમ શ્રુતિસ્મૃતિ આદિક પ્રમાણોથી સિદ્ધ થાય છે. અને ઇતર સંપ્રદાયવાળા સાલોક્ય, સાર્ષ્ટિ, સારૂપ્ય, સામીપ્ય અને સાયુજ્ય; એ પ્રમાણે પંચવિધ મુક્તિ માને છે, તેમાં જે પંચમી સાયુજ્ય મુક્તિ કહી તેને જ ઇશ્વરભાવાપત્તિ કહીએ તો તે અયોગ્ય નહિ કહેવાય અર્થાત્ ઉપાસનના પરિપાકનો એ પરિણામ છે. જેમ કીટ ઉગ્રધ્યાનયોગેકરી ભ્રમરી થઇ જાયછે તદ્વત્ ઈશ્વરારાધનની ઉગ્રસંકલ્પતા ઈશ્વરભાવ પમાડે એ સર્વસંમત છે. વળી તેવી ઈશ્વરભાવાપત્તિને પ્રમાણોપન્યાસથી સિદ્ધ કરીને એવી કુંડલના કરી કે તે સાધ્ય હોવાથી સાંત હોઇ શકે. આમ કહીને તે સ્થાને અપુનરાવૃત્તિને સાવધિક ઠરાવવા યત્ન આદર્યોછે.

આ સ્થળે રહસ્ય સમજવાનું એ જ છે કે સાયુજ્યમુક્તિ પુનરાવૃત્તિવાળી હોઇ શકે એમ તો બ્રહ્મવિદ્યાભરણકારના લેખ ઉપરથી પણ સિદ્ધ થાય છે.' ईक्षति कर्मव्यपदेशात्सः । १ । ३ । १३ ॥ એ સૂત્રભાષ્યના વ્યાખ્યાનમાં-પ્રશ્નોપનિષદ્માં સત્યકામે પૂછ્યું કે-' આમરણાંત ઓંકાર ધ્યાન કરે તો તેનું ફળ કયા લોકની પ્રાપ્તિ થાય ? ' તેના ઉત્તરમાં

ઃ ઉક્તપ્રકારે સર્વત્ર પર્યાલોચન કરવાથી બૃહદારણ્યક ભાષ્ય વાર્તિક વગેરેના વાક્યો સ ગુણોપાગતાવુદ્દેશદૃષ્ટિએ અવલોકતાં આત્મસાક્ષાત્કારસંપાદિત મુક્તિ પુનરાવૃત્તિ શંકાથી પણ અનાકુલ નિત્યનિરતિશયાનંદરૂપા સ્પષ્ટ પ્રતીત થાય છે, જેથી કશો વિરોધ ન આવતાં સઘળું સુવ્યવસ્થિત જ છે એમ અનુભવારૂઢ થાય છે

આ બાબતનો સવિસ્તર ખુલાસો જાણવા જો કોઈ જિજ્ઞાસુ પુરુષની અભિલાષા થાય તો તેમણે મને પત્રદ્વારા વિષયનિર્દેશ પૂર્વક લખી જણાવવું એટલે તેમના ચિત્તને સંતોષ થાય તેવા પ્રકારનું ઉત્તર અપાશે આ સ્થળે તો માત્ર સમષ્ટિને નિવેદન કરવા તથા—

**सिद्धांतः शाङ्करी वाणी पूर्वपक्षास्तथेतरे ॥**

આ વાક્યને હું જેટલું માન આપું છું તેટલું જ માન આપનાર વ્યષ્ટિઓને પણ નિવેદન કરવા આ લઘુ સમાધિ લખી જણાવેલ છે, કે જેથી મારી સાથે સાક્ષાત્ પરિચય વિનાના અભિજ્ઞ જનોની અન્યથાન્યથા કલ્પના કરવાની તસ્દીનો બચાવ થાય કોઇપણ સિદ્ધાંત પૂર્વપક્ષ, શંકા સમાધાન આદિક ચર્ચાઓથી છણાઇને સુદૃઢ બને છે અને એ જ પ્રકારે અપુનરાવૃત્તિ શ્રુતિનું અનાવિલ રહસ્ય સ્પષ્ટ કરવું એ જ આ પ્રકૃત લેખનો મુખ્ય ઉદ્દેશ છે

જામનગર
તા. ૨૦–૫–૧૯૦૦
રવિવાર

**શાસ્ત્રી હાથીભાઈ હરિશંકર.**

---

## કળાકૌશલ્ય.

( મળેલું )*

જે દેશના શાસ્તાઓ મહાત્મારૂપે અવતરીને પોતાના દિવ્યસત્ત્વ તેમ જ કુશાગ્રબુદ્ધિ પ્રણીત શિક્ષણકળામાં જગતના આદ્ય ગુરુ મનાયા છે.

જે દેશના સુરિજનોની અગમ્યા મન શક્તિ મહાકવિઓની પ્રતિભાતુલ્યા હોઇને તેની કલ્પના જ સર્વને આશ્ચર્યમાં નાખે છે,

અને જે દેશના અનુપમ ગુણિજનોની લોકોત્તરસત્કારવતી બુદ્ધિમાંથી×

---

* લખનાર—આનન્દનન્દન, એમની પ્રસિદ્ધ પ્રતિજ્ઞા સાથે

×"I am only anxious about one thing When you employ European mechanical appliances to assist you in producing manufactures of an Asiatic type or origin, pray do not at the same time borrow European designs They are commonly base and inartistic and vulgar I was visiting this morning your principal carpet factory, where the carpets are still, I am glad to see, woven by hand, but I thought that I detected in some of the patterns an admixture of foreign taste Pray do not be beguiled into this error, but adhere to your old Indian and Persian models which were the product of a race of natural artists, and upon which the modern *world* will never improve Above all, I

*ગાનકળા, ચિત્રકળા, તક્ષણકળા, રંગકળા અને ભૂમિજ તથા ખનિજ પદાર્થોનુ મિશ્રણ કરી, ધૂલિમાંથી સુંદર મર્મર બનાવવાની કળા પ્રફુલ્લીને તેણે પ્રાચીન ભારતને એક દેદીપ્યમાન આનન્દભુવન બનાવ્યુ હતું, એટલુ જ નહિ પણ પૃથ્વીસ્થ લોકોના પ્રવાસનું ધામ બનાવી મૂક્યુ હતુ,

વળી જેના શિલ્પીની ભવ્યતા અને નૈસર્ગિકપણાના ઘારીપુરી, કનેરી, કારલી, અને ઇલોરાની ગુહાઓ તથા કાશીસ્થ અને આબુગિરિસ્થ અનેક દેવાલયો અદ્યાપિ સાક્ષી છે, અને જેને માટે બહુ એક ખંડેરા જાણે અહુણા રુદન કરતા હોય એમ જણાય છે,— તે દેશના હસ્તની ઉપમાવાળા ગુણિજન, કળાવિદ્, અને કારક સાંપ્રતમા સર્વથા મંદ દશામા છે, અને સૂરિજનો તો જન્મતા જ નથિ

દારિદ્ર્યોદ્ભવ વિદ્યાલોપ (૧) વ્યાપારનુ માઘ (૨), હસ્તકળા સંબંધે પરદેશીઓની સ્પર્ધા (૩), તે અટકાવવાને રાજરક્ષાનો અભાવ (૪), તેમ જ ભારતીયોની પરકૃતિપર પ્રેમાંધતા (૫), એ પાંચ ભારતનો હાથ ખંડન કરનાર ઘોરિ કારણો છે

વળી વારવાર દુષ્કાળના બલિ થઈ પડેલા અને શક્તિ ઉપર્યન્તના ભારે રાજસ્વથી છુંદાઈ જતા અભણ કૃષિકારોનુ દારિદ્ર્ય, તથા ગવાદિ પશુની અવદશા પણ તેમની (ગુણિજનાદિની) મંદતાના અવાન્તર કારણો છે

---

would say to the native Princes and noblemen when you order a craft for your palaces or mansions do not think of going to Europe and of patronising the hideous designs of Kidderminster or of Brussels Buy your carpets in your own country, and make it a condition that they are of Indian colouring and Indian pattern. There is a tendency among rich men in India to think that the latest European fabrication is the most fashionable, and therefore, the best There is no inherent connection between fashion and merit, and the latest pattern is often the worst" *Lord Curzon*

* સૂક્ષ્મ કળાપંક્તિ વિષે સર્વોપરિ એવી આ પ્રાચીનતમા દિવ્યા કળા પરમ આનન્દદાયિની છે એનો સદુપયોગ મનુષ્યને ઉન્નત કરનાર, તેના રોગાદિનું સાન્ત્વન કરનાર, તથા રાજસમાધિસાધક છે.

ગાનકળાના નાનાવિધ સ્વરોનો વિલક્ષણ પ્રભાવ, હૃદયની અનેકા ભાવનાનો નિયંતા છે નાગ અને હરિણ-હૃદય તેની મંજુલ લહરિઓને વશ થઈ એકચિત્ત થાય છે તો કોમળતમ મનુષ્યહૃદયની શી કથા !

ગાનકળા પાંચમો વેદ ગણાય છે એના મૂળ દીક્ષક ભગવાન્ શંભુ છે. તે આર્યોની પોતાની કળા કહેવાય છે, જેના તેઓ સંપૂર્ણ વેત્તા છે

બીજી પ્રજાઓએ તે ખંડશ: આર્યો પાસેથી લીધી છે એનું માધુર્ય સર્વને સુખકર છે પણ તેનું દિવ્ય માહાત્મ્ય આર્યોને જ સજ્ઞાત છે.

અત્રત્ય કૃષિકારો મહતી સખ્યામાં છે. અને તેઓ જો પોતાની સેવા પ્રમાણેના પ્રતિફળથી કંઈ કંઈ સગ્રહવાળા થઈને સ્વદેશીય કૃતિનો જ ઉપયોગ કરે તો પણ તેના કર્તાઓને બહુ લાભ થાય. અને ગવાદિ પશુની રક્ષાથી તેમને ગવ્યાદિપદાર્થો સુલભ થઈ પડે.

ગુણિજનાદિની અવનતિનાં ઉપર્યુક્ત કારણો ઉપર્યન્ત કેટલાએક અવાન્તર દોષો તેમને અગે છે, જે શીઘ્ર વર્જી શકાય તેવા છે. તે એ જે તેઓ પોતાની સંતતિને સામાન્ય શિક્ષણ આપતા નથિ. જાણે ભણવું ગણવું તો વૈશ્ય અને બ્રાહ્મણને જ હોય ! માટે પિતા ગુરુ, અને પુત્ર શિષ્ય, એ પદ્ધતિએ તેઓ સ્વકળાસંબંધિનું જ ક્ષુદ્ર શિક્ષણ માત્ર આપે છે.

સામાન્ય શિક્ષણને અભાવે ત્રીજું લોચન ઉઘડ્યા વિના તેઓમાં કાચને મણિ, અને મણિને કાચ સમજવાનો અવિવેક અચળ રહે છે.

અને સ્વકળા સબંધીના શાસ્ત્રીય અનુશાસન વિના તે પરત્વે તેઓ એક જડ સાંચાની પેઠે વર્તે છે. અર્થાત્ જેમ બાપદાદા કરતા આવ્યા હોય તેમ જ કરે છે. સમયને અનુસરીને તેમા શુદ્ધિ વૃદ્ધિ વા પરિવૃત્તિ કરતા નથિ. અહો ! તેમને કશો નવો ઉત્સાહ જ નથિ.!

ત્યારે કળાકુશળ થઈને પ્રાચીન પદને તેઓ કેમ પહોંચે ? અને દેશાન્તરોની સંગે સ્પર્ધારણમા કેમ ટકી શકે ?

પૂર્વજના એ પ્રમાદથી તેમના પુત્રોમાથી માતૃભૂમિને શૃંગારરૂપ, અને ભ્રાતૃસમાજને પુષ્ટિદાયક એવા કોઈ કળાવિક્રાન્ત પુરુષ ઉદ્દ્ભવતા નથિ. નહિ તો પરદેશી કળાવંતો પ્રતિવર્ષ અહિંથી ક્રોડો રૂપિયા ખેંચી જાય છે તેમ ત્યાંથી ખેંચી ન લાવે ?

અરે એ તો એક પાર્શ્વે રહ્યું. પણ પરકૃતિના અનુકરણમાં પોતાની બુદ્ધિનો ઉપયોગ કરતા હોય તો પણ તેમને માટે તે એક વિશાળ ક્ષેત્ર છે; જેમાંથી પ્રતિવર્ષ બહુ ધન સપાદન થાય. કલી, ત્રાંબુ, પીતળ, લોહ, આદિ ધાતુ; શીપ, કચકડો, હસ્તિદંત અને એક ભારતવૃક્ષનિર્યાસ જેને અગ્રેજો 'ઇન્ડિયા રબર' જ કહે છે તેની અનેક કૃતિઓ બને છે–જેનું અનુકરણ થાય તો ક્રોડો રૂપિયા પરદેશ જતાં અટકયાં ઉપર્યન્ત વિશેષ લાભે થાય.

બીડી બ્રધર્સ નામની એક અંગ્રેજી પેઢીએ ૧૮ વર્ષ પૂર્વે મુંબઈમાં ગંધકમાંથી પ્રવાહી ક્ષારજળ બનાવ્યું હતું. પ્રથમ તે યુરોપથી આવતું ત્યારે એક શેરનું મૂલ્ય રૂ. ૦।।। પડતું. પણ તેને અહિં બનાવવામાં આવ્યાથી માત્ર બે આને તેટલું જ વેચાવા લાગ્યું! એટલું જ નહિ પણ યુરોપથી તેની ચડત જ બંધ થઈ ગઈ.

ભારતીયોની પરકૃતિપર પ્રેમાંધતારૂપે તેમના ગુણિજનાદિની અવનતિનું જે ઘોરિ કારણ આ વિષયને મથાળે દર્શાવ્યું છે, તે ઉપરાંત આપણા સંપન્ન અને ધનવાનૂને હાથે ઉદ્દ્ભવતું બીજું એક કારણ છે. તે એ જે આપણા ધનવાન્ વર્ગમાં પોતાની શક્તિના પ્રમાણમાં ઔદાર્ય કિંવા વિલાસિતા નથિ. તેઓ એક રાટિયાને સુંધી સુંધીને બહિર્ કાઢે છે. મધ્યમ વર્ગના લોક અને તેમના વચે આપણો વિશેષ અંતર જોયું નહિ. એને પરિણામે આપણા કળાવંતોએ કંઇ ગુણ સંપાદન કર્યો હોય, કિંવા કોઇ સુગમ પદાર્થનું વિરચન કર્યું હોય, તો પણ આપણા ધનવાનૂભણીના ઉત્તેજનની તેમને આશા નહિ જ.

તેઓ તે ગુણદાનનું કિંવા પદાર્થનું મૂલ્ય જ પૂછશે, જો તે આકરું લાગ્યું તો જાણે તૈલમાં મક્ષિકા ડુબી! અને આકરું ન લાગે તો પણ તેઓ કહેશે જે 'એ વિના આપણને શું નથિ ચાલતું'? નિરન્તર જોઇતા પદાર્થનાં બાહ્ય રૂપ અને સમતાપણાપર મોહીને ઉદ્ભવેલો પરકૃતિનો પ્રેમ, અને વિલાસના પદાર્થ માટે તેમની આવી મતિ, એ બેઉને હ્રસ્વદૃષ્ટિ અને આત્મહત્યા વિના બીજું કયું નામ ઘટે છે? જેમ સ્વદેશકળાનું માહાત્મ્ય, તેમ જ દેશોન્નતિ શાથી થાય તેનો વિચાર, સ્વપ્ને પણ તેમને નથિ.

યુરોપિયનો તે સમ્યક્ સમજે છે. તેથી જ તેઓ વિજયવંત થયા છે. એમનું દેશવાત્સલ્ય અનુપમ છે. એનું એક સહજ ઉદાહરણ અત્ર અપાય છે. એક સમયે 'કેપનેટલ'માં' એક વિક્રયસ્થાનમાં અંગ્રેજી અને ફ્રેંચ એવા બે પ્રકારનાં પગરખાં હતાં. એક ફ્રેંચમન તે જોવાને આવ્યો. ફ્રેંચ પગરખાંનું મૂલ્ય નવ રૂપિયા અને અંગ્રેજીનું મૂલ્ય, તે પગરખાં સરસ હોઇને આઠ રૂપિયા કહેવામાં આવ્યું. ત્વરિત તે ફ્રેંચમને સ્વદેશી પગરખાં લીધાં; અને કહ્યું જે 'એક રૂપિયો વધારે તો વધારે પણ તે ધન મારા દેશમાં આવશે!'

એટલે સુધી તો ક્યાંથી? પણ એમાંના કાંઇએક અંશે પણ આપણા દેશીઓની સમજ થાય તો પણ તે વધાવી લેવા જેવી છે. અને એવા જ ગુણથી એક દેશનો ઉત્કર્ષ થાય. યુરોપિયન પ્રજાઓ જ્યારે સ્વદેશના ઉત્કર્ષાર્થે જ્વાલામુખીપર્વતવત્ પરાક્રમ કરે છે ત્યારે તે સંબંધે કોણ જાણે શા પાપથી આપણે કારમીંદ પત્થર જેવા બનિયે છિયે. અહો! અમારી અભિષ્વંગવૃત્તિ શાથી પરાસ્ત થઇ? ખરે તે એક અધમ છે. અને તેનો ઉદ્ધાર દેશીઓના પોતાના જ હાથમાં છે.

અહો! મારા દેશી બંધુઓ! શું તમે એ કાર્યને પરાર્થ સમજીને તેમાં પાછળ હઠો છો? દેખીતું તો એ પરાર્થ છે, પણ વસ્તુતઃ તે તમારો જ સ્વાર્થ છે. અને તેને પરકીય સમજીને જેટલો પ્રમાદ કરશો તેટલો તે પ્રતિગુણદ્વારા તમારા જ દારિદ્ર્યમાં પરિણમશે.

ઉપર્યુક્ત અધમતાનો ઉદ્ધાર તથા ગુણિજનાદિની અવનતિનાં કારણોનો પ્રતીકાર, એ જેમના દેશો છે તેમનું જ અર્થાત્ ગુણિજનાદિ સમસ્ત આર્યપ્રજાનું જ ચરમ કર્તવ્ય છે. તદપિ નરેશ મનાતા આપણા રાજા, મહારાજા, અને પ્રતાપિ બ્રિટિશ રાજ્યનું તે કંઇ ઓછું કર્તવ્ય નથિ.

'જર્મની'એ પોતાનો ખાંડનો ઉદ્યોગ વધારવાને જર્મન્ વ્યાપારીઓને રાજધનની સહાયતા શા માટે આપી છે? સ્વદેશનિર્મિત પદાર્થો બીજા દેશોમાં ખપાવવાને રાજા પોતે શા માટે પત્ર લખી તે તે દેશોના રાજકર્તાના પ્રસાદ ઇચ્છે છે?

ફ્રાન્સે રૂપા સંબંધે (૧) 'હૉલમાર્ક' નો ધારો શા માટે સ્થાપ્યો છે? અને તેણે પરદેશથી (ઇંગ્લંડથી પણ) આવતાં (૨) લવણપર ભારે કર શા માટે નાંખ્યો છે?

પૂર્વોક્ત (૧) એ ધારો તેણે પોતાને ત્યાં કનિષ્ટપ્રતિનું રૂપું પ્રવિષ્ટ ન થાય તે માટે સ્થાપ્યો છે. પરન્તુ તેને લીધે ભારતકૃત સુંદર રૌપ્ય પાત્રો અને અલંકારો ત્યાં મોકલાઇ શકાતા નથિ કેમ જે આપણું રૂપું ઉતરતી પંક્તિનું છે. (૨) અર્થશાસ્ત્રની દૃષ્ટિએ જોતાં ફ્રાંસ જેવો ધનાઢ્ય દેશ—જેને હસ્તકૃતિ તથા યંત્રકૃતિદ્વારા મહતી દ્રવ્યોપાર્જનશક્તિ પણ છે તેને રક્ષણવિધાન (Protectionism) નો લાભ લેવાનું આવશ્યક ન સતે કોણ જાણે તે શા માટે તેમ કરે છે! પરદેશથી આવતા લવણપર તેણે ભારે કર રાખ્યો છે. પણ તેની વાત તેની સાથે. કિન્તુ આપણા ભારત જેવા નિર્ધન તેમ જ ન્યૂન દ્રવ્યોપાર્જક શ-

કિતના દેશને પણ રક્ષણવિધાનનો લાભ અપાય તે અર્થશાસ્ત્રનું ઉલ્લંઘન છે એમ મંડન કરી શકાશે ખરું ?

અમેરિકાએ પોતાની શુલ્કપત્રિકાને[1] સુધારીને તેમાં, જે જે પદાર્થો પોતાને ત્યાં બની શકે તેવાપર ૧૦૦ થી ૩૦૦ ગણો કર વધારી દીધો છે તેનું કારણ શું ? ।

જે બ્રિટિશ સ્ત્રી ભરતખંડસ્થ કલિકોટની બનાવેલી રંઆંચળાવાળો ચરણિયો પહેરે તેણે ૨૦૦ પાઉન્ડનો દંડ આપવો, એવો 'બ્રિટિશ પાર્લામેન્ટ' ધારો કર્યો હતો તે શા માટે ?

વળી આજથી *૧૬ વર્ષ પૂર્વે ભારતથી આવતી સુંદર તક્ષણકળાવાળી રૂપાની થાળીઓ ઉપરિ તેણે ( ઇંગ્લંડે ) ભારે કર નાખ્યો તે શા માટે ?

પરદેશનિર્મિત પદાર્થોદ્વારા એક દેશના ધનને બહિર્ જતું અટકાવવા સારુ તેને રક્ષણવિધાનનો લાભ આપવો એ તેના ભદ્ર ભૂપાળનો ધર્મ જ છે. અને તે જેમ પ્રજાનું તારણ, તેટલે જ અંશે રાજશ્રેયનું પણ કારણ છે. તો શું જે સમયે ભારતવ્યાપાર મૃત્યુના આઘાથી અદવાતો જાય છે, અને પ્રજા દારિદ્ર્યરૂપિ અજગરના મુખમાં ગળાતી જાય છે તેવા મહાપ્રસગમા પણ આપણું પવિત્ર 'બ્રિટિશ રાજ્ય' નહિ વિચાર કરે ?

એ ખરું છે જે વ્યાપારને સર્વથા નિષ્કર રાખવાની શુભકીર્ત્તિ મેળવવાની આપણા રાજ્યને ઇચ્છા છે પણ તેવી ઇચ્છા આપણા સબંધમાં આ સમયે તો બીમારીએ સંદામત આપવુ એ ન્યાયવત્ છે. કિંબહુના ?

આશા છે જે પ્રતાપિ રિપન્ રાજની પેઠે લૉર્ડ કરઝન્ મહાશય પણ પોતાની રાજક્રાંતિમાં આવું એકાદ ભારતોદ્ધારક આચરણ કરીને અમરા કીર્તિ સંપાદન કરશે.

એ મહાન્ રાજપ્રતિનિધિને એમ વિનવતાં આ વાર્ત્તા સંભારી સંભારીને આપણને અતિશય હર્ષ થવો જોઇયે, જે ઇશ્વરે આ દેશની દયા આણીને અહુણા મુબઇના એક દાનવીર પારસી ગૃહસ્થ મિ. જે. ન તાતાના હૃદયમા વસીને તેમને હાથે ૩૦ લાખ રૂપિયાનું પ્રદાન કરાવ્યુ છે. એમની યોજનાને ' રીસર્ચ્ યુનિવર્સિટિ સ્કીમ્ ' કહે છે; જે દ્વારા 'બી. એ' પદવીવાળો છાત્રગણ, અનુશાસન પામતાં આ દેશમાં નવી નવી કળાનું જ્ઞાન પ્રસરશે, અને આશા છે જે પ્રાચીનકળાઓ પણ જીર્ણોદ્ધારને પામશે. એ ગૃહસ્થને આશ્રય આપવા વળી તત્રભવાન્ માઇસોરના મહારાજા તત્પર થયા છે. અને મુંબઇના બીજા બે વીર નાગરિકોએ તેમ જ રા રા. છબીલદાસ લલુભાઇએ એ મહાકલાભવનના ચરણતર માટે ભૂમિ અને બીજી સામગ્રી આપવાની માગણી કરી છે.

અહો ! માતર ભારતભૂમિ ! તું તાતા જેવા એક પચાસ વીરનરને શીઘ્ર જન્મ આપ: એટલે અમે શીઘ્ર પ્રાચીના મહાપ્રજાના ઉન્નતપદને પુનરપિ પામિયે.

વાચકગણ ! હવે એક જ સૂચનને કથી આ લેખની સમાપ્તિ કરાય છે. તે એ જે ગ્રણિજનાદિએ પોતપોતાનું ભ્રાતૃત્વ સ્થાપી મંડળીપ્રબંધથી રહેવું. કહેવાનું કંઈ આવશ્યક 'ય જે એ શિષ્ટ પ્રબંધથી તેમને મહાસત્તાક સ્વરાજ્ય જેવો અધિકાર પ્રાપ્ત થશે. તથા તેને અંગે વિદ્યાવૃદ્ધિ અને અભ્યાગમચરણદ્વારા પ્રચુરધનનો લાભ થશે.

---

1 Tariff ૨ કોર.

* એ સમયમાં આપણા દેશની તક્ષણકળાવાળાં નાનાવિધ રૌપ્ય પાત્રો અને અલંકારો ઇંગ્લંડમાં વેચાયા. જેનો ભાવ એક તોલે આઠ શીલિંગનો આવતો ! ! એથી આ શમાં દોઢ ક્રોડ રૂપિયા યુરોપથી આવ્યા, અને આ લેખકને પણ મોટો લાભ થયો હતો.

# કવિતા અને સંગીત.

( મળેલું * )

( અનુસંધાન પૃષ્ઠ ૨૩૬ થી )

કવિતા અને સંગીત એ બનેની વચ્ચે આત્મતત્ત્વનો ન છૂટે હેવો સબન્ધ આ પ્રમાણે છે એ તો આપણે જોયું, પરંતુ હાના પરિણામમા એક પ્રશ્ન ઉત્પન્ન થાય છે. પ્રથમ એ કે કવિતા અને સગીત એ બને એક બીજાથી અસંબદ્ધ અને સ્વતન્ત્ર રહી સકે કે કેમ ? અને બીજો એ કે એ બે કળાઓને સાથે સાંકળવાથી એ બેમાંથી કોઇ એકને લાભ છે કે હાનિ ? પ્રથમ પ્રશ્નને સમ્બન્ધે તો સ્પષ્ટ જ છે કે કવિતા તેમ જ સંગીત પોતાની સ્વતન્ત્ર વ્યક્ત સ્થિતિયે રહી ન સકે એમ નથી. અલિપ્તસંગીતનો સ્વતન્ત્ર વિષય જ છે એ આપણે પ્રથમથી જ સ્વીકાર્યું છે કવિતાને વિશે આ પ્રશ્નના સબન્ધમાં એટલી ખાત્રીથી નહિ કહી શકાય સર્વ કવિતા ગેય જ હોય એમ તો દૃઢ નિયમ બાધવો અશક્ય જ છે, અને તેટલે અંશે કવિતા સંગીતથી સ્વતન્ત્ર રહી સકે છે એમ કહેવામાં બાધ નથી. પરંતુ આપણે જોઇ ગયા છિયે કે પાશ્ચાત્ય સાહિત્યમા પણ અગેય કાવ્યો સુધા ગુંજનનો યોગ્ય વિષય બને છે. તો તે દૃષ્ટિયે, ગુંજન તે સંગીતનો જ સીમાડાપાસેનો પ્રદેશ હોવાને લીધે, કવિતા સગીતથી તદ્દન મુક્ત રહીને સ્વતન્ત્ર રહી ન સકે એમ કહેવું પડશે. સંગીતના વિષયની સ્વતન્ત્રતા વધારે મોટી છે, કેમકે હેની શક્તિ તથા હેનું શુદ્ધસ્વરૂપ એક જૂદા જ અને કાંઇક વિશાળ પ્રદેશમા સંચરણ કરે છે, જો કે હેમા એક પ્રકારની અવ્યક્તતા ( indefiniteness ) હોવાને લીધે જેમ લાભ તેમ હાનિ પણ છે. સંગીતના—અલિપ્ત સંગીતના—આ સ્વતન્ત્ર, નિર્વિકલ્પ સ્વરૂપનો મહિમા એક દૃષ્ટિયે વિશેષ છે; જે શક્તિ વ્યક્ત શબ્દોમાં નથી તે અવ્યક્ત સંગીતમા સમાયલી છે. સંગીતનું આ સ્વરૂપ નીચેના ઉતારાઓમાં સબળ રીતે બતાવાયું છે:—+

## Abstract Music.

"The effect of Abstract Music—that is, music without words—upon the soul, though vague, weird, and undefinable, is so incontestible and all-powerful, that its immediate origin in nature itself can hardly for a moment be doubted. Musical combinations and progressions seem at times to recall something that does not belong to the present order of things, and to inspire almost a conviction that in another existence only will the full scope and significance of Abstract Music be understood."

H. DEACON.

"The manner in which a Musical sound arrests the attention of a child too young to understand, or of an animal, is a strong proof of its being a special sense of which we shall perhaps know more in another existence."

H. DEACON.

---

* લખનાર રા. રા. નરસિંહરાવ ભોળાનાથ.

+ "Music in Song," by Koelle, pp 93—94.

mighty and the cause of definite truths, the influence of distinct moral goodness."

કવિતા અને સંગીતના આમ અન્યોન્ય પોષક સમ્બન્ધથી એક તત્ત્વ એ ફલિત થાય છે કે કાવ્ય અને હેને માટે નિયોજેલું સંગીત એક બીજાને અનુકૂલ હોવા જોઇએ, આ બન્નુ પ્રકાર પ્રદર્શન કરવું એ મૂળ પ્રેરણ હોવાને લીધે કાવ્યના શબ્દોમા સંગીતમય અને ભાવમય મૂર્તિ ધારણ કરવાની એક પ્રકારની અન્તર્ગત પ્રબળ ઇચ્છા અને લાગણી સ્ફુરવી જોઇયે, તેમ જ તે શબ્દોના ભાવનું અનુરૂપ પ્રતિબિમ્બ પડવાને હેના સંગીતમા યોગ્યતા હોવી જોઇયે આ તત્ત્વ તેમ જ કવિતાના સમ્બન્ધથી સંગીતને હાનિ નથી થતી, એ તત્ત્વ પ્રતિપાદિત કરવાને બ્રાઉનનું વચન વળી સાંભળીયે —*

"But what is more likely to interest us is a much simpler doctrine which they (Wagner and his followers) have enunciated—viz, that when words and music are to go together, each should be suited to the other Since Music expresses emotions the verbal forms which seek to be conveyed by it must have in themselves an innate want and desire for pure sentimental expression' This leads Wagner to the rejection of ordinary subjects for 'musico poetical' expression, and the adoption of mythical and supernatural ones, but there would seem to be no other reason why emotions rightly associated with the simpler and commoner facts of life should not be made the subject of some kinds of musical treatment Only, it must be remembered that, as Wagner points out, 'it is only the power of expressing distinctly the separate and individual that Music gains by its blending with worded utterance' Thus we are led to the common sense conclusion that the value of this blending depends upon the conditions that the ideas verbally expressed shall be worth caring about, and that the emotions they are fitted to arouse shall be rightly and with as much detail as possible, expressed by the music. 'The free expression of intense and abundant feeling in Poetry,' says Hueffer, writing on behalf of Wagner, 'is but too often encumbered by the speculative structure of language, while, on the other hand, the soaring flight of Music lacks a starting point of strictly defined and recognisable pathos Music and Poetry therefore, by both their powers and weaknesses, are referred to each other's aid, and the result of their combination will be of a higher order than is attainable by either of them in their separate state'"

આ ઉતારાના છેલ્લા વાક્યમાં કવિતા અને સંગીતના સંયોગના પરિણામનું જે સૌન્દર્યનું ઊંચું સ્વરૂપ વિશેષે કરીને બતાવ્યું છે હેનો એક જાતિ-અનુભવ નોંધવા લાયક છે. અમદાવાદના મુક્તિફોજના મકાનમાં એક પ્રસંગે હું કુતૂહલનો પ્રેર્યો ગયો હતો. તે સાંઝના પ્રોગ્રામમાં લખેલું હતું કે "God's daughters will sing" અને ખરે હેમાંની એક

* 'Fine Arts," pp 186—187.

ભક્તઓનું પ્રાર્થના સંગીત હેતુ તો હૃદયને દિવ્યતામાં તરાવે હેવું સ્વર્ગીય હતું કે તે ક્ષણે એ ગાનારીને "God's daughter"ની પદવી સંપૂર્ણ હકથી મળી લાગતી હતી સંગીતનો ઉત્તમોત્તમ ઉપયોગ ભજનકવિતામાં એ પ્રસંગે સિદ્ધ થયો. એ પ્રાર્થનાગીતના ગાનવિધાનના સૌન્દર્યની છાપ અનુભવથી જ મેળવી સકાય. હેવું સ્વરૂપ બતાવવાને વાણી અસમર્થ છે. માત્ર એટલું જ કહી સકાય કે–કવિતા અને સગીત એ બે દિવ્યકલાઓના સંયોગનું સૌન્દર્ય હાવે પ્રસંગે જોતાં સહજ ઉદ્ગાર થઈ જવાનો કે:—

"વાસ કરી અનન્તતાને દ્વાર
કવિત સંગીત વસો ચિરકાળ."

---

## પ્રાચીન ક્ષત્રિયમહિલાની મહત્તા.

(એક સંવાદ.)

(મળેલું)

(રાજમહેલમાં સ્વર્ગસ્થ દાહિરરાજાની રાણી અને તેની સખી બેઠાં છે, પરિચારિકાઓ ઉભીછે; ને દ્વારપાલ પ્રવેશ કરે છે.)

દ્વારપાલઃ—રાજકુમારની સમીપમાંથી દૂત આવ્યો છે; અને માતુઃશ્રીની અનુમતિ, સમીપમાં સમાચાર આપવા આવવા માટે યાચે છે.

રાણીઃ—યુદ્ધક્ષેત્રમાંથી જે કોઈ આવે તેને અનુમતિની અપેક્ષા ની કે સમય અસમય પૂછવાની જરૂર નથી; ત્હેને તુરત લઇનેજ આવવું. હું સર્વદા ત્હેને મળવા તત્પર જ છું. યુદ્ધક્ષેત્રમાં મ્હેં મ્હારા એકના એક આંધળાની આંખ—દુઃખિનીના શેષ અવલંબન—પ્રાણધન પુત્રને ત્હેના પિતૃહન્તા યવનોના શિર છેદવા મોકલ્યો છે. તો માતાની પાસે પુત્રની કુશળવાર્તા લાવવામાં આવા આડંબરની જરૂર નથી; માટે જા, ને દૂતને જલદી તેડી લાવ.

(દ્વારપાલ જાયછે ને દૂતને લઈ પાછો આવેછે.)

દૂતઃ—(નમન કરીને) દાસ પ્રણામ કરેછે.

રાણીઃ—ત્હારું કલ્યાણ થાઓ. યુદ્ધક્ષેત્રમાં તો મંગળ છે? રાજકુમાર કુશળ છે?

દૂતઃ—હું સંગ્રામસ્થળથી નથી આવતો; પરંતુ રાજકુમાર તો કુશળ છે.

રાણીઃ—(ઉદ્વેગથી) યુદ્ધક્ષેત્રમાંથી નથી આવતો તો રાજકુમારની કુશળતા કયાંથી જાણી?

દૂતઃ—એમણે સંગ્રામસ્થળનો તો ત્યાગ કર્યો છે.

રાણીઃ—(વધારે ઉદ્વેગથી) કાં, સૈન્યસંગ્રહ કરવાને અર્થે?

દૂતઃ—નહિ; ટીડની પેઠે ઉભરાતી યવનસેના સામે સૈન્યસંગ્રહ તે કેટલો કરવો? યુદ્ધમાં જયલાભની હવે જરાપણ આશા નથી.

રાણીઃ—(ગંભીર સ્વરે) દૂત! તો શું એ કાયર પુત્ર યુદ્ધ છોડી ભાગી ગયો? અને તું

શુ આવા વજ્રપાતસમા દારુણ સમાચાર લઈ અહીં આવ્યો? ( ખેદથી ) હાય! એના મૃત્યુના સમાચાર કા ન લાવ્યો ?

દૂત—જનની! એવી અમંગલ વાર્તા ન બોલો

રાણી—આ પ્રસંગે પુત્રનું મૃત્યુ એ મ્હારે મતે મંગલ વાર્તા છે, અમંગલ નથી હા! કાપુરુષ ! ક્ષત્રિયસંતાનને મૃત્યુનો ભય!

દૂત;—મ્હને રાજકુમારે માતુશ્રીના ચરણમા નિવેદન કરવાની અનુમતિ આપી છે કે "યવનસેનાના હાથમાથી છૂટવાની આશા નથી, માટે જેમ બને તેમ શીઘ્રતાથી સર્વે જણે એકઠા થઈ લજ્જારક્ષણાર્થે કોઈ એકાન્તસ્થાનનો આશ્રય કરવો." અને પોતે પણ નિર્ભયસ્થાન શોધવાજ ગયા છે

રાણી:—( ક્રોધથી ) બહુ સારુ, ભલે એ નિર્ભયસ્થાનનો આશ્રય લે. અમે તો એ યવન સેનાપતિ ( જે અન્યાયી રીતે લડાઈ કરતો હોવાથી તેતું નામ લેવું પણ અનુચિત ગણીએ છિયે અને ) જે લટારો અને મિથ્યા નરઘાતક છે, તેને યોગ્ય દંડ દઈ પછી અનુગમન કરીશુ.

દૂતઃ—જે યવનસેનાપતિના હાથથી વીરકેસરી દાહિરરાજ રણમા રોળાયા, અને જેના ભયથી વીરવ્રતાચારી પુત્રે પલાયન કર્યું, તેની સામે શું આપ સ્ત્રી છતા...

રાણી:—ક્ષત્રિયદૂતના મુખમાથી કેવી અમર્યાદાની વાત! આ શુ તુ ક્ષત્રિયદૂતને છાજતા વાક્ય બોલેછે? ભારતનારી અને ક્ષત્રિયકન્યા શુ યુદ્ધમાં અસમર્થ છે? શિયાળના ભયથી શુ સિંહણ પલાયન કરે છે? પણ જણાય છે કે યવનોના અપવિત્ર ઉચ્છ્વાસને લીધે ત્હારો ક્ષાત્રધર્મ લુપ્ત થયોછે. હા! ભારતભૂમિ! ત્હારે હવે યવનોના પાદપ્રહાર સહવાનો સમય આવ્યો! હવે ત્હારા સંતાનગણોની કેવી દુર્ગતિ થશે! અરે! તે કેવા નીચ અને નિર્માલ્ય થશે? અત્યારથીજ ત્હેનાં પૂર્વલક્ષણો દેખાય છે નહિ તો શુ ક્ષત્રિયસંતાનના મુખમાંથી આવી અમર્યાદ વાત બહાર નીકળત? સ્વદેશનો ઘોર ઉત્પાત કરનાર મ્લેચ્છોની વિરુદ્ધ અસ્ત્રગ્રહણ કરવામાં વિમુખ થઈ કયો ક્ષત્રી પલાયન કરતો? યવનોનો ચરણસ્પર્શ થતાંજ ભારતજનોની મતિમા આવો વિકાર થયો, તો ભવિષ્યની ગણના કરતા હૃદય ભેદાઈ જાય છે!

દૂત—આપે યવનસૈન્યની સંખ્યા, એનો ઉત્સાહ ને સાહસ અને તદુપરાન્ત યવનસેનાપતિનું પરાક્રમને યુદ્ધકૌશલ્ય દીઠાં હોત તો મ્હારો આપ આમ અન્યાયથી તિરસ્કાર ન કરત હુ સ્વદેશાનુરાગી છતાં સત્યનું ગૌરવ ઓછુ કરી શકતો નથી.

રાણી—કાપુરુષ પાસે જે સત્ય છે તે વીર પાસે મિથ્યા છે મૂર્ખજનો જેને સત્ય માનેછે તેને જ્ઞાનીજનો અસત્ય કહીને હસે છે. તુ યવનસૈન્યનો આડમ્બર જોઈને બ્હી ગયો છુ, પરંતુ સ્વાભાવિક વીરપુરુષને શુદ્ધક્ષત્રિયસંતાન તેને તૃણવત્ તુચ્છ સમજેછે. શત્રુના લાખ જનોમાં તે એકલો અડગ રહેછે. બાયલાની પેઠે કદાપિ તે મૃત્યુનો ભય ધરતો નથી

દૂત.—આપ રાજમહિષી છો, હું ચાકર છુ આપનાં વાક્યોનો પ્રતિવાદ કરવો મ્હને ઘટતો નથી.

રાણીઃ—દૂત! હું અન્યાયથી અધિકાર ગ્રહણ કરવા નથી ચહાતી. ત્હારે જે કહેવું હોય તે કહે. સત્ય કહેવામાં વ્યક્તિવિચારની આવશ્યકતા નથી.

દૂતઃ—નહિ, મ્હારે કાંઈ કહેવાનું નથી; સમયજ મ્હારાં વાક્યની સત્યતા સિદ્ધ કરશે.

રાણીઃ—હું પણ ઉત્સુક હૃદયથી તે સમયનીજ રાહ જોઈ રહીછું. દૈવની કૃપા વિના યવન સેના કદિ જયવંત થવાની નથી, પરંતુ રણવિમુખનો સહચર પોતાનાં વાક્યની સત્યતા સિદ્ધ કરવા ત્યાં હાજર ક્યાંથી હશે?

દૂતઃ—મ્હને વિલંબ થવાથી રાજકુમાર ઉદ્વેગી થશે. તેમની આજ્ઞા લઈ હું અંહી આવ્યો છું, ને જે નિવેદન કરવાનું હતું તેમાં દાસે કાંઈ બાકી રાખ્યું નથી. હવે કેવળ જવાની રજા લેવાજ ઉભોછું.

રાણીઃ—દૂત! તું એ ક્ષત્રિયાધમને કહેજે કે "હાહિરરાજનો પુત્ર આવો કાપુરુષ હોય" એ વાતપર લોકો વિશ્વાસ નહિ કરે; પરંતુ મ્હારા ચરિત્ર ઉપર સંદેહ કરશે. જેથી હવે હું એ કુલાંગાર પુત્રનું મુખ જોવા નથી ચહાતી. યવનોના ઉચ્છ્વાસ-સ્પર્શથી તેનું તેજ જો સંપૂર્ણ લોપાયું ન હોય તો તેણે પોતાના રક્તથી આ મહાપાપનું પ્રાયશ્ચિત કરવું. હું તો મ્હારા સ્વામીહન્તાને યોગ્યશિક્ષા દઈ ક્ષત્રિય-કુળનું આ મહાકલંક ધોઇશ. ને પછી મ્હારા મહાપુરુષની અનુગામિની થઇશ.

દૂતઃ—જો યુદ્ધમાં જવાનો આપવાનો આમ દૃઢનિશ્ચયજ હોય તો હું રાજકુમારને જઇને કહું કે સત્વર પાછા આવે

રાણીઃ—આ રાજ્યમાં કાપુરુષોને માટે સ્થાન નથી, ને પુત્રને માટે ક્ષત્રિયકન્યા એ નિ-યમનો ભંગ પણ કરવાની નથી. રાજનિયમ બધાને સરખી રીતે લાગેછે.

દૂતઃ—તો ત્યાં વધુમાતા પણ નહિ આવે?

રાણીઃ—એ વાત એને પૂછો.

દૂતઃ—એ ક્યાં હશે?

રાણીઃ—તેમને અહીં બોલાવુંછું (દાસીને) દાસી! વધુ કમલાદેવીને સત્વર બોલાવ

દાસીઃ—જેવી આજ્ઞા. (જાયછે ને કમલાદેવીને તેડી પાછી આવે છે.)

કમલાદેવીઃ—(પ્રણામ કરીને) માતુઃશ્રી! આ દાસી સેવામાં હાજર છે

રાણીઃ—(હાથથી આશિષ્ દેતાં દેતાં) આ દૂત તમને તેડી જવા આવ્યો છે. ઈચ્છા હોય તો જવાનો ઉદ્યોગ કરો.

કમલાઃ—ક્યાં તેડી જવા? યુદ્ધમાં! (આનંદથી) ભલે. જખમી અને પીડિત સેનાની ખબ-રદારીમાં જોડાવું એ ક્ષત્રિયકન્યાનું પરમ સૌભાગ્ય છે.

રાણીઃ—યુદ્ધક્ષેત્રમાં કોની પછવાડે જશો? ત્યાં તમારૂં કોણ છે? રણવિમુખની પછવાડે જાઓ.

કમલાઃ—રણવિમુખ કોણ? આપનો પુત્ર?

રાણીઃ—મ્હારો પુત્ર તો જીવતો જ નથી.

કમલાઃ—(ચકિત થઇને) તો શું હું વિધવા છું? એ યુદ્ધમાં હણાયા છે?

રાણીઃ—નહિ; તમારો સ્વામી રણવિમુખ થયો છે.

કમલા:—(શોકમાં) આપ ગુરુજન થઈ શા અપરાધે મ્હારો આમ તિરસ્કાર કરોછો ? શું હું રણવિમુખની પત્ની છું ?

રાણી:—આ તિરસ્કાર નથી, સત્ય વાત છે.

કમલા—જો તિરસ્કાર નહિ ને સત્ય હોય તો આ પણ શું સત્ય છે કે આપનો પુત્ર રણવિમુખ છે ? ને હુ આપની પુત્રવધૂ છું ?

રાણી:—જે રણવિમુખ છે તે મ્હારો પુત્ર નથી. ક્ષત્રિયનારી રણવિમુખ કાપુરુષને ગર્ભમાં ધારણજ કરતી નથી.

કમલા:—ને જે રણવિમુખ છે તે મ્હારો પતિ પણ નથી. ક્ષત્રિયકન્યા રણવિમુખ ભીરુને પતિભાવે ગ્રહણજ કરતી નથી

રાણી:—તો શું તમે પણ મ્હારી પેઠે એ ક્ષત્રિયકુલાંગારનો ત્યાગ જ કર્યો ?

કમલા:—(ગંભીરતાથી) હા, કર્યો જ.

રાણી:—(ઉલ્લાસથી) પુત્રી ! ત્હારી જનેતાને ધન્ય છે જે રત્નગર્ભા દૈવકૃપાથી ભાગ્યવતી છે. આવા નરાધમ પુત્ર કરતાં ત્હારા જેવી વીરકન્યાનેજ જન્મ મ્હેં આપ્યો હોત તો વંશ પવિત્ર થાત ને ક્ષત્રિય નામને આવું કલંક ન બેસત ખરે ! ત્હારી જનેતા ત્હને જન્મ આપી પવિત્ર ધન્યભાગ્ય બની છે. પુત્રી ! મ્હારા દારુણ દુઃખમાં મ્હને આટલુંજ અવલંબન છે કે તું મ્હારા ગૃહની લક્ષ્મી છુ. (બોલતાં બોલતાં આંખમાં જળ ભરાય છે.) ઈશ્વર તને દીર્ઘાયુ કરો. દૂત ત્હારી આજ્ઞાની વાટ જોઈ ઉભો છે તેને કહેવુ હોય તે કહી વિદાય કર.

કમલા—( દૂતને ) દૂત ! તું મ્હારાં વચનોનીજ આકાંક્ષા રાખી ઉભો હો તો કહેજે કે...

દૂત—આ સેવકને જે આજ્ઞા કરવી હોય તે પત્રમાં......

કમલા:—હું પત્ર લખી હવે લેખિનીને કલંકિત નહિ કરું. જિહ્વાને અપવિત્ર કરવાની ઈચ્છા પણ નહોતીજ; પરંતુ કેવળ ગુરુજનની આજ્ઞાથીજ કહુ છું કે તું પેલા (આત્મીયતાના વાક્યે હવે વ્યવહાર કરી શકતી નથી; તે) રણભીરુ પુરુષને કહેજે કે તમે જે વંશમા જન્મ લીધો છે તેનું તમને જરાપણ સ્મરણ થયું હોત તો તમે મ્હને રણવિમુખની સહચરી બનાવવા કદાપિ ન ધારત. વળી " હુ આ વીરવ્રતાચારી મહદ્દંશના પુત્રને નામે પ્રસિદ્ધ છું " એટલું સ્મરણજ તમને થયું હોત તો તમે તમારા પિતૃહન્તા યવનોને ફળ આપ્યાવિના કાપુરુષની પેઠે પલાયન ન કરત. સ્વદેશની સ્વાધીનતા, પિતૃકુલની મહત્તા અને પતિવ્રતાની પવિત્રતાથી પણ જો એમનું જીવન વધારે મૂલ્યવાન હોય તો તું એમને કહેજે કે સિંહથી નાસતા શિયાળની પેઠે પ્રાણ લઈ જ્યાં ઈચ્છા હોય ત્યાં પલાયન કરવું. મ્હારે માટે એમને શોચવું નહિ પડે. મ્હારુ કર્તવ્ય શું છે તે હું જાણું છું ક્ષત્રિય કન્યા પલાયન કરી પ્રાણની રક્ષા કરવા નથી ચહાતી પ્રાણ દઈને પણ તે પોતાના ગૌરવની રક્ષા કરેછે. પલાયન કરવાથી પણ કોઈ ચિરકાલ મૃત્યુના મુખમાંથી બચી શકતું નથી; તો તમે ક્યાંથી જ બચી શકશો ? કહેવાનું એટલું જ છે કે હું સ્વર્ગીય મહાત્મા દાહિરરાજની પુત્રવધુ છું; કોઇ રણવિમુખની નહિ. ( બાષ્પાવરુદ્ધ કંઠે ને આંસુથી છલકાતે લોચને પાછી ખસી જાયછે. )

દૂતઃ—તો શું આ દાસ વિદાય થાય?
રાણીઃ—( બાષ્પાવરુદ્ધ કંઠે ) હાં; ઠીક.
દૂતઃ—તો આ દાસના પ્રણામ ગ્રહણ કીજીયે.

( જાયછે )

( * રાણી અચેતન થઈ ભૂમિઉપર પડેછે. )

સ. ૧૯૫૬
ચૈત્ર કૃષ્ણપક્ષ અમાવાસ્યા
રવિવાર. રાણા કડોરણા.

ज. का. पाठक

---

## રાજ્યનું મૂળ.

( મળેલું )

( અનુસન્ધાન પૃ૦ ૨૫૯ થી )

ઉપરનાં અવતરણો ઉપરથી આપણે અટકળ કરી શકીએ કે પ્રથમ મનુ જ્યારે આર્યાવર્તમાં આવ્યો ત્યારે તે આર્યોના મુખી તરીકે આવ્યો હશે. આર્ય કુટુંબોએ ગામો વસાવ્યાં. દસ્યુની સાથે લડવું પડયું એટલે ગ્રામ-સમુદાયો એકઠા થયા ને રાજ્ય સ્થાપિત થયું. ગ્રામ-સમુદાયની સભા ચાલુ રહી. મુખી રાજા થયો, પણ પ્રથમ તેને સભાની ઇચ્છા પ્રમાણે વર્તવું પડતું. પણ રાજ્યના નિભાવ માટે રાજા તરફ લોકોની આશંકિતતાની જરૂર હોવાથી, ધીમે ધીમે રાજા સ્વતંત્ર થતો ગયો, ને આખરે સભા નામની થઈ રહી. આર્યોએ પંજાબ અને તેની પૂર્વ તરફનો દેશ વસાવ્યો તે પણ ગામ વસાવીને, અથવા દસ્યુનાં ગામ પડાવી લેઇને. નવાં ગામો સ્વતંત્ર વસાવવામા આવે તે જ્યાં સુધી છુટક છુટક રહે ત્યાં સુધી તેઓ ગ્રામ-સમુદાયની સ્થિતિમાં રહે.

જ્યારે ગામો એકઠાં થાય ત્યારે રાજ્ય સ્થાપિત થાયછે. રાજ્યના કાર્ય માટે શહેર બંધાયછે. શહેરમાંજ રાજ્યનું કાર્ય સમાપ્ત થાયછે. જાનમાલનું રક્ષણ શહેરમાંજ મળેછે. તેટલા માટે જ્યારે કુશિક ઋષિએ પોતાના પુત્રોને પ્રજાનું રક્ષણ કરવાનું કહ્યું ત્યારે તેઓએ શહેર વસાવ્યાં. આ વાત રામાયણમાં આવેછે. વિશ્વામિત્ર ઋષિ પોતાના વંશની હકીકત આપતાં કહે છે કે

तानुवाच कुशः पुत्रान् धर्मिष्ठान् सत्यवादिनः ।
क्रियताम् पालनं पुत्रा धर्म प्राप्स्यथ पुष्कलम् ॥ ४ ॥
कुशस्य वचनं श्रुत्वा चत्वारो लोकसत्तमाः ।
निवेशं चक्रिरे सर्वे पुराणां नृवरास्तदा॥५॥वा०रा०बाल०३२सर्गः

---

* આ વૃત્તાન્ત ઇ સ ૭૧૭ માં મહમ્મુદ કાસિમે આલોરના દાહિરરાજા ઉપર ચડાઈ કરી, રાજાને રણમાં રોળ્યો; રજપુતો પોતાનાં બૈરાં છોકરાંને ચિતામાં સળગાવી કેશરિયાં કરી રણમાં પડ્યા; ને કાસિમે આલોરને બાળી મૂકયું; તે પ્રસંગનું છે.



Reg No B 196

# સુદર્શન.

તન્ત્રી
પ્રોફેસર આનંદશંકર
બાપુભાઈ ધ્રુવ એમ એ
એલએલ બી

( ધર્મ-ગૃહ-સાહિત્ય-ઇતિહાસાદિ વિદ્યા અને તત્સમ્બન્ધી વિચાર. )

( આદ્ય દ્રષ્ટા—' એક અભેદમાર્ગપ્રવાસી ' બ્રહ્મનિષ્ઠ મણિલાલ નભુભાઈ )

---

" सत्यं परं धीमहि "—भागवतम्

પુસ્તક ૧૫. અંક ૧૧. ] ( માસિક. ) [ ઑગસ્ટ ૧૯૦૦.

## કોયલને.

( M Bruce ના "To the Cuckoo" ઉપરથી )

( મળેલુ )

રોળા.

સ્વાગત, સુદર, કુજમહીં વસનારી ! તૂને,
વસંત કેરી રમ્ય મનોહર દૂતિ ! તૂને,
વનનો તુજ આ વાસ હવેજ મહેશ સમારે,
તે વનવૃક્ષો ગાન તુને સ્વાગતનાં ગાયે ! ૧

જ્યારે પુષ્પો કરે સુશોભિત લીની ભૂમિને,
તે વેળા તુજ મધુર સુરો નિશ્ચય સુણીયે,
છે કો તારો જોડ તુને આ પથ બતાવે,
કે જે વર્ષ વહી જતા તણું ભાન કરાવે ? ૨

અહીં આવી દેનાર મુદા મુજ મનને તુહે !
કુસુમસમય અભિવદુ તુજ સાથે હુ આનંદ
ને, કુસુમિત આ કુંજમહીં પક્ષિ મજુલના,
સુણું છુ હું આ ગાનતણા સુર મીઠા મીઠા ૩

વિધાર્યા કો બાલ ફરતો તરુકુંજોમાં,
તોડી લેવા પુષ્પ ગુલાબ તણાં સોહાતાં,
સુણીને એકાએક વસંતતણા નવ સ્વને,
શ્રવણસુભગ તુજ ગાનતણો પ્રતિશબ્દ કરે તે ૪

આંબે આંબે મ્હોર સલૂણા ઝૂલે જ્યારે,
શબ્દપૂર્ણું તુજ સ્થાન મહીં તુ ઊડી આવે;
અતિથિ તુ થાય પછી બીજે સ્થલ વર્ષે વર્ષે,
એમ ફરી અહિં વસંત બાજીને અભિવદે. ૫

* * * * *
* * * * *

રે, જો ઊડી સકુ હુ તો ઊડું તુજ સંગે !
ને, આપણ બે પાખ્ય યક્ષ જે ભર્યાં આનંદે,
ઊડી ફરિયે સર્વ ભૂમિમંડલ પ્રતિ વર્ષે,
સલુણી સુંદર વસંતના સહચર આપણ બે.

ભ્રમર.

---

## “ નિર્ણય. ”

( મગેહું. )

હરિ વિના કો સુખનો દાતા રહ્યો નથી તુજનેય,
આ જગમાં જે સાર દિસે વિષસમ તે સમજીને રહિશ તો રૂહેવાશે અયિ.
નહીં તો વિષમ વિષ ઉભરાશે—રહિશ તો૦

અનુભવે મ્હોટા પુરૂષોના નિશ્ચય સત્ય ધરીય,
કે સહુ સંસારનું સુખ નશ્વર મોહક અને ક્ષણિક—રહિશ તો૦

સોહાય ન સૌભાગ્ય તુજને જો દેવાંગના,
અસ્થાને એ ભાવ તો સર્વત્ર દિસે મને.
અવિરત આંસુધાર સકારી તારી કદી,
અંતરમાં અંગાર રહેશે પૂં શેણું કરી.
“ ઓ, મા ! હાય ” વારંવાર,
અશ્રુધાર્યું બકાઈ જશે;
સુણી તે વજ્રની ય કમાન,
પણ હૈયાનિ ભસ્મ થશે.

હૃદયદ્વાર તવ, મર્ત્ય સુખોને માટે બંધ થયું—
સહસા અનર્થ આ ઉપજ્યો ને દાઈ ગઈ તું વેલી—

હરિ તુજ સહાય કરે એ.

પ્રભુ પ્હોંચાડે જો જલ તૂંને તો તવ જીવન આશ,
નહિં તો અસહ્ય દુઃખ ભારે તૂં મૂકીશ ઊંડી હાય,—
પછી શું થશે તારૂં હા!

રમશે રાસ ધ્રુતકાં ત્રાસ,
હૃદયાગારમાં તારા;
દમશે સર્વ સુખની આશ,
દહશે પૂર્વની સુખરાશ.
રમ્યું સુખ રંગને ઉછરંગ-
માં કુમળું હયડું તારૂં,
થશે હા! મ્લાન ને સ્મશાન,
સમ તે ઘોરને કાળું
કુસુમશય્યા ગઇ તારી,
અનલશય્યા પરે સવુ.
નિર્મેલૂં વિધિ ક્રૂરે,
અહહ! હતભાગ્ય એ કેવુ!
થયો ઉલ્લાસનો ને હાસ-
નો હા! હ્રાસ તવ વદને.
અતિશય આર્ત્ત મુખમુદ્રા,
શિળી તવ દીન શી છળશે!
હૃદયહોલ્રા પરે તારી,
સતત ધખશે અનલની જ્વાલ.

× × × ×

મૃદુલ લતા તવ પતિભક્તિની કરમાવા ન દઈશ,
સિંચી તેને વારવાર હૃદયામૃતથી તૂં.
સજીવન રાખી દૃઢ નિયમોથી બ્રહ્મચર્ય આચરજે,
ને પૂર્ણ ભક્તિરસમા ડૂબીને અન્ય સૂખ વિસ્મરજે
ને બ્હેની, આ અમોઘ દિસતો કાળ કાલ વહિજાશે,
પછી તને એ નાથ તાહરો મળશે "અનંત ધામે."
અનઃપર માનસિક જીવને,
સહૂ સુખને સમેટીને.
રહિશ બાલે તો મળશે નાથ,
સુખો સર્વે તને મળશે
હૃદય-કમલમા નાથ તારા નિવસે કોમલ,
તેનું કરીને ખાણુ અશ્રુથી અભિષિંચજે;
પ્રવાલનું હિરોબ્જ તેપર સ્ફટિકનું બાણુ,
સ્વર્ણરેખ તવ નાથ-પ્રતિબિમ્બ આલેખજે

વગેરે બાબતોનો વિચાર કરવાનો હોય છે, ત્યારે ત્યાં કેટલો શોરબકોર અને ખટપટ પ્રવેશ કરે છે, અને ત્યાં કેવો ઈનસાફ થાય છે! વેદશંકર શાસ્ત્રી, પથ્થરશકર જાની, ગોળમટોળ શેઠ વગેરે મહાજનો કેવી ખુબીથી ફેંસલો આપી દે છે, કે જેના ઉપર કોઈ પણ પ્રકારની અપીલ જ થઈ શકે નહીં! અને જ્યારે પક્ષાપક્ષી બહુ થાય ત્યારે જ્યાં તડ પડવા શિવાય બીજો ઈલાજ જ નથી! હવે અંગ્રેજી કોર્ટોની ન્યાય ચલાવવાની રીત જુઓ. જેમનો કેસ ચાલતો હોય તે પક્ષકારો, અથવા તેમના વકીલ બારિસ્ટરો શિવાય જ્યાં બીજા કોઈને બોલવાની છૂટ નથી; મુદ્દા બહાર કે પુરાવા બહાર વિવેચન થઈ શકતું નથી; આડા અવળા નકામા સવાલ પુછતાં ન્યાયાધીશો તરત અટકાવે છે; જ્યાં ન્યાયાધીશને ખરૂં સત્ય ખોળી કાઢવાની ઉલટ હોય છે; અને જ્યાં ન્યાયાધીશ શાંતપણે બન્ને બાજુની હકીકત અને દલીલો સાંભળી નિષ્પક્ષપાતપણે ઈનસાફ આપે છે; આપણા ખાનગી વહીવટમાં જ્યાં કેટલાકને ત્યાં ભીંતે નામાં હોય છે, ત્યારે અંગ્રેજ સરકારનો એકાઉંટંટ જનરલ આખા ઈલાકાની તીજોરીઓ ઉપર કેવી સખત દેખરેખ રાખે છે અને પઈની ભુલ માટે બે રૂપીયાની ટીકટો અગાડી વસુલ કરે છે ત્યારે જ છોડે છે. સેક્રેટેરીયેટમાં એક 'કૉમા' કે 'સ્પેલિંગ'ની ભુલ માટે કલાર્કોની ધુળ ખંખેરી નાખવામાં આવે છે; ત્યારે આપણે ત્યાં એક મિત્રને સાધારણ કાગળ લખવામાં બે ત્રણ ચેહેરમચેહેરા થયા વગર રહેતા નથી. જ્યારે ખુદ નામદાર હાઈકોર્ટના જડજો ન્યાયાસને અગીયારને ટકોરે આવી બિરાજે છે, અને ઠરાવેલે વખતે તમામ કારકુનો પોતાના ટેબલો પાસે ગોઠવાઈ જાય છે, અને રેલવેની ગાડી એક મિનિટ પણ ભલભલાને વાસ્તે ખોટી થતી નથી, એ વાત તો મશહૂર જ છે; ત્યારે આપણે ત્યાં લગ્નપ્રસંગે વરઘોડાનું પાંચ વાગ્યાનું ઈજન હોય છે ત્યારે સાત વાગે વરઘોડો વેહેલામાં વેહેલો નીકળે છે. ૭ વાગે મીટિંગનું કામ ચલાવવું હોય ત્યારે પાંચ વાગ્યાની નોટિસો કાઢવી પડે છે. જ્યારે કોઈ અંગ્રેજ ગૃહસ્થની મુલાકાત લેવા ઠેરવેલે વખતે તમે નહીં જાઓ તો એ તેનું મોહું અપમાન થયલું સમજે છે, અને પછીથી મુલાકાત લેતો નથી; ત્યારે આપણા મોતીલાલભાઈએ એમના મિત્ર રામલાલભાઈને ત્યાં ત્રણ વાગે મળવાનો વાયદો કર્યો હોય, ત્યારે ચારેક વાગે આંખ ચોળતા પોતાને મકાનેથી નીકળી સાડાચાર વાગે પોતાના મિત્રના મકાન ઉપર આવી કેહે છે કે "યાર, સેહેજ ઉંઘ આવી ગઈ." જ્યારે આપણે ઘણીખરી બાબતોમાં અનિયમિત છઈએ, ત્યારે અંગ્રેજ લોકો "Order is Heaven's first law." એ નિયમને શ્રદ્ધાપૂર્વક અનુસરીને પોતાનું સર્વ તંત્ર ચલાવે છે. ઉપલા સર્વ ગુણોને લીધે લક્ષ્મી એમના ઉપર મેહેરબાન છે. અને જ્યાંસગી એ ગુણો આપણે ગ્રહણ કરીશું નહીં ત્યાં લગી આપણા ઉપર લક્ષ્મીનો કૃપાકટાક્ષ થવાના નથી, અને આપણે સુખી અને આબાદ થવાના નથી."

ઉપર મુજબ વિચારોમાં તલ્લીન થઈ ગયલો હું રસળતો રસળતો મારા મકાન પર ગયો. વાળુ કર્યા બાદ પણ આવા તર્કવિતર્કોથી મારૂં મન ઘેરાયા કરતું હતું. આશરે રાત્રે દશેકને સુમારે હરિસ્મરણ કર્યા બાદ હું નિદ્રાદેવીને વશ થઈ ગયો. મધ્યરાત્રે મને નીચે મુજબ સ્વપ્ન આવ્યું.

મને એમ લાગ્યું કે—ચાર દિવ્ય પુરુષો મને એક વિમાનમાં બેસાડી આ સૂર્યમંડળની પણ પેલી પાર લઈ જાય છે; નારાયણના નામની તેમને ધુન લાગી રહી છે. "શાં-

કુંતલા" માં દુષ્યત રાજાએ માતલિને જે પ્રશ્ન કર્યો હતો તેવો પ્રશ્ન પૂછવાની મને ઘણી ઈચ્છા થઈ, પણ મારો બોલવાની હીંમત ચાલી નહીં તે લોકો મારી તરફ કંઈ પણ લક્ષ આપ્યા શિવાય પોતાના કામમાં જ મશગુલ હતા. થોડી વારે વિમાનની ગતિ ધીરી થવા માંડી અને તે થોભ્યું. એક મોટું દિવ્ય મંદિર મારી દૃષ્ટિએ પડ્યું. આજુ બાજુ અલૌકિક કુસુમોનો એક વિસ્તીર્ણ બાગ હતો તે ઇંદ્રના નંદનવન-જેનો ખ્યાલ આપણને કલ્પનામાં જ આવે-તેને પણ આંજી નાંખે એવો હતો. જાણે આકાશગંગાનું મૂળ હોય એવો એક સુંદર ઝરો બાગની પાસેથી વહેતો હતો. પેલા પુરૂષો મને ઉતારીને મંદિરના દ્વાર પાસે લઇ ગયા. બે દિવ્ય પુરૂષો દ્વાર પાસે ઉભા હતા તે અમને જોઇને દોડતા અંદર ગયા. અને "અંદર લાવો" એમ ત્વરાથી પાછા આવી ખબર આપી. પેલા પુરુષો મને લઇને અંદર ચાલ્યા. આ મંદિરની રચના, ઠાઠ, અને સુંદરતા જોઈ મારી અક્કલ હેરત પામી ગઈ. શુધબુધનું ઠેકાણું રહ્યું નહીં. રત્નજડિત, રોનકદાર કનકના થાંભલાવાળું, ચોગરદમ હીરા મોતી વગેરે જવાહીરોથી મઢેલું, જાણે કુબેરની અલકાપુરી તેની આગળ એક ઝુંપડું હોય એવું ભવ્ય મકાન હતુ "જય" "જય" શબ્દોનો ધ્વનિ ત્યાં થઈ રહ્યો હતો, 'હરિ' નામની ત્યાં લેહે લાગી હતી, અને 'નારાયણ' શબ્દનો વીણાનાદ ત્યાં ચાલુ થઈ રહ્યો હતો. સુવર્ણની સાંકળોવાળા હીરાના હીંડોળા ઉપર ત્રણ દેવીઓ ઝુલતી હતી, ત્યાં મને લઈ ગયા. અને થોડે છેટે મને ઉભો રાખી પેલા દિવ્ય પુરુષોએ નમન કર્યું. તેમનું જોઈ મેં પણ નમન કર્યું. મને જોઈ હીંડોળો ઝુલતો હતો તે બંધ કરાવવામાં આવ્યો. અને કેટલીક દેવાંગનાઓ હીંડોળાની આજુ બાજુ વેરાઈ ગઈ. અનુપમ પુષ્પોથી ભરેલા પંખાઓથી પેલી દેવીઓને પવન નાખવા મંડી ગઈ. વચમાં જે દેવી બેઠી હતી તેણે મારી સાથે નીચે મુજબ ભાષણ કરવા માંડ્યું:—

"મૃત્યુલોકના વસનાર, આજ ખાસ કારણે મારા પાર્ષદો મારફત મેં તને તેડી મંગાવ્યો છે. તારા દિલમાં તારા દેશને વાસ્તે દાઝ અને લાગણી છે તે જોઇ મને આનંદ થાય છે. આ મારી આસપાસ મારી બે મોટી બેન છે. અને તેમને પણ મારા જેટલી જ તારા દેશને વાસ્તે લાગણી છે. હમે કોણ છીયે તે તને તારી મેળે જ થોડીવારમાં માલુમ પડશે. એક વખત તો તારો દેશ અમને અમારી આંખની કીકી સમાન હતો. અને આર્યભૂમિ અમને પ્રિયમાં પ્રિય હતી. દુનીયામાં જ્યારે બીજી પ્રજાઓની ગણતરી પણ હતી નહીં તે વખતે તમારા દેશની જાહોજલાલી પુરેપુરી ખીલી હતી. ગુહ્યમાં ગુહ્ય ધર્મરહસ્ય તમને સોંપવામાં આવ્યું હતુ. અને વિદ્યા, કળા, કૌશલ્ય વગેરેએ જાણે તમારા દેશમાં જ વાસ કર્યો હતો. જંબુદ્વીપમાં ભરતખંડ સોનાની ટોચપર હતો. જે ભૂમિના કલ્યાણાર્થે સાક્ષાત્ ભગવાન્ વિષ્ણુએ દશાવતાર ધારણ કર્યા હતા તે ભૂમિને લક્ષ્મી ઐશ્વર્ય ને વિજયની શાની ખોટ હોય! પણ તે સમયના લોકો કૃપાને પાત્ર હતા. કોઇપણ દેશનું કલ્યાણ કે અકલ્યાણ તે દેશના લોકોના જ હાથમાં ઘણે દરજ્જે હોયછે, અને હાલની તમારી સ્થિતિને વાસ્તે તમે પોતે જ જવાબદાર છો. દૈવનો દોષ કાઢવો મિથ્યા છે. આ ડાબી બાજુએ બેઠેલી મારી મોટી બેન છે, અને જેના વિના એક ક્ષણ પણ હું રહી શકતી નથી તેનો તમે અનાદર કરવામાં બાકી રાખી નથી. તમારા હાલના બ્રાહ્મણોએ સ્વાર્થથી 'વિદ્યારૂપી રત્ન જેમ મર્કટની કોટે હાર બાંધ્યો હોય' તેમ તોડી તોડીને ફેંકી દીધું છે. 'ખરું જ્ઞાન વ-

ધારવા કરતાં હાલી પંડિતાઈ અને જ્ઞાનનો ડોળ કરવામાં, સત્ય હોય પણ અરૂચિકર હોય તો તેનો તિરસ્કાર કરવામાં, અર્થના અનર્થ કરવામાં, બીજી વર્ણુપી જ્ઞાનનું રહસ્ય છુપાવવામાં, દેશને વિશ્વાસઘાત કર્યો છે. વિદ્યારૂપી રત્ન પોતાની કને રહે અને બીજા કોઈનાં કબજામાં જાય નહીં એવા સ્વાર્થથી જ્ઞાનનો ફેલાવો નહીં કરવામાં તેમણે પોતાનું ડાહાપણ માન્યું છે. માત્ર શબ્દ વાસ્તે લડાલડી કરી હાલી બકવાદો કરી, નકામા પુસ્તકોનો કચરો વધારી દીધો છે. મારા પ્રિય પતિએ જે જ્ઞાનામૃતરૂપી ભગવદ્ગીતાનો બોધ કર્યો છે તેનો લેશ માત્ર પણ સાર ગ્રહણ કરી શક્યા નથી. પોતાનો ધર્મ સજી પારકાના ધર્મને બાઝવામાં બ્રાહ્મણોએ પોતાનુ શ્રેય માન્યું છે. ધર્મનો બોધ કરવાની જે તેમની જ ફરજ હતી તે અદા કીધી નથી વખતોવખત કેટલાક પ્રસાદી વિદ્વાનો અને સાધુ પુરુષો થયા છે તેમના પ્રતાપથી જ્ઞાનરૂપી દીવાનો પ્રકાશ કેવળ તમારામાંથી નાબુદ થયો નથી, પણ જ્યાં લગી તેઓ સદેહમા રહ્યા ત્યા લગી ચોગરદમ ઝળઝળાટ થયો, પણ પાછળથી "દીવા પાછળ અંધારૂં" થઈ ગયું છે. શાસ્ત્રોનું ખરૂં રહસ્ય બાજુપર મૂકી અજ્ઞાની લોકોને ઊંધા પાટા બધાવ્યા છે. જે તેમને હવે તો એવા તો પ્રિય થઈ ગયા છે કે હવે કોઈ તે છોડવા જાય છે તો રૂચિકર થઈ પડતા નથી. એક કેદીએ પોતાની જીંદગીનો મોટો ભાગ કારાગૃહની કોટડીમા કાઢયા પછી તેને જેમ પાછળથી પોતાની સ્વતંત્રતા પ્રિય લાગી નહીં હતી અને બંદીખાને પાછા જવુ પસંદ કર્યું હતુ, તેમ જ આ અજ્ઞાની લોકોના જ્યારે પાટા છોડવાનો યત્ન થાય છે અને ગ્હેજ ગાંઠને ઢીલી કરવામાં આવે છે તેટલામાં તેમની આંખો ઉપર એટલો બધો તેજનો ઝળઝળાટ આવે છે કે તેમનાથી ખમી શકાતો નથી. તમારા બ્રાહ્મણો જ્ઞાની નથી પણ "જ્ઞાનદગ્ધ બળ્યા ઓગણ્યા" જેવા છે. પોતે જ્ઞાનથી વિમુખ થઈ ક્ષત્રી, વૈશ્ય અને શુદ્રોને પણ વિમુખ કર્યા છે. બ્રાહ્મણોને ભિક્ષાનો અધિકાર એટલા માટે જ હતો કે કોઈ દિવસ વિદ્યાભ્યાસ અને જ્ઞાનની વૃદ્ધિ કરવામાં તેમને હરકત આવે નહીં. અને તેમની આજીવિકા સંબંધી તેમને કોઈ દિવસ પંચાત રહે નહીં. પણ તેમને જ્ઞાની કરતાં તાલેવંત અને માની થવુ વધારે પસંદ પડ્યું. રાજાને સારી સલાહ આપી સુબોધ કરવા કરતાં રાજ્યખટપટ અને રાજ્યપ્રપંચમાં તેઓએ ભાગ લેવા માંડ્યો. સદાચાર, જ્ઞાન અને સદ્વર્તનના ઉપર આ લોક તથા પરલોકના સુખનો આધાર છે. તે વાત બાજુપર મેલી, બ્રાહ્મણોને દાન જ કરવામાં સર્વે ઉપનિષદોનો સાર સમાયલો છે, અને મહાપાતકોનો પણ નાશ થાયછે એવી અજ્ઞાનીના મન ઉપર અસર કરી, સદાચારરૂપી દીવો તેમણે રાણો કર્યો છે. પેટને વાસ્તે ગુલામગીરી અને દાસત્વ કબુલ કર્યું. જે બ્રાહ્મણોને રાજાઓ પગે પડતા તેમના પ્રતાપી વંશજોમાંના કેટલાકને, પૈસાના સ્વાર્થ માટે હલકા માણસને આપ "રાજાધિરાજ છો," "કુબેર ભંડારીના અવતાર છો" અને ધનવાન ગણિની ઓઓને પણ "બા, આપ સાક્ષાત્ જગમાયા છો" એવી ઉપમા આપતાં લાજ આવતી નથી. ઢીંગલા ઢીંગલી પરણાવવામાં પણ અનુમોદન આપ્યું, અને તે આગતને અંગીરસના આશાર્થ પણ શોધી કાઢયા. કહો પાંચ પાંચ અને સાત વરસના બાળકો 'ક્રોદાત્ કસ્માદ્દદાત્' એ વાક્યનું રહસ્ય શી રીતે સમજી શકે? જાતબળ કોરે રાખી ઈશ્વરે આપેલી બુદ્ધિ અને ઇંદ્રિયો બાજુપર મુકી કેવળ અમુક જપ કરવાથી અને અમુક મંત્રો ભણવાથી કલ્પવૃક્ષ પ્રાપ્ત થઈ શકે છે એવો ડોળ રાખવો શરૂ કર્યો. દેશકાળ અને સ્થિતિને અનુસરીને તમારા નિયમોને અમલમાં મુકવાની રીતિમાં તમે ફેરફાર કર્યો નહં.

પણ "ગધેડાનું પુંછડું પકડયું તે પકડયું." એ કહેવતને અનુસરીને સર્વ વ્યવહાર કર્યો શબ્દના બાહારના અર્થને વળગી અંદરનું રહસ્ય ભુલી ગયા. જ્ઞાનકાંડ કરતાં કર્મકાંડ વધારે પસંદ કર્યો–કુદરતના નિયમોનું અવલોકન કરી નવા જ્ઞાનનો વધારો કરવાનું તો ભાન શાનું હોય, પણ જેટલું જ્ઞાન મળ્યું હતું તેટલું જ્ઞાન પણ સાચવી શક્યા નહીં. માન તમને હતું નહીં, પરંતુ તમારી વિદ્યાને હતું. અને તે જ કારણથી આ મારી મોટી બેન તમારા તરફ મોહું ફેરવીને બેઠીછે અને રોષની આંખોથી જુએછે.

ક્ષત્રિયો પણ પોતાનો ધર્મ સમજ્યા નહીં. રાજ્યનીતિને અનુસરીને વર્ત્યા નહીં. રાજાએ પોતાની રૈયતને મા બેન સમાન ગણવી જોઇએ, એ ધર્મમાંએ ચૂકયા. કરણ રાજાએ ગુજરાત શાથી ગુમાવ્યું ? ચાંપાનેર અને જુનાગઢના મંડળીકના નાશ સંબંધી તમારામાં શી દંતકથા ચાલે છે ? રાવણવધ અને દ્રૌપદીવસ્ત્રહરણની કથા તમે ભુલી ગયા ? રામ રાજાએ સીતા જેવી સતીનો પણ લોકમતના માન ખાતર, તેની પવિત્રતા અને નિર્દોષતાની સંપૂર્ણ ખાત્રી છતાં, રાજ્ય ઉપર મિથ્યા કલંક આવતાં "યથા રાજા તથા પ્રજા" થાય નહો એ કારણસર ત્યાગ કર્યો હતો, ત્યારે તમારા રાજાઓ એથી ઉલટું લોકમત બાજુપર મુકી વર્તવા લાગ્યા ! એકપત્નીવ્રત મુકી અનેક રાણીઓ કરવા માડી ત્યારે માંહોમાંહે ફાટફુટ થઈ. પીત્રાઇને શોકના દીકરાને ગાદી જાય તો પોતાનો કાબુ જાય એ બીકથી રજપુતાણીઓએ પોતાનો અસલ ગર્વ મુકી દઈ હલકી વર્ણના છોકરાઓને રાજ્યપુત્રોમાં ખપાવી દીધા. રાજાઓએ એશઆરામમાં પડી રાજ્યતંત્ર કારભારીઓને હાથ જવા દીધું. અને તમારા કહેવાતા ડાહ્યા કારભારીઓએ રાજાની અજ્ઞાનતા અને મોજશોખનો પુરેપુરો લાભ લીધો. અફીણ ગાંજો મદ્યાદિક વ્યસનોથી તેમને માલ વગરના કરી મુકયા. પરદેશગમન તો ધર્મને બાહાને બંધ થયું હતું, એટલે પરરાજ્યના બંધારણની તેમ જ બળ–હુનર–કળાકૌશલ્યની માહિતી તે શાની મળે? પણ એક હિંદુસ્તાનમાં પણ ફરી વળી એકમેકની રાજનીતિથી વાકેફ થઈ સલાહસંપનો વધારો કર્યો નહીં. કલહ, કંકાસ, દ્વેષ અને કિલ્મિષ મારા પ્રિય સત્વગુણી પતિને પ્રિય નથી. તેઓ શુદ્ધ પ્રેમના ભુખ્યા છે. તેઓ જે જગ્યાથી દૂર રહેછે ત્યાંથી દૂર રહેવામાં પણ મારો પત્નીધર્મ સમાયલો છે. રાજાઓ માંહોમાંહે લડે એટલે ગરીબ બિચારા વૈશ્યો શું કરે ? સમુદ્રગમન બંધ થયું, એટલે વેપાર ડુબ્યો. થોડાંક ખુલાં મુકેલાં બંદરે સફર કરે તો ચાંચીયા લુંટી ખાય સ્વદેશમા લક્ષ્મીનો વૈભવ બતાવે તો ચાડીયાઓ ઘર લુટાવવા હાજર જ. આબાદાનીનું મુખ્ય બંધારણ જાનમાલની સલામતીપર છે. તે જ્યાંલગી અસ્થિર હતી ત્યાં લગી દેશમાં આબાદાની શાની થાય. બિચારા પૈસાવાળાઓને પણ મેલાં કપડા પેહેરી બેચાર થીગડાં મારી બાહાર નિસરવું પડે. શેહેરની કોતવાલી એટલી બધી બાહોશ કે સાંજ પડે સ્ત્રીયોથી ઘરની બાહાર નિકળાય નહીં. લાંચરૂશવત લેવી એ તમારા જુના વખતના અધિકારીઓનો હક. "રાજા તો રોટલી આપે છે, શાકભાજીની તકતેવડ તો અમારે જ કરી લેવાની છે. રાજ્યદરબારે અને દેવદર્શને કંઇ ખાલી હાથે જવાય છે?" આ તમારી જુના વખતની બ્રિટિશ રાજ્ય થતાં પેહેલાની રાજ્યનીતિ !

સ્ત્રીવર્ગની તો એટલી આબાદ રક્ષા કરવામાં આવેછે કે કેટલીક જગ્યાએ તો સૂર્યચંદ્રને પણ તેમના ઉપર પ્રકાશ નાંખવો મુશ્કેલ થઈ ગયો છે, તો ગાવર માણસનું તો

શું ગજું!–કાચી વયે ઘરસંસારની વિટંબણા–વિદ્યાના નામનું તો મીંડું–જ્ઞાનશાસ્ત્ર કરતાં ડોશીશાસ્ત્રમાં કુશળતા! આડોશીપાડોશી અને ન્યાતજાતની કુથલી એ વિદ્યાવિલાસ! સાસુ નણંદ દેરાણી જેઠાણીની વઢવાડો એમાં વક્તૃત્વનું ભૂષણ! મોટા મોટા હકો માગો છો, પરંતુ ઘરમાં તમારી સ્ત્રીઓ કે જેના ઉપર તમારો ભવિષ્યની સંતતિ અને દેશના ઉત્કર્ષનો આધાર છે તેમની સ્થિતિ સુધારવા કેટલો પ્રયત્ન કરો છો? ભાઇ તો જ્યારે 'પૉલિટિકસ્', 'રેપ્રિઝેંટેટિવ ગવર્મેંટ,' 'લોકલસેલ્ફ ગવર્મેંટ' 'લેજીસ્લેટિવ કાઉન્સિલ' સંબંધી મોટા મોટા તડાકા મારે, ત્યારે બાઇની દૃષ્ટિમર્યાદા "મેહેલ પીતાંબરા અબર માહારૂ" અને "ઑરા આવો તો કહું એક વાતડી બીહારીલાલ" એની બાહાર જઈ શકે નહીં! છોકરાંની માવજત તો એટલી બધી સરસ કે રડે તો બાળાગોળી તૈયાર જ છે! વૈદકસંબંધી સલાહકારમાં જુઓ તો કોઈ ઘરડાં વખતકાણી! વિદ્યાવિનોદમાં જુઓ તો દયારામભાઈ! ધર્મશાસ્ત્રીમાં જુઓ તો સ્વાર્થંભટ ગોર અને વ્યવહારતંત્રમાં જુઓ તો વેંગણભટ જોશી, અને સંગીતશાસ્ત્રની કેળવણી તો બધી રોવા કુટવામાં આવી ગઈ છે! બિચારા નરસિંહરાવ ભોળાનાથ અને મૌલાબક્ષ નકામો બોધ કરી માથું પકવે છે. કોર્ટોમાં વિદ્વાન અને ધર્મમૂર્તિ ન્યાયાધીશોની કને જુબાની આપવાની જરૂર પડે તો 'ઘર બાહાર નિકળવાનો અમારો દસ્તુર નથી, કમીશનથી જુબાની લો.' પણ નદીએ નાહાવા જવામાં અને કપડાં ધોવા જવામાં નીતિમર્યાદાને લેશ માત્ર પણ ધોકો પહોંચતો નથી. અને ભલે, ત્યાં લાગ આવે તો કોઈ શોખીન ફોટોગ્રાફ પાડી લે! કન્યાદાનનો અર્થ તો કેટલીક જગ્યાએ કન્યાવિક્રય કહીએ તો ચાલે એમ છે બાળલગ્નની પ્રજા તો બાલ જ રહે તેમાં માણસાઇનાં લક્ષણ ક્યાંથી આવે? આફરીન છે! હજાર આફરીન છે, તમારી અકલ હોંશીયારીને! મારી તમારા ઉપર કૃપા થાય એ વાસ્તે તમો અહોરાત્ર મારી પ્રાર્થના કરોછો. પણ જે ગુણોથી હું તમારા ઉપર પ્રસન્ન થાઉં તે ગુણો ખીલવવામાં તમો પછાત છો. તમારા દેશની મુખ્ય આબાદીનો આધાર તમારી ખેતી ઉપર છે, ત્યારે ખેડુતની સ્થિતિ સુધારે તેને ચારે રસ્તે દોરવવા તમારા તરફથી કેટલા પ્રયત્ન થાય છે? વિલાયત અને અમેરિકામાં કૃષિકર્મ કેવા ધોરણ ઉપર ચાલે છે તેનો તમને ખ્યાલ આવેછે? તમારા દેશમાં ખેડાણ વગરની કેટલી જમીન પડતર પડી છે તેને ફળાવી તેનો લાભ કેમ લેતા નથી? ખેડુત ઉપર તમારા શાહૂકારો અહેજ રહેમદીલીથી કેમ જોતા નથી? તમારા દેશમાંથી ઘણા જણ વિલાયત બારિસ્ટર થવા જાય છે ત્યારે તમારા શ્રીમંત જમીનદારો કેટલાક ચંચળ જુવાનોને ખેતીવાડીનો અનુભવ લેવા કેમ મોકલતા નથી? તમારી મિલના એજંટો જેમનો આધાર મારા રૂના પાક ઉપર છે તેઓ ખેડુતની સ્થિતિ સુધારવા કેમ પ્રયત્ન કરતા નથી? તમારા શ્રીમંતો ખેડુતને મદદ કરવા કોઈ બૅંક કે કંપની કેમ કાઢતા નથી? ખેડુતના બાળકોને કૃષિકર્મનું શિક્ષણ આપવા કેમ શાળાઓ ઉઘાડતા નથી? ગાડરીયા પ્રવાહની માફક મિલ ઉપર મિલો બંધાતી જાય છે. ત્યારે શું દેશમાં બીજા કોઈ પણ પ્રકારનો ઉદ્યોગ ખિલવવાનાં સાધનો નથી? આ દુકાળ વખતે યુરોપીયન અમલદારો અને યુરોપીયન પ્રજાઓ તમારા દેશને કેટલી બધી મદદ કરેછે! ત્યારે શું તમારી ફરજ નથી કે ખેડુતની સ્થિતિ આવા સંકટ વખત નિરાધાર નહીં થઈ જાય એવાં આગમચથી પગલાં લેવાં, કે જેથી કરીને દુકાળ જેવા શત્રુ સામે ટક્કર ઝીલવા તેઓ શક્તિમાન થાય? ખેડુત હમેશાં દેવામાં દબાયલો રહે નહીં તે વાસ્તે

સાંસારિક સુધારા કરવાની શું તમારે જરૂર નથી ? લગ્ન વખતે અને બીજા પ્રસ્તુત વખતે નિયમિત ખરચ કરવામાં આવે એ બાબત દરકાર રાખવાની શું તમારી ફરજ નથી ?

તમારા બાળલગ્નના ચાલને કાઢી નાંખો. વિદ્યાભ્યાસ પરિપૂર્ણ થતાં સુધી બ્રહ્મચર્ય પાળો. દેશ-પરદેશના ઇતિહાસોનું નિષ્પક્ષપાતે અવલોકન કરી તમારી ભુલો સુધારો. બ્રહ્મ અને માયાના ઘણા ઊંડા વાદવિવાદો કેવળ કેટલાક-થોડા-સમજુ જ્ઞાનીને સોંપી, સ્વદેશ-ભક્તિ-નીતિ-પવિત્રતા-ઉદ્યોગ-સંપ-ઉદારતા-ઈશ્વરશ્રદ્ધા-કળાકૌશલ્ય વગેરે ગુણો અભ્યાસ કરો. તમારી સ્વભાષાના સાહિત્યને ખીલાવો. એક શેક્સપીયર ઉપર કેટલાં પુસ્તકો લખાયાં છે તેનો વિચાર કરો. અને તમે તમારા કાળિદાસ, ભવભૂતિ, પ્રેમાનંદ, સામળના જીવન અને લખાણો પાછળ કેટલાં પુસ્તક ભરી કાઢયાં છે તેનો વિચાર કરો ! દેશપરદેશ મુસાફરી કરી ત્યાંની રાજ્યનીતિ, ઉદ્યોગ-હુનર-કળા કેળવણી વગેરેની રીતેથી વાકેફ થાઓ. તમારા દેશની જમીન કેવા કેવા પાકને લાયક છે, અને તેમાં શા શા ખનિજ પદાર્થો સંતાયલા છે તેનો શોધ કરો. સ્ત્રીકેળવણી પાછળ પૂરતું લક્ષ આપો. હાલની સ્ત્રીઓ ભવિષ્યની પ્રજાની માતાઓછે એમ જાણી તેનો યોગ્ય સત્કાર કરો. કુટુંબમાં થતો કલહ કંકાસ દૂર કરો, સહેજ માંહોમાંહેની ધનની તકરાર બાબત કોર્ટની દેવડીયે ચઢવા કરતાં એ સારા સમજુ માણસની સલાહ પ્રમાણે નિકાલ લાવી પૈસાથી ખુવાર થતા બચો. 'લાલ પાણીનું' સેવન હરામ સમજો, કુછંદોને નવ ગજના નમસ્કાર કરો, એશઆરામ ને લાલાઈ બાજુપર મુકી એક દિલથી જ્ઞાનનો વધારો કરો, તમારા પવિત્ર ધર્મશાસ્ત્રોને વળગી બહારના ઉપચારોને નહીં વળગી રહેતાં તત્ત્વ સંબંધી વિચાર કરો. જ્યાં લગી વ્યવહારિક સ્થિતિમાં છો અને પારમાર્થિક સ્થિતિમાં નથી ત્યાં લગી કર્મ વળગેલું જ છે, જ્યાં લગી જાગૃત અવસ્થામાં છો, અને સ્વપ્ન કે તુર્યાવસ્થામાં નથી ત્યાંલગી બધા વ્યવહારને અનુસરીને ફલાકાંક્ષા વગરનાં કર્મ કરવાં એ તમારી ફરજ છે. દેવને ઉંચા હાથ જોડી પગે લાગી મદદ માગશો તો તે મળવાની નથી-આશા ફોકટ છે. જેટલી તમને શારીરિક અને માનસિક શક્તિયો ઈશ્વરે બક્ષેલ છે તેને બરાબર કેળવી ખીલવી ઉપયોગમાં લેશો અને તેનો અનાદર કરશો નહીં તો તે તમને કામધેનુરૂપ થઈ પડશે, અને દેશનું કલ્યાણ થશે. મારો પાલન કરવાનો ધર્મ છે માટે આટલું તમને કહેવાની ફરજ છે તેથી કહ્યું છે, નહીંતર, આ મારી જમણી બાજુએ બેઠેલાં વડીલ છે તેની ઓળખ બરાબર રાખજો-એમનો કાલદંડ વગરબોલે એનું કામ કર્યા જાય છે-અનીતિને રસ્તે ચાલશો, તમારી બુદ્ધિનો દુરુપયોગ કરશો-તમારા હરકોઈ પ્રકારના ધર્મમાં કોઈ પણ રીતે ચુકશો તો નક્કી યાદ રાખજો કે આ કાલદંડના સપાટામાંથી કોટિ ઉપાયે બચવાના નથી. તમારાં કર્મોની, તમે અને તમારા પરીયાનાં પરીયાં હમેશને વાસ્તે યાદ કરો, એવી તમને યોગ્ય શિક્ષા થશે. અને આ કાળદંડ તમને હળાહલ સમાન લાગશે. અને સદ્વર્તન અને નીતિથી ચાલશો તો એ કાળદંડ બદલાઈ જઈ અમૃતનો કળશ થઈ પડશે જેના સુધાપાનથી તમો ચિરકાલ આબાદ અને સુખી થશો."

લક્ષ્મીદેવીનાં આ વચનો સાંભળી મારા તો હાંજા ગગડી ગયા પગ ધ્રુજવા લાગ્યા, ગાત્ર શિથિલ થઈ ગયાં, અને પડું પડું જેવો થઈ ગયો અને છપાંચ કરી જવાને લાગ શોધવાની તજવીજમાં હતો. એવામાં મારી આંખ ઉઘડી ગઈ અને મને માલમ પડયું કે આ તો કેવળ સ્વપ્નું છે.

લી. સેવક, મુનિ.

# ગુજરાતી ભાષા

( મળેલું ). *

( અનુસન્ધાન પૃષ્ઠ ૧૩૨ થી ).

૩૬. મેલું—( શાળાપત્ર પુ. ૩૭, અંક ૮, પૃ. ૨૩૭ )—

આ શબ્દમાંના એકારનો ઉચ્ચાર પ્હોળો થાય છે અને ત્હેનું કારણ પ્રાકૃત मइलं- માં अइ, એમ અવયવ છે તે જ. આ વિશેષ નિયમ ઉપર ઓકારને વિશે કહ્યોછે ત્હેવો જ છે. વિશેષ ચર્ચા મ્હારા જોડણીના પુસ્તકમાં પૃષ્ઠ ૩૫ થી ૩૯ માં બતાવેલ છે. ( હેમચન્દ્ર પણ मइल અને मालिण, એમ બને રૂપ આપે છે ).

૩૭. હેઠું-હેઠે-હેઠલું-( શાળાપત્ર, પુ. ૩૭, અ. ૮, પૃ ૨૩૭—આ શબ્દોના પૂર્વરૂપ हेट्ठ-हेठी-हेठिलं પ્રાકૃતમાં છે, એમ શાળાપત્ર લખેછે. એ વાત ખરી છે કે પ્રાકૃતમાં એ શબ્દો વપરાયલા છે, પરંતુ સંસ્કૃત अध શબ્દ ઉપરથી વિકાર પામીને हेट्ठ બનવો અશક્યવત્ લાગે છે. વધારે સંભવિત એ છે કે हेट्ठ શબ્દ દેશી ભાષામાંનો હોઈ પ્રાકૃતમાં પ્રચલિત થયેલો હેમચન્દ્રે शीघ्रनो वहिल વગેરે એ પ્રકારના આદેશ આપ્યા છે, તે દેખીતા જ સંસ્કૃતભિન્ન દેશ્ય ભાષાના છે; તે જ સ્વરૂપ આ શબ્દનું પણ જણાયછે

૩૮. વનમાળી—( શાળાપત્ર, પુ. ૩૭, અં. ૯, પૃ ૨૫૯–૨૬૦ )—वनमाला એ શબ્દ માટે કૃષ્ણ સંબન્ધી વર્ણન ગૌડવહો–કાવ્યમાંથી શાળાપત્રે આપ્યુ જ છે वनमाली એ જાતે જ કૃષ્ણના વિશેષણ તરીકે અસલ સંસ્કૃતમાં પણ વપરાયેલો છે

धीरसमीरे यमुनातीरे वसति वने वनमाली,

એ જયદેવની ગીતગોવિન્દમાંની પંક્તિ સુપ્રસિદ્ધ જ છે

૩૯. દહાડો—( શાળાપત્ર, પુ. ૩૭, અં ૯, પૃ. ૨૬૦ )—આ શબ્દ दिवस ઉપરથી પ્રાકૃત दिअह શબ્દ થયેલો, તે ઉપરથી આવ્યો છે એ શાળાપત્રે સ્પષ્ટ બતાવ્યું છે. અને હેને डो પ્રત્યય લાગ્યો છે, એ પણ ખરું છે; પરંતુ ડો પ્રત્યયને શાળાપત્ર લઘુતાવાચક કહે છે, તે વાસ્તવિક નથી લાગતું. લઘુતાનો અર્થ હાંમાં છે જ નહિં.

સિન્ધીમાં दिहाडो, એમ दिवसना અર્થમાં કહેવાય છે, તે પ્રાકૃત दिअहडो અને ગુજરાતી 'દહાડો', એ બે સાથે સરખાવતાં, એ બેની વચમાનો ક્રમ દર્શાવે છે.

૪૦. ખાંધ—( શાળાપત્ર, પુ. ૩૭, અં. ૯, પૃ. ૨૬૦ )—આ શબ્દનું સંસ્કૃત તથા પ્રાકૃત મૂળ स्कंध તથા खंध, એ નરજાતિના છતાં ગુજરાતીમાં ' ખાંધ ' નારીજાતિનો શબ્દ છે, એ અજબ જેવું છે, એમ શાળાપત્ર નોંધ લે છે. પરંતુ આ રીતે લિંગભેદ સંસ્કૃત અને પ્રાકૃત વચ્ચે, તેમ જ પ્રાકૃત અને ગુજરાતી વચ્ચે ઘણીવાર જોવામાં આવે છે. સિદ્ધ હેમચન્દ્રના ૮–૧–૩૧,૩૨,૩૩,૩૪,૩૫ અને ૩૬, એ સૂત્રોમાં આ પ્રકારના લિંગના ફેરફાર આપેલા છે; તેમ જ અપભ્રંશ ભાષાને વિશે સામાન્યરીતે लिंगमतंत्रं, એમસૂત્ર અન્તે આપીને લિંગની બાબતમાં અનિયમિત ફેરફારને અવકાશ આપ્યો છે મિશ્ર, એ

* લખનાર—રા. રા. નરસિંહરાવ ભોળાનાથ.

સંસ્કૃતમાં નપુંસકલિંગ છતાં ગુજરાતીમાં પુલ્લિંગ છે, તેમ જ **पक्षः**, એમ સંસ્કૃતમાં પુલ્લિંગ છતાં ગુજરાતીમાં 'પાંખ' એ સ્ત્રીલિંગ છે; પ્રાકૃતમાં **पक्खो** એ પુલ્લિંગ છે. **कक्षः** સંસ્કૃત, **कक्खो** પ્રાકૃત, એ પુલ્લિંગ છે અને તે ઉપરથી થયેલો ગુજરાતી શબ્દ 'કાખ' સ્ત્રીલિંગ છે. સંસ્કૃત **कुक्षिः**, પ્રાકૃત **कुक्खी**, એ પુલ્લિંગ અને તે ઉપરથી ગુજરાતી 'કૂખ' સ્ત્રીલિંગ. સંસ્કૃત **अग्निः**, પ્રાકૃત **अग्गी**, એ પુલ્લિંગ અને તે ઉપરથી ગુજરાતી 'આગ' એ સ્ત્રીલિંગ

૪૧. Accent (અક્ષરપર ભાર)—(શાળાપત્ર, પુ. ૩૭, અં. ૩, પૃષ્ઠ ૭૯ થી ૮૩)—આ વિષય "શાન્ત અકાર"ની ચર્ચા ઉપરથી સ્વાભાવિક રીતે ઉત્પન્ન થયો છે. એ વિષય ઉપર મ્હેં દર્શાવેલા વિચારના સ્વાભાવિક પરિણામ રીતે આ accent ના વિષયમાં પણ તેટલે અંશે મતફેર પડશે. 'કાપડ', 'કાપડુ'; 'કબર', 'કબરસ્તાન'; આ ઉદાહરણોમાં accent ના ફેરફારને પરિણામે અકારનું શાન્તપણું અને ઉચ્ચાર ફેરફાર પામે છે, એમ શાળાપત્રે બતાવ્યું છે, તે બધાં ઉદાહરણો સહિત ઝીણી રીતે તપાસતાં જણાશે કે અકાર શાન્ત મટી ઉચ્ચરિત થાય છે, અથવા ઉચ્ચરિત મટી શાન્ત થાય છે, એમ કાંઇ થતું જ નથી, પરંતુ એકવાર જે અકાર ઉપર accent હતો, તે accent જતો રહેવાથી વજનવિનાનો થાય છે, અને તેથી ઉલટે પ્રસંગે ઉલટો ફેરફાર થાય છે, અને શાન્તત્વ અશાન્તત્વનો ભ્રમ માત્ર ઉત્પન્ન થાય છે.

**रत्न** ઉપરથી 'રતન', **कर्म** ઉપરથી 'કરમ', વગેરે જોડાક્ષર છોડી નાખવાનું પરિણામ થાય છે, તે અન્ત્ય અકારના શાન્તત્વને લીધે નહિં પણ સંયુક્તાક્ષરના સ્વભાવતઃ-સિદ્ધ ઉચ્ચારકાઠિન્યને લીધે. **चित्र** ઉપરથી ક્રિયાપદ 'ચિત્રવું' કરવામાં **त्र**માંનો અકાર સ્પષ્ટ રીતે ઉચ્ચરિત હોવાથી હેને શાન્ત **अ** શાળાપત્ર નહિં કહે. છતાં 'ચિત્રવું' એમ ન થતાં 'ચિતરવું' એમ થાય છે, અને એ ઉદાહરણ સ્પષ્ટ દેખાડે છે કે જોડાક્ષરનો ઉચ્ચાર થવાની મુશ્કેલાઈ, એ જ કારણ છે.

પૃષ્ઠ ૮૦ મે 'મગ્છર', 'મછરું', વગેરે ઉદાહરણોમાં accent ના ફેરફારને લીધે પ્રથમ સ્વરમાં દીર્ઘની હ્રસ્વતાનો ફેરફાર શાળાપત્રે બતાવ્યો છે તે વાસ્તવિક છે. તે જ તત્ત્વને અનુસારે **गुर्जर** ઉપરથી **गूजर** અને **गुजरात**, એ બંને શબ્દો આવ્યા છતાં બીજામાંનો ઊકાર હ્રસ્વ થાય છે, એ પણ શાળાપત્રે પૃષ્ઠ ૮૧ મે બતાવ્યું છે. આ ચર્ચા ઈ. સ. ૧૮૮૮ ના માર્ચ-એપ્રિલમાં મુંબાઈના "ગુજરાતી" પત્રમાં કાંઈક લંબાણથી મ્હેં ચલવી હતી, ત્હેમાં કાંઈક આ પ્રકારનો જ નિયમ બતાવ્યો હતો, માત્ર accent નું તત્ત્વ, એ નામ દઇને બતાવ્યું નહોતું, પણ બીજા સ્વરની દીર્ઘતા, એ પ્રથમ સ્વરની હ્રસ્વતાનું કારણ બતાવ્યું હતું; અને જોવા જઇયે તો બીજા સ્વરની દીર્ઘતા, એ જ તેના ઉપરના accent નું કારણ હોય છે.

પૃષ્ઠ ૮૨ તથા ૮૩ મે આપેલા સંસ્કૃત શબ્દોમાં છેલ્લા અક્ષર ઉપર અને ઉપાન્ત્ય-અક્ષર ઉપર ભાર છે, એમ શાળાપત્ર બીમ્સને આધારે કહે છે, પરંતુ એ ભારના સ્થળ-ભેદનું નિયામક બીજ આપેલાં ઉદાહરણોમાં કાંઈ જણાતું તો નથી. **दीपः** હેમાં છેલ્લા અક્ષર ઉપર ભાર, અને **कोश** હેમાં ઉપાન્ત્ય અક્ષર ઉપર ભાર, એમ શામાટે, તે કાંઇ કળી શકાતું નથી,

૪૨. हो અને छ ધાતુ—( શાળાપત્ર, પુ. ૩૭, અં. ૧૦, પૃ. ૨૯૯ )—छ હેતુ ધાતુનું રૂપ કલ્પવું યોગ્ય છે કે કેમ, તે જરા વિચારવાની વાત છે. ધાતુ એક હોઈ અનેક પ્રત્યયો લાગી રૂપાન્તર થતાં હોય ત્યારે જ ધાતુના નામને યોગ્ય બને છે. छ ધાતુનાં छे શિવાય બીજાં રૂપ સ્મરણમાં આવતાં નથી, તો छ હેવો ધાતુ શા માટે કલ્પવો ? સર્વ ક્રિયાપદોનાં રૂપને માટે સ્હામો જવાબ દેનાર મૂળ ધાતુ જોઇયે જ એ ખરી વાત છે, પરંતુ અપવાદભૂત રૂપને માટે પણ એ નિયમ અચળ રીતે લાગૂ પાડવાની અન્ધપૂજા કરવી એ ઠીક નથી લાગતું. જેમ કેટલાંક ક્રિયાપદોના બધાં રૂપાન્તરો ન થવાને લીધે અપૂર્ણ ( Defective ) ક્રિયાપદો કહેવાય છે, તેમ જ રૂપાન્તરને સંબન્ધે નહિં પણ મૂળ ધાતુને સંબન્ધે હાને પણ અપૂર્ણ ( Defective ) ગણવામાં કશો બાધ નથી. સંસ્કૃત ધાતુ अस् ઉપરથી એ ક્રિયાપદ આવ્યું છે, અને होवुं એ શબ્દ સંસ્કૃત भू ધાતુ ઉપ-રથી આવ્યો છે, અને भूનો અર્થ थवुं અને होનો અર્થ માત્ર અસ્તિત્વનો છે, એટલે छे નો ધાતુ हो એમ કહેતાં પણ, અર્થ પરત્વે યોગ્યતા છતાં, શબ્દસ્વરૂપને સંબન્ધે અયોગ્યતા લાગેછે छे એ રૂપ ઉપરાન્ત छो એ શબ્દ છે; પરંતુ, જો કે अस्तु ઉપરથી દૂરદૂર સમયે થયેલું छउ હેવા પ્રાકૃત રૂપમાથી આ શબ્દ આવ્યો છે તથાપિ, ગુજરા-તીમાં छो શબ્દ ક્રિયાપદરૂપે પ્રચલિત નથી, પણ માત્ર અવ્યયરૂપે. તેથી વાસ્તવિક રીતે छे શિવાય બીજું રૂપ ભાષામાં હાલ નથી.

૪૩. ( શાળાપત્ર, પુ. ૩૭, અં. ૧૧, પૃ. ૩૩૪ )—'ગધેડો', 'ગધાડો.'—આ શબ્દોમાં आ અને ए, એ સ્વરો ઉલટ સુલટ થયા છે, એમ શાળાપત્ર માને છે, અને 'ધરેણું', 'ઘરાણું'; 'ન્હાનું,' 'ન્હેનું', ઈત્યાદિ દૃષ્ટાન્તોનું સામ્ય આપે છે. તેમ જ गर्दभः સં., गद्दहो પ્રા., गद्धो ગુ.–એટલે સુધી આવી પછીથી डो પ્રત્યય લગાડી गधेडो, गधाडो, સિદ્ધ કરે છે. પરતુ હું ધારૂં છું કે આ ઠેકાણે ए તથા आ, એમ વૈ-કલ્પિકરૂપ બનવાનું કારણ, તથા डो પ્રત્યય લાગવાનો ક્રમ, કાંઈક જૂદી રીતે છે. પ્રાકૃત गद्दहो એ શબ્દને જ डो પ્રત્યય લાગી गद्दहडो થયેલું સંભવે છે. પછી હકારનું આ-રંભ તરફ જવાનું વલણ હોય છે તેથી ह, द ની સાથે મળી જતાં घ થયો, અને ह જતાં બાકી રહેલા अનો લઘૂચ્ચારણ યકાર વિકલ્પે થવાથી गद्धयडो અને गद्धअडो એમ રૂપ થયાં; પ્રથમમાં अय નો एકાર બન્યો અને બીજામાં अअ નો आ બન્યો, તેથી गधेडो, गधाडो, એમ યથાક્રમ રૂપ ફલિત થયાં.

---

# રાજ્યનું મૂળ.

( મળેલું.* )

( અનુસન્ધાન પૃષ્ટ ૨૯૯ થી. )

ગ્રીક લોકોમાં પણ રાજ્ય પહેલાં ગ્રામ-સમુદાય હતો. ગ્રીક લોકો પોતે જ માનતા હતા કે રાજ્ય અથવા શહેર ઉદય પામ્યા પહેલાં તેઓ ગામડાંમાં રહેતા હતા. ઐતિહાસિક કાળમાં પણ ગ્રીસ દેશના ઓછા સુધરેલા ભાગમાં લોકો ગ્રામ-સમુદાય તરીકે જ રહેતા હતા. પહેલી વાત માટે ત્યાંના મહાન્ ઇતિહાસકાર થુકીડીડીઝ અને મહાન્ ફીલસુફ એરિસ્ટોટલની સાક્ષી બસ છે. થુકીડીડીઝ પોતાના ઇતિહાસની શરૂવાતમાં જ લખે છે કે (૧.૧,૫,૬) ગ્રીક લોકો પ્રથમ એકત્ર નહોતા, ને તેમનું તમામ કર્તવ્ય ગુજરાન સાધવામાં જ સમાતું. જુના વખતમાં ચાંચીઆનો ધંધો માનપાત્ર ગણાતો. જે ગ્રામસમુદાયો ગઢ વિના રહેતા ને જેઓ એક બે કરતાં વધારે ભેગા થઈ શકતા નહિ તેઓ ચાંચીઆઓનો ભોગ થઈ પડતા. એરિસ્ટોટલ પણ કહે છે કે ગામ કુટુંબોનો સંયોગ છે, અને શહેર અથવા રાજ્ય ગામોનો સંયોગ છે. ઐતિહાસિક વખતમાં પણ ગ્રીસના નહિ-સુધરેલા ભાગમાં રાજ્યની સ્થિતિએ નહિ પહોંચેલા ગ્રામ-સમુદાયો હતા એમ બતાવવા માટે પુષ્કળ પુરાવો છે. થુકીડીડીઝ પોતાના વખતમાં ઈટોલીઆની જે સ્થિતિ હતી તેનું ગ્રામ-સમુદાય તરીકે જ બ્યાન આપેછે. ઓઝોલીઅન લોક્રીઅન્સની પણ તે તેવી જ સ્થિતિ વર્ણવે છે. આરકેડિયન લોકોના ગ્રામ-સમુદાયોને, ઐતિહાસિક વખતમાં જ, એપિનોન્ડાસ નામના ગ્રીક સરદારે એકઠા કર્યા હતા, અને મિગાલો-પોલિસ નામનું શહેર અથવા રાજ્ય સ્થાપ્યું હતું. સ્પાર્ટા-રાજ્ય પણ ગામોનું બનેલું શહેર હતું.

ઈટલીમાં પણ આપણે જુના વખતમાં ગ્રામ-સમુદાયો જોઇએ છીએ. કેટલાએક કસ્બાઓ ત્યાં ગામોના બનેલા હતા.

શહેર અથવા રાજ્ય સ્થાપાયા પછી પણ શહેરની અંદર ગામોના પેટાવિભાગો ટકી રહેલા જોવામાં આવે છે. એથેન્સમાં જીની અને રોમમાં જેન્ટીસ કરીને કુટુંબોના જથ્થા હતાઃ એ પ્રથમ ગ્રામ-સમુદાયો હતા. ઈંગ્લંડમાં પણ આગળના ગ્રામ-સમુદાયના ચિહ્ન તરીકે હજી પણ 'પેરીશો' છે. જીની અને જેન્ટીસ સમૂહો પોતે એક ગોત્રના છે એમ માનતા. રોમની અંદર એક જેન્સનાં માણસો એક જ નામથી ઓળખાતાં હતાં; દાખલા તરીકે કલોડીઆઈ, કોર્નેલીઆઈ, વિગેરે. રોમ અને એથન્સ બન્નેમાં તેઓનું દેવાલય પણ એક હતું. એથેન્સમાં જીનીનો મુખી પુરુષ આખા ગોત્રનો અધ્વર્યુ હતો.

હવે ગ્રામ-સમુદાયમાંથી રાજ્ય કેવી રીતે ઉત્પન્ન થયું તેનો આપણે વિચાર કરીએ. ગામ વસ્યા પછી ગામના લોકોમાં ધીમે ધીમે સ્વદેશીપણાનો સંબંધ જોડાય છે. આ સંબંધ રફ્તે રફ્તે સમગોત્રત્વના સંબંધની જગા લે છે. સમગોત્રત્વનો સંબંધ નબળો પડવાથી ગામોના એકઠા થવાનું વિઘ્ન દૂર થાય છે. અને જો ગામો એકઠાં થવાથી ફાયદો થતો હોય અગર દુશ્મનોને લીધે તેમ કરવું જરૂરનું હોય તો ગામોનો જથ્થો ભેગો થતો

---

*લખનાર—રા. રા. હરજીવન ભગવાનજી શુકલ. બી. એ. એલએલ. બી.

જાય છે. આ પ્રમાણે ગામોનો સંયોગ, જ્યાં સુધી સમુદ્ર અથવા પર્વત જેવી કુદરતી હદ આવે છે ત્યાં સુધી વધતો જાય છે. ત્યાર બાદ જમીન પિતૃભૂમિ તરીકે માણસનાં મન ઉપર બહુ અસર કરે છે.

સ્વદેશીપણાના સંબંધથી ગામોનો સંયોગ શક્ય થઈ શકે છે. પણ તે કયાં કારણોથી થયો ? એરિસ્ટોટલ કહે છે કે જે કુદરતી પ્રેરણાથી માણસો કુટુંબ કબીલામાં જોડાય છે તથા કુટુંબો ગામ વસાવીને એકઠાં રહે છે તે જ પ્રેરણાથી તેઓમાં રાજ્ય ઉત્પન્ન થાય છે. જેમ જેમ જુદી જુદી જરૂરીઆતોની તેમને ખબર પડતી ગઈ તેમ તેમ તેઓ એકત્ર થતા ગયા. રાજ્ય માણસને ખોરાક તથા અગ્નિની પેઠે પોતાના નિભાવ માટે જરૂરનું છે. પ્રથમ રાજ્ય કેવળ જીવન માટે આવશ્યક થાય છે, પણ એક વખત હયાતીમાં આવ્યા બાદ તે ઉત્તમ જીવનનું સાધન બને છે. માણસ કુદરતથી જ રાજકીય પ્રાણી તરીકે નિર્માણ થયેલો છે. તેનામાં બીજા માણસોની સાથે સમાગમમાં આવવાની સહજ ઇચ્છા હોય છે. જેમ નદી કુદરતના પ્રભાવથી જ નીચાણવાળા પ્રદેશમાં થઈ, આસપાસનું વરસાદનું પાણી એકઠું કરી, સમુદ્રમા મળ્યા સુધી અટકતી નથી, તેમ માણસ પોતાના જાતભાઈઓને એકઠા કરી રાજ્ય પ્રાપ્ત કર્યા શિવાય અટકતી નથી. માણસનું આ કુદરતી બળ ભાષામાં રહેલું છે. ભાષાથી તેનામાં વિવેક આવે છે, અને વિવેક એ જ કુટુંબ, ગામ તથા રાજ્યનો પાયો છે. માત્ર જરૂરીઆતને લીધે રાજ્ય તેના ઉપર ફરજ્યાત તરીકે આવી પડતું નથી, પણ તે તેની સ્વાભાવિક શક્તિઓ પૂર્ણરીતે ખીલવવા માટે પૂર્વથી જ નિર્માણ થયેલું છે. રાજ્ય વિના માણસ તદ્દન અપૂર્ણ છે. રાજ્ય તેને અધમતારૂપી નરકમાંથી ઉગારે છે. રાજ્ય વિના માણસમાં સદ્ગુણો આવતા નથી, અને સદ્ગુણો વિના માણસ નીચ પશુ જેવો રહે તેમાં શું શંકા ? માણસમાં જે સારૂં નરસું કરવાની શક્તિ છે તે રાજ્ય વિના વપરાસમાં આવે નહિ. રાજ્ય વિના માણસ સુકાન વિનાનો સુકાની થઈ રહે. માણસને કુદરતે અમુક હદ સુધીની વૃદ્ધિએ પહોંચાડવા માટે ચુંટી કાઢ્યો છે; અને તે કાર્યમાં રાજ્ય એ જ તેનું સાધન છે. માણસના કુદરતી હકો સંકુચિત થવાથી રાજ્ય ઉત્પન્ન થતું નથી, તેથી ઉલટું રાજ્યથી જ તે કુદરતી હકો હયાતીમાં આવે છે. માણસના સ્વભાવના સારા અંશથી જ રાજ્ય ઉત્પન્ન થાય છે. સોબતની ઇચ્છા, વિવેકબુદ્ધિ, પ્રજા ઉત્પન્ન કરી પોતાનું નામ અમર રાખવાની પ્રેરણા, રક્ષણ અને નિર્વાહની જરૂરીઆત, અને ધીમે ધીમે ઉત્પન્ન થતી ઉચ્ચ ભાવનાઓ—આને લીધે રાજ્યની હયાતી છે. એરિસ્ટોટલના આ વિચારો મનન કરવા યોગ્ય છે. રાજ્ય હાલ કેટલાએક ધારે છે તેમ અનિવાર્ય અનિષ્ટ નથી, પણ સૌથી શ્રેષ્ઠ મનુષ્ય-બંધારણ છે.

આપણે રાજ્ય તાબે એટલા બધા વર્ષથી છીએ કે રાજ્ય વિનાનાં માણસોની કેવી ખરાબ સ્થિતિ હશે તેની આપણે કલ્પના પણ કરી શકીએ તેમ નથી. ઘડીઆળની શોધ પહેલાં વખત જાણવાની લોકોને કેટલી મુશ્કેલી પડી હશે એનો આપણને લાંબા વખતના ઘડીઆળના પરિચયથી બરાબર ખ્યાલ આવી શકે તેમ નથી. રાજ્ય વિના કાયદો હોઈ શકે નહિ. કાયદા વિના કોઈ માણસ બીજાનો ભરૂસો કરી શકે નહિ. ત્યારે નીતિની શી આશા ! રાજ્ય માટે પહેલી જરૂરીઆત કાયદાની છે.

ગ્રામ-સમુદાયનાં કાળમાં દરેક કુટુંબ માટે *ગૃહપતિની ઇચ્છા એજ કાયદો હતી, ને ગામ માટે તમામ ગૃહપતિઓ તથા તેમના મુખીની એકત્ર ઇચ્છા કાયદારૂપ હતી. આજ્ઞાંકિતતા ગૃહપતિને તાબે રહેવાથી દરેક જણને શીખવી પડતી. દરેક પુરુષ પોતાના વડવાઓના મુજર્યા પછી ગૃહપતિ થતો, પણ તે સ્થિતિ પ્રાપ્ત કર્યા પહેલાં તેને પોતાના વડવાની સત્તામાં રહીને આજ્ઞાંકિતતા શીખવી પડતી. આ પ્રમાણે દરેકને આજ્ઞાંકિતતા ગળસુથીમાંથી જ પાવામાં આવતી. તોપણ ગ્રામ-સમુદાયના કાળમાં ગૃહપતોઓને કોઇ પણ પુરુષની આજ્ઞા પાળવી પડતી નહિ. ને તેથી ગૃહપતિઓની સભામાં મતભેદ થાય ત્યારે વિચ્છેદ સ્વાભાવિક રીતે થાય એ સ્હેલાઇથી સમજી શકાય તેમ છે. રાજ્ય ઉદ્ભવ પામે ત્યારે જ ગૃહપતિઓ ઉપર ધીમે ધીમે આજ્ઞાંકિતતાની ફરજ નાખી શકાય.

કુદરતનો નિયમ છે કે અમુક નવીન કૃત્ય કરતાં પહેલાં તેને માટે બહુ પ્રયાસ લેવાની જરૂર પડેછે. પણ વારંવાર તે કૃત્ય કર્યા પછી તે કરવાની ટેવ પડેછે અને ટેવ પડયા પછી તે કૃત્ય પ્રયત્ન વિના તથા ઇચ્છા વિના પણ થઇ શકે છે. દાખલા તરીકે હાર્મોનિયમની દરેક કૂંચી ઉપર નવા શીખાઉને બહુ સંભાળથી આંગળીઓ મૂકવી પડેછે, પણ ઉસ્તાદ કાંઇ પણ પ્રયાસ કર્યા વિના, તથા બીજી બાબતો ઉપર પોતાનું ધ્યાન રોકાયેલું હોવા છતાં, પોતાની આંગળીઓ યોગ્ય કુંચીઓ ઉપર મૂકે છે. તેની આંગળીઓ પોતાની મેળે કામ કરતી હોય એમ દેખાય છે. કેટલાએક વિચારકો માને છે કે પ્રથમ પાચનક્રિયા પણ માણસોને પ્રયાસથી કરવી પડતો, પણ ટેવથી હાલ વગરઇચ્છાએ તે ક્રિયા સ્વતઃ થયાં કરેછે. તેવી જ રીતે અમુક ક્રિયા નિરુપયોગી તરીકે છોડી દીધા પછી અત્યંત પ્રયાસથી જ તે ક્રિયા ફરી બની શકેછે. માણસો પ્રથમ ઢોરોની માફક પોતાના કાન હલાવી શકતા, પણ યુગો થયાં તે ક્રિયા નિરુપયોગી તરીકે છોડી દીધેલી હોવાથી હાલ તે બની શકતી નથી, તોપણ કેટલાએક વિદ્વાનો અતિપ્રયાસથી તે ક્રિયા કરી શકેછે. ઇચ્છાના ઉપરાઉપરી વ્યાપારથી ટેવ બધાય છે, અને એક જમાનાની ટેવ બીજા જમાનાને વારસામાં મળે છે. આપણામાં કહેવત છે કે 'બાપ તેવા બેટા ને વડ તેવા ટેટા.' એક જમાનાનાં માણસો જે ક્રિયા બહુ પ્રયાસથી શીખી શકેછે તે બીજાને સહજ થઇ જાયછે. કુદરતના આ નિયમથી જ ઉત્તરોત્તર વૃદ્ધિ થઇ શકેછે. આપણા બાપદાદાઓએ શીખેલું આપણને ફરી શીખવું પડતું નથી, તે તો આપણા ભંડારમાં છે જ. તે ભંડારમાં વધારો કરવાનું કાર્ય જ આપણે કરવું પડે છે.

---

* સર હેનરી મેનના મત પ્રમાણે પ્રથમ ગૃહપતિતાબાનું કુટુંબ હતું. પણ મેકલેનન કહે છે કે પ્રથમ એક સ્ત્રી ઘણા ધણી કરતો, ને તે વખતે સ્ત્રી અને તેનાં છોકરાંનું જ કુટુંબ બનતું. રફતે રફતે એક સ્ત્રી એક કુટુંબના પુરુષોને પરણવા લાગી. બધા ભાઇ વચ્ચે એક સ્ત્રી હોય ત્યારે સૌથી મોટા ભાઇ પ્રથમ જન્મેલાં છોકરાંનો દાવો કરે. એમ થતાં થતાં એક-સ્ત્રી-એક-પુરુષનું ધોરણ દાખલ થયું. કુટુંબની પ્રથમ સ્થિતિ શી હતી તેને પ્રસ્તુત વિષય સાથે સંબંધ નથી. આપણે એટલું જ યાદ રાખવાનું છે કે કુટુંબોના સંયોગથી ગામ બંધાય છે, અને ગ્રામ-સમુદાયોના સંયોગથી રાજ્ય ઉદ્ભવે છે.

તેટલા માટે માણસો જે જે ઉપયોગી બાબતો ગ્રહણ કરેછે તે તે તેમનો ખજાનો થતી જાય છે કુટુંબ કરતાં ગ્રામ-સમુદાય વધારે ઉપયોગી છે તેથી તે પ્રાપ્ત કર્યા પછી ફરી માણસો ગામ છોડી કુટુંબની સ્થિતિમાં પડતાં નથી, તેમજ તેઓ રાજ્ય સંપાદન કર્યા પછી પાછા ગ્રામ-સમુદાયમાં વિખાઈ જતા નથી, તથા કુટુંબમાં શીખેલી આજ્ઞાંકિતતા વિસરી જતા નથી. આ આજ્ઞાંકિતતા રાજ્યને માટે ખાસ જરૂરની છે. ગ્રીકના શ્રેષ્ઠ તત્ત્વજ્ઞાની. પ્લેટો તથા એરિસ્ટોટલ બન્ને કહેછે કે મનુષ્ય ઉપર રાજ્ય ચલાવવું એ ઘણું જ મુશ્કેલીવાળું કામ છે, કારણ કે ત્યારે હજી રાજ્ય લગભગ નવીન હતું, અને લોકોમાં હજી આજ્ઞાંકિતતાની ટેવ જેવી જોઇએ તેવી નહોતી. સોક્રેટિસનું જીવનચરિત લખનાર ઝીનોફોન પણ પ્લેટો તથા એરિસ્ટોટલના મતને પુષ્ટિ આપેછે. ઘણા કાળ થયાં રાજ્યતાબે હોવાથી આપણે રાજ્યની મુશ્કેલીઓ લગભગ ભૂલી ગયા છિયે. પૂર્વ કાલમા રાજ્યના સારા નરસાપણાં કરતાં કાયુની વધારે જરૂર હતી. અલબત્તાં ખરાબ રાજ્ય કરતાં સારૂં રાજ્ય વધારે સારૂ છે, પણ અરાજ્ય કરતાં ગમે તે પ્રકારનું રાજ્ય વધારે સારૂં છે ભગીરથ પ્રયત્નથી લોકોની આજ્ઞાંકિતતા સંપાદન કરવી એ કાર્ય પ્રથમ રાજ્યને સાધવાનું હતુ આજ્ઞાકિતતાનો શો ઉપયોગ કરવો એ તે વખતે બહુ તપાસવા જેવું નહોતું. રાજ્યે તે વખતે લોકોના તમામ જીવન ઉપર દેખરેખ રાખવાની હતી. ધર્મસંસ્થા તથા રાજ્યસંસ્થા તેટલા માટે એક જ હતી. તે વખતે જુદાં જુદાં ખાતાં વચ્ચે વહેંચણી કરી શકાય તેમ નહોતું, કેમકે.ધર્મ-ગુરુ એક વાતનો ઉપદેશ કરે ને રાજા બીજી વાતનો ઉપદેશ કરે તો આજ્ઞાંકિતતા જાળવી શકાય નહિ ને રાજ્ય ચાલે નહિ. માટે રાજ્યની શરૂવાતમાં આપણે એક જ પુરુષને રાજા અને ધર્મગુરુનું કામ કરતો જોઇએ છીએ. લોકોને ધાકમાં રાખવા સારૂ રાજ્યસત્તા તથા ધર્મ બન્નેની મદદ લેવાતી. તે વખતે પાપ તથા રાજ્યદંડ વચ્ચે ભેદ પાડવામાં આવ્યો નહોતો. સમાજમાં રીવાજો ઉત્પન્ન કરવા માટે લોકોનું તમામ જીવન રાજ્યસત્તા નીચે રાખવામાં આવ્યું હતું. પૂર્વાપર રીવાજ દૃઢીભૂત થવાથી નુકસાનના કરતાં ફાયદો વધારે હતો એથી સ્વતંત્ર વિચારને અટકાયત થતી ખરી, પણ તે અટકાયત મનુષ્ય-સુધારાનું ચોકઠું ઘડવા માટે તથા પ્રાચીન માણસોના ભમતા મન અને નિરંકુશ જુસ્સાને એક ચીલામાં ચાલતા કરવા માટે જરૂરની હતી. દાસત્વનો યુગ પ્રથમ પસાર કર્યા પછી જ પ્રજા સ્વતન્ત્રતાને માટે લાયક થાયછે. પ્રાચીન રાજ્યો વેપારવિરુદ્ધ શાખાદે હતાં તે આ ઉપરથી સ્હેલાઈથી સમજી શકાશે. તેઓ વેપારને બીગાડનું બીજ ગણતાં. પ્લેટો અને એરિસ્ટોટલ બન્ને વેપારવિરુદ્ધ પોતાની લાગણી બતાવેછે. ડાકટર આરનોલ્ડ કહેછે કે "ઇજીપ્તના પ્રાચીન ધર્મગુરુઓ તથા હિંદુસ્થાનના પ્રાચીન બ્રાહ્મણો લોકોને સમુદ્રનો પરિચય કરતા અટકાવતા હતા, અને ખલાસીનો ધંધો કરવાથી ઉચ્ચ વર્ણના પુરુષો ભ્રષ્ટ થાયછે એમ જાહેર કરતા હતા. આમ કરવામાં તેમનો હેતુ હતો, મનુષ્યજાતના સુધારાનું મોટામાં મોટું સાધન સમુદ્ર છે માટે ( પોતાનું મહત્ત્વ જાળવી રાખવા માટે ) પ્રાચીન શિષ્ટ પુરુષો સમુદ્રને ધિક્કારને પાત્ર ગણતા." પણ આરનોલ્ડનું આ કહેવું જુનાં રાજ્યોને લાગુ પડતું નથી. જે મનુષ્યસ્વભાવ હાલનાં રાજ્યો કામે લગાડેછે તેજ પેદા કરવાનું કામ પ્રાચીન રાજ્ય ઉપર આવી પડયું હતું. બધી પ્રજા એક સરખીરીતે વર્તે એવી સ્થિતિ તેને સંપાદન કરવાની હતી. તે માટે એક બીજાનું અલક્ષ્ય અનુકરણ કરવાની મનુષ્યની ટેવ તેને બહુ ઉપયોગી હતી. પણ પરદેશ સાથે પરિચય થવાથી આ અનુકરણ-

ના નિયમમાં મોટું વિઘ્ન આવી પડે. પ્રાચીન રાજ્યને પ્રજામાં દૃઢ રીવાજો પેદા કરવાના હતા. પરદેશીઓ તે રીવાજો ઉપર અસર ન કરે તે માટે જોઇતાં પગલાં લેવાની જરૂર હતી.

ગ્રામસમુદાયમાંથી રાજ્ય કેવી રીતે ઉત્પન્ન થયું તે સામાન્ય રીતે બતાવ્યા પછી અહીં હું જે સંજોગોને લીધે રાજ્ય પ્રથમ હયાતીમાં આવ્યું તેમાંના બે વિષે ખાસ થોડું કહેવા માગું છું. તે બે નીચે પ્રમાણેઃ—(૧) સ્વરક્ષણની આવશ્યકતા, (૨) મધ્યસ્થળમાં આવેલા કોઈ દેવાલયની કીર્ત્તિ. ગ્રામ-સમુદાયને શત્રુઓથી પોતાનું રક્ષણ કરવાની જરૂર પડે છે. શુકીડીડીઝ કહેછે કે આ રક્ષણ ગ્રામ-સમુદાયો પોતે કરી શકતા નહોતા. આધુનિક મુસાફર મી. વોલેસ પણ તેણે મેલેના ટાપુમાં જોયેલા ગ્રામ-સમુદાયની તેવી જ સ્થિતિ વર્ણવેછે. ગ્રામ-સમુદાયો તેટલા માટે પાસેના પર્વત ઉપર કિલ્લો બાંધતા ને ત્યાં ભયના વખતમાં આત્મરક્ષણ માટે જતા. કિલ્લાની આસપાસ રફ્તે રફ્તે શહેર વસ્યું. ઉપર કહી જવામાં આવી ગયું છે કે મનુ શહેર પર્વત તથા તે ઉપરના કિલ્લા પાસે રાખવાનું લખેછે. એથેન્સ, થીબીઝ, અને રોમ શહેરો પર્વત પાસે વસાવવામાં આવ્યાં હતાં. કાઠિયાવાડનું જુનાગઢ તથા મહારાષ્ટ્રનું સતારા પણ તેવાંજ શહેરો છે. એક વખતે રાજ્ય શરૂ થયું એટલે પછી તે ટકી શા માટે રહ્યું તેનો ખુલાસો કરવો મુશ્કેલ નથી. 'જીવનવિગ્રહ'માં રાજ્ય બીજાં તમામ સાંસારિક બંધારણોને હરાવી દેછે. 'યોગ્યતમની અવસ્થિતિ'નો નિયમ પ્રતિ-ક્રમને બેશક લાગુ પડેછે. બલિષ્ઠ જેમ બને તેમ દુર્બલમાં દુર્બલનો નાશ કરેછે, એટલે કાળે કરીને બલિષ્ઠ જ જીવવા પામેછે. હવે કોઈ પણ સાંસારિક સંસ્થા કરતાં રાજ્ય બલમાં વધેછે, તેથી રાજ્યનો કોઈ બીજી સંસ્થાથી નાશ થતો નથી, પણ બીજીનો રાજ્યથી થાયછે.

પ્રાચીન લોકો દેવોને પોતાના રક્ષણકર્તા માનતા પોતાના દેવો શત્રુના હાથમાં ન જાય ને પોતાના રક્ષકનું રક્ષણ થાય તે માટે તેઓ ટેકરી અને ખડકો ઉપર પોતાનાં દેવાલયો બાંધતા. આથી દેવનું રક્ષણ થતું એટલું જ નહિ પણ પોતાનું પણ થતું; ને રક્ષણ આપનાર તરીકે તે દેવ પ્રસિદ્ધ થવાથી બીજા ગ્રામ-સમુદાયો પણ ત્યાં ભેગા થતા આ પ્રમાણે સામાન્ય દેવોની માન્યતાથી ગ્રામ-સમુદાયોનો સંયોગ વધારે સ્હેલાઈથી પ્રાપ્ત થતો. એથેન્સના રાજ્યની સ્થાપના વિષે શુકીડીડીઝ લખેછે તે અહીં ઉતારો કરવા યોગ્ય છેઃ—

"કેક્રોપ તથા પ્રથમ રાજાઓના વખતથી તે થીસીઅસના રાજ્યસમય સુધી, એથેન્સ ગ્રામ-સમુદાયોમાં વહેંચાયેલું હતું. દરેક ગ્રામ-સમુદાયનું સભાસ્થાન તથા અધિકારી-મંડલ જુદું હતું. ભયના વખત વિના તમામ લોકો રાજાના તાબાની સભામાં એકઠા થતા નહિ, પણ પોતપોતાનાં કામો ચલાવતા, અને પોતપોતાનાં ગામોમાં ભેગા મળી મસલત કરતા. કોઈવાર તેઓમાંના કેટલાએક તેની (રાજા) સામે યુદ્ધ પણ કરતા, દાખલા તરીકે યુમોલપસની સરદારી નીચે ઇલીસીઅન લોકોએ ઇરેકથીઅસ સામે યુદ્ધ કર્યું હતું. પણ જ્યારે થીસીઅસ ગાદી ઉપર આવ્યો ત્યારે તે હુશીઆર તથા બળવાન્ રાજા હોવાથી તેણે દેશના રાજ્યકારોબારમાં જે સુધારા કર્યા તેમાં જુદી જુદી સભાઓ અને કારોબારી મંડલ કાઢી નાખવાંનો પણ સુધારો દાખલ કર્યો, અને હાલના શહેરમાં એટ્ટિકાના વતનીઓને ભેગા કરી તેમની એક સભા સ્થાપી તથા તે માટે એક સભા-સ્થાન બંધાવ્યું. તેઓની રોજી તો પોતાની જમીન ઉપર રહી, પણ તેણે તેમને પોતાના મુખ્ય શહેર તરીકે એથેન્સ ઉપર જ આધાર રાખવાની ફરજ પાડી, અને ત્યારથી તેઓ સૌનાં નામ ત્યાંના શહેરીઓ

તરીકે દાખલ થયાં. આ પ્રમાણે એક મોટું શહેર અથવા રાજ્ય ઉત્પન્ન થયું. થીસીઅસે પોતાના વંશજોને તે વારસામાં આપ્યું, અને તેના વખતથી આજ સુધી એથીની દેવીના માનમાં સીનોઇકીઆ અથવા ગ્રામ-સમુદાયોના સંયોગનો રાજકીય તહેવાર એથીનીઅન લોકો નિયમસર પાળેછે."*

આ અવતરણ ઉપરથી જોવામાં આવશે કે એટ્ટિકામાં પ્રથમ ગ્રામ-સમુદાયો અહીં તહીં પોતાનાં રક્ષણ તથા ઉપાસના માટે એકઠા થતા હતા. અને ભયના વખતમાં જ રાજા ઉપર આધાર રાખતા હતા. તેઓએ ધીમે ધીમે ગ્રામ-સમુદાયનું બંધારણ છોડી આપ્યું ને એક રાજ્ય કબૂલ રાખ્યું. મિગેપોલિસનું રાજ્ય અથવા શહેર ઇપેમીનોનડાસની સરદારી નીચે ઈ. સ. પૂર્વે ૩૭૦ માં સ્થાપવામાં આવ્યું હતું એ અગાઉ કહેવામાં આવી ગયું છે. તે સ્થાપવાનો હેતુ સ્પાર્ટાને હરાવવાનો હતો.

રાજ્યના પ્રથમ સ્વરૂપ વિષે મારે અહીં એટલું જ કહેવું બસ છે કે તે સ્વરૂપ એવું હતું કે તેમાં સર્વ જુદાં જુદાં રાજ્યસ્વરૂપો બીજરૂપે આવી જાયછે. સમાજનો સર્વોપરી રાજા હતો. આપણે હોમરના ગ્રંથો ઉપરથી કહી શકીએ છીએ કે રાજા તે વખતે સ્વતંત્ર રાજકર્તા નહોતો, પણ તે પોતાની સાંસારિક ઉચ્ચ સ્થિતિને લીધે પ્રથમ સ્થાન ભોગવતો હતો. મનુમાં રાજાને દંડ કરવાનું લખ્યું છે તે આ ભૂતકાળની સ્થિતિ સૂચવે છે. રાજાનાં ત્રણ કર્તવ્ય હતાં, ધાર્મિક, સાંગ્રામિક અને ઇનસાફી. હોમરમાં રાજા જ મુખ્ય અધ્વર્યું તરીકે મખ પોતાને હાથે કરેછે. હિંદુસ્થાનમાં આ કાર્ય બ્રાહ્મણના હાથમાં તેમના વિશેષ જ્ઞાનને લીધે પાછળથી આવ્યું એમ અનુમાન થઇ શકેછે, કેમકે હું આગળ કહી ગયો છું કે બ્રાહ્મણોને કેટલીએક વાર ક્ષત્રિયો ગુરુમંત્ર દેતા હતા વળી વૈદિક કાળમાં જ્ઞાતિઓ હતી નહિ. મુખ્ય અધ્વર્યું હોવા ઉપરાંત રાજા લશ્કરનો સેનાપતિ હતો. પણ યુદ્ધસમયે પણ રાજા આપઅખત્યારી નહોતો. તેને વૃદ્ધ અને ડાહ્યા માણસોની સભા સાથે મસલત કરવી પડતી, ને સભામાં સર્વ લોકોને આવવાની તથા પોતાનો મત પ્રદર્શિત કરવાની છુટ હતી. આપણે મનુમાં પણ રાજાને સભા બોલાવતો જોઇએ છીએ. જો કે સભાનું કર્તવ્ય તે વખતે મટી ગયું હતું છતાં મૂળ બંધારણ ટકી રહ્યું હતું. આ પ્રમાણે ઉત્તમ પુરુષોની સલાહ લેવાતી ને લોકો પણ પોતાની લાગણી જાહેર કરતા શાન્તિને વખતે પણ રાજા, સભા તથા લોકોનો પરસ્પર સંબંધ તેવો જ હતો. રાજા ઇનસાફનું કાર્ય પણ કરતો. દેવના ફેંસલાઓ અથવા હુકમનામાઓથી રાજા જાણીતો હતો એમ મનાતું, અને લોકો તે ફેંસલાઓ મદઘુ કરતા.

ટૂંકામાં, ભિન્નભિન્ન લોકોમાં સામાજિક કરાર થવાથી રાજ્યની ઉત્પત્તિ થઇ નથી. રાજ્ય પરમેશ્વરે માણસને તૈયાર કરી આપ્યું નથી. રાજા ઈશ્વરના ઘરથી ચાંદ લઈ આવ્યો નથી. તેમ અમુક માણસે હુકમ કરી, કાયદા બાંધી રાજ્ય ઉત્પન્ન કર્યું નથી. પણ પરમેશ્વરે માણસમાં જે શક્તિ મુકી છે તેના પ્રભાવે કરીને માણસ પોતાની જરૂરીઆત પૂરી પાડવા માટે રફતે રફતે વિવાહનું ધોરણ દાખલ કરે છે, કુટુંબો ઉભાં કરે છે, ઘણાં કુટુંબો ભેગાં

---

* જુવો. "Jowett, Thucydides," vol. I, 104. Bk. II–15.

થઇ ગામ વસાવેછે અને ગ્રામ-સમુદાયો ભેગા થઇ રાજ્ય ઉભું કરેછે. રાજ્યમાં જ તેની શક્તિ પૂર્ણતા પામેછે. રાજ્ય મનુષ્યના કપાળમાં લખેલું અનિષ્ટ નથી પણ સર્વથા ઇષ્ટ છે. પ્રથમ રાજ્ય રાજા ચલાવેછે, તે માત્ર ઉત્તમ કુટુંબનો અગ્રણી પુરુષ હોય છે. તે સ્વતંત્ર નથી. તેને ઉત્તમ કુટુંબીઓની સભાની સલાહ તથા લોકોની મરજી અનુસરી વર્તવું પડેછે, આ રાજ્યસ્વરૂપમા રાજ્યનાં પાછળથી થયેલાં વિવિધ સ્વરૂપો બીજરૂપે સમાયલાંછે. લોકોની દૃઢ આજ્ઞાંકિતતા સંપાદન કર્યા પછી જ રાજા સ્વતંત્ર થાયછે, ને રાજ્ય વૃદ્ધિ પામેછે. આજ્ઞાંકિતતાની ટેવના પાયા ઉપર જ પાછળથી સ્વતંત્રતા સ્થાપી શકાય.

[ સમાપ્ત. ]

## આર્યબાલબોધપત્રિકા.

( મળેલું. )

( અનુસંધાન પૃષ્ટ ૨૧૭ થી. )

૨.

પ્રિય બાલકો,

પ્રાતઃસંધ્યામાં જે ગાયત્રીમંત્ર ભણાય છે તે સંબંધે આપણે ગયા માસથી વિચાર કરવા માંડ્યો છે. તેમાં પ્રથમ તો **સવિતુઃ** એ શબ્દ લીધો હતો, અને એ શબ્દનો ઉચ્ચાર કરતાં આપણા મનમાં શું શું વિચાર ઊઠવા જોઇએ, શી શી ભાવનાઓ ખડી થવી જોઇએ તે જોયું હતું આજ એ જ મંત્રમાંના **ભૂર્ભુવસ્સ્વઃ** એ શબ્દો લઈ તેપર કાંઇક વિચાર કરીશું. ભૂલોક, ભુવર્લોક, અને સ્વર્લોક એવા ત્રણ લોક કહ્યા છે. એ લોક કેવા છે તે વિષે કાંઇક જાણવું જોઇએ. વળી એ બધામાં ભૂલોક શું છે તે જાણવાની વિશેષ જરૂર છે; કારણ કે આપણે જે લોકમાં હાલ રહીએ છીએ તે એ જ છે. આપણા આચારવિચારને એ લોક સાથે બહુ ઘાડો સંબંધ છે. તાત્પર્ય કે એ લોક સાથે આપણને દેખીતો જ બહુ ઘાડો સંબંધ છે. એ લોકથી, આપણે કાંઈ કેવલ અણજાણ તો નથી જ, પણ આપણે એ વિષે જેટલું જાણીએ છીએ તેટલું જ બસ નથી. આપણી આસપાસ આપણે જે સૃષ્ટિ જોઇએ છીએ તે એ લોકની જ છે, એ સૃષ્ટિ બહુ સુંદર હોવાથી ઘણીવાર આપણને તે આનન્દ આપેછે. સવારના પહોરમા સૂર્યના પ્રકાશથી આપણામાં જાણે વીર્યની વૃદ્ધિ થતી હોય એમ જણાય છે, અને આખો દિવસ કાર્યમાં ગુંથાયલા રહેવા માટે જે શક્તિની જરૂર છે તે તાજી થતી લાગે છે. આથી જ સૂર્યના પ્રકાશથી આનન્દ થાય છે. વળી મધ્યાહ્નકાળે શીતલ વૃક્ષોની છાયામા જઈ ઊભા રહીએ છીએ તો જરા આરામ મળે છે; અને તાજા થતા હોઇએ એમ લાગેછે. એ પણ આનંદ જ આપેછે. એથી સુખ થાય છે; કારણ કે સવારના કાર્યના શ્રમથી આપણને કાંઈ વિસામો મળેછે. રાત્રિ થતાં આકાશ તરફ દૃષ્ટિ કરતાં જણાય છે કે અસંખ્ય તારાઓ ઝળકી રહ્યા છે, અને જે શાંતિ તેઓ અનુભવતા હોયછે તે અનુભવવા સાં તેડવા આપણને ઇસારત કરતા હોય એમ જણાય છે. કેટલીક વાર તો આખી સૃષ્ટિમાં કાંઈ ઉત્પાત ચાલી રહ્યા હોય એમ લાગે છે: પવન ફુંકાય છે, વાવાઝોડાં વાય છે, અને વરસાદની ઝડી પડી રહી હોય છે. એથી પણ આપણને તો

આનંદ જ થાય છે. કારણ કે સૃષ્ટિનો આ ઉત્પાત પણ આપણી આંતર શક્તિઓને ઉત્તેજિત કરે છે. એમ થતાં આપણા વીર્યની વૃદ્ધિ થાય છે, અને જીવનરૂપી ઝઘડામાં આપણું કર્તવ્ય કરવાનું આપણું સામર્થ્ય વધ્યું દેખાય છે. હું ધારૂં છું કે આવા અનુભવ બાલપણમાં સર્વ કોઇને થાય છે; અને તે વખતે એ બધું જોઈ, આપણને એમ પણ થાય છે કે, આ દુનિઆંથી પર એવું કાંઇક છે. અને તે શું છે તે જાણવાની ઇચ્છા પણ થાય છે, છતાં તે આપણે જાણી શકતા નથી. જીવન બહુ વહાલું લાગે છે, પણ તેની જ સાથે એમ પણ લાગે છે કે, એ જીવનના કરતાં પણ વિશેષ પ્રિય એવું બીજું કાંઇક છે. એ કાંઇક છે, અને છે તે પણ કાંઇક અદ્ભુત સૌંદર્યવાળું છે, એમ લાગ્યા વિના રહેતું નથી; છતાં તે શું છે તે સમજાતું નથી. એ કાંઇક તે ભુવર્લોક (અંતરિક્ષ) અને સ્વર્ગલોક સંબધી છે. એ શું છે તે જાણવાનો માર્ગ એક જ છે. તે એ કે, આ લોકમાં આપણો આચાર શુદ્ધ અને આપણા વિચાર શુભ હોવા જોઇએ. કારણ કે હજી આપણે ઉચ્ચ લોકમાં રહેવા યોગ્ય થયા નથી.

યદ્યપિ એ ઉચ્ચલોક વિષે હજી આપણે કાંઈ જાતિ–અનુભવથી જાણી શકીએ એમ નથી, તદપિ જેઓએ તેમનો જાતિ–અનુભવ મેળવ્યો છે તેમના કહેવાપરથી એ વિષે કાંઇક જાણી શકીએ છીએ ખરા. એવા અનુભવીઓ એ વિષે શું કહે છે, તેનો સાર અહીં આપ્યો છે. જે વાત આપણે જાણીએ છીએ તે વાતપરથી એ નહિ જાણેલી વાતપર જતાં સમજવાનું સહેલું પડશે. તમે એટલું તો જાણો છો કે, પદાર્થવિજ્ઞાનીઓ કહે છે તેમ, અહીં જે કાંઈ છે તે બધું જડ પદાર્થનું બનેલું છે. એ જડ પદાર્થ ત્રણ સ્થિતિમાં રહી શકે છેઃ પાર્થિવ (નક્કર), પ્રવાહી, અને વાયુ. પદાર્થવિજ્ઞાનીઓ આટલે સુધી તો આવે છે, પણ એક વાત તેમનામાંના ઘણાને હજી સમજાઈ નથી, અને તેથી તેઓએ હજી સ્વીકારી નથી. તે એ છે કે પદાર્થમાત્ર છે તે જીવની ઉપાધિ છે; અર્થાત્ દરેક પદાર્થમાં જીવ રહેલો છે. એ જ જીવ વિષે ગયા પત્રમાં આપણે કાંઇક વિચાર કીધો છે. એ જીવ ઈશ્વરનો જ અંશ છે, અને તે આખી સૃષ્ટિમાં વ્યાપી રહ્યો છે. કોઈ સ્થળ એવું નથી કે જ્યાં જીવ ન હોય. પદાર્થવિજ્ઞાનશાસ્ત્રનાં પુસ્તકોમાં કહ્યું છે કે પદાર્થમાત્ર સૂક્ષ્મ પરમાણુઓના બનેલા છે. સંગીન (પાર્થિવ) પદાર્થમાં એ પરમાણુ જાણે એક બીજાપર બહુ સ્નેહ રાખતા હોય, અને તેથી એક બીજાનો વિયોગ સહન કરી શકતા ન હોય, તેમ એક બીજા સાથે બહુ સ્નેહથી વળગી રહે છે. જેથી તેઓ એક બીજાસાથે આ પ્રમાણે જોડાઈ રહે છે તે ઈશ્વરની જ એક શક્તિ છે. પ્રવાહી (આપ્ય) પદાર્થમાં એ પરમાણુઓ એકબીજાને એટલા બધા વળગી રહેતા નથી, અને એકબીજાપર થઇને આમ તેમ ગબડ્યાં કરે છે. એ ક્રિયા તેઓ બહુ સહેલથી અને ઝડપથી કરે છે. જાણે એ પરમાણુઓ એકબીજાની દરકાર ન રાખતા હોય તેમ એકએકથી આઘા જતા જાય છે. એમ કેમ? જે ઈશ્વરી શક્તિ પાર્થિવ પદાર્થના પરમાણુઓને જોડી રાખે છે તે શું એમાં નથી? તેમાં અને આમાં ફેર કેમ? શું એ શક્તિ પ્રવાહી પદાર્થમાં છે જ નહિ, અથવા છે તો નબળી થઈ ગઈ છે? છે શું? એ શક્તિ અહીં પણ છે તો ખરી, પણ એ રીતે પોતાની ક્રિયા જુદી જ રીતે કરે છે, અને તેથી જ તે જુદી જ શક્તિ હોય એમ લાગે છે. જે કામ પ-

વાહી પદાર્થોને કરવાનું છે તે, પાર્થિવ પદાર્થને જે કામ કરવાનું છે તેથી જૂદું જ છે. આ જુદી જુદી વસ્તુઓને પણ આ દુનિઆમાં કાંઈ કરવાનું છે એ વિચાર કદી તમને નવો લાગશે; પણ તમે એટલું તો જાણો છો કે દરેક વસ્તુ કાંઇને કાંઈ ઉપયોગની છે. જો એ વાત નવી લાગતી હોય તો જરા ધ્યાન આપી તમારી આસપાસ જે કાંઈ થાય છે. તેનો વિચાર કરો. જે જે ક્રિયા થાય છે તેપર ધ્યાન આપી જુઓ અને પછી તેપર વિચાર કરો. સૃષ્ટિનો આવી રીતે વિચાર કરતાં તમને સમજાશે કે ગમે તેટલી નહાની અને નજીવી દેખાતી વસ્તુનો પણ કાંઇક ઉપયોગ છે, તેને પણ અહીં કાંઈ કરવાનું છે. વળી તેને જે કરવાનું છે તે એવું છે કે તે જ કામ બીજાથી તેવું જ થઈ શકે નહિ. કારણ કે એ દરેકમાં જે જીવ રહેલો છે, તેની શક્તિ એ દરેકમાં જુદા જુદા પ્રકારની છે. આપણામાં પણ એમ જ છે. આપણા બધામાં પણ એ જ જીવ રહેલો છે, પણ આપણા દરેકમાં તે જુદો જુદો જણાય છે, કારણ કે આપણા દરેકે જે કાંઈ કરવાનું છે તે જુદું જુદું છે. આપણા દરેકના સ્વધર્મ (કર્તવ્ય) જુદા છે. હવે એક કોઈ વાયુ-પદાર્થ લઈ તેને તપાસી જુઓ. એ વાયુ-પદાર્થ સાધારણ રીતે કોઇપણ રંગ વિનાના હોય છે. એટલે તેમાં અને વાયુમાં કાંઇ ફેર હોય એમ લાગતું નથી. તેથી આપણે કાંઈ રંગીનવાયુ પદાર્થ લો. આવો રંગીન વાયુ પદાર્થ લઈ તપાસશો તો જણાશે કે તેનો સ્વભાવ જ આવો છે કે તેને હવામાં છુટો મૂકતાં તે બધે પ્રસરી જશે. વળી બીજો એટલો જ અને એ વાયુ લઇને તેને એક નહાની શીશીમાં ભરશો તો તેમાં પણ તે ભરી શકાશે. એ શીશીનો બૂચ મજબૂત બાંધી રાખો તો, એટલો બધો ઓરડો ભરાઈ જાય તેટલો વાયુ એ નહાની સરખી શીશીમાં ભરી શકાશે. પણ આ સ્થિતિમાં રહેવું તેને ગમતું નથી. જો એ શીશીને એક સોયની અણી જેટલું કાણું પાડશો તો જણાશે કે થોડીવારમાં એ બધો વાયુ બહાર નીકળી જઈ આખા ઓરડામાં પ્રસરી જશે. આ પદાર્થના પરમાણુઓને એક બીજાપર બિલકુલ સ્નેહ ન હોય એમ જણાય છે. તેથીજ તેઓ એક બીજાથી છુટા પડી જવા, દૂર જવા પ્રયત્ન કરે છે. તેમને સીસીમાં ગોંધી રાખવા માટે તેટલા જ સારુ, તે સીસીનો બૂચ બહુ મજબૂત રાખવો પડે છે. અહીં પણ ઈશ્વરી અંશ તો જીવરૂપે છેજ. પણ એ જીવનો સ્વભાવ અહીં જે છે તે પાર્થિવ પદાર્થના જીવ કરતાં તદન ઉલટો જ જણાય છે. આ પ્રમાણે એક જ જીવની જુદી જુદી ક્રિયા-સ્ફુરણા-ને લીધે જ પદાર્થ ત્રણ સ્થિતિમાં રહી શકે છે. એ સ્થિત્યન્તર એક જ જીવની જુદી જુદી ક્રિયાને લીધે થાય છે.

ઉપર જે ત્રણ લોક ગણાવ્યા છે તેમાં પણ કાંઇક આવો જ ભેદ છે. ઈશ્વરની શક્તિ એ ત્રણે લોકમાં વ્યાપી રહી છે, પણ એ દરેકમાં તે જુદી જુદી ક્રિયા કરે છે. તેથી જ એ ત્રણ લોક પણ એક એકથી જુદા કહેવાય છે. તેથી જ વળી એ ત્રણે લોક જુદા જુદા પદાર્થના બનેલા કહેવાય છે. આમ કહેવાનું કારણ છે કે એ પ્રમાણે તેમનો વિચાર કરવો સુગમ પડે છે, પણ એટલું ધ્યાનમાં રાખવું કે, પદાર્થ બધે એક જ છે; પણ તે દ્વારા ઈશ્વરની શક્તિ જુદે જુદે રૂપે સ્ફુરે છે માટે પદાર્થ પણ જુદા જુદા હોય એમ લાગે છે. બરફ, પાણી, અને બાફ એ પદાર્થ એક બીજાથી જુદા દેખાય છે છતાં સ્વરૂપે તો એક જ છે. કારણ કે એ બધા પાણીનાં જ રૂપાન્તર છે, તેમની ક્રિયા જુદી જુદી છે. એ ત્રણલોક

ઉપરાંત બીજા લોક પણ છે. એ બાકીના લોક સાથે સરખાવતાં આ ત્રણલોક સ્થૂલ દેખાય છે, માટે એ સ્થૂલ પણ કહેવાય છે. કારણ એટલુંજ કે એ બીજા લોકમાં જે પદાર્થ રહેલો છે તે એ ત્રણ લોકના પદાર્થથી સૂક્ષ્મ છે, અને તેથી જ એ ત્રણલોકમાં જીવ ત્યાંના પદાર્થદ્વારા બહુ સૂક્ષ્મ ક્રિયાઓ કરી શકતો નથી; જીવનું સ્ફુરણ છૂટથી થઈ શકતું નથી. આ બાબત જેમ જેમ વિચાર કરશો અને ઊંડા ઉતરશો તેમ તેમ સમજાતું જશે કે, એક લોકમાં જ અનેક પ્રકારના પદાર્થ રહેલા છે. હાલ આપણે એ ઉપલા લોકનો વિચાર કરવાની જરૂર નથી. કારણ કે આ ત્રણ લોક જ્યાં સુધી બરાબર સમજાય નહિ, ત્યાં સુધી તેમનો વિચાર થઈ શકતો નથી. વળી એ ત્રણલોકના પદાર્થ પણ જે જુદા જુદા પ્રકારના છે તે બધાનો પણ વિસ્તારથી વિચાર કરવાની હાલ જરૂર નથી. એટલું જ યાદ રાખવું બસ છે કે, એવા જુદા જુદા પ્રકારના પદાર્થો છે. વળી સ્વર્લોકના પણ બે ભાગ પાડવાથી તેની સ્પષ્ટતા વિશેષ થશે. એમાંનો એક ભાગ બીજા કરતાં પર છે, સૂક્ષ્મ છે.

આગળ ચાલતાં પહેલાં હજી એક બીજી વાત સમજી રાખવાની છે. એ વાત સમજવી જરા અઘરી છે, પણ જરા વિચાર કરતાં તે સમજાશે. તમે જાણો છો કે ઈશ્વરી શક્તિ, જીવ, આપણામા પણ છે. પણ હાલમાં એ શક્તિ આપણામાં એવી રીતે સ્ફુરતી નથી કે જેથી તે તરત ઓળખાઈ આવે. માટે આપણે જે કરવાનું છે તે એ છે કે, એની સ્ફુરણા વિશેષ થાય એમ કરવુ. પ્રથમ તો એ જીવને આ ત્રણ લોકમાં બરાબર સ્ફુરતાં શીખવું જોઇએ, એ ત્રણલોકમાં બરાબર રીતે સર્વ ક્રિયા કરતાં શીખવું જોઇએ. આટલા માટે એ જીવ પોતાની આસપાસ ત્રણ ઉપાધિઓ–દેહો–ઉપજાવી લેછે. એમાંની પહેલી ઉપાધિ સ્વર્લોકના પદાર્થની બનેલી છે. એ ઉપાધિનો ઉપયોગ એ છે કે તે દ્વારા જીવ સ્વર્લોકમાં વ્યવહાર કરી શકે. બીજી ઉપાધિ સ્વર્લોકના નીચલા ભાગ અને ભુવર્લોક એ બે લોકના પદાર્થની બનેલી હોય છે; અને ત્રીજી ઉપાધિ, ભૂલોકના પદાર્થની બનેલી છે. આપણા જીવને એક દીવાની ઉપમા આપી શકાય. હવે એ તો તમે જોયું હશે કે દીવો જો દીવામાં ઉઘાડો મૂક્યો હોય તો તે ફરક ફરક થાય છે. આ પ્રમાણે ફરકતી જ્યોતિમાંથી જોઇએ તેટલું અજવાળું પડતું નથી. પણ એ દીવાની જ્યોતિપર જો ચીમની મૂકો અથવા બીજું કાંઈ કાચનું વાસણ એવી રીતે મૂકો કે તેથી તેને હવા ન લાગે તો તે દીવો સારો બળશે, અને તે તેજ વધારે આપશે. એ જ પ્રમાણે આપણો જીવરૂપી દીવો એક પછી એક એવી ત્રણ દેહરૂપી ચીમનીમાં મૂકાયલો છે. એમાંની પહેલી ચીમનીનો કાચ બહુ ઝીણો અને સાફ છે. એ જ સ્વર્લોકના ઉપલા ભાગના પદાર્થની બનેલી ઉપાધિ છે. એની આસપાસની બીજી ચીમની જે આપણી બીજી ઉપાધિ છે તે સ્વર્લોકના બીજા ભાગના પદાર્થ તથા ભુવર્લોકના પદાર્થની બનેલી છે. એ ચીમનીનો કાચ પહેલી ચીમનીના કાચ જેટલો સાફ અને પાતળો નથી. તાત્પર્ય કે સ્વર્લોકના નીચલા ભાગનો તથા ભુવર્લોકનો પદાર્થ સ્વર્લોકના ઉપલા ભાગના પદાર્થ જેટલો શુદ્ધ અને સૂક્ષ્મ નથી; અને એની આસપાસ જે ત્રીજી ચીમની છે તે તો એથી પણ ઓછી સાફ અને પાતળી છે. સામાન્ય રીતે દીવાપર જે 'શેડ' મૂકવામાં આવે છે તેની સાથે એને સરખાવી શકાય. એ ત્રીજી ચીમની તે જ આપણો સ્થૂલ દેહ છે. હવે અંદરનો દીવો તો બહુ તેજવાળો છે; અને એ ચીમનીઓ જો સાફ રાખીએ તો એનો પ્રકાશ એ દરેકમાં થઇને બહાર પડી શકે છે. પણ જો એને સાફ ન રાખીએ અને મેલ ચઢવા દઇએ તો અંદરના દીવાનો પ્રકાશ બહુ ઝાંખો પડે છે, અને

કેટલીકવાર તો જાણે એ દીવો છે જ નહિ એમ જણાય છે. આપણામાં ઈશ્વરને જે આ અંશ છે, દિવ્ય જ્યોતિ છે, તેની ચીમનીએ—ઉપાધિએ—એટલી બધી મેલ ખાઈ જાય છે, અને મેસવાળી થઈ જાય છે—અશુદ્ધ થઈ જાય છે—કે એ આંતર જ્યોતિને પ્રકાશ બહાર બરાબર પડી શકતો નથી.

એટલું અનુમાન તો તમે કીધું જ હશે કે જે ઉપાધિ ભૂલોકના પદાર્થની બનેલી છે અને સૌથી બહાર છે તે આપણો આ સ્થૂલ દેહ છે. એને જ કેટલેક ઠેકાણે અન્નમય અને પ્રાણમય કોશ પણ કહ્યા છે. વળી બીજી ઉપાધિ છે તે સૂક્ષ્મ દેહ કહેવાય છે, અને કેટલાક એને મનોમય કોશ પણ કહે છે. આ ઉપાધિનું સ્વરૂપ બરાબર સમજવું બહુ જરૂરનું છે. કારણ કે જીવ જ્યારે એ દ્વારા ક્રિયા કરે છે ત્યારે જ આપણે જેને વિચાર, કામનાઓ, રાગદ્વેષાદિ, કહીએ છીએ તે થાય છે. વળી તમે એ પણ જાણતા હશો કે, જ્યારે સ્થૂલ દેહ કાંઈ પણ ક્રિયા કરતો હોતો નથી ત્યારે પણ મનને તો નિરાત રહેતી જ નથી. અગર જો આપણે અહોનિશ સ્થૂલ ક્રિયા કરતા નથી તો પણ વિચાર તો ચાલ્યા જ કરે છે. હવે બાકીની જે ઉપાધિ રહી તે પહેલી ઉપાધિ કારણદેહ કહેવાય છે. એજ વળી વિજ્ઞાનમય કોશ પણ કહેવાય છે. એ વિષે અહીં કાંઈ વિસ્તાર કરવાની જરૂર નથી, કારણ કે એ વિનાની બાકીની બે ઉપાધિ જો શુદ્ધ રાખીએ તો એને શુદ્ધ રાખવા માટે બહુ સંભાળ રાખવાની કાંઈ જરૂર નથી

આપણા આંતરદીપની ચીમનીને જે મેલ ચઢે છે અને મેસ લાગે છે તે કયાંથી આવે છે તે હવે સમજાયું હશે. જ્યારે જ્યારે આપણે પાપકર્મ કરીએ છીએ, ત્યારે તે દરેકનો ડાઘ છેક બહારની ચીમની જેને આપણે સ્થૂલ શરીર કહ્યું છે તેને લાગે છે. એ ડાઘ આપણી આંખે દેખી શકાતા નથી, કારણ કે આંખોને દેખવાની જે શક્તિ છે તે બહુ થોડી છે. જેટલું જેટલું દેખાવું જોઇએ તે બધું દેખવાની શક્તિ હજી એનામાં આવી નથી. પણ ડાઘ પડયા છે એમ જાણી શકાય છે ખરૂં; કારણ કે તેથી આપણને ઘણીવાર દુઃખ સહન કરવાં પડે છે. ધારો કે ખાવાના સ્વાદમાં આપણે જરા વિશેષ ખાઈ લીધું છે. આની જે નઠારી અસર થઈ હોય છે તે થોડીવાર તો જણાતી નથી. પણ વહેલામોડા આપણને કાંઈ દરદ થાય છે અને આપણે માંદા પડીએ છીએ.

અથવા ધારો કે આપણે આપણું શરીર સ્વચ્છ રાખતા નથી. એથી પણ, વહેલું મોડું દુઃખ થયા વિના રહેતું નથી. વળી એથી શરીરની સ્થિતિ એવી રહે છે કે આસપાસ જો કાંઈ રોગ ચાલતો હોય તો તેનો ચેપ તરત લાગે. આવી ભૂલ એ પાપ છે એમ મનાતું નથી, પણ ખરૂં જોતાં એ પણ પાપ જ છે કારણ કે એ ભૂલને પરિણામે આપણો જીવ આ લોકમાં પોતાનો વ્યવહાર બરાબર કરી શકતો નથી. એવાં જ બીજાં ઘણાં પ્રકારનાં પાપકર્મ છે કે જેનાં માઠાં ફલ, દુઃખરૂપે, વહેલાં મોડાં ભોગવવાં જ પડે છે. જ્યારે જ્યારે આપણને દુઃખ થાય ત્યારે નિશ્ચય સમજવુ કે આપણે કાંઈ પાપ કર્યું છે, આપણી ચીમનીપર કાંઈ ડાઘ પડયો છે. આપણો ઈશ્વરી અંશ તો સર્વદા આનન્દસ્વરૂપ જ છે. માટે, જ્યારે આપણા આનન્દમાં ભંગ થાય ત્યારે સમજવું કે, આપણા જીવને યથારુચિ સ્ફુરવામાં કાંઈ અડચણ નડે છે મને લાગે છે કે આપણામાંના ઘણા જણ આ ચીમનીને સાફ રાખવામાં બહુ બેદરકારી કરે છે; અને જોઇએ તેટલી એની સંભાળ રાખતા નથી. તેથી જ એમાં થઇને જેટલો પ્રકાશ પડવો જોઇએ તેટલો પડી શકતો નથી.

પણ મને લાગે છે કે, એ દિવ્યજ્યોતિની જે ચીમનીને આપણે સૂક્ષ્મશરીર કહ્યું છે તે એથી પણ વધારે અશુદ્ધ છે એનાપર જે ડાઘ પડેલા છે તે આપણા નઠારા વિચાર, નઠારી કામનાઓ, રાગદ્વેષાદિને લીધે છે. જ્યારે આપણને કોઇપર ક્રોધ આવે છે, દ્વેષ આવે છે, ઇર્ષ્યા થાય છે, અથવા જ્યારે આપણે જૂઠું બોલીએ છીએ, જ્યારે નઠારી વસ્તુઓની ઇચ્છા થાય છે, જ્યારે આપણે કરવાનું કામ કરવામાં આપણે આળસ કરીએ છીએ, અને ન કરવાનું કરીએ છીએ, અને એવી જ બીજી કામનાઓ અને માનસિક ક્રિયાઓ કરીએ છીએ, ત્યારે આપણે આ બીજી ચીમનીને બગાડીએ છીએ. અગર જો આપણે કાંઈ નઠારૂં કામ ન કરીએ, છતાં પણ જો તે કરવાની ઇચ્છા રાખીએ તો તેથી પણ એ ડાઘ તો પડે જ છે. એ વાત આપણે જાણતા નથી, કારણ કે હજી આપણે વિચારનું સ્વરૂપ બરોબર સમજતા નથી. જેઓ સમજે છે તેઓ કહે છે કે, કાયિક કર્મ કરતા માનસિક કર્મ–વિચારો–ની અસર બહુ જબરી થાય છે.

હવે ત્યારે આપણું કર્તવ્ય એ છે કે આવા ડાઘ સાફ કરવાનો પ્રયત્ન કરવો, જેથી એ બેઊ ચીમની સાફ થાય. અહોનિશ સારા વિચાર કર્યા કરવાથી, કામનાઓ પણ ઉત્તમ પ્રકારની રાખવાથી, અને શુભ આચરણથી એમને શુદ્ધ કરી શકાય છે. જ્યારે જ્યારે આપણે આપણા દુશ્મનને ક્ષમા કરીએ, જ્યારે જ્યારે અનાથને આશ્રય આપીએ, જ્યારે જ્યારે પારકાને સહાય કરીએ, જ્યારે જ્યારે તેમનાપર પ્રેમ રાખીએ, અશુભ આચારવિચારને અટકાવવાનો પ્રયત્ન કરીએ, અને એવો જ આપણી સુધારણાનો પ્રયત્ન કરીએ, ત્યારે ત્યારે, તે ક્રિયાવડે, આપણે આપણા સ્થૂલ અને સૂક્ષ્મ બેઉ શરીરોને શુદ્ધ કરીએ છીએ.

ગાયત્રીમંત્રનો ઉચ્ચાર કરતાં તેમાંના ઉપલા ત્રણ શબ્દો ઉચ્ચારતાં જે વિચાર આપણે કરવા જોઇએ તે એ છે કે, આપણા શરીરોની શુદ્ધિ વિના દિવ્યજ્યોતિનો શુદ્ધ પ્રકાશ બહાર પડી શકે નહિ; અને જ્યાસુધી એ અંતર્જ્યોતિનાં દર્શન અને સ્પર્શ ન થાય ત્યાંસુધી ખરો આનન્દ અનુભવાય નહિ; અને એ પ્રકાશને જે કાંઈ આડે આવે એવું હોય તે સર્વ દુઃખકર્તા છે. આટલું કર્યા પછી આપણે દૃઢ સંકલ્પ કરવો જોઇએ કે જે દિવસે આપણે આ વિચાર કરતા હોઇએ તે દિવસે શુભકર્મ જ કરીશું, અને આનન્દ જ અનુભવીશું. કાંઈ પણ શુભકર્મ કર્યા વિના રહીશું નહિ. આવો સંકલ્પ કર્યા પછી, સાયંકાળે જ્યારે આપણે પાછી સંધ્યા કરીએ ત્યારે ગાયત્રીમંત્ર ભણતાં પહેલાં જ આખા દિવસમાં આપણે શું કર્યું તે જોઈ જવાય તો ઠીક કારણ કે એ પરથી જ જાણી શકાય કે આપણો સંકલ્પ કેટલે અંશે પળાયો છે. અને ઘણીવાર બને છે તેમ, જો એમ જણાય કે, આપણાથી તે દિવસ તે બરાબર પળાયો નથી, અને ન કરવાનાં કર્મ–વાણી, વિચાર કે કર્મ–કર્યાં છે તો, અગર જો તેમની માઠી અસર તો થશે જ, પણ પાછા બીજે દિવસે તેમ ન કરવાથી એ અસર બહુ ઓછી થશે, અને સારાં કર્મ કરીને તે ડાઘ ભૂસી પણ શકાશે. આટલું કર્યા પછી જ્યારે પાછા આ ત્રણે શબ્દનો ઉચ્ચાર કરીએ ત્યારે એ સંકલ્પ દૃઢ કરવા જરા થોભીને તે સંકલ્પ કરી લેવો. એમ કરવાથી દરરોજ કાલે આજના કરતાં વધારે શુદ્ધ થવાશે.

તમારી સ્નેહાધીન,
લિલિઅન એડગર.

---

# અભેદવાદવિચાર.

## ૧.

( મળેલું. )

શ્રીયુત " સુદર્શન " પત્રના તંત્રી સાહેબ જોગ,

અમદાવાદ.

આપના પત્રના ચાલતા અંકમાં " અભેદજિજ્ઞાસા " એ મથાળાથી એક ચર્ચાપત્ર છપાયું છે. તે સંબંધે કંઈક વિચાર જણાવવા યત્ન કરું છુ, તે જો આપને ઉચિત દેખાય તો પ્રકટ કરશો. કારણ હું ઉત્તર આપવા યોગ્ય વિદ્વાન્ કે સૂક્ષ્મબુદ્ધિમાન્ નથી. માત્ર અદ્વૈતનો અભ્યાસી તથા સુદર્શન-દર્શનોત્સુક વિદ્યાર્થી છું

( અ ) જડ ( જગત્ ), જીવ અને બ્રહ્મ એ ત્રણ પ્રસિદ્ધ મહાન તત્ત્વોમાંથી અર્વાચીન વેદાંતીઓના કથનાનુસાર બબેનુ જ ગ્રહણ કરી ત્રણ પ્રકારનાં અદ્વૈત જણાવ્યાં છે. આનું કારણ જગતને મિથ્યા માનનારને મતે જગત્ ( જડ ) કંઈ છે જ નહિ. અને જીવને જ બ્રહ્મ કહી પાડનારાને મતે પણ જગત્ અને બ્રહ્મ ( સોપાધિક કે નિરુપાધિક ) એ બે જ તત્ત્વ અભેદ અર્થે વિચારયોગ્ય ઠરે છે. પણ મારી અલ્પમતિ તથા પ્રાચીન મહાત્માઓના ગ્રંથ વાંચતાં જડ ( જગત્ ), જીવ ( આત્મા કે ચેતન ) અને બ્રહ્મ ( પરમાત્મા ) એ ત્રણ તત્ત્વો દીસે છે, અને એ ત્રણેનું અદ્વૈત ( અભેદ ) એ પરમ સત્ય સિદ્ધાંત હોવો જોઇએ.

(૧) પ્રશ્ન—જીવ અલ્પજ્ઞ અને બ્રહ્મ સર્વજ્ઞ એનો અભેદ શી રીતે ?

(૧) ઉત્તર—જીવ જ્યારે જ્ઞાનનિષ્ઠાવાળો થાય, ત્યારે તે પણ સર્વજ્ઞ થાય છે.* અને તેમ થયા પછી જ જીવમાં જે આનંદાંશ તિરોહિત થયો છે, તે આવિર્ભૂત થાય છે. ત્યારે એક સચ્ચિદાનંદમયતાની સરખી કોટિમાં આવી અભેદતામાં પરિણમે છે. તથાપિ જીવ અને બ્રહ્મમાં એટલો ફેર ખરો કે એક સાધને કરીને સિદ્ધ થએલો, અને બીજો સ્વતઃસિદ્ધ. મતલબકે જીવની સર્વજ્ઞતા તે અક્ષરબ્રહ્મ પર્યંતની, અને બ્રહ્મની સર્વજ્ઞતા તે તેથી પણ પર અને અનંત છે, માટે જ તેને પરબ્રહ્મ કહ્યો છે.

(૨) પ્રશ્ન—બ્રહ્મ ચેતન અને જગત્ અચેતન એનો અભેદ શી રીતે ?

(૨) ઉત્તર—બ્રહ્મ કેવલ ચેતન જ અને જગત્ કેવલ અચેતન (જડ) જ છે, એવો અભેદવાદનો સિદ્ધાંત નથી. અભેદવાદ બ્રહ્મ તેમ જ જગત્ બેઉને સચ્ચિદાનંદમય ગણે છે. જડ ( જગત્ ) માં સદંશ ( અચેતનતા ) નો વિશેષ અવિર્ભાવ હોય છે. જીવમાં ચિદંશ ( ચેતનતા ) નો વિશેષ આવિર્ભાવ હોય છે. અને બ્રહ્મમાં આનંદાંશ ( નિર્વિષયી સુખ ) નો વિશેષ આવિર્ભાવ હોય છે. આ જ ભેદ થવામાં કારણ છે. બ્રહ્મનું સૂક્ષ્મરૂપે વ્યાપવું તે અંતરાત્મા ( અંતર્યામી ) કહેવાય છે, અને બૃહદ્રૂપે વ્યાપવું તે પરમાત્મા ( પરબ્રહ્મ ) કહે-

* ज्ञाननिष्ठा तदा ज्ञेया सर्वज्ञो हि यदा भवेत् ॥ તત્ત્વદીપ ૧,૧૭.

વાય છે. જેમાં જે જે અંશનો અધિક આવિર્ભાવ હોય, તે તે વસ્તુ તદ્રૂપ કહેવાનો વ્યવહાર છે. તેથી જ જગતને લોકો જડ, જીવને ચેતન અને બ્રહ્મને આનંદરૂપ કહે છે. વૃક્ષમાં સૂક્ષ્મરૂપે ચેતનતા દૃશ્ય હોય છે, તથાપિ અચેતનતાની વિશેષતાને લીધે તે જડમાં લેખાય છે. દેહની બાલ્યાવસ્થામાં જીવમાં પણ આનંદાંશ તથા સમત્વની વિશેષતા નજરે ચઢે છે તથાપિ તેને ઘણા જણા આનંદાભાસ કે અજ્ઞાનતા કહે છે. જડમાં ચિદંશ તથા આનંદાંશ તિરોહિત ( અદૃશ્ય ) હોય છે, તે કાળેકરીને પાછો આવિર્ભૂત ( દૃશ્ય ) થાય છે ત્યારે ઉભય સચ્ચિદાનંદમય થઈ એકતા ( અભેદ ) માં પરિણમે છે.

(૩) પ્રશ્ન—જ્ઞાતા ( જીવ ) અને જ્ઞેય ( જગત્ ) નો અભેદ શી રીતે ?

(૩) ઉત્તર—જીવને એકલું જગત્ જ જ્ઞેય નથી. પણ જગત્ ઉપરાંત બ્રહ્મ ( પરમાત્મા ) તથા આત્મા ( પોતાનું સ્વરૂપ ) પણ જ્ઞેય જ છે. જગત્માં અમુક અમુક વસ્તુ એ અમુક તત્વોનું મિશ્રણ કે પરિણામ છે. તેમા અમુક અમુક ગુણ ( શક્તિ કે ધર્મ ) સ્વાભાવિક છે. તે સ્વભાવનો નિયામક અમુક એક છે. જેને વિષે અન્ય સ્થળોમાં પૃથક્ પૃથક્ દેખાતા સર્વ ગુણો ( શક્તિઓ–ધર્મો ) નિરંતર એકત્રિત અને અપાર છે. તે સર્વનો અંશી છે. અંશી તરફ અંશોનું ચલણ કે ખેચાણ હોય છે. વગેરે બાબતોનું સદ્ગુરુદ્વારા જીવને પ્રથમ શાબ્દિક કે કાલ્પનિક જ્ઞાન ( Theory ) પ્રાપ્ત થાય છે પછી તે જાતે તેને પ્રયોગ ( Practice ) મા મૂકવા માંડે ત્યારે તેને વિજ્ઞાન ( શાબ્દિક જ્ઞાનની સત્યતાનો અનુભવ ) મળે છે. એટલું જ નહિ પણ તેવા અનુભવ વડે તે પોતે પોતાની શક્તિ ( ગુણ, ધર્મ )નું પણ પરિમાણ જાણી શકે છે. તેમ છતાં પોતાની શક્તિનો પુનરુદ્ધાર ( આનંદાંશનો આવિર્ભાવ ) થવામાં આટલો અંતરાય છે. તે અમુક કાળે અમુક ક્રિયાથી અમુક રીતે ટળશે એમ પોતાની ખાત્રી કરે છે. પછી તદનુસાર વિહિત કર્મમાં મચ્યો રહેછે અને તેથી તેનું ચિત્ત પ્રસન્ન થઈ પોતે કર્મનિષ્ઠ બને છે* આમ ચિત્તશુદ્ધિ થતાં આનંદાંશ આવિર્ભૂત થાય છે. પછી તે જડને ચેતન બનાવે છે, તેમાં પોતાની એકતા કરે છે, તે ઉભય ચેતનને પરમાત્માની પ્રસન્નતા માટે ભક્તિમાં યોજે છે. આમ ત્રણેની ભક્તિનિષ્ઠા ( બ્રહ્મના આનંદ )માં એકતા ( અભેદ ) પરિણમે છે. મતલબ કે કર્મવડે પડેલો અંતરાય, કર્મથી જ દૂર કરી, ઉભય એકરૂપ થઈ અભેદમા પરિણામ પામે છે. સજાતીયપણું પ્રાપ્ત થતાં મહાન્ તરફ અલ્પ આકર્ષાય એ પદાર્થનો સત્ય સ્વભાવ અનુભવસિદ્ધ છે. આથી પણ અભેદની જ સત્યતા ફલિત થાય છે. માત્ર આકર્ષણના વેગનું જોર મહાનને આધીન હોય છે

(બ) અદ્વૈતવાદીના કર્તવ્યનો વિચારઃ—

(૧) પ્રશ્ન—પાપપુણ્ય વચ્ચે ભેદ શી રીતે ?

(૧) ઉત્તર—ઉપર કહ્યું તેમ બ્રહ્મ સ્વતઃસિદ્ધ સર્વજ્ઞ છે, અને જીવને સાધનવડે સર્વજ્ઞતાની સિદ્ધિ પ્રાપ્ત થાય છે એ જ ભેદ સહજ છે. માટે જે જે સાધનો વડે સિદ્ધ થવાય

* कर्मनिष्ठा तदा श्रेया यदा चित्तं प्रसीदति ॥ તત્વદીપ.

તે તે સાધનો તેજ સુકૃત કે પુણ્ય, અને જે જે કર્મો કે સાધનોથી કરીને અંતરાય વધે-અભેદતાની પ્રાપ્તિમાં વિલંબ લાગે-તે દુષ્કૃત કે પાપ.

(૨) પ્રશ્ન—સર્વ એક જ છે ત્યાં કર્મને શો અવકાશ?

(૨) ઉત્તર—સ્વરૂપે સર્વ એક છેઃ કેમકે એકમાંથી થયું છે, એકમાં રહ્યું છે, અને એકમાં જ પરિણામ પામનાર છે. પ્રલયસમયે સર્વે એકતા પામ્યા છતાં પરમાત્માના જ્ઞાન માત્રમાં જેમનું તેમ રહે છે તેથી પણ એક છે એમ કહેવાય છે. ફરી સૃષ્ટિના સંકલ્પની સાથે જ કાલ અને દિક્ તેની નાનારૂપતા કરે છે એ નાના (વિવિધ) રૂપતા ક્રમે ક્રમે વધતાં ફેલાવો થતો જાય છે, એને પ્રથમ બ્રહ્મનિષ્ઠ કહે છે. અને તે જ રૂપતા દ્વિતીય પરાર્ધમાં એક તરફ પરિણત થતી જાય છે. આમ નિરંતર સૃષ્ટિનો ક્રમ ચાલ્યો જાય છે, તેથી જ કર્મનો અવકાશ છે. કેમકે બધા જીવો કે યોનિ એક જ ઠેકાણે ઊભા રહેલા નથી, પણ કાલપુરુષ તરફ દોડતા રહે છે. તેથી કોઈ આગળ અને કોઈ પાછળ પડેલું હોય છે. આમ આગળ પડેલા અને પાછલ પડેલા એ બેની વચ્ચે જે તારતમ્ય અને અન્યોન્યનો ધર્મ (સ્વભાવ) તે દરેકનું કર્મ. જે જે કર્મદ્વારા ગમે ત્યાંથી ચાલનારો જલદીથી સ્વધામને પહોંચે તે ધર્મ, અને તેથી વિરુદ્ધ તે અધર્મ.

વ્યવહાર અસત્ય છે એમ પ્રાચીનોનું માનવું નથી. વ્યવહાર અને પરમાર્થ ઉભય સત્ય છે. વ્યવહારને હદ છે, પરમાર્થની હદ નથી. પ્રસ્થાનત્રય (ઉપનિષદો, બ્રહ્મસૂત્રો તથા ગીતા) નો પણ આવો જ આશય હોવો જોઇએ. પણ તે કોઈ પણ મતનો દુરાગ્રહ છોડી દઇએ ત્યારે જ દેખી શકાય. મતાભિમાની કેટલાક ટીકાકારોએ વેદાન્તના શુદ્ધ સિદ્ધાંતને મલિન કરવાથી લોકો ભ્રમમાં પડી વ્યવહાર કે જગત્‌ને મિથ્યા વદે છે, તથા શુક્તિરજત, રજ્જુસર્પ કે જાગ્રત-સ્વપ્નનાં દૃષ્ટાંતોના દુંદુભિ વગાડ્યા કરે છે. પણ તેઓ જ જો દુરાગ્રહ તજી નિખાલસપણે વિચાર કરે તો સાફ સમજાય તેમ છે કે, છીપમાં છીપત્વ અને રજ્જુમાં રજ્જુત્વ એ તો સત્ય જ છે. ભ્રાન્તિનું કારણ મનોવિકાર છે, અધિષ્ઠાન નથી. વળી જેણે રૂપું કે સર્પ કોઈ કાળે જોયાં કે સાંભળ્યાં ન હોય તેને એવી ભ્રાંતિ કે સ્વપ્ન થવાનો સંભવ જ નથી. અદૃષ્ટ કે અશ્રુતની ભાવના કે સ્વપ્ન કદી પણ થતાં જ નથી. વળી કરોડો ગ્રંથોના સારરૂપે નીચલો શ્લોકાર્ધ.—

ब्रह्म सत्यं जगन्मिथ्या जीवो ब्रह्मैव केवलम् ॥

એ શ્રીમાન્ શંકરાચાર્યજીને નામે હાલના વેદાંતીઓ લોકોની આગળ મૂકે છે. એ વચન શ્રીશંકરાચાર્યજીનું નથી એમ કેટલાકનું માનવું છે એટલું જ નહિ, પણ "સુદર્શન"ના આદ્યદ્રષ્ટા પ્રેમાચાર્ય ભાઈ મણીલાલ સાથે એકવાર વાર્તાલાપ થતાં, તેમણે પણ તે વિષે સંશય દર્શાવ્યો હતો. ઝાડને નામે ફળ વેચનારા, પોતાની કલ્પનાને જ મહાત્માઓના સિદ્ધાંતરૂપે ફેલાવે છે તેથી લોકોએ પરીક્ષક થવાની જરૂર છે. આત્માનુભવી પ્રસિદ્ધ નૃસિંહમહેતાનું પણ અદ્વૈતસંબંધમાં આવું જ કથન છેઃ—

" વેદ તો એમ વદે સત્ર સ્મૃતિ સાખ દે,
કનક કુંડલ વિષે ભેદ નો'યે;
ઘાટ ઘડીઆ પછી રૂપ જુજવાં, નામ
અંતે તો હેમનું હેમ હો ."

સારાંશ કે વ્યવહારમાં નામરૂપની હદ છે, પરમાર્થમાં અવિકૃત પરિણામી પરમાત્મા અનવદ્દ છે. માટે બહુ તો વ્યવહારમાં નામરૂપ એને અસત્ કહીએ તો, કદાચિત્ ચાલે, પણ અસ્તિ, ભાતિ, પ્રિય બધાને અસત્ કહેવું બુદ્ધિગમ્ય દેખાતું નથી.

(૩) પ્રશ્ન—પોતે આનંદમાં રહેવું એ અદ્વૈતનીતિનું કર્તવ્ય સ્વાર્થી નથી ?

(૩) ઉત્તર—આનંદરૂપ જગત્ એ કંઈ સ્વાર્થી નીતિ નથી, પણ સ્વભાવ છે. જે પુરુષો પરાકાષ્ઠાએ પહોંચે, તેનો તેવો સ્વભાવ જ થઈ જાય છે. તેથી જ તેઓ સ્વસ્થ અથવા સ્વરૂપસ્થ કહેવાય છે. અને પરમાત્મા પોતે પણ જગતના ઉદ્ધારણ અર્થે તેમ જ રહી, દિવ્ય કર્મો કર્યા જાય છે. તદ્વત સિદ્ધ પુરુષો પણ યથાશક્તિ યથામતિ તેવા જ ઉદ્યમમાં ઘૂમ્યા રહે છે. શ્રી ભાગવત પ્રથમ સ્કંધમાં કહ્યું છે કેઃ—

आत्मारामाश्च मुनयः निर्ग्रन्था अप्युरुक्रमे ।
कुर्वन्त्यहेतुकीं भक्तिमित्थंभूतगुणो हरिः ॥

(૪) પ્રશ્ન—વાસનારહિત થવું એ અદ્વૈતનીતિનું કર્તવ્ય જીવનમુક્તિનું સ્વરૂપ ગણાય છે.

(૪) ઉત્તર—એ વાત સત્ય છે. વાસનામાં સ્વાર્થ રહે છે. જેટલો સ્વાર્થ તેટલો જ મુક્તિમાં અંતરાય. માટે નિષ્કામ કર્મો કરી, નૈષ્કર્મ્યની પ્રાપ્તિ કરવી એ મુક્તિમાં મુખ્ય જ મનાય છે. સ્વાભાવિકી વાસના દૂર કરવા માટે જ અભ્યાસ અને વૈરાગ્યની આવશ્યકતા સ્પષ્ટ છે, અને તેના યથાર્થ જ્ઞાન અર્થે સાત્વિકવૃત્તિસહ ભક્તિનું અવલંબ એ અધિકારી થવા માટે શાસ્ત્ર વારંવાર બોધે છે.

"વિદ્યાલક્ષ્મી" પાઠશાળા,
મુંબાઈ તા. ૧૦-૭-૧૯૦૦.

લી. એક
અભેદઅભ્યાસી.

* *

* અમે આગળ કહ્યું છે તેમ રા. 'અભેદ-જિજ્ઞાસુ' ની પ્રકૃત વિષયમાં ખરી જિજ્ઞાસા છે. કોઈ પણ વાદીની સાથે ખોટા વાદમાં ન ઉતરતાં, અભેદવાદનું સમર્થન કેટલી રીતે થઇ શકે છે, અને એ વિરુદ્ધ કેવી કેવી દલીલો ઉપસ્થિત થાય છે એ સર્વ ધ્યાનમાં લેવ તથા સંબન્ધી વખતોવખત થતા પોતાના વિચાર વાચક આગળ મુકવાની એમની

Reg. No. B 96
१ शे

# સુદર્શન.

તન્ત્રી.
પ્રોફેસર આનંદશંકર
બાપુભાઈ ધ્રુવ. એમ. એ.
એલએલ. બી.

( ધર્મ-ગૃહ-સાહિત્ય-ઇતિહાસાદિ વિદ્યા અને છ સંબંધી વિચાર. )

( આદ્ય દ્રષ્ટા—' એક અભેદમાર્ગપ્રવાસી ' બ્રહ્મનિષ્ઠ મણિલાલ નભુભાઈ ).

---

" सत्यं परं धीमहि "—भागवतम्

---

પુસ્તક ૧૫. અંક ૧૨. ] ( માસિક. ) [ સપ્ટેંબર ૧૯૦૦.

---

## આત્મબોધ.

( મળેલુ. )

ગઈ ઋતુ વસંત પ્રાવૃષ વળી જશે પરવરી,
કિશોર વય ગઈ વહી, ભર જુવાની ચાલી પળી;
— દીસે નહિ દીમે ત્હને પરમ એક કર્તવ્ય કે ? —
સમર સ્વામ, ધરની હામ, સફર લાંબી છે મસ્તકે.

નડે પ્રકૃતિ પ્રીત આશ ગત કાલ કેરી ઘડી,
જડો જુની ઉખેડનાં ખટકી જાય ઉલટી ઉડી;
— દીસે નહિ શું દૂરનું સુભગ શાંત કર્તવ્ય કે ? —
સમર સ્વામ, વમળ વામ, સફર લાંબી છે મસ્તકે.

કરે

નડે પશુપણું, નડે સપરિવાર પાપો જુનાં,
— રહ્યાં ઘર કરી, હસે ફુટ કરી, વળી ડંખતાં;
નવીન બલ દે નહીં વિમલ સાધુ કર્તવ્ય કે ? —
એ શ્રીમાન્ શંકરસ્વામ, સજ્જની આમ, સફર લાંબી છે મસ્તકે.

વચન શ્રીશંકરાચાર્યક
શંન " મા આપદ્દષ્ટા; વિતથ કલ્પના, ભમતી ચક્ર ખાતી મતિ,
પણ તે વિષે સંશ ધૈર્યે, ચલ ભાવના, ઉડુંઉડુ 'જ શ્રદ્ધા થતી;
ત્માઓના સિદ્ધાંત—હું નવ દીઠું ખરે સતતજ્યોતિ કર્તવ્ય કે ? —
પ્રસિદ્ધ નૃસિંહમહેર સમર સમર સ્વામ, સફર લાંબી છે મસ્તકે.

---

સેહેની.

# આદર્શમાં ચકવો !

( મળેલુ )

## શિખરિણી.

અકળે ? આદર્શે ચકિત ચિત કાં ચક્ષુ ચકવા !
પ્રસારે છે પાંખો ફરફર કરીને ફરી જવા,
કઈ ક્રોધે રાતા નયન કરી તુંડે ખરખડે,
પરંતુ શત્રુના વિજયવચમાં કાંય જ નડે !

ન થાકે ના નાશે સદૃશ અરિ એ સન્મુખ દિસે,
ઉડંતા એ ઊડે કરી મદ મદે ને ઘિસ ઘિસે,
ન એથી તું કે એ તુજથી ભય પામી દૂર ખસે,
અરે ! જો તું મારે અરિ તન તદર્થે અભિધસે !

ગયો આટ્યો હાવો દિવસ સઘળો હદ સુધમા,
થઈ સંધ્યા પક્ષિન્ ! શ્રમ તવ થયો છે નિરુધમા,
ફળો સ્વાદુ કેરી નિષ્ફળ ભ્રમમાં, વિસ્મૃતિ કરી,
વિનાસે ઉલ્લાસે સુહૃદજનના પ્રીતિ ન ધરી

ઉમંગે ના સંગે યુવતિજનના તું ઘડી રમ્યો !
વૃથા શત્રુ જાણી સમર કરતા દેહ જ દમ્યો;
તથાપિ ના ત્હારૂં અભિલષિત કામે કશું થયું !
સુવિજ્ઞાનાભાવે, જડ ! જડ થકી બાધતુ રહ્યું !

પરંતુ પંખીડા ક્ષણ નિરખ તું ચિંતન કરી,
નથી ! સો તો બહુ હિતકર કશું કે નિજ અરે,
તું ચક્ષુ પે ચક્ષુ નયન નયને આકૃતિ-ગુણે,
જડાત્મન્ ! પ્રેક્ષીને પ્રતિરવ રવોચ્ચારથી ગુણે !

તદા તું તું તું છે ! અપર નથી એ પ્રલયવતી,
મતિ ત્હારી થાશે સમજિત ખરી કાચનિકૃતિ,
અરે ! ટાંચે સાચે નિજ સ્વરૂપનું બિંબ પડિયું,
ત્યાહારે ત્હારે હૃદય ભય શત્રુત્વ જડિયું !

કરે ચેષ્ટા ત્હારી ચકિત કરનારી જડ ! તને,
વૃથા ખેદે ઉદ્દે બળ તું કરીને આરસી અને,
પરાઘાતે ત્હારા, ક્વચિત પણ એ ભિન્ન ન થશે,
વિનાશે ત્હારા એ, પણ કદિ વિનાશી ચક્ષ જશે !

ન તે સાર ચારુ ગણીશ લડવું વ્યર્થ મદથી,
લડીને શું લેવું?! અપર નિજના એ સ્વરૂપથી;
અનેકાદર્શે તુ, સ્વરૂપ નિજના' જોઈશ બહુ,
રહે ઓતપ્રોતે પણ તું જ અને એ પણ સહુ. ૮

ઇંદ્રજિત્ જ્યેષ્ઠારામ. (કોડીનાર)

---

## પ્રેમોદ્ગાર.

(મળેલું)

*વસંતતિલકા.*

દૃષ્ટિ મળી યુગલ પ્રેમીની સ્હામસ્હામે,
આનંદ હું શુ વરણું અતિ શાંતકાળે;
સાય સમે અદિતિ ધામ જતા જ સૂર્યે,
ધિક્કારપાત્ર ગણી વસ્તુ સહુ સમસ્તે ૧

તે સુત કેશવ દિવાકરને જ જાણ્યો,
ના (નહિ) તો ગતિ ન મુજ આવી હતે પ્રમાણો;
શું જાણુ દૈવ મુજને પણ ક્યાઈ દગોને,
આવી રીતે પ્રિય વિયોગ કરાવશે એ. ૨

સ્વાભાવિક ઉપજતી પ્રીતિની નિશાની,
જોતાં જ સ્હેલ પણ તે કરતા અકારી,
શું આવી રીતિ મમ પ્રેમ તણી હશે હા (?)!
નક્કી પ્રિયે મળીશું પ્રેમથી કઈ સમામાં. ૩

વૃક્ષો અને સરસ વેલડીની ગુહામાં,
પુષ્પે સુગંધિત કરેલી શિલા મહીમાં,
જોતાં સરસ્ મત્સરહિત જલે ભરેલ,
ઉત્સાહ પ્રેમ તણી ઊર્મિની લાગણીનું. ૪

તે ઊર્મિ નષ્ટ થઇ હા ગઇ એ અરે તે,
વિયોગ હા ભવિષનો કરણે પડચો તે;
ગાત્રો શિથિલ વદને પણ તેવુ લાગ્યું,
આનંદ સુખ સહુ તે મહીં ડુબ્યું ડુબ્યું * (અપૂર્ણ) ૫

---

* પ્રેમી જોડું સરોવર અગાડી છે એમ સંજ્ઞા છે.

## વર્ષાન્તઋતુ.

( મળેલું. )

( 'અરે નાદાન મન ભુલ્ ભુલ્' એ રાહની ગઝલ. )

અહો જૂવે [1]પ્રિયા, સારી બહુ અશ્રુ, ઉંચી દષ્ટ,
કયે પંથેથી આ આવે, ગયો છે જે બની પાંથ. ૧
થયાં એ વર્ષ સુખ દીઠે, તથાપિ ના ફર્યો પાછા;
ટકાવ્યા પ્રાણને આશે, બહુ લબાવીને દોર. ૨
ખરે આવ્યો હવે છેડો, થયું પીંડું પૂરું આ તો;
ન સૂઝે કાંઇ શું કરવુ કરી ઘેલી નિરાશાએ. ૩
વિયોગીને યદિ બાળે શશીની ચંદ્રિકા શીત,
કહો હા કેમ રેવાય વહ્નિ આકાશની માંય. ૪
તપી [2]ભ્રાનુ કરે વર્ષા બહુ, અગારની ક્રૂર;
બળ્યાને સર્વ કો બાળે અરે ધિક્ ધિક્ સંસાર. ૫
લતા કુંજે નથી પુષ્પો, દયાળુ ક્યાં ઊગે કુંજે !
સરિતા સર્વ સૂકાઇ, સરેના અશ્રુનું બિંદ.[3] ૬
કયદીં આ કાયલો થયલી, કરૂં હુ શાંત કાયાને;
સ્વભાવે કાળ છે નિર્દય, નહીં તો તે જૂવે શાને. ૭
યુવાની કાં પીડે મુજને હતું શું કામ ત્યાં તારૂં ?
ન લાવી કાંત મારાને દૂરેથી લાલચે નાંખી. ૮
સખી દુશ્મન થઇ ક્રૂર રીબાવી દેહલી મારી;
સહુ દહે છે ખીલાવે એ કર્યા અગો સૂકાં તેણે. ૯
બહુ ગ્લાનિ શરીરે આ વળી શી પાંડુતા વ્યાપી !
પછી મેં મોકલી મોઠી લહેરી[4] પશ્ચિમે શિતલ. ૧૦
દૂતિ એ સાથ મેં કહાવી હૃદયના દુઃખની વાત;
ગઇ તે રૂપ વિકાળ ધરી પાછી ફરી આવી. ૧૧

---

૧ વર્ષાઋતુને મેઘરાજની સ્રી કલ્પી છે.

૨ પ્રાણિમાત્રને તાપથી થતાં કષ્ટ અને તે પણ મેઘના દર્શન ન થવાથી કેટલાં વધારે એ લાગે છે એવી સર્વ પ્રાણિની દશા.

૩ જળ વિના મરવાનો ભય.

૪ સમીરની લ્હેરીરૂપી દૂતિકાને પોતાના પ્રિય મેઘરાજને ખોળવા મોકલે છે. મેઘરાજ એને પોતાની સ્રી જાણી મોહમાં પડે છે એથી અતિશય દરખાની નીચ દૂતી તેને સોંપેલું કામ નહીં કરતાં પોતાનો મેઘરાજપર મેળવેલો જય કહેવાને દોડી આવે છે. એથી ફૂલઈ ગયલી અહંકારથી બહુ સુસવાટા કરે છે.
વાયુના વધવાનું આવું કારણ કલ્પ્યું છે.

ન ગાંઠે ને મને લેખે ફૂલી તે જોરથી ફૂંકે;
ફીટી દાસી બની જાણે મહારાણી જ તત્કાલ. ૧૨
પૂછું ત્યારે બહુ કોપી ભરે તે વકત્ર આ ધૂળે,
ભરાયું ભૂત ક્યાંથી આ મને સમઝાય ના હાવે. ૧૩
કહી દાસી યદિ બોલું કહે તે દાસી મા તારી;
વળી બોલી હઉં ફેંકી ખૂણે ભૂભાગને છટ્ટે. ૧૪
પછી હું ભોગવું ભોગો નથી તે તો હવે તારો;
અરે હે દુષ્ટ દૂતિ તેં રચ્યો આ ખેલ હા કેવો. ૧૫
ભમાવ્યો તેં શું હલ્કાને ચગાવ્યો ચક્રે તારે;
શું આવ્યો તે પૂઠે તારી [*]અધમ ખેંચાઇને પાસે ? ૧૬
પડ્યો શુ પ્રેમના પાશે ? સ્મરી તેણે મને ના કે ?
લઈ જઇને મૂક્યો શું તેં દૂરે સંતાડીને કેયે ? ૧૭
ભમાવે ના હજુ તેને ? ધીરો સ્થિર ના થયો છે કે ?
હજુ શું તે રહ્યો હલ્કો ? રહ્યો ફીકો ? હદે નીરસ ? ૧૮
બતાવી દે ક્યહાં મારો વસેછે શ્યામ તે તુ જ;
નહીં તો બાળુ છું શાપે નસાશે ના ક્યહીં હાવે ૧૯
શું જાણે ક્ષુદ્ર જંતુઓ સતીની શક્તિ અદ્ભુત;
ધ્રુજી ગાત્રે બહુ થર્ થર્ નમી ઉભી શુણી સ્તબ્ધ. ૨૦
અરે દેવી ગઇ પાસે તહ્ન તે મોહમાં ડૂબ્યો;
તથાપિ નેત્રનાં પાણી મ્હડે મોભે કદી ના જઈ. ૨૧
ઝુરે છે એકલો તે, ને યથા વારિ વિના મીન;
તમે ત્યાં પૃથ્વીપર ઝૂરો વિરહનું દુઃખ ના સહ્ય. ૨૨
મને દેવેશ પ્રેરે તો મુકુ આણી ક્ષણે તેને;
પૂજી, એ દેવને તોષો, કરાવે ઇષ્ટ સયોગ ૨૩

**પુરુષ.**

---

## અભેદવાદ વિચાર.

૨.

( મળેલુ )

સુજ્ઞ માનવતા મહાશય રા રા અભેદજિજ્ઞાસુઃ—

નમ્રતા સાથ વિનંતિ કે સુદર્શન-પત્ર માસ જુલાઇનામાં જે પ્રશ્નો આપે દર્શાવેલા છે, તેનો યથાર્થ નિર્ણય પૂર્ણ જ્ઞાન વિના નિવેદન કરવો એ અજ્ઞાનપણું છે. પરંતુ અભેદમાર્ગ-વાસી બ્રહ્મનિષ્ઠ મણિલાલભાઇએ જે જે પુસ્તકો પ્રગટ કરી મારા જેવા અલ્પ જીવને ઉત્તમ

---

[*] હલ્કો, અધમ વિ. વિશેષણોનો વ્યંગ્યાર્થ. ॥ वापीं स्नातुमितोगतासि न पुनस्तस्या धमस्यांतिकम् ॥ એ જેણે વાંચ્યું હશે તેને સુવિદિત જ હશે.

આવું સુપરિચિત ને ગ્રામ્ય વાક્ય મુકવાનું કારણ એટલું જ છે કે વર્ષાદ વગરના દિવસોમાં એ કંઈક અજબ જ અસર મનપર કરે છે. અર્થ એટલો જ છે કે મેઘ તમારા પ્રેમમાંથી ખસ્યો નથી.

લાભ આપેલો છે, તેથી સમયપર એ અત્રે નિવેદન કરવો એ મારી ફરજ છે. પૂર્વે કાલમાં જ્ઞાન પ્રાપ્ત કરવા માટે રાજા ઋષિઓ પ્રેમથી સત્કારયુક્ત ગોઠવણુ નિરંતર રાખતા, ને તેથી કરી વ્યવહારમાં પણ હાલના સમય જેવી દુર્દશા થયેલી નહોતી.

મારૂં જ્ઞાન ગુજરાતી ભાષાનું પણ અપૂર્ણ છે, તેમ ઈંગ્લિશનું તો બહુ જ થોડું છે; સંસ્કૃત તો છે જ નહિ. પરંતુ પૂર્વે કાલમાં અત્યુત્તમ વ્યવહાર હોવાથી સર્વત્ર આનંદ પ્રવર્તતો એમ પૂર્વજોનું કહેવું હોવાથી પુસ્તકોદ્વારા તે કાલનું જ્ઞાન પ્રાપ્ત કરવા યથાસમય યથાશક્તિ અભ્યાસ કરવાનું જારી રાખેલ છે. આટલી પ્રસ્તાવના કરીને, આપના પ્રશ્નોના યથામતિ ઉત્તર આપવા યત્ન કરૂં છું. અને પ્રથમ કેટલાક પારિભાષિક શબ્દોના અર્થો દર્શાવું છું,—જેથી મારૂં તાત્પર્ય સમજવામા ભ્રમ થવાનો ઓછો સંભવ રહેશે

## પારિભાષિક શબ્દોના અર્થો.

**અદ્વૈત**—એ કરતાં અધિક અને સર્વ-મયતા, જ્ઞાન પ્રેમનો નિસ્સીમ ભાવ.

**જીવ**—સત્તા સ્ફૂર્તિ ને જ્ઞાન-ગુણમય આધ્યાત્મિક સ્વરૂપ.

**બ્રહ્મ**—જ્ઞાનવિષયમાત્ર, ભાવાભાવનુ રૂપમાત્ર, સર્વ પદાર્થની ઉત્પત્તિ સ્થિતિ ને વિલયનું પ્રેમિક બોધરૂપ તેજોમય જ્યોતિ સ્વરૂપ—અક્ષર-સત્ ચિત્ નિસીમઆનંદરૂપ.

**જગત્**—અપરા વિદ્યાની, માયિકત્રિગુણમય ઉપાધિરૂપ પ્રાપંચિક મનોરાજ્યની, ચિત્રશાલા.

**જ્ઞાતા**—તત્ત્વના ગુણની સત્તા સ્ફૂર્તિ ને જ્ઞાન અનુભવનાર અંશ.

**જ્ઞેય**—પંચતત્ત્વ.

**જ્ઞાન**—અજ્ઞાન-અવિદ્યા—નુ "જ્ઞાન", સાતમી ભૂમિકા પર્યંત પમાય, અનુભવાય તે.

**ચેતન**—થવું-હોવું-વધવુ-પાકવુ-ઘટવું ને લય પામવો એ ૭ વિકાર જેનાવડે અનુભવાય છે તે.

**અચેતન**—ચેતનમા ગુણનો વિકાર થવાનું સ્વરૂપ

**વ્યવહાર**—કલ્પના-વૃત્તિ-મન-ચિત્ત-બુદ્ધિ-વિચાર-તર્ક-અંતઃકરણ ને જ્ઞાન-જેવડે આંતર તેમ જ બાહ્ય ઇંદ્રિયો જ્ઞાન પામવા પ્રવર્તે છે-તેનો વિહાર.

**પરમાર્થ**—સાત્વિક-રાજસી-તામસી પ્રકૃતિના ગુણરહિત કેવલ નિઃસ્વાર્થ પરાવિદ્યાનો દૈવી અંશવડે થતો ધર્મમય અર્થ

**સત્ય**—ત્રણ કાલમાં અવિકૃત

**અસત્ય**—વિકૃતિ અને રૂપાન્તર પામનાર.

**પાપ**—અનાત્મભાવવાળી પ્રવૃત્તિ

**પુણ્ય**—આત્મભાવવાળી નિવૃત્તિમય પ્રવૃત્તિ.

**કર્મ**—મન-વાણી-કાયા આદિવડે જે કંઈ અપાય, કરાય આદિ ક્રિયામાત્ર.

**ઐક્ય**—મન-વાણી-કાયાનો પ્રેમમય તન્મયતા પામેલો સબંધ. (ઇંદ્રિયોના વર્તનથી માની લીધેલો ક્ષણિક વિષયી પ્રેમ નહિ.)

**આનંદ**—વિષયાનંદ-વિદ્યાનંદ-બ્રહ્માનંદ કરતાં વિલક્ષણ, પરા વિદ્યાની પાર, અવાચ્ય-અમાનુષીય અખંડ સુખરૂપ સ્થિતિનો અનુભવ. "નિસીમ સુખરૂપ આનંદ."

**નીતિ**—અનંત વ્યક્તિની પ્રકૃતિના સ્વભાવની વિકૃતિને સજાતીયરૂપ આચાર-વિચારનું નિર્દુષ્ટ બોધયુક્ત વર્ણન (સ્વાર્થરહિત દ્વૈતભાવના લય પામેલી).

**સ્વાર્થ**—પોતાનો વિગથી ક્ષણિક અર્થ સાધવો તે.

**વાસના**—પ્રેમ-પ્રતિષ્ઠા-મોટાઈ-અને પૈસો (ઇહલોકના ક્ષણિક પદાર્થોનો વૈભવ) તથા સ્વર્ગીય અલૌકિક અમાનુષીય સુખની તૃષ્ણાની ભાવના.

**જીવન્મુક્તિ**—અનાસક્તિ-ફલના સંબંધ-રહિત બ્રહ્માર્પણ ભાવનાવાળી ધર્મમય ભાવનાવાળું જીવન. (પ્રાણ હોવા છતાં પ્રાણરહિત જીવન.)

**સ્વભાવ**—પ્રકૃતિવડે પંચ કોશના ત્રણે દેહમાં (કારણ, સૂક્ષ્મ, સ્થૂલમાં) જે ભાવ રહેલો છે તે.

**અભેદ**—તન્મયતા-સર્વમયતા-પ્રેમ ને જ્ઞાનની નિઃસીમ અખંડ સુખરૂપ સ્થિતિ; ચાર વાણી-વડે પ્રાપ્ત કરેલું અવાચ્ય પદ

## अ.

## તત્ત્વવિચાર-પ્રશ્નોત્તર.

### (૧) જીવબ્રહ્મની અદ્વૈતતા.

દરેક આકૃતિના રૂપ ગુણ આદિ તમામ વિભાગોને જુદા પાડી, એમનું જ્ઞાનબલે પૃથક્કરણ કરી, તેની જીવભાવે ક્ષણિકતા સિદ્ધ થતાં શેષ રહે તે અદ્વૈત બ્રહ્મ; ને તેમાં ભ્રાન્તિજ્ઞાન પેદા થતાં જે જીવભાવી દ્વૈતતા છે, તે વચ્ચે, વિહાર (વિકાર)ના અન્યોન્ય સબંધે, અદ્વૈતતા રહેલી છે, ને તે જ સર્વત્ર છે એમ અનુભવ દૃઢ થતાં, સર્વ દ્વૈતતા એ એક બ્રહ્મરૂપ અદ્વૈતતાજ છે.

અંકને અંકોવડે થતી પૂર્ણરૂપ સંખ્યાની સંજ્ઞાનું નામ તે બ્રહ્મ. ને એ સંખ્યામાં જે જે અંકો સમાયેલા છે તે જીવ. અર્થાત્, બ્રહ્મ તે જ જીવ ને જીવ તેજ બ્રહ્મ. બ્રહ્મના અંશો તે જીવ. એ અંશોમાં બ્રહ્મભાવ આવરણ પામવાથી વિક્ષેપને લીધે અલ્પજ્ઞતા આવે છે; પરંતુ જ્યારે સ્વલ્પ જ્ઞાન પણ ઉદય પામે છે, ત્યારે તેના વિસ્તારનું રૂપ પૂર્ણ થતાં, સર્વજ્ઞતા આવે છે.—જીવબ્રહ્મનું અદ્વૈત અનુભવાય છે.

### (૨) ચેતન અચેતનની અદ્વૈતતા.

અચેતન એ ચેતનની ઉપાધિ કે વિકૃતિ છે, કેમકે, ચેતનવડે જ જ્ઞાન થાય છે. (અચેતનનું) જ્ઞાન (ચેતન) જે સર્વત્ર દ્વૈતરૂપે દેખાય છે તે કેવળ લીલા છે, ને એ "બહુ થાઉં"ના ભાવની સ્વપ્નસ્થિતિ છે. એટલે જ્યારે જ્ઞાન જાગૃતિને પામે છે, ત્યારે સ્વપ્નભાવ (જગત્-ભાવ) વિસ્મરણ પામી ચેતનમય બ્રહ્મભાવ જ અનુભવાય છે. ને એ ક્રમાનુસાર સર્વત્ર પોતાનું જ્ઞાન, અચેતનભાવને પામેલું છે, તે જેમ જેમ જાગૃતિ પામે તેમ તેમ તેટલો જગતભાવી દ્વૈતભાવ નાશ પામે, ને અદ્વૈતતા સિદ્ધ થાય ને પછી છેવટે સર્વ ચેતન જ સ્ફૂર્યા કરે ત્યારે જગત્ તેજ બ્રહ્મ ને બ્રહ્મ તે જ જગત્ એમ અનુભવાય.

### (૩) જ્ઞાતા ને જ્ઞેય-દ્રષ્ટા ને દૃશ્ય—ની અદ્વૈતતા.

જીવમાં જ્યારે જ્ઞાન ઉદય પામે ત્યારે જ્ઞાતૃત્વ આવે છે. જ્ઞેય અને જ્ઞાતા એ જ્ઞાનના જ અંશ છે, એટલે જ્ઞાનનું જ્યારે અજ્ઞાન થઈ, જ્ઞેયરૂપ જ જગતવિહાર ઉદ્ભવે છે, ત્યારે જ્ઞાન તેમાં અલક્ષ્ય રહે છે. પરંતુ તેથી કરી દ્વૈતભેદ જે જણાય છે તે વૃથા છે કેમકે તમામ લક્ષ્યમાં લક્ષ્યતા પણ અલક્ષ્યની હોવાથી સર્વત્ર અલક્ષ્યરૂપ જ્ઞાનજ છે, એટલે ત્રણેમાં રહેલા અંતર્ભાવનું જ્યારે જ્ઞાન થાય, ત્યારે સર્વત્ર પોતે છે એમ અનુભવે છે. અર્થાત્ જ્ઞાતાનું જ જગત્